## સ્ત્રીઓ માટે ખાસ ભગિની સમાજ પત્રિકામાળા.

નીચે પ્રમાણે પત્રિમ બહાર પડશે

ચરિત્ર પત્રિકા— લેખક —

* ન ૧ મ ગો કૃ ગોખલેનો જીવન સંદેશ. શ્રી. મોહનલાલ ક ગાંધી
* ન. ૨ ડૉ ડી કે કર્વેનુ ચરિત્ર સૌ વિદ્યાગૌરી રમણભાઇ
  ન ૩ સેવાભગિની નિવેદીતાનુ ચરિત્ર ગ દેવ, બી એ

શિક્ષણ સાહિત્ય પત્રિકા—

* ન ૧ સ્ત્રી શિક્ષણ સૌ શારદાગૌરી સુમન્ત મહેતા, બી એ
  ન ૨ ગૃહ શૃંગાર
  ન. ૩ સ્ત્રીઓ માટે ઘરગથ્થુ ઉદ્યમો ર૦ પિ મ રાઠી, બી એ

સેવા સાહિત્ય પત્રિકા (સેવાના સન્માર્ગ દર્શક)

  ન ૧ થી ૮ સ્ત્રીઓ માટે સેવાનુ ક્ષેત્ર રા બ્રોજિન્દ્રરાવ ર ટીવેદિયા, બી

સામાજિક પત્રિકા—

  ન ૧ સ્ત્રીઓની પદવી—સ્ત્રીઓનુ મહત્ત્વ રા ડાયાભાઇ સં ત્રિવે

આરોગ્ય પત્રિકા—

* ન ૧ થી ૬ બાળ ઉછેર (બાળ રક્ષણ) મિસિસ જી કે ઉપાધ્યાય
  ન ૭ થી ૧૨ , (બાળ શિક્ષણ)

---

ભગિની સમાજ પત્રિકામાળાનુ વાર્ષિક લવાજમ (પોસ્ટજ સાથે) રૂ ૨) એ
શ્રી સંસ્થાઓ, વાચમેરીઓ, કન્યાશાળાઓ તથા સનદ માટે દરેક પત્રિકાની સામટી (૨૫ થી વધારે) મગાવનારને વાર્ષિક રૂ ૧) એક પ્રમાણે
છૂટક—દરેક પત્રિકા દીઠ આનો એક

**તરતજ લખો, નામ નોંધાવો.—**

ગિરગામ, વ્યવસ્થાપક,
મુબઈ ભગિની સમાજ પત્રિકામાળા

* આવી નિશાનીવાળી પત્રિકાઓ છપ ઇ બહાર પડી ચુકી છે

---

# વેપાર અને ઉદ્યોગ.

હાલના જમાનામા વેપાર અને ઉદ્યોગ એજ ઉદ્ધારના મુખ્ય સાધનો છે જો તમારે એ બાબત જાણવુ હોય તો લ્યો

**દેશી વેપારી ચેમ્બરનુ માસિક.**

કે જેની અંદર દરેક જાતની ઉપયોગી વેપારી બાતમી તથા જુદા જુદા દેશના કૉન્સલ તરફથી તથ નામદાર સરકાર તરફથી મળતી ખબરો આપવામા આવે છે તથા વેપારી વિષયો અને આંકડાથી ભરપુર છે

એકલુજ ગુજરાતી વેપારી માસિક

જાહેરખબર માટે સર્વોત્તમ સાધન

વાર્ષિક લવાજમ ફક્ત રૂ૦ ૩—૦—૦, નમુનાના અંકની કિ. રૂ૦ ૦—૫—૦ બહારગામ માટે પોસ્ટેજ સાથે. રૂ૦ ૩-૬-૦

લખો:— ધી સેક્રેટરી,
ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર ઍન્ડ બ્યુરો.
૭૭—૭૯ એપોલો સ્ટ્રીટ, કોટ—મુંબાઈ

દરેક જીલ્લામાં કોલેજ હોવી જોઇએ તો જ જ્ઞાન વધશે ધંધાદારીના શિક્ષણુની કોલેજો પણ થવી જોઇએ. સર્વથી ઇપ્સિત વસ્તુ તો આન્ધ્ર વિશ્વવિદ્યાલય છે

જનસમૂહ સાથે વિના અંતરાયે વિચારવિનિમય કરવા અને એમની સાથે સહાનુભૂતિમા રહેવા, જેમણે ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત કર્યું છે તેઓ પોતાની માતૃભાષામા સરળતાથી વ્યવહાર ચલાવવા શકિતમાન હોવા જોઇએ જનસમૂહનું શિક્ષણ એમની માતૃભાષા દ્વારા આપવામાં આવે તો જલ્દી તે વધશે લોકભાષાઓનો વિકાસ શિક્ષણના પ્રસાર માટે ખાસ આવશ્યક છે. આન્ધ્રસાહિત્યપરિષદ્‌, વિજ્ઞાનચંદ્રિકામંડળી આન્ધ્રભાષાભિવર્દ્ધિની, આન્ધ્રપ્રચારિણી, આન્ધ્રભાષારંજની વગેરે મંડળો અને આન્ધ્રપત્રિકા જેવા પત્રો તેલુગુની ખીલવણી માટે પ્રશંસાપાત્ર કામ કરે છે.

જનસમૂહની કેળવણીના સંબંધમા ધ્યાનમા રાખવાના કેટલાક મુદ્દાઓ એમણે પછી રજૂ કર્યા હતા. પછી અલાહિદા આન્ધ્ર પ્રાન્તનો પ્રશ્ન અને સરકારી નોકરીઓમાં આન્ધ્રોને વધારે સ્થાન આપવાના પ્રશ્ન એમણે છેડયા હતા. સહકારિત્વ વિશે પણ ઉલ્લેખ કર્યો હતો. આ લેખની પૂર્વે છપાયેલા લેખોમાં જે હકીકત છે તેથી વિશેષ જાણવા યોગ્ય આ ભાષણમાં ન હોવાથી પુનરૂકિત નથી કરી.

આન્ધ્ર ચળવળે મહાન રાજદ્વારી રૂપ ધારણ ન કરવું પણ સામાજિક બળ રૂપે પણ પ્રવર્તવું. જમાનાને અનુકૂળ આપણા સમાજને બનાવો.

૭

આન્ધ્ર પરિષદ્‌નો ટુંકો હેવાલ વાંચવાથી રાષ્ટ્રીય જીવનના ઉન્મેષનો ખ્યાલ આવી શકયો હશે. આ પરિષદ્‌ ઉપરાંત પુસ્તકસંગ્રહો (Libraries) નું સમેલન મળે છે, તેમ તેલુગુ જીલ્લાઓમાં જીલ્લાની રાજ્યદ્વારી સમેલનો અવારનવાર ભિન્ન ભિન્ન સ્થળે મળે છે. મ્હોટા મ્હોટા શહેરોમાં આન્ધ્ર જીવનની સાહિત્યગત અથવા બીજી કોઇ પ્રવૃત્તિને લગતી સંસ્થા હોય છે તેમના વાર્ષિક સમારંભો થાય છે. આ સર્વ પ્રસંગે પ્રજાના જૂદા જૂદા થરોમાં ચેતન જગાડવાનો પ્રયત્ન કરવામા આવે છે ભરતી આવે તે ખીણુમાંથી જ નહીં પણ ગિરિની ગુફાઓમાં અને ચીરોમાં પ્રવેશ કરે તોજ ફળદ્રુપતા જન્મે.

પરિષદ્‌ના ત્રીજા ઠરાવમાં એક મહત્ત્વની બાબત રહી ગઇ છે. રાષ્ટ્રીય રંગભૂમિ નીપજાવવાનો પ્રશ્ન કેમ ભૂલી જવામા આવ્યો હશે તે સમજાતું નથી. પરંતુ એ ન્યૂનતા દૂર કરવા આ વર્ષે ભિન્ન સ્થળે વ્યવસ્થા થઇ હતી આ વર્ષે કૃષ્ણા જીલ્લામાં રાજદ્વારી સમેલન મળ્યું હતુ ત્યારે સાથે સાથે સામાજિક, સ્ત્રીઓનુ, બ્રાહ્મ, અંત્યજોદ્ધારક કામ કરનારાઓનું, પુસ્તકસંગ્રહોનુ, આન્ધ્રમુદ્રાલય અને વર્તમાનપત્રોનું સમેલન પણ મેળવવાની તજવીજ કરવામા આવી હતી. આ પ્રસંગે નાટયસમ્મેલન અને સ્પર્ધાવાળો નાટયોત્સવ કરવાની પણ તજવીજ થઇ હતી તેલુગુ રંગભૂમિની નીતિની અને અભિનયની વર્તમાન સ્થિતિનો વિચાર કરવા અને તેને સુધારવાના ઉપાય

અને માર્ગ ચર્ચવા એ સંમેલનનો કાર્યપ્રદેશ હતો. સ્પર્ધામાં જે નાટક કંપનીઓ અને નટો ઉતરશે તેમાંથી પહેલી બે કંપનીને અને કામ પ્રમાણે ક્રમસર નટોને ચાંદ, પ્યાલા વગેરે ઉપહારો રૂ. ૩૦૦ અથવા તેથી વધારે કિમ્મતના વ્હેંચવાની જોગવાઇ કરવામાં આવી હતી. દરેક કંપની પોતાને ફાવે તે ખેલ ભજવી શકી હતી. સંમેલનમાં ચર્ચવાના વિષયોની યાદી આ પ્રમાણે કરવામાં આવી હતીઃ ૧. રંગભૂમિનો ઉદ્દેશ, ૨. રંગભૂમિ અને નીતિ, ૩. નાટકનો ઉદ્દેશ શાથી વધારે સારો સરે છે ? ગદ્યથી કે પદ્યથી ? ૪. આન્ધ્ર નાટકનો ઐતિહાસિક વિકાસ, ૫ ધંધાદારીથી કે એમેચ્યુરથી અભિનય કળાનો વિકાસ વધારે થાય છે ? ૬. સંગીત અને અભિનયનો સંબંધ, ૭. પાત્રધારણ, પોષાક, ભાષા, ૮. નાટકની શૈલિ, ૯. નીતિ અને કલાની દૃષ્ટિથી રંગભૂમિ પ્રકર્ષના સાધનો અને માર્ગો.—આ સંમેલનનો વિશેષ હેવાલ મળશે તો 'નવજીવન' માં તે પ્રકટ કરવામાં આવશે. ચોથી આન્ધ્રપરિષદ કોકનદમાં ભરાઇ ગઇ. તેના કામકાજમાં પણ જો કાંઇ નોંધ યોગ્ય હશે તો તે પણ પ્રકટ કરવામાં આવશે.

ઇ. સ. ૧૯૧૫ ના મે ની ૧૨ મી તારિખે સવારે ૭ વાગે વિઝાગાપટ્ટમની એડવર્ડ ૭ માના નામવાળી માર્કેટ આન્ધ્ર પ્રજાના શ્રીમંત અને વિદ્વાન પ્રતિનિધિઓથી ચીકાર ભરાઇ ગઇ હતી. પ્રમુખ માનનીય મહાશય રામરાયનિઙ્ગર એમના નિવાસસ્થાનથી આવ્યા ત્યારે હજારો તાળીઓએ એમને વધાવી લીધા હતા. નિવાસસ્થાનથી મંડપ લગી પ્રતાપ પાડે એવુ સરઘસ રચાવ્યું હતું અને તેમાં મોખરે દેશી બેંડ હતું.

મંડપમાં પડદાથી અલાહિદા પાડેલા ખાસ ભાગમા ૩૦૦ થી વધારે સ્ત્રીઓ હતી.

આ હિલચાલની વિજયસિદ્ધિ માટે આરંભમા હિન્દુ, મુસલમાન અને ખ્રિસ્તી ધર્મના પ્રતિનિધિઓએ સ્તુતિ પ્રાર્થના કર્યાં હતાં. પછી રાષ્ટ્રીય ગીત ગવાયુ હતું અને પ્રસંગોચિત ખાસ રચાયલી કવિતાઓ બોલાઇ હતી. ત્યારપછી સત્કાર મંડળના પ્રમુખે પોતાનું ભાષણ કર્યું. તે ભાષણના ખાસ મુદ્દા નીચે પ્રમાણે છે:—

૧ ગોખલેના મૃત્યુ માટે શોક પ્રદર્શિત કર્યો. ગોખલેનું કાર્ય એ જ એનું શાશ્વત સ્મારક છે કીર્તિ દેવીના યજ્ઞમાં શિબિએ માંસ આપ્યું, દધિચિએ હાડકા, કર્ણે ચામડી આપી પણ ગોખલેએ સમગ્ર જીવન હોમ્યું.

૨. હાલમાં ચાલતી જાદવાસ્થળી વિશે ઉલ્લેખ કર્યો. "ફ્રાન્સમાં, તુર્કસ્થાનમાં, અફ્રિકામાં હિંદી સિપાઇઓ લડે છે તેમના અને તેમાંથી વિક્ટોરીઆ ક્રોસ મેળવવા જેઓ ભાગ્યશાળી થયા છે તેમના પરાક્રમાદિ વિશે બોલ્યા. રણક્ષેત્રમા લડતો દરેક સિપાહી ભારતમાતાની પ્રતિષ્ઠા વધારે છે

૩. આજ ઘણાં વર્ષોથી આપણે ફરીઆદ કરીએ છીએ કે આન્ધ્રોને લશ્કરમાં રાખવામાં નથી આવતા. પરંતુ એ પ્રતિબંધ હાલ દૂર કરવામાં આવ્યો છે. આ હક્કનો જેટલો લાભ લઇ શકાય તેટલો અવશ્ય લેવો જોઇએ

૪. બાપટ્લા અને બેઝવાડામાં થયેલાં સંમેલન સફળ નીવડયા પછી આપણી પરિષદ આહિ મળે છે. આન્ધ્ર ચળવળે જે પ્રગતિ કરી છે, જે સિદ્ધિ મેળવી છે તે એના ઉદ્દાત્ત પ્રયોજકોની વાછનાઓથી અધિકતર નીવડી છે. વિરોધીઓ હતા તે પક્ષકારો અથવા તટસ્થ થઇ ગયા છે અને સહાયકો ઉત્સાહી કાર્યકર્તા થઇ ગયા છે. આન્ધ્રદેશની પ્રગતિ અને સમૃદ્ધિની વાછના રાખનાર પ્રત્યેક આન્ધ્ર આ ચળવળને જોતજોતામાં ખરા જીગરની મદદ કરશે એવી આપણે આશા રાખી શકીએ. ઐતરેય બ્રાહ્મણ, રામાયણ, મહાભારત અને અશોકના શાસનોમાં આન્ધ્રનો ઉલ્લેખ છે એથી આપણી પ્રાચીનતા પ્રતીત થાય છે. ઇ. સ. પૂ. ૨૩૨માં અશોકનું મૃત્યુ થયા પછી રાય સેમુક સાતવાહન સ્વતંત્ર નરાધિપ થાય છે અને ઇ. સ. પૂ ૨૦૦ પહેલાં પૃથ્વીનાં વિસ્તૃત પ્રદેશો સર કરે છે તે પછીની બે સદીમાં આન્ધ્ર પ્રજાએ પોતાના રાજ્યનો વિસ્તાર વધાર્યો—અરબી સમુદ્રથી બંગાળાના અખાત લગીનો પ્રદેશ—ઉત્તરસ્થ મગધ સાથે એમને વશ હતો. ઇ. સ. ૪ થા સૈકા લગી આન્ધ્ર પ્રજાની જાહોજલાલી રહી. આન્ધ્રોનું મૂળ ઘર વિન્ધ્ય પ્રદેશમાં છે, પાછળથી તેઓ દક્ષિણ ભારત વર્ષમાં ફરી વળ્યા. એક વખત તો એમની આણ વિન્ધ્યની પાર હિમાલયની તળેટી લગી વર્તતી હતી. પરંતુ આપણી પ્રજાની અતીત કીર્તિની પ્રશંસા ગાવાની જરૂર નથી મદ્રાસ ઇલાકાના તેળુગુ જીલ્લાઓમાં આન્ધ્રોની સખ્યા ૧,૭૦,૦૦,૦૦૦ થી વધારે છે. આખા ઇલાકાની વસ્તી ૪,૧૪,૦૦,૦૦૦ છે. આસરે ૪૩ ટકા આન્ધ્રો છે, એટલાજ તમિલો છે, ૭½ ટકા મલયાલી, ૩½ ટકા કાનડીઓ અને ½ ટકા હિન્દુસ્તાની ભાષા બોલનારા છે.

૫. આપણા ઉજ્વળ સાહિત્યથી આન્ધ્ર પ્રજાની સાક્ષર પ્રતિભા સ્પષ્ટ છે પોર્ચુગીઝો આપણી ભાષાને સદ્‌ગૃહસ્થોની ભાષા કહેતા. અશોકની બ્રાહ્મી લિપિ પરથી આપણી લિપિ ઉતરી આવી છે. ઇ. સ. ના ૧૩ મા સૈકામાં તેળુગુ અને કાનડી લિપિ એકજ હતી.

પ્રગતિશાલી વિચારોને આવકાર આપવા માટે પ્રાચીન કાળથી આન્ધ્રો નામાંકિત છે. આખા પૂર્વ કાંઠા પર બૌદ્ધધર્મ પ્રાચીન કાળમાં ફેલાયો હતો અને વિહારો તથા ભીક્ષુઓથી સમગ્ર દેશ છવાઇ ગયો હતો. બૌદ્ધ કળા સારી રીતે આહિ ઉછેરાઇ હતી. ભટ્ટિપ્રોળુ, જગ્ગૈય્યપેટ, અનાકપલ્લી પાસે સંકરમ્ અને અમરાવતીમાં બૌદ્ધ કળાના કેટલાક વિરલતમ અવશેષો ભૂમિમાંથી ખોદી કાઢવામાં આવ્યા હતા તાજેતરમાં રામતીર્થમમાં બુદ્ધ દેવની ઉભી મૂર્તિ ખોદી કાઢવામા આવી છે. ભટ્ટિપ્રોળુમાંથી નીકળેલા માટીના દાબડા પરના અક્ષરો દાક્ષિણાત્ય બ્રાહ્મી લિપિના સૌથી પ્રાચીન નમૂના છે કેટલાક વિદ્વાનોનું એવું પણ માનવું છે કે આ પ્રદેશમા ઇ સ. પૂર્વે પાંચમા અને ચોથા સૈકામાં જે પ્રાકૃત બોલાતું હતું તે ઉપરથી પાલિ ભાષા ઘડાઇ છે ઇ. સ. પૂર્વેના પહેલા સૈકાના ગ્રીક અને રોમન લેખકોની સાક્ષી છે કે બેઝવાડા થકને પૂર્વ કાંઠાથી પશ્ચિમ કાંઠે કલ્યાણ (મુંબાઇ પાસે) લગી બહોળો વેપાર ચાલતો હતો અને આજે પણ કલ્યાણમા દ્રવ્ય અને વગવાળા તેળુગુ વેપારીઓ વસે છે. આન્ધ્રોના ચારિત્ર્યમાં ન્યૂનતા હોવાથી

આપણે પછાત રહ્યા નથી પરંતુ લાંબા સમય લગી રેલ્વેના વ્યવહાર વગર ઈલાકાના બીજા ભાગોથી નોખા રહેવાના અકસ્માતને લીધે એ દુર્દશા આવી છે સરકાર સુધારાવાળા પણ શું નથી કબૂલ કરતા કે ઇલાકાના બીજા લોકો કરતા આપણે વધારે આગળ પડતા છીએ?

આપણા શિક્ષકો સુધારાના વિચારોને ઝટ્ટી ગ્રહણ કરે છે એવું શું કેળવણીના સુધારકો પણ નથી કબૂલ કરતા? અર્વાચીન પદ્ધતિ પ્રમાણે પ્રગતિ કરવાની શક્તિ આપણામા વધારે હોવાથી આન્ધ્ર આત્મા પોષવા, ઉત્તેજવા અને વિકાસવા યોગ્ય નથી લાગતો? રાજ્યવહીવટી કારણોને લીધે શું હમેશ આપણે જાતિઓ અને ભાષાઓના પરચુરણ શંભુમેળાથી આપણી પ્રગતિ અટકાવવી?

ભાષા પ્રમાણે હિન્દના વિભાગ પાડીએ તો આ પ્રમાણે પડે.—

(૧) આંધ્રા, બે કરોડ
(૨) તમિલ અને મલાયલમ્, બે કરોડ વીસ લાખ
(૩) કાનડી, એક કરોડ.
(૪) મરાઠી, એક કરોડ એંશી લાખ
(૫) ઉરીઆ, એક કરોડ
(૬) બંગાળી, ચાર કરોડ વીસ લાખ
(૭) બિહારી, ત્રણ કરોડ વીસ લાખ
(૮) પૂર્વહિંદી, બે કરોડ દસ લાખ
(૯) પાશ્ચાત્ય હિંદી, ત્રણ કરોડ નેવુ લાખ
(૧૦) ગુજરાતી, એક કરોડ
(૧૧) પંજાબી, એક કરોડ ત્રીસ લાખ
(૧૨) સિંધી અને અલહુન્ડા, આઠ લાખ

આમાંથી એક કરોડ અને દસ લાખ વસ્તીવાળી રાજસ્થાની અને આસામીને મેં બાતલ રાખી છે આ આકડાઓ ઇ સ. ૧૯૦૧ ના વસ્તિપત્રકમાથી લીધા છે

૬. ભારતવર્ષના રાજ્યવહીવટ માટે હાલના વિભાગો આ પ્રમાણે છે.

| | | | | |
|---|---|---|---|---|
| (૧) આસામ, | ૫૨,૯૫૯ ચોરસ માઇલ, | | ૬૭,૧૩,૬૩૫ ની વસ્તી | |
| (૨) બલુચિસ્તાન | ૪૫૮૦૪ | ,, ,, | ૪,૧૪,૪૧૨ | ,, ,, |
| (૩) બંગાળા | ૭૮,૪૧૨ | ,, ,, | ૪,૫૪,૮૩,૦૦૦ | ,, ,, |
| (૪) બિહાર ઓરિસા | ૮૭૨૦૫ | ,, ,, | ૩,૪૪,૯૦,૦૮૪ | ,, ,, |
| (૫) મુંબાઇ ઇલાકો | ૭૫૯૧૮ | ,, ,, | ૧,૬૬,૧૩,૦૪૨ | ,, ,, |

| | | | |
|---|---|---|---|
| (૬) સિન્ધ | ૪૭,૦૬૬ ચોરસ માઇલ | ૩૫,૧૩,૪૩૫ની વસ્તી | |
| (૭) બ્રહ્મદેશ | ૨,૩૬,૭૩૮ ,, | ,, | ૧,૨૧,૧૫,૨૭૦ ,, ,, |
| (૮) મધ્ય પ્રાંત અને વરાડ | ૧,૦૦,૩૪૫ ,, | ,, | ૧,૩૯,૧૬,૩૦૮ ,, ,, |
| (૯) મદ્રાસ | ૧,૪૧,૭૨૬ ,, | ,, | ૪,૧૪,૦૫,૪૦૫ ,, ,, |
| (૧૦) વાયવ્ય સરહદનો પ્રાંત | ૧૬,૪૬૬ ,, | ,, | ૨૧,૯૬,૯૩૩ ,, ,, |
| (૧૧) પંજાબ | ૯૭,૨૦૯ ,, | ,, | ૧,૯૯,૭૨,૯૫૬ ,, ,, |
| (૧૨) સંયુકત પ્રાંતો | | | |
| (ક) આગ્રા ઇલાકો | ૮૩,૧૯૮ ,, | ,, | ૩,૪૬,૨૪,૦૪૦ ,, ,, |
| (ખ) અયોધ્યા | ૨૩,૯૬૬ ,, | ,, | ૧,૨૫,૫૮,૦૦૪ ,, ,, |

ભારતવર્ષ અંગ્રેજોની સત્તાને વશ થયું ત્યારથી ચાલ્યા આવતાં મુકરર વિભાગો આ નથી પરંતુ સત્તાધિકારીઓનાં સગવડ અને આકસ્માતિક પ્રસંગો પ્રમાણે વિભાગો યોજવામાં આવ્યા છે. અવિભાજ્ય એકમ તરિકે પ્રત્યેક પ્રાંતને ગણવો એ ખોટું તૂત છે અને તેને વળગી રહેવું—રાજ્યવહીવટી સગવડ છતાં અને ઇલાકાના દરેક ભાગમાં વિશિષ્ટ બાબતોમાં સરખી પ્રગતિ જાળવી રાખવાનું અશકય લાગ્યાં છતાં વળગી રહેવું તે યુક્તિવિરૂદ્ધ અને સૂક્ષ્મ દૃષ્ટિવાળી નીતિ છે.

૭. આન્ધ્ર ચળવળના ઉદ્દેશો નિરૂપતા આન્ધ્ર પરિષદ મંડળે ચળવળનું મુખ્ય કામ આ પ્રમાણે આંકયું છેઃ—

(૧) કેળવણી, સંસ્કારિતા (culture) અને ઉંચા આદર્શો પરત્વે વિશેષતર પ્રીતિ લોકોમાં જગાડવી અને સરકારને અરજ કરી અને બીજા ઉપાયોથી તેમની ખાસ કેળવણીની જરૂરિયાતો પૂરી પાડવાની તજવીજ કરવી;

(૨) દેશના ખેતીવેપારની સ્થિતિનો અભ્યાસ કરવો અને અન્યોન્યને સહાય કરવાની વૃત્તિ જગાડી અને અરસપરસ વિશ્વાસ અને પ્રેમ ખીલાવી ખેતી અને વેપારની ઉન્નતિનાં સાધનો યોજવાં;

(૩) આરોગ્ય, તંદુરસ્તી, અને શારીરિક કેળવણીમાં રસ ઉત્તેજવો અને વર્તમાન પ્રજાનું શરીરબલ સુધારવાના ઉપાયો સૂચવવા;

(૪) તેળુગુ સાહિત્યની ખીલવણી કરવી; અને

(૫) રાજ્યની નોકરીઓમાં તેળુગુઓના હક્ક વધારવાની તજવીજ કરવી.

(૮) આ પ્રશંસનીય ઉદ્દેશો છે અને આપણી ચળવળના વિરોધીઓ પણ એમાંથી ખોરા કહાડી શકે એમ નથી. આન્ધ્રોનો નિરાળો પ્રાંત યોજવો એ જ આ ચળવળનું ખરૂં ચેતન છે. અલબત એ સંબંધે હજુ આપણામા એકમતિ નથી. વ્યકિતગત, સામા-

જિક, રાષ્ટ્રીય અને સામ્રાજ્યગત હેતુઓ અન્યોન્યના વિરોધી નથી તેમ મનુષ્ય સમુદાયના સામાન્ય લાભોના બેધક પણ નથી. 'ભારત વર્ષના લોકોના લાભ સારામા સારી રીતે વધારવા અને રાજ્યવહીવટ સફળ કરવા બને ત્યાં લગી પ્રાંતિક વહીવટ માટેના ભૌગોલિક પ્રદેશો ભાષા પ્રમાણે યોજવા, એ નિયમ આપણે આગળ ધરીએ છીએ, મદ્રાસની કૉંગ્રેસની વિષયસમિતિમાં આ વિષય મ્હેં રજૂ કર્યો હતો અને ઘણાં ખરાં પ્રાંતો એની તરફેણમાં છે. પરંતુ આ પ્રશ્નના ખરચ વગેરેના સ્વરૂપો નક્કી કર્યા વગર તથા પ્રાંતિક કૉંગ્રેસ મંડળોએ આ પ્રશ્નના સર્વ સ્વરૂપ વિષે વિચાર કરી પોતાનો અભિપ્રાય દર્શાવ્યો નથી ત્યાં લગી એ સવાલ કૉંગ્રેસમા લેવો નહી. પરંતુ આવતી કૉંગ્રેસ મુંબાઈમા મળે ત્યારે ત્યાં રજૂ કરવો એવી સૂચના કૉંગ્રેસના પ્રમુખે અને કેટલાક આગેવાનોએ કરી હતી માટે આ દૃષ્ટિથી આ પ્રશ્નનો વિચાર કરવાનો આ અવસર છે અને એ અવસરનો ઉચિત ઉપયોગ કરવા તમને સૌને ભલામણ છે. સર્વત્ર રાષ્ટ્રીય સ્વરાજ્ય ( Home Rule ) એ આજની ભાવના છે. કેનેડાના રાજ્યવહીવટ જેવા મધ્યસ્થ વહીવટની સત્તા નીચે એકસરખી પ્રજાના બનેલા પ્રાંતોનાં સંયુક્ત સંસ્થાનો (federated states ) વાળું હિંદુસ્તાન નિકટના ભવિષ્યમા થશે એવી મ્હારી શ્રદ્ધા છે.

૯. કેનેડાનું રાજ્યબંધારણ અમેરિકાના સંયુકત સંસ્થાનોના બંધારણ પરથી ઘડવામાં આવ્યું છે. અનુભવે જે દોષાદિ જણાએલા તે માત્ર તેમાંથી દૂર રાખવામાં આવ્યા છે. પૂરેપૂરું આત્મશાસન (republic) ત્યા ન હોવાથી પ્રમુખ નીમવાની અને તેનીસત્તાદિની બાબતો મૂકી દેવામાં આવી છે કેનેડામાં સર્વોપરિ સત્તાનું નિધાન રાજા છે અને લોકસભાને જવાબદાર પ્રધાનમંડળની સલાહ પ્રમાણે ગવર્નર જનરલ વર્તે છે. પ્રાંતો માટે લેફ્ટનંટ ગવર્નરની નિમણુક ગવર્નર જનરલ કરે છે પરંતુ સ્થાનિક ધારાસભાના વિશ્વાસપાત્ર પુરૂષોને જ પોતાની કારોબારી સભાના સભાસદ તે નીમી શકે છે, જ્યારે ધારાસભાનો વિશ્વાસ તેમના પરથી ઉડી જાય છે ત્યારે એ સભાસદોએ પોતાની સેવાનુ રાજીનામું આપવું પડે છે. એ જ રીતે ભારતવર્ષમાં પ્રાંતિક ગવર્નરની સત્તાપર પ્રાંતિક ધારાસભાનો અંકુશ હોય તો પછી પ્રાંતિક રાજ્યવહીવટનો ઉપરી સિવિલિયન હોય કે ઇંગ્લંડથી નિયુકત થએલો રાજ્યદ્વારી હોય તો તે વિશે બહુ દરકાર રહેતી નથી. પ્રાંતિક અને સામ્રાજ્યની ધારાસભામાં આપણી વસ્તીના પ્રમાણમાં પુરતા પ્રતિનિધિઓ હોવા જોઇએ.

૧૦. મત આપવાનો અધિકાર મિલ્કત, આવક કે કેળવણીના ધોરણ અનુસાર રાખવો જોઇએ. કેનેડાના પ્રાંતો અને ભાષા પ્રમાણે ભારતવર્ષમાં યોજવાના પ્રાંતોની સરખામણી કરી શકીએઃ—

| | | | | | |
|---|---|---|---|---|---|
| ઓન્ટારીઓ, | ૧,૦૧,૭૩૩ | ચોરસ માઇલ, | | ૧૯,૨૩,૨૨૮ | ની વસ્તી. |
| ક્વીબેક | ૧૮,૮૬,૬૮૮ ... | ,, | ,, ... | ૧૩,૩૯,૯૨૭ | ,, |
| નોવાસ્કોશિઆ | ૨૦,૯૦૬ ... | ,, | ,, ... | ૪,૪૦,૫૮૭ | ,, |
| ન્યુબ્રન્સવિક | ૨૭,૧૭૪ ... | ,, | ,, ... | ૩,૨૮,૧૨૯ | |

| | | | |
|---|---|---|---|
| માનીટોબા | ૧,૫૩,૭૦૦ | ચોરસ માઈલ, | ૬૯,૯૫૪ ની વસ્તી |
| બ્રિટિશ કોલ બીઆ | ૩,૪૧,૩૦૫ | " " | ૪૦,૪૫૯ " |
| પ્રિન્સ એડવર્ડ એટ | ૭,૧૩૩ | " " | ૧,૦૦,૮૨૮ " |
| કીવાટિન અને વાયવ્ય પ્રદેશના એરિ | ૩૦,૦૦,૩૫૨ | " " | ૫૬,૪૪૬ " |

આમ નાના મ્હોટા પ્રાતો છે, તેમનો વિસ્તાર અને વસ્તી પણ ન્યૂનાધિક છે. નવો આન્ધ્રપ્રાત કરવાની સુચના કરવામા આવી છે તેનો વિસ્તાર ૮૩,૪૩૩ ચોરસ માઈલનો થશે અને વસ્તી ૧,૭૨,૪૫,૧૭૮ થશે કેનેડાના કોઈપણ પ્રાતની સાથે મુકાબલામા આ નવો પ્રાત ઉતરતો લાગતો નથી

આન્ધ્ર ચળવળથી કેટલાકના મન ભેયભીત થયા છે ત્યારે કેટલાકો તેની સખ્ત ટીકા કરવા મડયા છે ચળવળના શુભ ભવિષ્યના એ સુચિહ્નો છે ટીકાકારો જોરથી બતાવે છે કે અલાહિદા પ્રાત માટેની ચળવળ સ્વાર્થી, આત્મઘાતી, બલ્કે રાષ્ટ્રીય લાભો અને મહેચ્છાઓને માટે હાનિકારક છે, રાષ્ટ્રીય ઐક્યની પ્રગતિને રોકનાર છે અને હિંદી રાષ્ટ્રીયભાવનાની અસ્મિતાને જોખમમા નાખનાર છે

જવાબમા હુ કબૂલ કરૂ છુ કે અમારી પ્રજા પછાત છે એટલે એની પ્રગતિ માટે અમે મહેનત કરીએ છીએ એ રીતે અમે સ્વાર્થી છીએ, પરતુ બીજી પ્રજાઓ પછાત હોવાથી અમને જે ફાયદા થાય છે તે જો બીજી પ્રજાઓ સુધરે તો જતા રહે માટે તેમણે સુધરવુ નહિ એવુ કહેવાની અમે નીચતા કરતા નથી

કેવી રીતે આત્મઘાતી છે તે મારાથી સમજાતુ નથી ટીકાકારોની એ સાચી માન્યતા હોય તો આ હિલચાલને એમને એમ રહેવા દેવી કારણકે એનો અત એની મેળેજ આવશે પણ એમના કહેવાનો એવો અર્થ હોય કે જો તમે અલાહિદા પ્રાત માટે ચળવળ કરો તો બીજાઓના મનમા તમારા પ્રત્યે શત્રુતા જાગશે અને વિવિધ રીતે તેઓ તમને નુકસાન કરશે ધમકીઓથી પ્રજાઓની પ્રગતિ અટકતી નથી, માત્ર આમ તેમ કોઇ કોઇ વ્યક્તિઆને પોતાના સમર્થ પાડોસીઓના મદદ, આશ્રય અને શુભેચ્છા ખોવાની દહેસત લાગશે

રાષ્ટ્રીય લાભ અને મહેચ્છાઓ, રાષ્ટ્રીય ઐક્ય અને રાષ્ટ્રીય અસ્મિતા એ બધા ખુલદ શબ્દો છે પણ તેમને અમારા ' પ્રાત ' વાળા પ્રશ્ન સાથે બીલકુલ લેવા દેવા નથી. જો કાલે સવારે આન્ધ્રપ્રાન્ત થાય તો પણ આપણી રાષ્ટ્રીય મહેચ્છા એમને એમ વધ્યા કરશે જો એમ ન થાય તો બધા પ્રાતો એકત્ર મળે અને સર્વસામાન્ય પ્રશ્નોની ચર્ચા કરે અને સર્વ સામાન્ય લાભ માટ ચળવળ કરે એવુ માનવુ નિરર્થક ઠરશે બગાળાથી બિહાર છૂટો પડયો તેથી નીપજેલા માઠા પરિણામો શોધી કાઢવાની અરજ હુ અમારી ચળવળના સર્વે વિરોધીઓને ખરા દિલથી કરૂ છુ. હાલમા હયાત બાર પ્રાતો

આપણને એક શબ્દ થતાં અટકાવી શકતા નથી તો પછી તેમાં ત્રણની સંખ્યા વધે તો તેથી શું બગડી જવાનું હતું ? નિરન્તર અમારી મહેચ્છા બ્રિટિશ સંસ્થાનો જેવું સ્વરાજ્ય પ્રાપ્ત કરવાની છે

આપણી ચળવળથી જાતિકલહ સખ્ત જાગશે એ આપણી સામેનો ખરો વાંધો નથી, અલબત એ એક ન્યૂનતા છે. પણ તમારી જાતને આગળ કર્યા વિના કોઈ પણ વ્યક્તિ અથવા કોમની પ્રગતિ થતી નથી. રાજ્યદ્વારી ચર્ચામાં ભાગ્યાધીનતા અને સંન્યાસને બીલકુલ સ્થાન નથી. આપણા પડોશીને ધિક્કારવા નહિં તેમ તેમનું નુકસાન કરવું નહીં પણ તે સિવાયની વાત મિથ્યા વાગાડંબર છે. તમને એમ લાગે કે આન્ધ્રોને માટે અલાહિદો પ્રાંત લાભદાયક છે તો તેને માટે હિંમતથી ચળવળ કરો અને જરા પણ મુંઝાઓ કે ગભરાઓ નહિ

રાજ્યવહીવટના હેતુઓને અર્થે, મદ્રાસ ઇલાકાના બે ભાગ પાડવામાં આવ્યા છે, પહેલામાં ગંજમ, વિઝગાપટ્ટમ, ગોદાવરી, કૃષ્ણા, ગન્તુર, નેલોર, ઉત્તર આર્કોટ, કડપા, કર્નુલ, બેલરી અને અનન્તપુર અને બીજામાં બાકી રહેલા જીલ્લાઓ સગવડની દૃષ્ટિથી, આ વિભાગ વાજબી છે. છતાં લોકોની ખાસ આદત અને સ્થિતિને માફક ન હોય એવો વહીવટ ચાલવા દેવાનું કોઈને ન્યાય લાગતું નથી. મિ. એન્ સુબારાવ જેવા શાંત સુધારકનો પણ અભિપ્રાય છે કે અલાહિદા રાજ્યવહીવટની વ્યવસ્થા દરેક કોમને માટે થઇ શકે તો તેમનું ભલું થશે અને તેમના સત્વર અને આરોગ્યમય પ્રકર્ષમા સહાયકારી થશે. નવો પ્રાંત થવાથી આપણી વચ્ચે જુદાઇની નવી દિવાલો ચણાશે અને તેથી હિંદી રાષ્ટ્રની ઘટના અને વૃદ્ધિને બાધક થશે એવી બ્હીક એમને નથી. ઉલટું એમણે તો આગ્રહથી કહ્યું છે કે દરેક પ્રાંતમાં લોકો ઐક્ય જલદીથી પામશે અને હિંદી રાષ્ટ્રભાવનાની સત્વર સિદ્ધિ માટે માર્ગ તૈયાર થશે. હિંદી સરકારે પણ કબૂલ કર્યું છે કે હિન્દુસ્તાનમાં પ્રાંતોની નવેસરની રચના એ ઘણોજ જરૂરનો પ્રશ્ન છે. બિહારીઓના સંબંધમાં લૉર્ડ હાર્ડિંગે નોંધ્યું છે કે "બિહારીઓ વિષમ રીતે બંગાળીઓ સાથે જોડાએલા હતા એટલે વિકાસને માટે એમને વાજબી તક મળીજ નથી. સરકારી નોકરીઓના સંબંધમાં બિહારમાં બિહારીઓને જ એ નોકરીઓ મળવી જોઇએ એવી બૂમ ઘણી વાર ઉઠાવવામાં આવી છે; બિહારમાં બંગાળીઓ અસંખ્ય નોકરીઓ પર હતા. તાજેતરમાં બિહારમાં નજરે તરી આવે એવી જાગૃતિ આવી છે અને બિહારીઓમાં એવી સબળ માન્યતા વધતી જાય છે કે બંગાળાથી છૂટા પડ્યા સિવાય બિહારનો વિકાસ કદી નહીં થાય જો આ સ્થિતિનો ઉપાય નહીં કરવામાં આવે તો નજદિકના ભવિષ્યમાં આ માન્યતાને લીધે સંક્ષોભ થશે એટલેજ આપણી મેળે સંપૂર્ણ રીતે વાજબી અને ઘણી રીતે ઈપ્સિત ફેરફાર કરવાને વર્તમાન પ્રશંસનીય પ્રસંગ છે." આ વાક્યો ફરી ફરીને . ઉચ્ચારતા હું થાકતો નથી કારણ કે આપણી ઇચ્છાની સિદ્ધિનાં કારણ અને આશા એમાંથી નીકળે છે. કેળવણીમાં આન્ધ્રો બહુ પછાત છે—ગંજમમાં ૧૧.૧૬ ટકા માત્ર લખી વાંચી જાણે છે, વિઝાગાપટ્ટમમાં ૬.૪૬, ગોદાવરીમાં ૧૦.૪૯,

કૃષ્ણા ૧૧'૨૮, ગંતુર ૧૦'૯૧, નેલોર ૯'૨૦, કડપા ૧૦'૦૮, કર્નુલ ૮'૬૫, બેલારી ૧૦ ૦૨, અનન્તપુર ૮ ૭૩ અને ચિત્તોર ૯'૯૩; એટલે સરેરાશ ૯'૮૧ ની આવે છે (એમાંથી દેશી રાજ્યનાં ૨'૬ ટકા બાદ); બીજા જીલ્લામાં મદ્રાસ ૪૨'૧૨, ચિંગલપટ ૧૬'૧૫, ઉત્તર આર્કોટ ૧૩'૫૧, સાલેમ ૮'૧૫, કોઇમ્બટોર ૧૧'૭૬, દક્ષિણ આર્કોટ ૧૬'૦૭, તાન્જોર ૨૧ ૮૬, ત્રિચિનોપલ્લી ૧૪ ૮૯૮, મદુરા ૧૬'૯૨, રામનદ, ૨૦ ૮૫, નીલગિરિ ૨૦૪૯, મલબાર ૧૯, દક્ષિણ કાનડા ૧૪'૪૭—એટલે સરેરાશ ૧ ૧૮ અર્થાત્ આન્ધ્રોનાં કરતાં બમણી સ ખ્યા. સરકારી નોકરીઓમાં આન્ધ્રોની સ્થિતિ આ પ્રમાણે છે ૨'૧૧, સિવિલિયન્સમાં, ૨'૮ પ્રોવીન્સીઅલ સિવિલિયન્સમાં, ૦'૬ હાઇકોર્ટ જજમા, ૩૨'૧૩૭ ડેપ્યુટી કલેકટરમાં, ૦ ૨૮ રેવેન્યુ સેક્રેટરીઓમાં, ૧'૨૮ લેન્ડ રેવેન્યુમાં, ૧'૭ કોર્ટ ઓફ વોર્ડસમાં, ૦'૧ સ્પેશીઅલ ફંડમાં, ૧૧'૫૯ સેટલમેન્ટમાં, ૧'૬ લેન્ડ રેકોર્ડસમાં, ૫'૩૨ ખેતીવાડી, ૦'૬ વનસ્પતિશાસ્ત્રી, ૦'૪ ખેતીવાડીના રસાયણશાસ્ત્રી, ૦'૧૦ પશુવૈદ્યક, ૧'૯ કોઓપરેટિવ-રજીષ્ટ્રાર, ૪'૧૨ છેદ પાડનારામાં, ૦'૨ માછલા ખાતામા, ૧૧'૫૧ સર્વે, ૧૧'૧૧૫ મીઠામાં, ૧૧'૪૭ જંગલ ખાતામાં, ૦'૧૧ ફિનાન્સમા, ૨'૪ ડિસ્ટ્રિક્ટ જજ, ૮'૨૬ સબ-જજ, ૨૭ ૧૫૨ ડિસ્ટ્રિક્ટ મુન્સિફ, ૩ ૨૬ રજીષ્ટ્રાર, ૫ ૩૭ પોલીસ, ૨'૩૮ કેળવણી, ખાતામાં ૬'૨૧ વૈદકખાતામાં, ૦'૫ એક્ઝિક્યુટિવ ઇજનેરો, ૦'૩ સેનિટરી, ખાતામાં ૩'૨૫ ઇજનેરો, ૧'૨૧ સબ-ઇજનેરો—એટલે કુલે ૯૩૭ નોકરીઓમાં ૧૫૭ આન્ધ્રો થયા.

અલાહિદો પ્રાંત કરવાની આપણી પ્રાર્થના સરકાર મ જૂર કરવા પ્રેરાય માટે આપણે બંધારણસર ચળવળ અપ્રતિમ ધોરણપર ચલાવવા તત્પર થવું જોઇએ. હવે એને માટે મુહુર્ત જોવા થોભવાનું નથી. આપણા તામિલ બંધુઓના કોપની બ્હીકથી તટસ્થતા ધારણ કરવાનો આ સમય નથી. સંયુક્ત કુટુમ્બમા બ્હોળાં છોકરાં છૈયાંવાળા વડેરા ભાઇઓની પેઠે કુટુ બની આખી આવક તેઓ ખાઇ જાય છે અને નાના ભાઇઓ છૂટા થઇ પોતાના જૂદા ઘર વસાવવાની સ્વાભાવિક ઇચ્છા કરે તે સામે ફરીઆદ કરે છે. વાજબી વિવિધતાથી એકતા સિદ્ધ થાય છે. સલાહસંપથી છૂટા પડવા દો, એટલે આપણી સ્થિતિ સુધારી શકીશું અને ભવ્ય રાષ્ટ્રીય ઉચ્ચગ્રાહો માટે લડી શકીશું.

કેળવણી—જનસમૂહનું અજ્ઞાન એ ભારતવર્ષને માથે મ્હોટામાં મ્હોટો શાપ છે. ભારતવર્ષમાં દરેક બે હજાર માણસે એક પ્રાથમિક નિશાળ હોય છે એટલે પરિણામે વસ્તિના ૭૦ ટકા તદ્દન અભણ રહેછે. મદ્રાસ ઇલાકામાં પ્રત્યેક ૧૫૦૦ માણસે એક નિશાળ હોય છે. તેળુગુ જીલ્લાઓમાં ૧૨,૦૦૦ નિશાળો છે, તેમાં ૩ાા લાખ વિદ્યાર્થીઓ ભણે છે, અને બીજા જીલ્લાઓમાં ૧૬ ૫૦૦ નિશાળો છે અને તેમાં ૯ાા લાખ વિદ્યાર્થીઓ ભણે છે. એટલે તેળુગુ જીલ્લાઓમાં ભણેલા ૯.૭૯ ટકા છે અને બીજા જીલ્લાઓમાં ૧૭.૯ છે. આ સર્વે બતાવે છે કે જનસમૂહનું અજ્ઞાન ફેડવા ભગિરથ પ્રયત્ન કરવાની જરૂર છે. આવી દુઃસ્થિતિ માટે જવાબદાર કોણ છે? મુખ્યત્વે સરકાર અને કેટલેક અંશે ભણેલા લોકો, લોકોની ગરીબાઇને લીધે પોતાનાં છોકરાંઓને તેઓ નિશાળે મોકલી શકતા નથી.

ફરજિયાત શીતળાની પેઠે સરકારે ગામડાંઓમાં ફરજિયાત પ્રાથમિક શિક્ષણ આપવું જોઇએ. કેળવાએલા લોકોએ ખેતી, ઉદ્યોગ, વેપારમાં પડવું જોઇએ. એથી દેશમાંથી પૈસો ઘસડાઇ જવાને બદલે દેશમાં વધશે. શોચનીય સ્થિતિ છે કે હુન્નર ઉદ્યોગની નિશાળોની સંખ્યા ઘટતી જાય છે અને એમના શિક્ષાર્થીઓ પણ ઘટતા જાયછે. દરેક જીલ્લામાં શિક્ષકો માટે ટ્રેઇનીંગ સ્કુલ, ખેતીવાડીની સ્કુલ, ઔદ્યોગિક સ્કુલ અને ઇજનેરી સ્કુલ હોવી જોઇએ અને જીલ્લાઓના અમુક સમૂહ વચ્ચે ઔદ્યોગિક કોલેજો હોવી જોઇએ.

ત્યારપછી ગ્રામ્ય, આરોગ્ય અને સહકારીપણા વિષે વિવેચન કરવામાં આવ્યું હતું.

રણજીતરામ વાવાભાઈ

---

# બેલજીઅમ.

(૨)

સ્વાતંત્ર્યના સંજોગો

સ્પેન, ઓસ્ટ્રીઆ, જર્મની અને હોલંડની સત્તા નીચેના પ્રદેશ તરીકે દિવસ કહાડીને આખરે બેલજીઅમ સ્વાતંત્ર્ય સંપાદન કરી શક્યું. યુરોપનાં મોટા રાજ્યોની ઇર્ષાને લીધે બેલજીઅમને કોઇ પણ તાબે રાખી શક્યું નહિ. જે વખતે પોતાના પ્રયાસથી બેલજીઅમ સ્વતંત્ર થયું તે વખતે તેના સદ્‌ભાગ્યે મોટા રાજ્યોએ મળી જઇ એના ટુકડા પાડવાનો વિચાર ન કર્યો. સૌને એક બીજાનો ભય રહેતો હતો. જર્મની અને ફ્રાન્સની વચ્ચે ઢાલ જેવું આ નાનું રાજ્ય બન્નેને ઠીક લાગ્યું.

આવી રીતે પોતાના બળથી છતાં બીજાની દયા, તેમના સ્વાર્થ અને તેમની પરસ્પર ઇર્ષાની સહાયથી પુનર્જીવન પામેલા એ દેશમાં કયા કયા ગુણ છે અને પોતાના જીવનપ્રભાતમાં એ દેશે શું કર્યું તેનો વિચાર હવે આપણે કરીશું.

એકજ પ્રજા શાથી ગણાય છે?

બેલજીઅમના ઇતિહાસનું અધ્યયન કરનારને પ્રથમ એ વિચાર આવે છે કે એનો વિસ્તાર વેલ્સ જેટલોજ છે, એ દેશને કુદરતી સરહદ હોય એવું જણાતું નથી, એમાં વસેલા લોકો ભિન્ન ભિન્ન જાતિના છે, એમાં બન્ને જુદી ભાષા બોલાય છે, અને લોકોમાં ધાર્મિક મતભેદ પણ છે ત્યારે બેલજીઅમને એક દેશ ગણવાનું ત્યાંના લોકોને એકજ પ્રજા તરીકેનું—નેશન તરીકેનું—માન આપવાનું કારણ શું? એનો જવાબ માત્ર એટલોજ કે કુદરતી સરહદ, એક ભાષા, એક વર્ણ, અને એક ધર્મ એ કંઇ રાષ્ટ્રના આવશ્યક

તત્વ નથી. એ હોય તો વધારે સારૂં પરંતુ એ પણ ધ્યાનમાં રાખવું જોઈએ કે આ સર્વ હોય છતાં પ્રજા બની શકતી નથી. એકજ જીવનમંત્ર, એકજ આશય અને એકજ રાજકીય ભાવના એક પ્રજા બનાવવા માટે આવશ્યક છે. બીજાં સહાયક કારણો મળી આવે તો પ્રગતિ વહેલી થાય. બેલજીઅમમાં આ ભાવના હતી અને છે. આપણે એકજ દેશના છીએ એ ભાવના બેલજીઅમમાં એટલી સબળ હતી કે બેલજીઅમ એક પ્રજાના નામનું અધિકારી બન્યું. બેલજીઅમની એ ભાવનામાંજ એનું બળ છે એનો ભૂતકાળનો ઇતિહાસ આ ભાવનાને પોષે છે. એણે સહન કરેલાં દુ:ખ અને આદરેલા પ્રયાસ પ્રજાને એક અવિચ્છિન રાજકીય જીવનના આત્મભાનનું સ્મરણ કરાવે છે. આધુનિક યુરોપીય રાક્ષસી યુદ્ધને અંતે એનો પુનરોદ્ધાર થશે તો એના ઇતિહાસમાં એક ઉજ્વળ પ્રકરણ ઉમેરાશે. વર્તમાન સમયનો એનો અનુભવ એના સંતાનોને બળ આપશે. એણે સહન કરેલી દુસહ વેદનાની વાતો વિદ્યાર્થી અવસ્થામાંથીજ એમનાં બાળહૃદયમાં માતૃભૂમિ પ્રત્યે પ્રેમ ઉત્પન્ન કરશે અને એ પ્રેમની આહુતિ તરીકે પ્રસંગ આવે પોતાનું શિર આપવાને પણ એમને તૈયાર કરશે.

બેલજીઅમને પ્રજા ગણવામાં કૃત્રિમ વ્યાખ્યાઓ નડતી હોય તો તેમાં દોષ વ્યાખ્યાઓ રચનારના મગજનો કહેવાય એ આપણે હવે સ્વીકારી શકીશું પ્રજાની ગણત્રીમાં આવ્યા પછી બેલજીઅમે અનેક પ્રશ્નો ઉપર અવનવો પ્રકાશ નાખ્યો છે. ધાર્મિક મતભેદના, મજુર વર્ગના, ઉદ્યોગના, શિક્ષણના અને એકંદરે સામાજિક વ્યવસ્થાના પ્રશ્નોનો બેલજીઅમે એવો સંતોષકારક નિવેડો આણ્યો છે કે તે દેશ યુરોપના સમાજશાસ્ત્રની પ્રયોગશાળા ગણાય છે.

**ધર્મરક્ષણમાંથી પ્રજા જીવન.**

બેલજીઅમમા જુદા જુદા ધર્મના લોકો વસે છે પરંતુ ત્યાં મુખ્ય ધર્મ રોમન કેથોલિક છે. બેલજીઅમના ઇતિહાસના પ્રારંભમાં અર્થાત્ પરદેશી સત્તામાંથી મુકત થવાનો તેણે પ્રયાસ કરવા માંડયો તે વખતે બેલજીઅમને—પ્રજા જીવનનું ભાન નહોતું. આ ખોટ સ્વધર્મ રક્ષણની પ્રબળ ઇચ્છાએ પૂરી. જેમ શિવાજીનો પ્રથમ પ્રયાસ ધર્મરક્ષણનો હતો અને રાજ્યસત્તા તેને અંગે ઉત્પન્ન થઇ તેવીજ રીતે ધર્મરક્ષણને માટે એકત્ર થતા શીખેલા બેલજીઅમના લોકોમાં કાળક્રમે રાષ્ટ્રીય ભાવના સ્ફુરી આવી. વીસમી સદીની દૃષ્ટિએ જોતાં આપણને આવી ભાવનામાં ધર્માંધપણ દેખાય પરંતુ જે જમાનાની વાત ચાલતી હોય તે જમાનાની દૃષ્ટિથી જોતા સહજ સમજાશે કે ધર્મ એ તે વખતે એકત્ર કરવાનું સાધન હતું. ધર્મને નામે દુનિયામાં લોહીના પ્રવાહ રેલાયા છે એ ખરૂં પણ આશ્ચર્યચકિત કરનાર આત્મભોગ પણ ધર્મને નામે અપાયા છે એ આપણે ભૂલવું જોઈએ નહિ બેલજીઅમમાં મુખ્ય ધર્મ કેથોલિક છે પણ બીજા ધર્મના લોકોને કોઈ પણ પ્રકારની ત્યાં હરકત થતી નથી. જુદા ધર્મના હોવા છતાં પ્રજાજીવનને ઉપયોગી સહકાર્યમા લોકો જોડાય છે. બેલજીઅમમા રાજ્યધર્મ (state religion) જેવું કંઈ છે જ નહિ.

બેલજીઅમમા ખેતી અને ઉદ્યોગ બન્ને પ્રત્યે સારૂં ધ્યાન અપાય છે. દેશની વસ્તીનો અર્ધો ભાગ ખેતી ઉપર નિર્વાહ ચલાવે છે. હિંદુસ્તાનની માફક ત્યાં ખેડુત જાતે ખેતી કરે છે અને ઘરનાં બૈરા છોકરાની મદદ પણ લે છે ખેતરમા કામ કરનાર મજુર વર્ગ બહુ નાનો છે. ઇંગ્લંડની માફક ત્યાં મોટા જમીનદાર નથી. નાના નાનાં ખેતર ઉપર ખેડુત કામ કરે છે. આ ખેતર સરાસરી અર્ધા એકરના હોય છે. બેલજીઅમના લોકો બહુ ખરચાળ નથી કરકસરની ઉપયોગિતા તેઓ સમજે છે. ખેતરમા કામ કરનાર મજુર ધીમે ધીમે કંઇ બચાવીને કાળક્રમે સ્વતંત્ર ખેડુત થાય છે આ કારણને લીધે બેલજીઅમમાં પડતર જમીન ભાગ્યેજ જોવામા આવેછે

**ખેડુત વર્ગ.**

જંગલની સંભાળ રાજ્ય તરફથી રાખવામા આવે છે. બેલજીઅમના વિદ્વાનોનું જ્ઞાન આ બાબતમા એવુ સારૂં ગણાય છે કે આયરલૅન્ડના જંગલ સંબંધી તપાસ કરી સૂચના કરવા માટે બેલજીઅમમાંથી માણસ બોલાવવામા આવ્યો હતો.

**જંગલની વ્યવસ્થા.**

બેલજીઅમમા ઉપયોગી ખનીજ પદાર્થ સારા જથ્થામાં મળી આવે છે. લોખંડ, સિસુ, ત્રાણુ, જસત, કેલમાઇન અને મેંગેનીસની ખાણોમાં ઘણા માણસો કામ કરે છે.

**ખનીજ પદાર્થ.**

ઉદ્યોગના રક્ષણાર્થે ત્યા એક ઉદ્યોગ અને મહેનતની વ્યવસ્થા કરનાર ખાતું સરકાર રાખે છે. આ ખાતા તરફથી પ્રજાને ઉદ્યોગ સંબંધી કંઇ માહિતી જોઈતી હોય તો મળી શકે છે. દેશના ઉદ્યોગને ઉત્તેજન આપવું અને પરદેશના ઉદ્યોગ દેશના ઉદ્યોગને નાશ ન કરે તે જોતા રહેવું એ આ ખાતાનું મુખ્ય કામ ગણાય છે. આ કાર્ય એવી સારી રીતે ત્યા થાય છે કે ભવિષ્યમાં યુરોપના બીજા દેશોને તેમાંથી ઘણું અનુકરણીય લાગશે. વ્યાપારઉદ્યોગની અભિવૃદ્ધિ એ સ્વદેશાભિમાનનું દૃશ્ય લક્ષણ હોય એવું બેલજીઅમના લોકો સમજતા જણાય છે. ઇ સ ૧૮૮૯ ની સાલથી બેલજીઅમની પ્રજાની અને તેના રાજ્યમંડળને એવી પ્રતીતિ થઇ કે અબાધિત વ્યાપારપદ્ધતિમા પોતાના દેશનો ઉદય સમાયલો નથી આ કારણને લીધે એ પદ્ધતિનો ત્યાગ કરવામાં આવ્યો અને દેશના ઉદ્યોગનું બહુ સંભાળપૂર્વક રક્ષણ કરવાના શુભ કાર્યનો આરંભ થયો. જર્મન લશ્કરે બેલજીઅમની પાયમાલી કરી છે પણ પ્રજામાં ઉદ્યોગની ખીલવણીના સંસ્કાર પડેલા છે તે ભુસવા માટે કોઈ પણ લશ્કર સમર્થ નથી. બેલજીઅમને ઘણું સહન કરવુ પડ્યું છે, આખો દેશ દરિદ્ર થઇ ગયો છે પરંતુ રાજ્ય તરફથી મળેલા ઉત્તેજને જે વ્યાપારી સંસ્કાર ઉત્પન્ન કર્યા તે કેવા ઉપયોગી થઇ પડે છે તે વિગ્રહને અંતે જણાશે. મોડું વહેલું બેલજીયમ સમૃદ્ધિવાન થશે એમા સંશય નથી. લોભ અને લલુતાના લોચન બેલજીયમ તરફ ભલે વળે પણ એ દેશની ફળદ્રુપ જમીન અને એના ખનીજ દ્રવ્ય ઉપાડી જવાની શકિત કોઈનામા નથી. આ દ્રવ્યનો ઉપયોગ કરવાને જોઇતા

**રાજ્ય તરફથી ઉદ્યોગનું રક્ષણ**

સંસ્કાર પણ પ્રજામા છે આ સર્વ જોતાં એ દેશનો પુનઃ આર્થિક ઉદય દૃષ્ટિ સમિપ દેખાય છે. પાછી તા બેલજીઅમને નમીએ પરત ગતાની બેડી જડી હોય અને પોતાનુ શ્રેય કરવાને બદલે જર્મન તીજોરી ભરવાનુ દુર્ભાગ્ય એને પ્રાપ્ત થવાનું હોય તો ઇશ્વર જાણે ! જે કાર્ય રાજ્ય તરફથી નથી થતું તે સાર્વજનિક સંસ્થાઓ ઉપાડી લે છે ખેતીને માટે જોઇતી મદદ આપવાનું કાર્ય સહકારી મંડળો કરે છે

**શિક્ષણ**

બેલજીઅમમા શિક્ષણ ફરજીઆત નથી. આશરે તેર ટકા જેટલો વસ્તીનો ભાગ લખી વાચી શકતો નથી યુરોપના સુશિક્ષિત દેશોના આ નાના પડોશીએ શિક્ષણ કેમ ફરજીઆત નહિ કર્યું હોય એવો વિચાર વાચનારને સહજ થશે

બેલજીઅમમા આટલા બધા અશિક્ષિત મનુષ્યો છે પણ તેઓને ઉદ્યોગનુ જ્ઞાન છે આ વ્યાવહારિક જ્ઞાન આપવા માટે રાજ્ય તરફથી પ્રતિ વર્ષે કરોડો રૂપીઆનુ ખર્ચ થાય છે યુનિવર્સિટિને અંગે ટેકનિકલ ઇન્સ્ટિટયુટસ હોય છે. વ્યાપારનું કામ શીખવનાર હાઇસ્કુલ્સ ત્યા છે ચિત્રકળા, સંગીત ઇત્યાદીના શિક્ષણને માટે ત્યા વ્યવસ્થા રાખવામા આવી છે લખવા વાચવામાજ ઉપયોગી જ્ઞાનનો સમાવેશ થાય છે એવી ભ્રાંતિ બેલજીઅમને થઇ નથી પરિણામે કલ્પિત સુખ માની લેવાને બદલે લોકોને સુખના ખરા સાધન જ મળે છે.

**સાહિત્ય**

એકજ ભાષા ન હોવા છતા સમાન આશય હોય તો એક પ્રજા બની શકે છે પરંતુ સાહિત્ય—રાષ્ટ્રીય સાહિત્ય વિનાની પ્રજા એ આત્મા રહિત પ્રજા જેવી છે બેલજીઅમના લોકોનુ ધ્યાન વ્યાપાર ઉદ્યોગ તરફ વધારે ખેંચાયલુ હોવાથી સાહિત્યના ઉદય માટે તેને જોઇએ તેટલી નિવૃત્તિ નથી મળી છતા ટુંક સમયમા બેલજીઅમે સારૂ સાહિત્ય ઉત્પન્ન કર્યું છે. એના સાહિત્યના ઉપાસકોમાથી યુરોપનું ધ્યાન ખેંચનાર નામ આપણને માત્ર બે જ જણાય છે વરહીરન અને મેટરલીંક યુરોપને પરિચિત છે બેલજીઅમ સાહિત્યના પૂર્ણોદયનો સમય આવશે ત્યારે આ બે નામની સાથે બીજા ઘણા નામ ઉમેરાશે એવી આશા બેલજીઅમની આ દિશામા પ્રગતિ જોતા રાખી શકાય છે

**અલગતાના રક્ષણાર્થે લશ્કરી વ્યવસ્થા**

બેલજીઅમની અલગતા સ્વીકારાયા પછી હોલન્ડે જ્યારે બેલજીઅમ ઉપર હુમલો કર્યો ત્યારે બીજા રાજ્યોની ધમકીથી બેલજીઅમનું રક્ષણ થયું. પોતાની અલગતા જાળવવાનું કાર્ય માત્ર બીજાના દયા ભાવ ઉપર રહે એ બેલજીઅમને ઠીક લાગ્યુ નહિ તેથી તેણે ધીમે ધીમે લશ્કરની તૈયારી કરવા માંડી ઇંગ્લંડ, ફ્રાન્સ અને જર્મનીએ જુદે જુદે પ્રસંગે આ પ્રયાસમા પોતાની અનુમતિ દર્શાવી હતી ઇ. સ ૧૮૭૦ ના ફ્રેન્કો-જર્મન વિગ્રહ વખતે બેલજીઅમની અલગતાને માન આપવામા આવ્યું હતુ. બીજા દેશો પોતાનું લશ્કરી બળ વધારતા ગયા તેમ બેલજીઅમને પણ સ્વરક્ષણ

સારૂ પોતાના બળમાં વૃદ્ધિ કરવી પડી. એક લાખ માણસ તૈયાર કરવાનો ઠરાવ થયો પણ અમુક રકમ લઈને લશ્કરી કવાયતમાંથી જેને મુક્ત થવું હોય તેને મુક્ત કરવામાં આવતા હતા તેથી આ સંખ્યા કાગળ ઉપરજ રહી. ૧૯૦૯માં આ છૂટ અપાતી બંધ થઈ. ૧૯૧૩ માં આર્મી બીલ પસાર થયું અને લશ્કરી બળ ત્રણ લાખનું કરવામાં આવ્યું. આ સાથે એન્ટવર્પ, લીએજ અને નામુરના કીલ્લાઓને મજબૂત કરવામાં આવ્યા. આ સર્વ તૈયારી માત્ર સ્વરક્ષણને માટે પોતાની અલગતા જાળવવા ખાતરજ હતી આ તૈયારીઓથી બેલજીઅમ પોતાના દુશ્મનોને પાછા હઠાવી શકશે એવું કોઇ પણ ધારતું નહોતું. દુશ્મનને થોડો વખત રોકવાનું કાર્ય તે કરી શકશે એટલીજ આશા યુરોપે રાખી હતી. વિગ્રહના પ્રારંભમાંજ જણાઇ આવ્યું કે એ આશા અસ્થાને નહોતી

બેલજીઅમના રાજ્યવહીવટનો ખ્યાલ વિગતમાં ઉતર્યા સિવાય આપી શકાય એમ નથી તેથી તે આપ્યા સિવાય લેખ સમાપ્ત કરવામાં આવેછે.

હરિલાલ માણેકલાલ દેસાઈ.

---

# જંબુસરમાં જાહેર કામ.



જંબુસર ભરૂચ જીલ્લાનું છેક ઉત્તર તરફ આવેલું તે જ નામના તાલુકાનું મુખ્ય શહેર છે. છેલ્લા વસ્તીપત્રક પ્રમાણે વસ્તી લગભગ ૯,૦૦૦ ની છે. વસ્તી દીન પર દીન ઘટતી જાય છે એમ લોકો કહે છે અને છેલ્લા ચાર દાયકાના વસ્તીપત્રકો પણ તેમજ કહે છે. ૧૮૭૨ માં ત્યાંની વસ્તી ૧૫,૦૦૦ ની હતી, ૧૮૮૧ મા ૧૧,૫૦૦ ની હતી. ૧૮૯૧ માં સ્હેજ વધીને ૧૨,૦૦૦ ની થઇ. ૧૯૦૧ માં ઘટીને ૧૦,૦૦૦ ની થઇ અને ૧૯૧૧ માં ૯,૦૦૦ ની થઇ રહી. હવે ૧૯૨૧ મા નવ હજારની દસ થાય છે કે આઠ થાય છે તે જોવાનું છે આ દાયકામાં ત્યાં રેલ્વે આવી છે તેથી કદાચ થોડી ઘણી વધશે. ભરૂચથી જંબુસર ૩૦ માઇલ દૂર છે અને બંને શહેરને જોડનારી નાના માપની (અઢી ફુટના માપની) રેલ્વે હજુ દોઢ વરસ થયાંજ શરૂ થઇ છે. વચમાંના એક સ્ટેશનથી વાગરા જવાય છે, અને આમોદનું તો સ્ટેશન છે, એટલે ભરૂચથી ઉત્તર તરફના આ ત્રણે તાલુકાઓમા જવાને આ નાની રેલ્વેનું સાધન ઉપયોગી થઇ પડયું છે.

## શહેર સુધરાઈ ખાતું.

આ શહેરમાં મ્યુનિસિપાલીટી છે. તેના પ્રમુખ સરકારી નોકર નહીં પણ એક નાગરિક, આમોદના ઠાકોર સાહેબ છે. મ્યુનિસિપલ મંડળ લોકના ચુંટેલા છ પ્રતિનિધિ,

ત્રણ સરકારે નીમેલા નાગરિક, તથા ત્રણ સરકારી નોકરોનું બનેલું છે. ૧૯૧૩-૧૪માં મ્યુનિસિપાલીટીની ઉપજ નીચે પ્રમાણે હતી.

| | રૂ. |
|---|---|
| આયાત વેરો (ઑક્ટ્રૉઇ) | ૫,૭૩૬ |
| ઘરવેરો | ૩,૮૮૨ |
| પ્રાણી અને વાહન વેરો | ૪૮૨ |
| સડક વેરો | ૧,૫૬૩ |
| ડબા દંડ-મ્યુનિસિપેલ દંડ | ૪૪૨ |
| નિશાળમાં ફી | ૧,૦૮૨ |
| દવાખાનામાં ફી | ૧૭૦ |
| દંડ વસુલ. | ......... |
| સરકારી મદદ-કેળવણીને | ૩,૨૩૭ |
| લોકલ ફંડની મદદ-કેળવણીને | ૭૫૧ |
| " દવાખાનાને | ૨૪૦ |
| પરચુરણ | ૧૬૪ |
| ભૂલના | ૮૫ |
| | ૧૭,૮૩૮ |

માથા દીઠ વાર્ષિક ઉપજ રૂ. બે ની લગભગ આવી હતી. ખર્ચ પણ તેટલોજ, સ્હેજ વધારે નીચે પ્રમાણે થયો હતો.

| | રૂ. |
|---|---|
| ઑફીસનો તથા વેરા વસુલીનો ખર્ચ. ... | ૨,૪૧૩ |
| દીવાબત્તી વગેરે. ... ... ... | ૧,૪૧૦ |
| રસ્તાની ઝાડઝુડ તથા પાણી છાંટવાનો ખર્ચ. | ૨,૨૩૧ |
| દવાખાનાનો ખર્ચ. ... ... ... | ૧,૯૫૮ |
| સડકોની દુરસ્તી. ... ... ... | ૧,૦૨૧ |
| શહેર તંદુરસ્તી ખાતે પરચુરણ. ... ... | ૪૯૩ |
| કેળવણી પ્રાથમિક તથા ઇંગ્રેજી. ... ... | ૮,૩૩૦ |
| પરચુરણ. ... ... ... ... | ૫૦૨ |
| | ૧૮,૩૬૮ |

મુખ્ય ઉપજ આયાતવેરો તથા ઘરવેરો તથા સડકવેરાની હતી. સરકાર તરફની કેળવણીને મળેલી મદદ વાજબી કરતાં લગભગ ૨,૦૦૦ રૂપીઆ ઓછી મળી હતી. તમામ મ્યુનિસિપાલીટીઓની આ ફરીઆદ છે કે કેળવણીના કામમાં સરકારે અરધો અરધ ખર્ચ આપવા બંધાએલ છતાં પુરો હીસ્સો આપતી નથી. ધણીનો કોઇ

ઘણી નથી. સડકોની દુરસ્તની પાછળ વાજબી કરતાં ઓછું ખરચ થાય છે. રસ્તા ઢોળાવવાળા હોવાથી તથા તે ઉપર કમી ખર્ચ થવાથી તે ખાડાખાઓચીઆવાળાં તથા ધુળથી ભરેલા છે. બજાર સાંકડી છે તથા તેની સડક ઉપર પથ્થરો જડેલા છે. કેળવણી માટેનો ખર્ચ બહુ સારો છે. માથા દીઠ લગભગ રૂ ૦-૧૫-૦ ખર્ચાય છે. મુંબાઇની શ્રીમંત મ્યુનિસિપાલીટી પણ માથા દીઠ આઠ આનાથી વધારે ખર્ચતી નથી. સરકારી અને લોકલ બૉર્ડ તરફથી મળતી મદદ તથા ફીની ઉપજ બાદ કરતાં ચોખો ખર્ચ તો રૂ. ૩,૨૫૬ નોજ છે, એટલે વસ્તીના માથા દીઠ પાા આનાનો જ રહે છે.

## કેળવણી—પ્રાથમિક તથા ઈંગ્રેજી.

મુંબઇ ઇલાકાના ૨૬ જીલ્લાઓમાં ભરૂચ જીલ્લો લખતાં વાંચતાં જાણનાર વસ્તીને ધોરણે પહેલે નંબરે આવે છે. ભણેલા પુરૂષો તથા સ્ત્રીઓનું પ્રમાણ લઇએ કે નિશાળે જતાં બાળકોનું પ્રમાણ લઇએ કે નિશાળવાળા ગામડાઓનું પ્રમાણ લઇએ-દરેક ગણત્રીમાં ભરૂચ જીલ્લાનો નંબર પહેલો અથવા બીજો જ આવે છે. ઇલાકાના ચારે વિભાગમાં ઉત્તર વિભાગનો પહેલો નંબર આવે છે, અને ઉત્તર વિભાગના છ જીલ્લામાં ભરૂચનો નંબર પહેલો અથવા બીજો આવે છે. સાત વર્ષ પર કેળવણી ખાતાને માલમ પડ્યું કે ભરૂચ જીલ્લામાં બીજા જીલ્લાઓના પ્રમાણમાં ઘણી નિશાળો છે અને તેથી બીજા જીલ્લાઓને અન્યાય થાય છે તેથી ૧૯૦૯-૧૦ માં ૩૨૨ નિશાળોને ઘટાડીને ૨૭૪ કરી નાખી હતી. હાલમાં કુલ ૨૯૫ પર આંકડો ગયો છે તેટલી મહેરબાની! એટલે ૧૯૦૫ માં જેટલી નિશાળો હતી તેટલી આજે છે. દસ વર્ષે ઘાંચીના બળદીઆની માફક, ભરૂચ જીલ્લામાં પ્રાથમિક શિક્ષણનો આંકડો ત્યાંનો ત્યાંજ રહ્યો છે.

જંબુસર શહેરમાં નીચે પ્રમાણે નિશાળો છે.

| | | | છોકરાઓ. | છોકરીઓ. |
|---|---|---|---|---|
| ૧ ગુજરાતી | છોકરાઓની | સાત ધોરણની | ૧૬૯ | ૦ |
| ૨ ,, | ,, | બે ધોરણ સુધીની | ૧૨૫ | ૦ |
| ૩ ,, | ,, | ,, | ૧૦૦ | ૦ |
| ૪ ,, | છોકરીઓની | છ ધોરણ સુધીની | ૦ | ૧૫૩ |
| ૫ ,, | ઢેડના છોકરાંઓ માટે—રૂરલ | | ૧૫ | ૫ |
| ૬ ,, | ભંગીના છોકરાંઓ માટે— ,, | | ૧૫ | ૩ |
| ૭ ઉર્દુ | છોકરાઓની | પાંચ ધોરણની | ૧૪૭ | ૦ |
| ૮ ,, | છોકરીઓની | ચાર ધોરણની | ૦ | ૪૨ |
| ૯ ઈંગ્રેજી | છોકરાઓની | પાંચ ધોરણની | ૬૦ | ૦ |
| | | | ૬૩૫ | ૨૦૩ |

કુલ નવ હજારની વસ્તીમાં, સેંકડે ૧૫ ટકા લેખે, ૧,૩૫૦ બાળકો નિશાળે જવા લાયક ઉમરના હોય, તેમાંથી ૮૩૮ નિશાળે જાય છે; બાકીના ૫૧૨ અજ્ઞાનતામાં ઉછરે છે. આવા બાળકોને નિશાળે લાવવાને મ્યુનિસિપલ મંડળ ખાસ પ્રયત્ન ન કરી શકે ? કઇ કઇ જ્ઞાતિના બાળકો અથવા બાળકીઓ નિશાળે આવવામાં પછાત છે તે શોધી કાઢી, સદરહુ જ્ઞાતિના અગ્રેસરોનું લક્ષ ખેંચી, પછાત કોમોને આગળ લાવવાનું 'મીશનરી' કામ આપણા સ્થાનિક મંડળો ક્યારે માથે લેશે ? અંત્યજ વર્ગના બાળકો માટે બે નિશાળો છે તે માટે જંબુસર શહેરને અભિનંદન આપ્યા વગર કેમ રહેવાય ?

તાલુકાના મુખ્ય શહેરમાં ઇંગ્રેજી નિશાળો હોવી જોઇએ કે નહીં અને રાખવી તો કેટલા ધોરણ સુધીની એ સવાલ આજકાલ વધારે જરૂરનો થયો છે. સરકારે તો દરેક જીલ્લામાં એક જ હાઈસ્કુલ મુખ્ય શહેરમાં કરવી અને તેથી વિશેષ ઇંગ્રેજી કેળવણી ન જ આપવી એવું વ્રત લીધું છે માટે તે તરફથી વિશેષ આશા રાખવી એ વ્યર્થ જ છે. ખાનગી સાહસથી ચાલતી હાઈસ્કુલો જીલ્લાના મુખ્ય શહેરમાં જોઇએ તેટલી નથી તો તાલુકાના શહેરોમાં ક્યાંથી જ ઉભી થાય? તાલુકાના શહેરોના મ્યુનિસિપલ મંડળોને હાઈસ્કુલોનો ખર્ચ જરા ભારે તો પડે પણ વ્હેલે મોડે તેમણે કર્યા વિના છુટકો જ નથી. પ્રાથમિક કેળવણીના પૂર્ણ પ્રસાર કર્યા વિના ઇંગ્રેજી શિક્ષણમાં નાનાં શહેરના મ્યુનિસિપલ મંડળોએ માથું ન મારવું અને હાઇસ્કુલો તે તેમને માટે તો મોજશોખ સમાન છે એમ લોર્ડ વિલિંગ્ડને પંઢરપુર હાઈસ્કુલને ઉદ્દેશીને કહ્યું હતું એમ સરકાર ભલે કહે અને માને, પરંતુ પ્રજાકીય દ્રષ્ટિએ જોતાં તો વિશેષ હાઈસ્કુલો મેળવવાનો બીજો રસ્તો જ નથી. સરકાર એમ કહે કે ઇંગ્રેજી કેળવણી વધારવાની હવે જરૂર નથી, કારણ કે રાજ્યતંત્ર ચલાવવાને વિશેષ ઇંગ્રેજી ભણેલા નોકરોની જરૂર નથી, તો તેનો જવાબ એટલો જ છે કે જ્ઞાનામૃત ચાખેલાઓ બીજાને ચખાડ્યા વિના રહેશે જ નહીં. ઇંગ્રેજી ભાષા મારફત મળતી વિદ્યા જ્ઞાનને જ માટે શીખવાને હિંદુસ્થાનની પ્રજા દરિદ્ર હોવા છતાં તૈયાર થઇ છે એમ દુનિયા હવે જાણશે.

### વકીલ વર્ગ.

આપણી બધી રાજકીય તથા સામાજિક ચળવળોમાં અગ્ર ભાગ લેનાર વકીલ વર્ગના માણસોજ હોય છે. હિંદી કોંગ્રેસ જુઓ કે પ્રાંતિક પરિષદ જુઓ, ધારા બાંધનારી સભાઓના સભ્યો જુઓ કે શહેર સુધારા મંડળના સભાસદો જુઓ, તેમાં ધંધાદાર વર્ગીકરણ કરવામાં આવે તો મોટો ભાગ; સેંકડે ૭૦ થી ૮૦ ટકા વકીલો જ નીકળશે. વકીલોને કાયદાનું જ્ઞાન સારૂં હોય છે. અને ઇંગ્રેજી રાજ્ય કાયદા કાનુનો ઉપર જ રચાએલું હોવાથી તેઓ કાયદેસર લડત લડવામાં તથા હકોની માગણી કરવામાં હુશીઆર હોય છે. જંબુસરના વકીલો રાજકીય વિષયમાં પછાત પડતા હોય એમ લાગે છે. ટેનીસ વગેરે રમતો ખેલવાને તેઓ એકઠા મળી શકે છે પણ ડીસ્ટ્રીક્ટ એસોસીએશનના સભાસદ થતાં પણ અધિકારીઓની ખફગીમાં આવી પડશું એમ બ્હીને પાછા પડે છે એ શોચનીય છે. ભરૂચ જીલ્લા મંડળના જંબુસર તાલુકા

ખાતેના મંત્રી એક વ્યાપારી ગૃહસ્થ છે તે જેમ તે ગૃહસ્થને માનપ્રદ છે તેટલુંજ ઉંચી કેળવણી પામેલા વકીલ સાહેબે ને નીચું જોવડાવનારૂં છે. તાલુકાના વરિષ્ટ સરકારી નોકરો પાસે ન્યાય છણવાનું તેમજ મહેસુલી બન્ને કામ રહે છે, અને આવા નોકરોની પાસે હમેશા તેમને વકીલાત કરવાની હોય છે તેથી યોગ્ય સ્વતંત્રપ્રિયતા તાલુકાના શહેરના વકીલોમા કુદરતી રીતે ખીલતી નથી કેવળ ન્યાયનું કામ કરનાર અધિકારીઓ (સબ જજ, ડીસ્ટ્રીક્ટ જજ વગેરે) પૂર્ણ ન્યાયી વિચારના હોય છે અને તેમની પાસે વકીલાત કરનારાઓમા તેટલેજ દરજ્જે સ્વતંત્રતા અને સત્યપ્રિયતા ખીલે છે, મહેસુલી અધિકારીઓ પોતેજ ન્યાયની બાબતમાં કોણી મારી કુલડો કરનારા હોય છે, તેથી તેઓ સ્પષ્ટ પણ કડુ સત્ય વાતોને સહન કરનારા નીવડતા નથી, અને તેમની છાયામાં કામ કરતા વકીલોમા સ્પષ્ટવક્તાપણાનો સ્વભાવ ખીલી શકતો નથી. તેઓ અધિકારીઓને વધારે પડતું માન આપવામા અને તેમની ઇચ્છાથી જરાએ વિરૂદ્ધ ન કરવામાજ પોતાનો માનમરતબો તથા લોકનાયકપણું સમજે છે. આ શોચનીય સ્થિતિ છે ન્યાય અને મહેસુલી ખાતું જોડાએલુ રહેવાથી પ્રજાને જે અનેક નુકસાનો થાય છે તેમાંનું આ એક છે.

## દુષ્કાળનુ કામ.

ગયુ ચોમાસુ જંબુસર તાલુકામાં નિષ્ફળ જવાથી આખા તાલુકામાં અને ખાસ કરીને સમુદ્ર કાંઠાના (ખારાના) ગામોમાં છેલ્લા ૪–૫ માસ થયાં દુકાળનું સંકટ ફેલાયું હતું. સારે નસીબે સરકારે તે તાલુકાના ઘણાખરા ગામડાઓમાં વેરો વસુલ કરવાનું મુલ્તવી રાખ્યુ છે તથા તળાવ ખોદાણના કામો કાઢી લોકોને રોજી આપી હતી. તે ઉપરાંત ગુજરાતના બીજા દુષ્કાળ પીડિત ભાગમા મહેરબાની ન કીધેલી તેવી એટલે તકાવીની રકમ તરીકે રૂ. ૪૦,૦૦૦ વહેંચવાની કૃપા સરકારે કીધી હતી. ખાનગી મદદ પણ જંબુસરના નાગરિકો તરફથી તથા પડખેના સારી સ્થિતિવાળા તાલુકાઓ તરફથી સારી રીતે મળી હતી. જંબુસરમા સ્થાપેલી એક કમિટિએ ભરૂચ, મુંબઇ તથા અન્ય સ્થળેથી રૂ ૫,૦૦૦ ને આશરેની રકમ એકઠી કરી લાચાર લોકોને અનાજ વગેરેની મદદ તથા ઢોરને માટે ઘાસની મદદ ગામે ગામ ફરીને સ્વયંસેવકોની મારફત વહેંચાવી છે દીનપરદીન સામાજિક સેવાના કાર્યો નીયમસર થતા જાય છે એ પ્રજાકીય ઉન્નતિનું એક શુભ ચિહ્‌ન છે. શહેરના વાસીઓ અને ગામડા વાસીઓ વચ્ચેનુ અંતર નાશ થાય, એક બીજાના સુખદુઃખ જાણવાની અને તેમા ભાગી થવાની આકાક્ષા રહે, અનાથ અને ક્ષુધાપીડિતને ગામડાને ખુણે ખોચરેથી શોધી કાઢીને તેને નવું જીવન આપે તે કામ જે સ્વયંસેવકોથી બને તે મરણના મુખમા પડનાર બહાદુર સીપાઇઓ કરતા ઓછા શૂરવીર ગણાય ? ખરો અંતરનો ભ્રાતૃભાવ પ્રજામાં વધે તો જ પ્રજાકીય જીવન ખીલે.

## વિદ્યાર્થીઓ માટે વસતિગૃહ.

તાલુકાના ગામડાઓમાંથી શહેરની ઇંગ્રેજી નિશાળમાં અથવા ગુજરાતી ઉંચા ધોરણો ભણવા આવનાર વિદ્યાર્થીઓની સગવડ માટે એક વસતિ ગૃહ ગયા મે માસમાં

ખોલવામાં આવ્યું છે, અને તેનુ મુહુર્ત કેળવણી ખાતાના એક ઉત્સાહી અમલદારે કર્યું હતું. વિદ્યાર્થીઓને રહેવાનું ગૃહ એક ઉદાર મનના નાગરિકે મફત વાપરવા આપ્યું છે. આ વસતિગૃહના કામ ઉપર દેખરેખ સારી રહેશે તો નાના ગામોમાંથી વિદ્યાર્થીઓ આવવાને આકર્ષાશે, અને તેથી તેઓ ઇંગ્રેજી કેળવણીનો લાભ મેળવશે. ખાધખોરાકીનો ખર્ચ વિદ્યાર્થીઓની પાસેથી વ્યાજબી દરે લેવાનું ઠરાવ્યું છે.

## તાલુકાના ગામડાઓમાં કેળવણી.

તાલુકામાં ૮૨ ગામડાઓ છે તેમાં જંબુસર શહેર બાદ કરીને વસ્તીની સંખ્યા ૫૧,૬૦૦ ની છે. ૮૨ ગામડાઓ પૈકી ૧૩ માં 'ફુલ પ્રાઇમરી' એટલે પાંચથી સાત ધોરણની અને ૩૨ માં 'રૂરલ' એટલે ફક્ત ત્રણ ધોરણની શાળાઓ છે કન્યાશાળા ફક્ત બેજ ગામમાં છે, ગજેરા અને સીગામમા. ઈંગ્રેજી નિશાળ કોઇ પણ ઠેકાણે નથી બધા ૮૨ એ ગામના લોકો લોકલ ફંડનો વેરો ભરે છે; છતાં ફક્ત ૪૫ ગામવાળાઓને કેળવણીનું સાધન પુરૂં પાડવામાં આવે છે, ને બાકીના ૩૭ ગામવાળાઓને કેટલો અન્યાય થાય છે? લોકલ ફંડની રકમનો ત્રીજો ભાગ કેળવણીના કામ પાછળ ખર્ચવો જોઇએ તે પ્રમાણે ખર્ચાય છે, પણ બે ગામનો વેરો એકઠો કરી એકજ ગામના ફાયદા માટે ખર્ચવામા આવે, અને બીજાને તેમાથી બીલકુલ ફાયદો ન મળે તે બીજા ગામવાળાને કેટલો અન્યાય? આવો અન્યાય બેચાર વર્ષ નહીં પણ ૧૮૬૯ ની સાલથી, જ્યારથી લોકલ ફંડ વેરો લેવો શરૂ થયો ત્યારથી આજ સુધી એટલે ૪૭ વર્ષ સુધી ચાલ્યા કરે છે. ન્હાના ગામડામા જન્મવુ તે આ જમાનામાં પાતક ગણાય છે. મોટા ન્હાના ભેદમાં ન્હાનું હોય તે છુંદાય, દબાય અને માર ખાય, એવો ન્યાય (અથવા ખરી રીતે અન્યાય) વીસમી સદીમાં તો નહીજ ચાલવો જોઇએ. દરેક ગામડામાંથી જે લોકલ ફંડ ઉઘરાવાતો હોય તેમાથી થોડો ભાગ આખા તાલુકા અથવા જીલ્લાના ઉપયોગને માટે રાખી, બાકીનો ભાગ તે જ ગામમાં ખર્ચવો જોઇએ એ ન્યાય છે.

## રૂરલ નિશાળો

જે જે ગામોમાં 'રૂરલ' નિશાળો, એટલે ફક્ત ત્રણજ ધોરણ સુધીની નિશાળો છે તેના વિદ્યાર્થીઓને એક મોટી આપત્તિ છે. આવી ત્રણ ધોરણની શાળાઓ બે વર્ષ થયાંજ થઇ છે તે પહેલા તે જ નિશાળો પાંચ ધોરણની હતી, કોઇક ઠેકાણે ચારની હતી. પણ હવે તો બધે સરસકટ ત્રણ ધોરણનીજ કરી નાખી છે. આ પ્રતાપ લૉર્ડ સીડનહેમ તથા ઑન. શાર્પ સાહેબનો છે. ફક્ત ત્રણ ધોરણ પૂરા કરીને ઈંગ્રેજી નિશાળમાં દાખલ થવાય નહીં, ચોથું ધોરણ પાસ કરવુજ જોઇએ. પણ ચોથું ધોરણ તો સરકારે કાઢી નાંખ્યું તેથી જે ગામની નિશાળ 'ફુલ પ્રાઇમરી' એટલે પાંચથી સાત ધોરણની હોય ત્યાં કુમળી વયના બાળકે પરગામ પારકે ઘેર જઈને ભણવું જોઇએ. પરગામ જઈને ભણવું એટલે માસિક ૬-૭ રૂપિયાનો ખર્ચ કરવો જોઇએ અને માંડમાંડ પેટનું પુરૂં કરનાર ખેડુત પોતાના છોકરાની કેળવણી પાછળ એટલી મોટી રકમ કેવી રીતે ખર્ચી શકે?

પરિણામ એ આવે છે કે લગભગ બધા છોકરાઓ ત્રણ ધોરણ ભણીને ઉઠી જાય છે અને બીજાં બેચાર વર્ષ જાય એટલે ભણ્યું ભૂલી જાય છે અને ચાર પાંચ વર્ષ નિશાળમાં કાઢેલા ફોકટ જાય છે. વળી ગામડાના બાળકોને માટે ધોરણો શહેરના કરતા સ્હેલા જોઇએ તેને બદલે ગ્રામ્ય ધોરણો વધારે મુશ્કેલ કર્યાં છે, જેથી એક વર્ષના અભ્યાસક્રમ માટે બે વર્ષ તો સાધારણ રીતે થાયજ. આ પ્રમાણે બાળધોરણ તથા ત્રણ ધોરણોનો અભ્યાસક્રમ ચાર વર્ષમાં પુરો થયો જોઇએ તેને માટે સાધારણ બુદ્ધિના બાળકને ૫-૬ વર્ષ તો લાગે છે જ અને પરિણામ છેવટે કાંઇ નહી આવો વિચિત્ર અભ્યાસક્રમ ગોઠવવા માટે કેળવણી ખાતાના મોટા નોકરોને કેટલી શાબાસી કે કેટલી નિંદા આપવી તે તો ગામડાના લોકો જેઓની પાસે પોતાના હૃદય ખોલતા હોય તેઓજ જાણે. ગામડાના લોકો પોતાની રાડ ફરીઆદ યોગ્ય ઠેકાણે પહોચાડવાનો હુન્નર જાણતા નથી તેથી 'બોલે તેના બોર વેચાય' એવી રાજવ્યવસ્થામા તેમનાં દુઃખનો નિકાલ ન આવે તેમાં કાંઇ નવાઇ નહીં.

અ. વિ. ઠક્કર.

---

# શ્રી વાલ્મીકિ રામાયણ બાળકાંડ.

(ભાષાન્તર કર્તા–રા. મનહરરામ હરિહરરામ મહેતા)

પાશ્ચાત્ય પદ્ધતિ પ્રમાણે સંસ્કૃત ભાષાનો અભ્યાસ હિંદમા ચાલુ થયાને પચાસ કરતા વધારે વર્ષ થઇ ગયાં છે છતા અત્યાર સુધીમા મહાભારત અથવા રામાયણ જેવા નીતિબોધક, વીરરસપ્રાધાન્ય, કવિતાશક્તિની પરાકાષ્ઠારૂપ તથા સામાન્ય જનસમૂહના ધાર્મિક જીવનના પોષક ગ્રથોનું અક્ષરશઃ પદ્યમાં ભાષાન્તર કરવાનો પ્રયાસ કોઇએ કીધો નથી એજ દેખાડી આપે છે કે તે વિષેનો વિચારજ કાર્યની મહત્તાને લીધે ગાત્રને શિથિલ કરી નાંખે એવો છે. વાલ્મીકિ રામાયણરૂપ ગંગામાંથી પાશ્ચાત્ય સંસ્કારોથી રહિત કેટલાકો ન્હાનાં મોટાં આખ્યાનો રૂપ ગંગાજળના પ્યાલા અને કળશીઓ ભરી ભરીને લાવ્યા હતા, ગીરધર જેવાએ તેને પોતાના મગજરૂપી યન્ત્રમાં નાખી તેના સારાંશ રૂપી બરફ રૂપે તેને બ્હાર કાઢી ગુર્જરી પ્રજાને સંતોષ મનાવ્યો હતો; પરંતુ રા. મનહરરામે તો ભગીરથ રાજાની માફક તે ગંગાને સાક્ષાત જ ગુર્જરી ભાષા રૂપી પૃથ્વી ઉપર ખેંચી લાવવાનો મહાન્ પ્રયત્ન આદર્યો છે, જે માટે સમસ્ત ગુજરાતની પ્રજા તરફથી એમને ધન્યવાદ ઘટે છે.

એ ભાષાન્તરમાની વાક્યરચના ઘણી સરળ છે; ટુંકા ટુંકા વાકયો હોવા છતાં તેમાંથી મૂળ ગ્રંથકર્તાનો ભાવાર્થ ઝટ સમજાઇ જાય છે. મૂળ ગ્રંથ અને ભાષાન્તર વચ્ચે ભેદ

એ છે કે પહેલામાં જે કલ્પનાનું ગૌરવ આવી શકે છે તે બીજામાં આવી શકતું નથી, પરંતુ તેની મહત્તાની તુલના એ ઉપરથી થઇ શકે છે કે જે ગ્રંથનું તે ભાષાન્તર હોય તેમાં આ લેખેલી મૂર્તિઓ યથાસ્થિત રાખી માત્ર ભાષા ફેરજ કરી રજુ કરવામાં આવી છે કે મરડી મચડીને વિકૃત સ્વરૂપમાં રજુ કરી છે. આ દૃષ્ટિબિન્દુથી તપાસતાં એમ લાગે છે કે રા. મનહરરામે ખરેખરૂં ભાષાન્તરજ કર્યું છે, કારણકે એકંદર ગ્રન્થનું અવલોકન કર્યા પછી મનમાં એવી જ ભાવના રહી જાય છે કે જાણે મૂળગ્રન્થ જ વાંચ્યો હોય, અને વિશેષે કરીને "ઋષ્યશૃંગાખ્યાન" (પાનું ૩૫ લીંટી ૮-૨૦), "યજ્ઞસામગ્રી" (સર્ગ ૧૩ મો પાનાં ૪૫-૪૯), "યજ્ઞપુરૂષાવિર્ભાવ" (પા. ૬૨ લીં. ૬-૨૦), "વાનરોત્પત્તિવર્ણન" (પા. ૬૬ લીં. ૨૩-૨૫ તથા પા. ૬૭ લીં. ૧-૧૩), "રામજન્મવર્ણન" (પા. ૬૯-લી. ૭-૧૯), "રામચર્યાવર્ણન" (પા. ૭૧ લીં. ૮-૧૪), "કૌશીકાગમન" (પા ૭૩ લીં. ૨૧-૨૬), "તાટકાખ્યાન" (પા ૯૨ લી. ૧૨-૨૩), "ક્ષમાઉપદેશ" (પા. ૧૧૬ લી ૯-૧૩), "ગંગાવતરણ" (સર્ગ ૪૨ પા ૧૩૪-૩૮), "રામલક્ષ્મણાગમનવર્ણન" (પા. ૧૪૮ લીં. ૭-૧૯), "અહલ્યાખ્યાન" (પા. ૧૫૨ લીં. ૭-૧૪), "કામદુધાવર્ણન" (પા. ૧૬૨ લીં. ૧૨-૨૦), "બ્રહ્મબળવર્ણન" (સર્ગ ૫૬ પા. ૧૬૮-૭૦), "અયોધ્યાવર્ણન" (પા. ૨૨૧ લીં. ૧૮-૨૨, તથા પા. ૨૨૨ લી. ૧-૨), એ ભાગો વાંચવાથી તો જાણે વાલ્મીકિની કલ્પિત સૃષ્ટિરૂપી જ્યોતિને ગુર્જરીભાષા રૂપી પારદર્શક કાચના ફાનસમાં ન મૂકી હોય એવો ભાસ થાય છે. તે છતાં સૂક્ષ્મપણે અવલોકન કરતાં માલુમ પડે છે કે કોઇ કોઇ જગાએ મૂળગ્રંથ અને ભાષાન્તર વચ્ચે એકતંત્રતા આવી શકી નથી. આશા છે કે તે ઉપર વિશેષ લક્ષ આપી, બીજી આવૃત્તિમાં સુધારા કરવામાં આવશે તથા હવે પછીના સર્ગોમા એવી શરતચુકો ન થાય તે વિષે કાળજી રાખવામાં આવશે. ભાષાન્તર તરીકે નહીં પરંતુ ગુજરાતી ભાષાના એક નવીન પુસ્તક તરીકે અવલોકતા લાગે છે કે આપણી ભાષામા એથી સારો ઉમેરો થયો છે. સ્વ. નર્મદાશંકરે ઇલીઅડના કેટલાક ભાગોનું ભાષાન્તર કિવા તેનો સારાંશ બ્હાર પાડયો હતો પરંતુ તે ગદ્યમાં, સ્વ. ઇચ્છારામ સૂર્યરામ તરફથી આખા વાલ્મીકિરામાયણનું ભાષાન્તર પ્રસિદ્ધ થયેલું છે પરંતુ તે કાંઇક ઘટાડા તથા ઉમેરા સાથે અને વળી ગદ્યમાજ; તદ્દન નવીન કલ્પનાયુક્ત તો એવો કોઇ પણ ગ્રન્થ ગુજરાતી પદ્યમાં કે ગદ્યમાં ન હતોજ, માટે એવા એક પુસ્તકની ખોટ આ ગ્રન્થ સારી રીતે પુરી શકે છે અને જ્યાં લગી કોઇ ગુજરાતી વાલ્મીકિ નહીં નિકળે ત્યાં લગી ઐતિહાસિક કાવ્યના નમૂના રૂપે આજ ગ્રન્થ રહેવાનો એમ કહેવામાં કાંઇ અતિશયોક્તિ નથી. આ અભિપ્રાયના સમર્થન માટે તેમાંથી કોઇ સારા સારા ફકરાઓ ચુંટી કાઢી દેખાડવા જોઇએ એમ કોઇકને લાગે એ સ્વાભાવિક છે પરંતુ એકંદર પુસ્તક જ એવી મનોહર અને છટાદાર ભાષામા લખેલું છે કે તેમાંથી અમુક અમુક ભાગો છુટા પાડી ઉદાહરણો તરીકે રજુ કરવા એ લેખકને તેમજ ગ્રન્થના બાકીના ભાગોને અન્યાય કરવા જેવું થાય. છતા એમ કહી શકાય કે ઉપર યથાર્થ ભાષાન્તરના ઉદાહરણો તરીકે જે ફકરાઓ ટાંકયા છે તે એવા છે કે તે ગમે તેટલી વાર વાંચ્યાથી પણ નિરસ લાગે, એવા નથી તેમજ તેમાં વર્ણવેલી વસ્તુઓ પણ એવી છે કે કોઇ પણ વખતે કોઈ પણ વાંચનારને જેના મનમા હિંદની સંસ્કૃતિ માટે માનભાવ હોય તેને

પ્રિય લાગે એવી છે. વળી વિશ્વામિત્રે ત્રિશંકુને કરાવેલું "સ્વર્ગારોહણ" તથા તેની બ્રહ્મર્ષિપદપ્રાપ્તિ, ભાગીરથે સાધેલું "ગંગાવતરણ", રામચંદ્રે કરેલો "શિવધનુષ્યભંગ" તથા "પરશુરામ પરોન્નય" વગેરેની કથાઓ લોકોએ સાંભળી અથવા વાંચી હશે; પરંતુ વાલ્મીકિએ કીધેલું તેનું વર્ણન આ પુસ્તકમાં યથાસ્થિત અને જુસ્સાદાર ભાષામાં રજુ થયેલું હોવાને લીધે તે વાંચી એ આખ્યાનોમાં તેમને કાંઇક જુદોજ રસ પડવાનો, તેમના મનમાં પુરૂષાર્થની પ્રાધાન્યતા વિષે કાંઇક જુદાજ વિચારો સ્ફુરવાના, અને તેથી તેમનાં ભાવિ કૃત્યોમા તેની થોડી ઘણી પણ અસર જણાવવાની, એમ માનવું સકારણ લાગે છે.

વળી, ભાષામાં કોઇ પણ નવીન પુસ્તકનું કાચ જેટલું એક તરફથી તેના વિષયનું જ્ઞાન આપવામાં હોય છે તેટલુંજ બીજી તરફથી ભાષાની અભિવૃદ્ધિ કરવામાં હોય છે. અને એ બાબતમાં પણ મારા ધારવા પ્રમાણે આ ગ્રન્થ સારું કાર્ય બજાવી શકશે, કારણ કે તેમા ઘણા (આશરે ૨૫ થી ૩૦) નવીન શબ્દો વપરાયલા નજરે પડયા છે: જેવા કે "ભાવિતાત્મા", "વિશ્વાસજન્ય", "આવાહવા લાગ્યા", "નૃત્યતિ", "કૂટયોધી," "લીલા", "સહભાવી", "શુદ્ધાત", "સંવાહતા", "વિભાવરી", "શર્વરી", "બાહુ પરિવેષ", વગેરે વગેરે. તેમ ભાષાના પ્રચલિત શબ્દોમાથી પણ ઘણા બંધબેસ્તા શબ્દોનો ઉપયોગ કરવામાં આવ્યો છે જેમ કે 'स्वाध्यायनिरत"ની જગાએ "અધ્યયનમાં ગુંથતા", "मृतं मन्ये"ને ઠેકાણે "જાણે મુઆ પડયા", વગેરે

પરંતુ કેટલેક ઠેકાણે ઘણા મોટા મોટા સમાસો, જેવા કે "યક્ષગંધર્વ બ્રાહ્મણ ઋષિ-અસુરતું", "દેવઋષિ રૂદ્ર ગંધર્વ અપ્સરા", "અર્ણવ અરણ્ય પર્વત સહિત" વગેરે, સંસ્કૃતમાંથી જેમના તેમ અને કોઇ કોઇ ઠેકાણે તો તેમાંના બે છુટા છુટા હોય તેને જોડીને મૂકેલા જણાય છે. છતાં જ્યાં સુધી માત્ર નામોનો જ સમાસ હોય ત્યાં લગી તો બહુ હરકત જેવું ન ગણાય, પરંતુ બે ત્રણ ઠેકાણે તો "હૃદયમનવિદારણ", "તવઅનુગમનરત", "ભગિનિસ્નેહસંયુકત"; એવા સમાસો પણ એમના એમ જ યોજેલા છે તેથી સામાન્ય વાંચનાર તો બિચારો ગોથાં જ ખાય અને શિક્ષિત પણ વિચારમાં તો પડે જ.

વળી કોઇ કોઇ બીનજરૂરી પરભાષાના શબ્દોને સ્વભાષાને ખીચડીઆ બનાવવા પ્રત્યેના વલણવાળો ઉપયોગ થયેલો જોઇને કાંઇક ખેદની લાગણી પણ થઇ છે. દાખલા તરીકે પા ૨૦૩ ના લીં. ૧ લી માં મરાઠી શબ્દ "પાઠંવ્યો", તથા પા ૧૭૬ ના લીં. ૧ લી માં મગદી શબ્દયોગી અવ્યય 'વા" તેમજ પા. ૧૩ મે લીં. ૧૯ માં હિંદુસ્થાની શબ્દ "જમ્યું", વગેરે વાપર્યા છે તેને બદલે ગુજરાતી શબ્દો "મોકલ્યુ" "અને" "ને" "દસ્યું" અનુક્રમે વાપર્યા હોત તો મારા ધારવા પ્રમાણે કોઇજ જાતની હરકત નહોતી. તેમજ એક બે ઠેકાણે પારસીઆઈ શબ્દો "પામે" તથા "વરી" વાપરેલા છે જે આસપાસના સંસ્કૃત શબ્દો સાથે તેમજ સામાન્ય શૈલી સાથે બંધબેસતા જણાતા નથી.

વળી કંઇક ઝુલણાછંદ ભળતા અને કટાવ સાથે મળતા આવતા પ્રાસ રૂપી પાસથી મુક્ત જે "રામછંદ" માં આ ભાષાન્તર રચાયેલું છે તે વિષે કહેવાનું કે જો કે બીજી કોઇ રીતે લખ્યું હોત તો એ આટલું આનંદદાયક ન નિવડત એમ હું માની શકતો નથી, છતાં જે સ્વરૂપમાં એને જનસમૂહ આગળ રજુ કરવામાં આવ્યું છે તે સ્વરૂપમાં તે સારૂં શોભે છે અને ચરણની સંખ્યારૂપી શૃંખલાથી પણ મુક્ત હોવાને લીધે આવું ઐતિહાસિક કાવ્ય લખવામાં લેખકને તે વધારે સુગમ પડી શકે એમ પણ લાગે છે. એ આખુ પુસ્તક વાંચતાં ઘણે ઠેકાણે યતિભંગ જોવામાં આવ્યો હતો અને તે પહેલાં ૧૦૦ પાનામાં વધારે વખત અને તે પછીનામાં ઘટતે પ્રમાણે માલૂમ પડયો હતો તે ઉપરથી સાધારણ રીતે એવું અનુમાન થાય છે કે પહેલ વહેલાં નવીનતાને લીધે જે માત્રાનું પ્રમાણ ચુકી જવાતું તે પાછળથી ધીરે ધીરે દૃષ્ટિ આગળ જ રહેવા લાગ્યું અને આશા છે કે હવે પછીના સર્ગોમાં ભાગ્યેજ જોવામાં આવશે. તેમજ કોઇક કોઇક જગાએ છાપનારની ભૂલો સુધારવાની રહી ગઇ છે, તે હવે પછીની આવૃત્તિમાં સુધારવામાં આવશે એવી આશા છે. પુસ્તકની બાંધણી ટકાઉ અને પૂઠું સાદું છતાં દેખાવડું છે છેવટે આ સમસ્ત ગ્રન્થનું ભાષાન્તર પુરૂં કરવા માટે પરમાત્મા ગ. મનહરરામને દીર્ઘાયુષ્ય અને ધૈર્ય બક્ષે એવી પ્રાર્થના છે.

પ્રલ્હાદ ચંદ્રશેખર દીવાનજી.

---

# ટેંટઝીલનું મરણ.

( વર્ષ પહેલાના પૃષ્ઠ ૫૭૩થી ચાલુ )

## અંક ત્રીજો.

### પ્રવેશ

તે જ ઓરડો.

ઇગ્રેન અને આગ્લોવાલ.

ઇ૦—હું બારણાંઓ તપાસતી હતી બધા મળીને ત્રણ છે. આપણે આ મોટાં ઉપર નજર રાખીશું......બીજાં બે તો નીચાં અને ભારી છે. તે કદી પણ ઉઘાડવામાં આવતાં નથી. તેની ચાવીઓ લાંબા વખત પર ખોવાઇ ગઇ હતી, અને આ લોખંડના સળીઆઓ દિવાલમાં ચણી લીધેલા છે. અને આ બારણું બંધ કરવામાં મદદ કરો, તે શહેરના દરવાજા કરતાં પણ વધારે ભારી છે.. ...તે કેટલું જડ છે, વીજળી પણ તેને ભેદીને જઇ શકે નહિં..... કેમ હવે કાંઇ થાય તો તૈયાર છો ને ?

ઑ૦—(ઉમરા ઉપર જઇને બેસે છે) હું તો પગથીઆં ઉપર જઇને બેસીશ. મારી તરવાર મારા પગ ઉપર છે......હું નથી ધારતો કે આ પહેલીજ વખત હું અહિં ચોકી કરતો બેઠો હઇશ, મારા બાળક; અને કોઇ કોઇ વખતે એવું પણ થાય છે કે જે સઘળું યાદ આવે છે તે સમજાતું નથી......આ સઘળું મેં પહેલાં કીધું છે, ક્યારે તે હું કહી શકતો નથી......પણ તરવાર ખેંચવાની તો મેં કદી પણ હીંમત કરી નથી..... હમણાં, તે અહિં મારી આગળ પડેલી છે, પણ મારા હાથમાં હવે જોર નથી; છતાં બને તેટલું તો કરવા ધારૂં છું...... નહિં સમજાય તો પણ, આત્મરક્ષણ માટે સામે થવાનો વખત આવી પહોંચ્યો છે......

બેલાંઝેર ટેંટઝીલને હાથમાં લઇ બાજુના ઓરડામાંથી આવે છે.

બે૦—તે જાગતો હતો. ....

ઇ૦—તે ફીક્કો પડી ગયો છે......તેને શું થાય છે?

બે૦—હું જાણુતી નથી......તે બુદ્દલ બોલતોજ નથી .....તે રડતો હતો.

ઇ૦—ટેંટઝીલ......

બે૦—તે તારી તરફથી મ્હોં ફેરવી નાખે છે.

ઇ૦—તે મને ઓળખતો હોય એમ દેખાતું નથી......ટેંટઝીલ, તું ક્યાં છે?—એ તો તારી બ્હેન બોલે છે......તું એકી નજરે શું જોઇ રહ્યો છે?—આમ ફર .... આવ, હું તારી સાથે રમું......

ટેં૦—ના......ના......

ઇ૦—તારે રમવું નથી?

ટેં૦—બ્હેન, મારાથી ઉભા રહેવાતું નથી.. ...

ઇ૦—ઉભા રહેવાતું નથી?......આવ, આવ, તને શું થાય છે?—તને કાંઇ દરદ થાય છે?

ટેં૦—હા......

ઇ૦—ક્યાં તે મને કહે, ટેંટઝીલ, અને હું મટાડી દઇશ .....

ટેં૦—બ્હેન, હું કહી નથી શકતો......બધે .

ઇ૦—મારી પાસે આવ, ટેંટઝીલ...જો, મારા હાથ કેવા સુંવાળા છે, હું તને પંપાળીશ અને તને તરતજ ઠીક લાગશે.. ...મને આપ, બેલાંઝેર...તે મારા ખોળામાં બેસશે, અને બધું દુઃખ જતું રહેશે .....કેમ, ખરૂં?. તારી મોટી બ્હેનો અહિંઆ છે—તારી પાસેજ છે......અમે તારી સંભાળ રાખશું, અને તને જરા પણ હરકત થશે નહિં ....

ટેં૦—બ્હેન, કંઇ થાય છે...અહીં, બ્હેન, દીવા કેમ નથી?

ઇ૦—દીવો તો છે, મારા બાળક......આ ફાનસ લટકે છે તે દેખાતું નથી?

વળી ઠંડક ઝુલણાછંદ ભળતા અને કટાવ સાથે મળતા આવતા પ્રાસ રૂપી પાસથી મુકત જે "રામછંદ" માં આ ભાષાન્તર રચાયેલું છે તે વિષે કહેવાનું કે જો કે બીજી કોઇ રીતે લખ્યું હોત તો એ આટલું આનંદદાયક ન નિવડત એમ હું માની શકતો નથી, છતાં જે સ્વરૂપમાં એને જનસમૂહ આગળ રજુ કરવામાં આવ્યું છે તે સ્વરૂપમાં તે સારૂં શોભે છે અને ચરણની સંખ્યારૂપી શૃંખલાથી પણ મુકત હોવાને લીધે આવું ઐતિહાસિક કાવ્ય લખવામા લેખકને તે વધારે સુગમ પડી શકે એમ પણ લાગે છે. એ આખુ પુસ્તક વાચતાં ઘણે ઠેકાણે યતિભંગ જોવામાં આવ્યો હતો અને તે પહેલાં ૧૦૦ પાનામાં વધારે વણતઅને તે પછીનામાં ઘટતે પ્રમાણે માલૂમ પડયો હતો. તે ઉપરથી સાધારણ રીતે એવું અનુમાન થાય છે કે પહેલ વહેલાં નવીનતાને લીધે જે માત્રાનું પ્રમાણ ચુકી જવાતું તે પાછળથી ધીરે ધીરે દષ્ટિ આગળ જ રહેવા લાગ્યું અને આશા છે કે હવે પછીના સર્ગોમાં ભાગ્યેજ જોવામાં આવશે. તેમજ કોઇક કોઇક જગાએ છાપનારની ભૂલો સુધારવાની રહી ગઇ છે, તે હવે પછીની આવૃત્તિમાં સુધારવામાં આવશે એવી આશા છે. પુસ્તકની બાંધણી ટકાઉ અને પૂઠું સાદું છતાં દેખાવડું છે છેવટે આ સમસ્ત ગ્રન્થનું ભાષાન્તર પુરૂં કરવા માટે પરમાત્મા ગ. મનહરરામને દીર્ઘાયુષ્ય અને ધૈર્ય બક્ષે એવી પ્રાર્થના છે.

પ્રલ્હાદ ચંદ્રશેખર દીવાનજી.

---

# ટેંટઝીલનું મરણ.

(વર્ષ પહેલાના ૫૪ પષ્ઠથી ચાલુ)

## અંક ત્રીજો.

### પ્રવેશ

તે જ ઓરડો.

ઇગ્રેન અને આગ્લોવાલ.

ઇ૦—હું બારણાંઓ તપાસતી હતી. બધાં મળીને ત્રણ છે. આપણે આ મોટા ઉપર નજર રાખીશું......બીજાં બે તો નીચાં અને ભારી છે. તે કદી પણ ઉઘાડવામાં આવતાં નથી. તેની ચાવીઓ લાબા વખત પર ખોવાઇ ગઇ હતી, અને આ લોખંડના સળીઓ દિવાલમાં ચણી લીધેલા છે. મને આ બારણું બંધ કરવામાં મદદ કરો, તે શહેરના દરવાજા કરતા પણ વધારે ભારી છે.. ...તે કેટલું જડ છે, વીજળી પણ તેને ભેદીને જઇ શકે નહિં.... .કેમ હવે કાંઈ થાય તો તૈયાર છો ને?

આ૦—(ઉમર ના; ને હું તો હસું છું......
મારી તરવાર—અને બ્હેન પણ..

ઇ૦—ના, ના, તે પણ હસે છે

ટે૦—ના, તે કાંઇ હસતી નથી......હું જાણું છું......

ઇ૦—ચાલ, આવ, મને એક બુચી આપ, અને કાંઇ બીજી વાત કર......

(તે તેને બુચી આપે છે.)

ટે૦—શું વાત કરીએ, બ્હેન ?.... મને બુચી આપે છે ત્યારે તુ મને શા માટે વગાડે છે ?

ઇ૦—તને વાગ્યું ?

ટે૦—હા...હું કેમ તારૂં હૃદય ધડકતું સાભળું છુ, બ્હેન ?

ઇ૦—તને ધડકતુ સંભળાય છે ?

ટે૦—હા ! હા ! જાણે કે તે......

ઇ૦—શું ?

ટે૦—કાંઇ નહિં, બ્હેન.

ઇ૦—કારણ વગર ગભરાવું, નહિં સમજાય તેમ બોલવું એ ખોટું છે......અરે ! તારી આખો તો આંસુથી ભરેલી છે.. .તને શું દુઃખ છે ? તારૂં હૃદય પણ હું હવે ધડકતું સાંભળું છું .. . આમ એક બીજાની નજદીક હોઇએ ત્યારે હમેશ સંભળાય છે. ત્યારેજ જીભ નહિ જાણે તે વાતો પણ આપણું હૃદય બોલે છે, કહે છે......

ટે૦—મે પ્હેલા તો કશું પણ સાભળ્યું નહિં......

ઇ૦—તે તો..... અરે ! પણ આ તારી છાતી......કેમ, શું થાય છે ?..... તે તુટી પડે છે !

ટે૦—(રડી પડીને) બ્હેન ! બ્હેન !

ઇ૦—શું છે ?

ટે૦—કાઇ સંભળાય છે .....તેઓ......તેઓ આવે છે !

ઇ૦—કોણ ? કોણ આવે છે ?.. ...શું છે ?......

ટે૦—બારણું, બારણું ! તેઓ ત્યા હતા !.... (તે ઇગ્રેનના ખોળામા પડે છે.)

ઇ૦—શું છે ?.... .અરે ! તે બેભાન થઇ ગયો છે......

બે૦—જો, સંભાળ......પડશે . .

આ૦—(ચમકી ઉઠીને, તરવાર હાથમા લઇ)—મને પણ સંભળાય છે...... ગેલેરીમાં પગલાં સંભળાય છે.

ઇ૦—અરે !.... (એક ક્ષણ પછી—તેઓ બધા સાંભળે છે.)

આ૦—હા, મને સંભળાય છે......એક ટોળુંજ છે......

ઈ૦—એક ટોળું......એક ટોળું......શા માટે?

આ૦—હું જાણતો નથી......ઘડીએક સંભળાય છે, ઘડીએક સંભળાતું નથી...... તેઓ બીજાની માફક ચાલતા નથી, પણ તેઓ આવે છે......તેઓ દરવાજાને હાથ અડકાડે છે......

ઇ૦—(ટેંટઝીલને હાથમાં મજબૂત પકડી રાખીને) ટેંટઝીલ!... . ટેંટઝીલ!.....

બે૦—(તેને બાઝી પડીને) અરે હું પણ!......ટેંટઝીલ!

આ૦—તેઓ બારણું હલાવે છે......સાંભળો......શ્વાસ બંધ કરો......તેઓ આસ્તેથી બોલે છે.. ...

(તાળામાં જોરથી ચાવી ફરતી સંભળાય છે.)

ઇ૦—તે લોકો પાસે ચાવી છે.

આ૦—હા......હા......મારી તો ખાત્રીજ હતી......સબુર......(તે તરવાર ખેંચી, છેલ્લા પગથીઆ પર ઉભો રહે છે અને બે બ્હેનોને કહે છે). આવો! તમે બન્ને આવો!......

[ક્ષણ ભર બધું શાંત છે. બારણું ધીમેથી ઉઘડે છે. આગ્લોવાલ સળીઆઓની વચ્ચે, ફાટમાં તલવાર જોરથી ઘોચે છે. લાકડાના ભારથી મોટા અવાજ સાથે તરવાર ભાંગી જાય છે અને તેના કકડા ખખડતા ખખડતા પગથીઆ ઉપર ગબડી પડે છે. ઇગ્રેન બેભાન થઇ ગયેલા ટેંટઝીલને હાથમાં લઇ કુદી પડે છે, અને તે, બેલાંઝેર અને આગ્લોવાલ, સર્વે, પૂર જોરથી બારણું બંધ કરવા વ્યર્થ પ્રયત્ન કરે છે, કાંઇ દેખાતું નથી, કશું સંભળાતું નથી છતાં ધીમે ધીમે બારણું વધુ અને વધુ ઉઘડતું જાય છે. ઓરડામાં માત્ર એક શાંત, થંડુ તેજ પ્રસરે છે. તે જ પળે ટેંટઝીલ, હાથ પગ લંબાવતો, એકદમ જાગૃત થાય છે, છુટકારાની એક લાંબી ચીશ નાખે છે, અને તેની બ્હેનને ભેટી પડે છે—અને તે જ ક્ષણે હવે કાંઇ પણ અટકળ વિનાનું બારણું તેમના દબાણથી એકદમ ઉઘડી જાય છે અને તેઓ તે અટકાવી શકતા નથી.

ઇ૦—ટેંટઝીલ! (તેઓ એક બીજા સામું જોઇ રહે છે).

આ૦—(બારણા આગળ રાહ જોતાં)—હવે કશું સંભળાતું નથી.

ઈ૦—(ખુશાલીના આવેશમાં) ટેંટઝીલ! ટેંટઝીલ! જો! જો!.....તે બચ્યો!... .. તેની આંખો તો જો..... સાવ આસમાની દેખાય છે......તે બોલવા જાય છે....! આપણે ચોકી રાખીએ છીએ તે તેમણે જોયું......તેમની હીંમત ચાલી નહિં......અમને બુચી આપ......અમને બુચી આપ!......અમને બધાને! અમને બધાને!......અમારા આત્માના ઉંડાણમાં પહોંચે તેમ!......

(ચારે જણા, આંસુ ભરેલી આંખો સહિત, એક બીજાને ભેટે છે).

---

(અપૂર્ણ.)

# ગુજરાતનાં લોકલ બૉર્ડ અને પ્રાથમિક કેળવણી.

મ્યુનિસિપાલીટી અને લોકલ બૉર્ડ—એ બે મંડલોને બ્રિટિશ સરકારે પ્રાથમિક કેળવણીનું કાર્ય સોંપ્યું છે. સરકારી કેળવણી ખાતું અભ્યાસક્રમ અને પુસ્તકો, પરીક્ષાઓ અને પ્રમોશન વગેરે અનેક બાબતોના સંબંધમાં ઘણા વિગતવાર નિયમો ઘડે છે એટલુંજ નહિ પણ ત્હેના ન્હાના મ્હોટા ઇન્સ્પેકટર મારફત નિશાળોના વહીવટ અને દેખરેખનું કામ પણ કરે છે; ત્યારે આ સ્થાનિક મંડળોને નિશાળોના સુધારા વધારાનો ક્રમ ઘડવાની અને તે માટે ખર્ચ આંકવાની સત્તા આપવામાં આવી છે. આ ખર્ચનો કેટલોક ભાગ—મ્યુનિસિપાલીટીને ⅓ અને લોકલ બૉર્ડને આશરે ⅔ ભાગ—સરકાર આપે છે અને બન્ને મંડળોમાં સરકારના પ્રતિનિધિઓ બિરાજે છે તથા સરકારી અંકુશમાં અનેક રીતે તે રહે છે. તેથી પ્રાથમિક કેળવણીનો પ્રસાર અને વહીવટ હજી ઘણે અંશે સરકારના તાબામાં છે એમ કહી શકાય

છતાં, પ્રાથમિક કેળવણીની જવાબદારી પ્રજા ઉપર અને પ્રજાના પ્રતિનિધિઓ ઉપર પણ છે—અને ધીમે ધીમે વધતી જાય છે એ સ્પષ્ટ છે. ઘણી મ્યુનિસિપાલીટીમાં લોકોએ પસંદ કરેલા સભાસદોની વધુ સંખ્યા છે—કેટલીક મ્યુનિસિપાલીટી પોતાના પ્રમુખને પણ નીમે છે–અને કેળવણીના સંબંધમાં આ સંસ્થાઓ લોકલ બૉર્ડ કરતાં પણ વધારે અધિકાર ભોગવે છે. લોકલ બૉર્ડમાં પણ હાલ અર્ધા ભાગના સભાસદો નીમેલા હોય છે અને જો કે તેઓ હાલની સ્થિતિમાં પોતાના અભિપ્રાયોને અજમાવી શકે એમ નથી તો પણ તેઓ એકત્ર થાય તો ત્હેમના મતનુ ઘણુંજ વજન પડે લોકલ બોર્ડ કમિટીએ હમણાં બ્હાર પાડેલા રીપોર્ટમા બંધારણ, કેળવણીની વ્યવસ્થા વગેરે બાબતો વિષે કરેલી સૂચનામાંથી થોડી પણ અમલમા મૂકાશે તો પ્રજાકીય સભાસદોના હક, તેમજ જવાબદારીમા મ્હોટો વધારો થશે.

આથી સ્થાનિક મંડલોને સોંપાએલી પ્રાથમિક કેળવણીની સ્થિતિ તપાસવામા કઇક વિશેષ પ્રજાકીય રસ રહેલો છે. ઉપરાંત આ તપાસ કેવળ આંકડામાં ગુમ ન થાય પણ આપણા અંતઃકરણ ઉપર અસર કરે અને આપણા મનમાં વસે તે માટે બ્રિટિશ ગુજરાત સંબંધમાં જ તે અત્રે કરવામા આવી છે. ગુજરાતની મ્યુનિસિપાલીટી કેળવણીનું જે કાર્ય કરે છે તે ગયા અંકમાં જોયા પછી હવે લોકલ બૉર્ડનું કાર્ય તપાસીશું.

કેળવણી તેમજ લોકલ બૉર્ડના રીપોર્ટમાં એક મ્હોટી ઉણપ છે. કેળવણીનું બજેટ જીલ્લા બૉર્ડ ઘડે છે તેથી ખર્ચના અને નિશાળોના સઘળા આકડા જીલ્લાવાર જ આપવામાં આવ્યા છે. પરિણામે દરેક તાલુકામાં કેળવણીની સ્થિતિ વિષે આપણને

કઇ માહીતિ મળતી નથી. આ માહીતિ કેળવણી ખાતા પાસે તો હોવી જ જોઇએ, માટે જો જરા શ્રમ લઇને પણ તે હવેથી પ્રકટ કરશે તો આપણા ઉપર ઘણો ઉપકાર થશે

## ખર્ચ.

કેળવણીના બધા સુધારાનો આધાર ખર્ચ ઉપર જ રહેલો છે માટે હેના આંકડા પહેલા જોઇશું.

| જીલ્લા બોર્ડ. | કુલ આવક. | સરકારી ગ્રાન્ટ. | કેળવણીનો ખર્ચ. | | કુલ આવકના કેળવણી માટે ખર્ચના ટકા. |
|---|---|---|---|---|---|
| | | | કુલ ખર્ચ. | મકાનો સુદ્ધાન્ત ખર્ચ | |
| અમદાવાદ ... ... ... | ૩,૯૬,૩૦૯ | ૧,૪૬,૧૨૯ | ૧,૮૦,૦૫૪ | ૧,૮૮,૧૧૪ | ૫૦ |
| ખેડા ... ... ... .. | ૪,૬૪,૨૮૫ | ૧,૬૪,૨૮૧ | ૨,૩૨,૯૮૫ | ૨,૪૩,૦૫૮ | ૫૨ |
| પંચમહાલ ... ... ... | ૧,૫૧,૪૫૬ | ૭૧,૯૮૫ | ૭૩,૮૦૭ | ૮૨,૦૮૪ | ૫૫ |
| ભરૂચ ... ... ... ... | ૨,૯૬,૬૮૪ | ૬૩,૩૪૭ | ૧,૩૪,૪૦૩ | ૧,૪૩,૧૫૨ | ૪૮ |
| સુરત ... ... ... .. | ૪,૩૮,૪૦૯ | ૧,૬૬,૯૪૧ | ૨,૧૩,૯૧૨ | ૨,૨૨,૮૧૦ | ૫૧ |

આ કોઠામાંથી કેટલીક બાબતો સ્પષ્ટ રીતે તરી આવે છે. પ્રથમ તો બધાં લોકલ બૉર્ડ પોતાની આવકનો લગભગ અડધો ભાગ કેળવણી પાછળ ખર્ચે છે. લોકલ બૉર્ડ કેળવણી તથા આરોગ્યનાં સાધનો પુરાં પાડવાને જ સ્થાપવામા આવ્યા છે એ જોતા આ કંઈ ખાસ સંતોષની બીના નથી. દરેક જીલ્લાનાં અનેક ગામ અને ગામડાઓમાં અજ્ઞાન અને અંધકારના જે રાફડા નીકળ્યા છે તે ઉજાળવાને જેટલા પૈસા લોકલ બૉર્ડ ખર્ચે તેટલા જ ઓછા છે. મ્યુનિસિપાલીટીવાળા ગામોમાં તો થોડી પણ નિશાળ હોય છે એટલે બાળકોને કેળવણીની તક આપવામા આવી છે એમ કહી શકાય. પણ લોકલ બૉર્ડને હસ્તક કરવામાં આવેલાં સેંકડો ગામડાંમાંથી જે અડધા કે કવચિત્ વધારે મોટા ભાગમા એક પણ નિશાળ હજી સ્થપાઇ નથી ત્યાં તો કર ભરનાર વસ્તીના બાળકોને લખતાં વાંચતાં શીખવાની જરા પણ તક મળતી નથી.

બીજી દૃષ્ટિથી આ આંકડા તપાસતાં બહુ સંતોષ થશે નહિ કાયદા પ્રમાણે બૉર્ડને મળતા જમીનના એક આનીકરમાંથી ત્રીજો ભાગ તે કેળવણી માટે ખર્ચવાને બંધાએલી છે, અને જો કે સરકારે હજી સુધી આ સંબંધમાં ચોકકસ વચન આપ્યું નથી તો પણ કેળવણી માટે ખર્ચવાની આ રકમથી બેવડી રકમ આધારણ રીતે સરકાર આપે છે. આમ ફકત કેળવણીની વ્યવસ્થા માટે બૉર્ડને જે પૈસા મળે છે તે તો અતિશય કાળજીથી ખર્ચવાને તે બંધાએલી છે. અને છતાં ઉપરના આંકડા જુદીજ બીના સૂચવે છે. સરકારી ગ્રાંટ

ઉપરાંત જે ખર્ચ કેળવણી માટે કરવામાં આવે છે તે ગ્રાન્ટના અર્ધભાગ જેટલો જણાતો નથી. પંચમહાલ જીલ્લા બૉર્ડ વધારેમાં વધારે પછાત જણાય છે. કારણકે આશરે ૭૧ હજારની ગ્રાન્ટ મળતા છતા પોતાના મહેસુલમાંથી તે ઘણો જુજ ખર્ચ કરે છે. જે જીલ્લો કેળવણીમા પછાત રહેવા માટે જાણીતો છે તે જ આવી કંજુસાઇ કરે એ બીના શોકજનક છે.

દરેક બૉર્ડ નિશાળોના મકાનો માટે કેટલો ખર્ચ કરે છે એ જાણવું મુશ્કેલ છે; કારણ કે લોકલ બૉર્ડના રીપોર્ટમાં તે "પબ્લીક વર્કસ" સાથે ભેળવી દેવામા આવે છે ત્યારે કેળવણીના રીપોર્ટમા જે કુલ ખર્ચ આપવામા આવે છે—અને તે ઉપરના કોઠામા આપવામાં આવ્યો છે—તેમા મકાનો ઉપરાત બીજી કેટલીક બાબતોનો સમાવેશ કરવામા આવ્યો છે. ગામડાની વસ્તી નિશાળો બાધવા માટે જે રકમો સરકારને આપે છે તે પણ જુદી આપવામા આવતી નથી આ સરકારી રીપોર્ટની એક ગંભીર ન્યૂનતા છે, કારણ કે મકાનોના ચોકકસ ખર્ચની અને તેમા લોકોના ફાળાની તપાસ કરવાની અમને ઘણી જરૂર જણાય છે.

સરકારી રીપોર્ટ સ્હામે અમારે બીજી ફરિયાદ કરવાની છે. લોકલ બૉર્ડના રીપોર્ટમાં કેળવણી વિષે આકડા એક ધોરણે આપવામાં આવે છે અને કેળવણીના રીપોર્ટમાં લોકલ બૉર્ડના હીસાબ બીજે ધોરણે કરવામાં આવે છે પરિણામે બે રીપોર્ટના કોઇ આંકડા સ્વાભાવિક રીતે મળતા નથી અને વાચકને અનેક રકમો ગુંચવણભરેલી જણાય છે. સ્થાનિક સ્વરાજ્ય અને કેળવણી—એ બન્ને ખાતાના વડા ઉપરીઓ વધારે સહકાર કરી પોતાના રીપોર્ટને કંઇ સામાન્ય ધોરણ ઉપર ઘડે તો ઘણો લાભ થશે.

## નિશાળોની સંખ્યા.

કેળવણીની ખરી હકીકત ખર્ચની રકમો કરતા પણ નિશાળોની સંખ્યા જોવાથી માલૂમ પડે છે. ગુજરાતના જીલ્લામા નિશાળો આ પ્રમાણે વહેંચાયેલી છે.

| જીલ્લો. | શહેર અને ગામની સંખ્યા. | નિશાળવાળાં ગામડાંની સંખ્યા. | નિશાળોની સંખ્યા. | ગયા વર્ષમા. | | કેળવણી ખાતાએ હજી નહિં મન્જુર કરેલી નિશાળો | નિશાળવાળું દરેક ગામડું સરેરાસ કેટલા ચોરસ માઇલમાં આવેલું છે. |
|---|---|---|---|---|---|---|---|
| | | | | વધારો | ઘટાડો. | | |
| અમદાવાદ. | ૮૭૪ | ૨૯૭ | ૪૮૨ | ૦ | • | ૧૧૬ | ૧૨ ૮ |
| ખેડા ... ... | ૬૦૯ | ૩૩૫ | ૫૫૫ | ૦ | ૪ | ૧૧૪ | ૪ ૭ |
| ભરૂચ...... | ૪૧૦ | ૨૧૯ | ૨૯૫ | ૨ | ૦ | ૪૦ | ૬·૭ |
| સૂરત ..... | ૭૭૮ | ૩૫૪ | ૫૧૩ | ૦ | ૧ | ૯૪ | ૪·૭ |
| પચમહાલ. | ૬૯૩ | ૧૪૩ | ૧૮૬ | ૦ | ૦ | ૨૬ | ૧૧·૨ |

શહેર અને ગામડાંની જે સંખ્યા બીજી હારમાં આપવામાં આવી છે હેમાં ઘણુ જ થોડાં શહેરનો સમાવેશ થાય છે માટે તે એકંદર ગામડાની જ સંખ્યા ગણી શકાય. આ દૃષ્ટિથી બીજી અને ત્રીજી હારમાં જે આંકડા આપવામાં આવ્યા છે તે બોધદાયક છે. સ્પષ્ટ રીતે ખેડા, સૂરત અને ભરૂચ જીલ્લાનાં આશરે અર્ધાં ગામોમાં નિશાળો હોવાથી તે ઉંચા વર્ગમાં આવે છે અને અમદાવાદ અને પંચમહાલ નીચી કોટિમાં આવે છે. પંચમહાલમાં આશરે ચોથા ભાગમાં જ ગામમાં નિશાળ હોવાથી તે પછાત છે એમ એકદમ દીસી આવે છે આ સ્થિતિમાં જેમ સરકારે આ બે જીલ્લાને ખાસ વધારે ગ્રાન્ટ આપવાની જરૂર છે તેમ બીજી પાસથી ત્યાંના જીલ્લા બોર્ડના સભાસદોએ તેમજ સમગ્ર પ્રજાએ બીજા જીલ્લાની હારમા આવવાને વધારે પ્રયત્ન કરવાની જરૂર છે. આ ટીકા અમદાવાદ જીલ્લાને—અમદાવાદ મ્યુનિસિપાલીટીની માફક—લાગુ પડે છે એ નોંધતે અમે દીલગીર થઈએ છીએ. ગુજરાતના જાહેરજીવનના કેન્દ્રરૂપ રાજનગર જે જીલ્લામાં દીપે છે હેનો કેળવણી સંબંધી વિકાસ વધારે સંતોષકારક હોવો જોઇએ. પંચમહાલમા પણ જે જીલ્લા કોંગ્રેસ કમિટી ગયે વર્ષે સ્થપાઇ છે તે આ કામ ઉપાડી લેશે તો ઘણો લાભ થશે

બે બીના ઘણી આશ્ચર્યકારક લાગશે. પ્રથમ તો ગયા વર્ષમાં નિશાળોની સંખ્યામાં લગભગ કંઇજ વધારો થયો નહિ, એટલું જ નહિ પણ બીજી પાસ હેમાં જુજ ઘટાડો થયો. સંભવિત છે કે બંધ કરવામાં આવેલી નિશાળોમાં વિદ્યાર્થીઓની સંખ્યા ઘટી ગઇ હશે. પરન્તુ તે બંધ કરવાનાં સ્પષ્ટ કારણો રીપોર્ટમાં આપવામાં આવે તો જ આપણને સંતોષ થાય.

બીજું, કેળવણી ખાતા તરફથી મંજુર ન થયેલી ખાનગી શાળાઓ સારી સંખ્યામાં હયાત છે, જો કે હેની સંખ્યા પણ પંચમહાલમાં ઓછામાં ઓછી છે. તે નિશાળોની સામાન્ય સ્થિતિ અને તે ન મંજુર કરવાનાં કારણો ઉપર સરકારી રીપોર્ટ કંઇ જ પ્રકાશ પાડતો નથી. આથી પ્રજાકીય મંડળોએ તે વિષે તપાસ કરી એક વિગતવાર રીપોર્ટ પ્રકટ કરવાની જરૂર છે

એક નિશાળ સરેરાશ કેટલા ચોરસ માઇલમાં હયાત છે હેની સંખ્યા કંઇક માર્ગદર્શક છે, પરંતુ તે ઉપરથી કેળવણીનું ખરૂં માપ લઇ શકાય નહિં. દાખલા તરીકે અમદાવાદ જીલ્લાનું ક્ષેત્રફળ ખેડા જીલ્લાથી લગભગ અઢીગણું છે પણ હેનાં ગામડાંની સંખ્યા તેમજ હેની વસ્તી ફક્ત દોઢી જ છે. આથી બંને જીલ્લામાં નિશાળો તેમજ વિદ્યાર્થીઓનું પ્રમાણ સરખું હોય—જો કે તેમ નથી—તો પણ એક નિશાળ વધારે ચોરસ માઇલે હોઇ શકે. છતાં પણ આ હારના આંકડા દેખીતી રીતે અમદાવાદ અને પંચમહાલને બીજા જીલ્લાથી જુદા પાડી નાંખે છે.

## વિદ્યાર્થીઓની સંખ્યા.

નિશાળોવાળાં ગામડાં કરતાં પણ વિદ્યાર્થીઓની સંખ્યા કેળવણીનું વધારે ચોક્કસ માપ આપે છે. ગુજરાતના જુદા જુદા જીલ્લામાં વસ્તી અને વિદ્યાર્થીઓની સંખ્યા નીચે પ્રમાણે છેઃ—

| જીલ્લો. | વસ્તી. | વિદ્યાર્થીઓ. | | કુલવસ્તીના પ્રમાણમાં વિદ્યાર્થીઓના ટકા |
|---|---|---|---|---|
| | | બૉર્ડોની શાળામાં | ખાનગી શાળામાં | |
| અમદાવાદ | ૮,૨૭,૮૦૯ | ૪૪,૧૮૧ | ૪,૩૧૬ | ૫·૮ |
| ખેડા | ૬,૯૧,૭૪૪ | ૪૩,૬૩૧ | ૨,૮૫૬ | ૬·૭ |
| ભરૂચ | ૩,૦૬,૭૧૭ | ૨૦,૪૬૫ | ૯,૬૬ | ૬ ૯ |
| સૂરત | ૬,૫૪,૧૦૯ | ૪૩,૦૭૦ | ૪,૬૮૦ | ૭ ૩ |
| પંચમહાલ | ૩,૨૨,૬૯૫ | ૧૦,૬૧૧ | ૨,૧૦૪ | ૩·૯ |

આ આંકડા એકંદર આપણા પહેલાંના નિર્ણયને દૃઢ કરે છે, જો કે ત જુદા જુદા જીલ્લા વચ્ચેના અંતરને વધારેમા વધારે ચોકકસ રીતે રજુ કરે છે અહીં આ પણ પંચમહાલનો નંબર ઉતરતો છે અને અમદાવાદનો ફકત ત્હેનાથીજ ચઢતો છે, આથી તે બેને માટે ખાસ પ્રયત્નો કરવાની જરૂરીઆત ઘણી ગંભીર બને છે. પરન્તુ બીજા જીલ્લા માટે પણ આપણને બહુ હર્ષ થશે નહિ. આપણા દેશની સ્થિતિમાં કુલ વસ્તીના ૫ દર ટકા નિશાળે જવા લાયક વયના હોય છે એમ માનવામાં આવે છે—જો કે કેટલાક સુધરેલા દેશમાં તો ૨૫ અને ૩૦ ટકા વસ્તી નિશાળે જતી માલૂમ પડે છે. પરન્તુ આપણા સારામાં સારા જીલ્લામા કુલ વસ્તીના આશરે સાત ટકા નિશાળે જતાં માલુમ પડે છે. અર્થાત્ ત્યાં પણ નિશાળને લાયક છોકરાઓ અને છોકરીઓમાંથી અર્ધો ભાગ નિશાળે જતો નથી—ઘણે ઠેકાણે નિશાળોના અભાવે જઇ શકતો નથી. ગુજરાતનુ અને આખા દેશનુ આ એક મ્હોટામાં મ્હોટું દુર્ભાગ્ય છે, જે નિવારવાને ત્હેના પુત્રોએ અને સરકારે અપાર શ્રમ આદરવો જોઇએ.

ઉપરના કોઠામાં એક ન્હાની બાબત ધ્યાન ખેંચે છે. બીજા જીલ્લામા ખાનગી શાળા કરતાં બૉર્ડની શાળામા ભણતા વિદ્યાર્થીઓનું પ્રમાણ દશગણું, કે તેથી પણ વધારે છે ત્યારે પંચમહાલમાં તો ફકત પાંચગણું જ છે કુલ વિદ્યાર્થીઓની સંખ્યા પ્રમાણમાં ઘણી ન્હાની હોવાથી આ બાબત આપણું ખાસ લક્ષ ખેંચે છે. આનો અર્થ એ જ છે કે ખાનગી પ્રયત્નને વેગે પણ બૉર્ડની પ્રગતિ થઇ નથી. અને આ સાથે જ્યારે આપણે યાદ કરીએ છીએ કે આ જીલ્લો કેળવણીમાં સર્વ રીતે પછાત છે અને બૉર્ડ પોતાના જુદા મહેસુલમાંથી ઘણીજ જુજ રકમ ખર્ચે છે ત્યારે આપણને ત્હેના તરફ આશ્ચર્ય અને ક્રોધની તીવ્ર લાગણીઓ ઉપજે છે.

## કન્યાશાળાઓ.

ગુજરાતનાં જીલ્લા બૉર્ડને હસ્તક કન્યાશાળાઓની હકીકત નીચે પ્રમાણે છે :—

| જીલ્લા બૉર્ડ. | કન્યાશાળાની સંખ્યા. | કન્યાઓ. | | | ખર્ચ. | | |
|---|---|---|---|---|---|---|---|
| | | ઉપરના ધોરણમાં | નીચેના ધોરણમાં | કુલ. | ગ્રાંટમાંથી. | મહેસુલમાંથી. | કુલ. |
| અમદાવાદ ... | ૩૯ | ૩૩૯ | ૨,૨૩૪ | ૨,૫૭૩ | ૧૯,૯૮૦ | ૮,૦૫૨ | ૨૮,૦૪૩ |
| ખેડા ... ... | ૪૨ | ૩૪૦ | ૨,૫૫૫ | ૨,૮૯૫ | ૧૬,૧૩૪ | ૮,૦૩૩ | ૨૪,૧૬૭ |
| પંચમહાલ ... | ૧૧ | ૪૯ | ૫૪૧ | ૫૯૦ | ૫,૦૪૬ | ૦ | ૫,૦૪૬ |
| ભરૂચ ... ... | ૨૫ | ૧૩૪ | ૧,૨૦૪ | ૧,૩૩૮ | ૭,૪૯૫ | ૪,૧૦૬ | ૧૧,૬૦૧ |
| સૂરત ... ... | ૪૦ | ૨૫૪ | ૨,૧૭૪ | ૨,૪૨૮ | ૧૩,૮૮૭ | ૫,૪૧૪ | ૧૯,૩૦૧ |

કન્યા કેળવણીમાં પંચમહાલની સાથે ભરૂચ જીલ્લો પણ જરા પાછળ જણાય છે અને અમદાવાદ વધારે ઉંચા વર્ગમાં આવે છે—જો કે ત્હેની મ્હોટી વસ્તીને લીધે ત્હેની દેખીતી પ્રગતિમાંથી થોડા ટકા બાદ કરવા જોઇએ. અહીંઆ પણ જ્યારે બધા જીલ્લા સરકારી ગ્રાન્ટના લગભગ અર્ધ ભાગ જેટલો ખર્ચ કન્યા કેળવણી માટે કરે છે ત્યારે પંચમહાલ બૉર્ડ એક પાઇ પણ ખર્ચતું નથી. તે જીલ્લાનું મહેસુલ અને પરિણામે મહેસુલનો એક આની ભાગ ઘણો થોડો છે; પરન્તુ જે આવક હોય ત્હેનો યોગ્ય ભાગ તે કેળવણી માટે આપવાને બંધાયેલું છે.

એકંદર કન્યા કેળવણીની આ હકીકત, અત્યંત નિરાશાજનક છે. જે જીલ્લાઓમાં સેંકડો ગામડાં હોય ત્હેમાં ફક્ત પચીસ કે પચાસ કન્યાશાળાઓ અને વધારેમાં વધારે બે અઢી હજાર અભ્યાસ કરનાર કન્યાઓ—આ વાત આપણા હૃદયમાં ઉંડી ઉતરવી જોઇએ. "સ્ત્રીની ઉન્નતિ શિવાય દેશની ઉન્નતિ નથી"—એમ સહેલાંઇથી બોલનાર અને લખનાર સજ્જનો આ હકીકત ધ્યાનમાં લઇ સર્વ માર્ગે તનતોડ મહેનત કરશે ત્યારે જ આ કઠિન સવાલનો નીવેડો આવશે.

## સરકારની સહાય.

આટલી વિગતો જણાવવાને બસ થશે કે ગુજરાતના જીલ્લાઓ આપણા ઇલાકા અને દેશના ઘણા જીલ્લા કરતા ચઢીઆતા હોવા છતાં સુધરેલા દેશોના ધોરણે પછાત છે. કેળવણીના ખર્ચ માટે લોકલ બોર્ડને હસ્તક ઘણી થોડી રકમ હોય છે અને તે રકમનો

પણ પૂરેપૂરો કે સારામાં સારો ઉપયોગ હમેશાં થતો નથી. પરિણામે જીલ્લાના અડધા કે તેથી પણ વધારે ભાગના ગામડાંમા નિશાળો નથી અને નિશાળને લાયક છોકરા તથા છોકરાઓનો મ્હોટો ભાગ અજ્ઞાનના અંધકારમાં જ ઉછરે છે. આ અનર્થ ગંભીર છે અને ત્હેને દૂર કરવાને કમર કસી પ્રયત્નો કરવા એ સર્વ દેશાભિમાની અને સ્વાભિમાની ગુજરાતીઓનું કર્તવ્ય છે.

પ્રાથમિક કેળવણીના વિકાસ વિષે એક બાબત સ્પષ્ટ છે. તે એ કે સરકાર અને લોકલ બોર્ડના સહકારથી જ આ વિકાસ સાધી શકાશે. ખાનગી વ્યક્તિઓ કે મંડલો થોડી નિશાળો કાઢે—હાલ પણ કેટલીક ખાનગી નિશાળો હયાત છે—અને તેથી કેળવણી વિષે પ્રજાની ચીવટનું સરકારને ભાન કરાવે. પરંતુ છેવટે પ્રાથમિક કેળવણીના ગહન સવાલનું નિરાકરણ સરકારની સહાયથી લોકલ બોર્ડ જ કરી શકશે.

હવે લોકલ બૉર્ડના ખર્ચનો આધાર સ્વાભાવિક રીતે ત્હેની આવક ઉપર છે અને તે આવક મુખ્યત્વે કરીને (૧) જમીનના મહેસુલ ઉપર એક આની કર અને (૨) સરકારી ગ્રાન્ટની બનેલી છે માટે જ્યાં સુધી સરકારના મહેસુલનો કોઇ ભાગ કે તે ઉપર વધારાના ખાસ કરની ઉપજ બૉર્ડને મળશે નહિ અને કેળવણીની ખાસ ગ્રાન્ટમાં સરકાર મ્હોટો વધારો કરશે નહિં ત્યાં સુધી લોકલ બૉર્ડ પાસે કેળવણીનાં ઉમદા સાધનોની આશા રાખવી વૃથા છે બોર્ડની આવકને વધારવાના અનેક માર્ગ હમણાં જ સરકારે નીમેલી એક કમિટીએ સૂચવ્યા છે. અને જો કે ત્હેમાના બધા સંતોષકારક નથી છતાં સૂચવેલા કેટલાક માર્ગનું જુદા જુદા પ્રમાણમાં ગ્રહણ કર્યા શિવાય બોર્ડની સ્થિતિ—અને પરિણામે કેળવણીની સ્થિતિ સુધરશે નહિ એ સ્પષ્ટ છે. દરમ્યાન કેળવણીની ગ્રાન્ટ વધારવાને પ્રજાએ તેમ જ બધા બૉર્ડે વારંવાર માંગણી કરવી જોઇએ.

## પ્રજાના પ્રતિનિધિઓનું કર્તવ્ય.

જેમ વધારે પૈસા મેળવવાની જરૂર છે તેમ હાલ મળતી રકમોનો સારો ઉપયોગ કરવો એ પણ બૉર્ડનું કર્તવ્ય છે. ગુજરાતના પાંચ બૉર્ડમાંથી બેમાં—સૂરત અને અમદાવાદમાં—ચુંટાએલા સભાસદો હવે વધુ સંખ્યામાં છે એટલે કેળવણીનાં ફંડની વ્યવસ્થામાં ત્હેમને શિર ગંભીર જવાબદારી રહે છે. ઉપરાંત કમિટીની સૂચનાનુસાર બીજાં બૉર્ડનાં બંધારણમાં ત્હેવોજ સુધારો થવાનો સંભવ છે પ્રજાકીય વધુ સભાસદો નીમાયા પછી પણ કદાચિત કલેકટર ઘણે સ્થળે પ્રમુખ રહેશે અને કોઇ બિનઅમલદારી સદ્‌ગૃહસ્થ સરકાર નીમશે તો પણ બૉર્ડ ઉપર સરકારના કેળવણી ખાતાનો ઘણો અંકુશ રહેશે. છતાં પણ સૌ કબૂલ કરશે કે આપણા પ્રતિનિધિઓ જો હિંમતવાન અને એકત્ર હોય તો જ્યાં વધુ સંખ્યામાં હોય ત્યા પોતાનું ધાર્યું કરી શકે અને જ્યાં ઓછા હોય ત્યાં પણ પોતાના મત તરફ સરકારનું તીવ્ર ધ્યાન ખેંચી શકે. આ સંબંધમા નીચેની સૂચનાઓ કરવી યોગ્ય લાગે છે:—

(૧) "લોકલ સેસ" નો ⅓ ભાગ અને કેળવણીની સરકારી ગ્રાન્ટ મળી જે રકમ થાય ત્હેનો પૂરેપૂરો ખર્ચ અંદાજપત્રમાં—બજેટમાં—આંકવામાં આવવો જોઇએ; અને આ વિષે આપણા સભાસદોએ વધારેમાં વધારે કાળજી રાખવી જોઇએ. આ કાર્યમાં મુશ્કેલી એ નડે છે કે બજેટની નકલ પહેલેથી સભાસદોને મળતી નથી અને તેથી સભામાં તેઓ વિગતવાર ચર્ચા કરવા અશક્ત બને છે. પરંતુ જ્યાં સુધી બજેટની નકલો દરેક સભાસદને મોકલવાનો શીરસ્તો દાખલ ન થાય ત્યાં સુધી ત્હેમણે આળસુ રહેવું જોઇએ નહિ. સભાના દિવસ પહેલાં જરા વહેલા તેઓ કલેકટરની ઑફીસમાં જઇ શકે અને બજેટની નકલ ધ્યાનપૂર્વક વાંચીને પોતાના મુદ્દા નોંધી શકે. પછી તેઓ એક ઠેકાણે મળી વિચાર કરે અને સભામાં તેઓ એકત્ર થઇને પોતાના વિચારો રજુ કરે તો ત્હેની અસર થયા વિના રહે નહિ. કેળવણીની પૂરેપૂરી રકમ ખર્ચવાની, જરૂરી સ્થળે તરત નવી નિશાળો સ્થાપવાની, બૉર્ડની સલાહ શિવાય નિશાળો બંધ ન કરવાની, મકાનો ઉપર થોડોજ ખર્ચ કરવાની, વગેરે અનેક સૂચનાઓ તેઓ પ્રમુખના ધ્યાન ઉપર લાવી શકે બધી માગણીઓ કવચિત જ પાર પડશે; પણ તેથી નિરાશ ન થતાં ગામડાના પોતાના ગરીબ ભાઇઓને માટે—કોઇ અમલદારની ઈતરાજી ખમી લઇને પણ—ત્હેમણે મહેનત લેવી જોઇએ.

(૨) આસપાસના કયાં ગામડાંમાં નિશાળની જરૂર છે ત્હેની ત્હેમણે તપાસ કરવી જોઇએ, અને જ્યાં ત્હેની જરૂર હોય ત્યાના વતનીઓ પાસે બૉર્ડને અરજી મોકલાવવી જોઇએ. બજેટની ચર્ચા કરતાં અમલદારો ઘણીજ સહેલાઇથી કહેશે કે હમણાં કોઇ ગામડામાં નવી નિશાળની જરૂર નથી. ત્હેના જવાબમા આપણા સભાસદો જો ચોક્કસ ગામ ન દર્શાવી શકે તો ત્હેમની દલીલ નબળી બને. પણ જે ગામ તેઓ સૂચવે ત્હેના વતનીઓએ નિશાળ સ્થાપવાને અરજી પણ કરી હોય તો ત્હેમના પક્ષનું વજન વધે. કોઇ લોકો નિશાળ માટે થોડા પૈસા આપવાને પણ તૈયાર હોય તો ત્હેમનો હક ઘણો મજબુત થાય.

(૩) સામાન્ય રીતે ગામડાના લોકોની ફરીઆદો લોકલ બૉર્ડને પહોંચાડવાની સભાસદોની ખાસ ફરજ છે. કેટલાક એવા દાખલા બન્યા છે કે જ્યાં લોકોએ મકાન માટે થોડા પૈસા ભેગા કરી સરકારને સોપ્યા હોય અને છતાં પણ કોઇ અજાણ્યા કારણથી ત્યાં નિશાળ ઉઘાડવામાં ન આવે. ઘણે ઠેકાણે ગ્રામ્ય ધોરણો કાઢવામાં આવ્યા છે ત્યાં પણ ત્હેની સ્હામે મજબૂત પોકાર સંભળાય છે. નિશાળમા વધારે છોકરાઓ ન દાખલ કરવાનો જ્યાં હુકમ થાય ત્યાં લોકોની મુશ્કેલીનો ખ્યાલ પણ સભાસદોએ બૉર્ડને આપવો જોઇએ. ઉપરાંત વધુ શિક્ષકની જરૂર, વધારે નિશાળની જરૂર, છોકરીઓ માટે જુદી નિશાળની જરૂર, મકાનનાં ફંડ વિષે કંઇ તકરાર, વગર ફીએ વધારે છોકરાઓને દાખલ કરવાની જરૂરઆત અને આવી અનેક બાબતો તરફ બૉર્ડનું ધ્યાન વારંવાર ખેંચવાની ત્હેમની ફરજ છે.

(૪) શિક્ષકોના પગાર અને સામાન્ય સ્થિતિ વિષે પાસેના ગામડાંમાં ત્હેમણે વારંવાર તપાસ કરવી જોઇએ અને ત્હેમની ફરીઆદો અને માંગણીઓ ત્હેમણે બૉર્ડ

આગળ રજુ કરવી જોઇએ. કારણ કે, શિક્ષકની સ્થિતિ સારી થશે ત્યારેજ તે ધંધો વધારે લોકપ્રિય થશે અને કેળવણીના પ્રસાર માટે પૂરતા શિક્ષકો મળશે.

(૫) નિશાળો બોર્ડની મંજુરીથીજ બંધ થઇ શકે એવો મત ત્હેમણે રજુ કરવો જોઇએ અને જે દરેક નિશાળ બંધ કરવામા આવે ત્હેની વિગતવાર સ્થિતિ વિષે ત્હેમણે રીપોર્ટ માંગવો જોઇએ. આવો રીપોર્ટ ન મળે તો ત્હેમણે પોતે તપાસ કરીને બૉર્ડને પોતાનો અભિપ્રાય જણાવવો જોઇએ. નિશાળો બંધ કરવાના કારણો સરકારી રીપોર્ટમાં જણાવવામાં આવતા નથી તેથી આપણને શક પડે છે માટે આપણા સભાસદોએ જ ત્હેની હકીકત મેળવવી અને શોધવી જોઇએ જેથી તેઓ અમલદારો સાથે યોગ્ય ચર્ચાઓ કરી શકે.

(૬) છેલ્લી સૂચના એ છે કે સામાન્ય રીતે જીલ્લા બૉર્ડની સભાઓના અને ખાસ કરીને અગત્યની બાબત ઉપર ગરમ કે રસભરી ચર્ચાના વૃત્તાંત ત્હેમણે કોઈ નામાંકિત વર્તમાનપત્રને મોકલવા જોઇએ. આ સૂચના ઘણી જ મહત્વની છે; કારણ કે જેમ જેમ બૉર્ડનાં ગુપ્ત રહસ્યો લોકોની આંખે ચઢશે તેમ એક પાસ લોકો બૉર્ડના કાર્યમાં વધારે રસ લેશે અને બીજી પાસ બૉર્ડના કાર્યમાં સુધારો આવશ્યક બનશે.

જીલ્લા બૉર્ડના સભાસદો જ આ અને આવી સૂચનાઓ પ્રમાણે અનુસરે એ બસ નથી. પ્રાથમિક કેળવણી એ મ્હોટો પ્રજાકીય પ્રશ્ન છે અને તેથી ત્હેનો વિકાસ કરવામાં સમગ્ર પ્રજાની જવાબદારી રહેલી છે. ગુજરાતનો કેળવાએલો અને વિચારવંત વર્ગ, ગુજરાતની કૉંગ્રેસ કમિટીઓ અને કેળવણી મંડળો, ગુજરાતના અને ગુજરાતી માસિકો અને વર્તમાનપત્રો કેળવણીના પ્રસાર માટે અનેક રીતે સહાય આપી શકે એ દેખીતું છે. હજી તો લોકોએ મ્યુનિસિપાલીટીને જ ઓળખી છે પણ ગામડાંનું ભવિષ્ય જેને હાથ રહ્યું છે તે લોકલ બૉર્ડને મ્હોટા ભાગના કેળવાએલા લોકો પણ ભાગ્યે જ પીછાણે છે. આથી કેળવણીની અગત્ય લોકોને સમજાવીને અને કેળવણીના ચોકસ પ્રશ્નની, સંપૂર્ણ માહીતિથી ચર્ચા કરીને જેઓ ગુજરાતીઓના અંતઃકરણને જાગૃત કરશે તેઓ ગુર્જર દેવીનાં સાચાં સંતાન બનશે.

ઈ. ક. યાજ્ઞિક.

---

# હું શું કરૂં ?

વાચકને એક ખાનગી પ્રશ્ન પુછું છું કે હવે હું શું કરૂં ? કોનો વાંક કહાડું ? મ્હને કાંઇ પણ રસ્તો સૂઝતો નથી. તેનું કારણ માત્ર એવું છે કે જેને કહું છું તે હસે છે. જે વસ્તુમા બધા મ્હારૂં સદ્ભાગ્ય સમજે છે તેમાં મ્હારૂં દુર્ભાગ્ય સમાયેલું છે. તે વસ્તુ--મારી સ્ત્રી.

આ ઉપરથી એમ નહિં સમજશો કે મ્હારી સ્ત્રી કોઇ કદરૂપી, કે જુના વિચારની, કે અભણ કે નીરસ, કે બેદરકાર, કે નિમકહરામ, કે શંખણી છે તેમાં આ બધી ખોડનો અભાવ છે, એ જ મ્હારા દુઃખનું કારણ છે. તે શરીરે, સ્વરૂપે રૂપવતી છે—એથી વધારે કહેવું હું દુરસ્ત ધારતો નથી; વિચારમા તે મહાદેવ ગોવિંદ રાનાડેને પણ બે ચાર સુધારાના સિદ્ધાન્ત શીખવે એમ છે, બુદ્ધિની ધાર વિલાયતી ચપ્પુ જેવી છે, મુંબાઇ યુનિવર્સિટીની ઇંટરમીડિયેટની પરીક્ષા પસાર કરી છે. એટલે હોશીઆરીમા વાંધો કહાડતાં જીભ કરડી ખાવી પડે એમ છે; રસજ્ઞતામાં જાણે—નથી કહેતો; ટુંકાણમા આખા હિંદુસ્થાનમાં કાશ્મીરથી કન્યાકુમારી સુધીમાં જડવી મુશ્કેલ પડે એવી ડાહી, શાણી, રસજ્ઞ, ચતુર અને શીયલવતી સ્ત્રીનો ભરથાર થવાને હું ભાગ્યશાળી બન્યો છું.

રા. ડાહ્યાભાઇ ધોળશાજી કહી ગયા છે કે જે ઘર નાર સુલક્ષણી તે સુખે સુનાર. એ લેખક માટે ઘણું માન છે, છતા મ્હારે કહેવું પડે છે કે એ વાત તદન ખોટી છે મ્હારે સુલક્ષણી સ્ત્રી છે—છતા એક દિવસ સુખે સૂતો નથી. થયું હવે હું શું કરૂં?

મૂળ વાત આમ થઇ; હું. બી એ મા પાસ થયો ને એ (તમે સમઝી ગયા હશો કોણ) ઇન્ટરમીડિયેટમાં પાસ થઇ. હુ કૉલેજમા છોકરાઓનો સરદાર ગણાતો—એની પાછળ બધા ગાંડા થઇને ફરતા હતા. કોઇ એની ચોપડીઓ ઉચકતું, તો કોઇ એને સ્ટેશન સુધી વળાવવા આવતુ, તો પ્રોફેસરો બધા એને ચહા પાણીયે બોલાવતા તે વખત તો ઠીક—પણ પછી અમ્હે પરણ્યા—ને મ્હારી પીડાઓ શરૂ થઇ.

ઘરમાં, બ્હાર, મિત્રોમાં, મીજબાનીમાં તે મ્હારી બૈરી નહિં લેખાય, પણ હુ તેનો ધણી ગણાઉં. હું રસ્તે જતો હોઉં ને કોઇ આંગળી કરી દેખાડે "આ મિસ્તર! હં. એ તો મિ. ક્ષ. આપણે પેલી મિસ મેના છે ને તેનો વર. મિસિસ ક્ષ ઘણીજ હુશિયાર છે. ખરેખર આદર્શ રૂપ છે." એટલે સેવકનો હિસાબ હોય જ ક્યાથી?

ઘણે દિવસે કોઇ મિત્ર મળે તો પૂછે "ઓહો! મિ. ક્ષ! કેમ? મિસિસ ક્ષ. કેમ છે?" ભલો માણસ મ્હારી તો તબિયત પૂછતોજ નથી. મ્હને ઘણી વખત જવાબ દેવાનું મન થાય છે કે મિસિસ ક્ષ. ગયાં જહાન્નમમા.

કોઇ ઠેકાણે જો ચાર જણ વાત કરતા હોય ને હુ ત્યાં જાઉં કે વિચિત્ર રીતે બધા વાત બદલી નાંખે. હિન્દુ કુટુંબજાલ કેટલું દુ ખમય છે, સ્ત્રીઓ કેટલી અભણ છે, ધણીઓને કેટલું સ્હેવું પડે છે, વિ. વિ. એમ વાતો થાય. આ વાત નીકળે કે હું મુઠીઓવાળી અગ્યારા ભણી જાઉં; કારણ કે બીજું વાક્ય નક્કી જ આ આવે "હા ભાઇ ક્ષ. તુ તો નસીબદાર છે. ત્હને કાંઇ આવી અડચણો પડે છે ત્હેને તો મિસ ..મેના." મ્હને ગમે તેમ થયું તેમાં દુનિયાના બાપનું શું મ્હેં ચોરી ખાધું કે આટલો જુલમ!

મિત્રો કાગળ લખે તો ત્રણ બાજુ ભરીને મિસિસ ક્ષ પરજ સંદેશા મોકલાવે એટલે સેવક તો જાણે એક સંદેશા પ્હોંચાડનારો હમાલ. કેટલાક તો છેક નફ્ટ થઇ

બારોબાર પત્ર લખે છે "My dear Mrs X." નવા જમાના પ્રમાણે એ પણ મ્હારે વેઠવું પડે છે. હું શું કરૂં ?

જાણે હું તો એક અંદોલ ઠાટલું હોઉં, મોઘા મૂળની એક સિંહણનો રખેવાલ હોઉં, જાણે કોઈ મહારાણીનો ખાનગી કારીભારી હોઉં એમજ બધા મને ગણે છે અને છતા પણ હું એમ. એ. છું અને ધંધાની મ્હારા પર સારી મ્હેર છે. એ પણ નસીબ !

ઘરમાં પણ મ્હારા ભોગ છે. એક વખત મિસિસ ક્ષ. નું માથું દુઃખવા લાગ્યું. હવે એમાં મ્હારો કાંઇ વાંક હતોજ નહિં. છતાં હુ ઑફિસ જવા દાદર ઉતરવા લાગ્યો અને અમ્હારી બાજુમા રહેનાર પડોશીઓ હેઠલ વાત કરતા હતા તે સાંભળી ઉભો રહ્યો

"બિચારી આજે ઘણી માંદી લાગે છે."

"માંદી તો શું ? પણ એનો ધણી જાનવર ( beast ) જેવો છે. કાંઇ વઢયો કર્યો હશે. આપણા લોકો કેળવાયા તોપણ વિ" હવે મિસિસ ક્ષ. નું માથું દુઃખે તેમાં પણ મ્હારા ભોગ ! અને ધારો કે હુ વઢયો ? તેમા કોઇને શી પંચાત ? મ્હારી બૈરી છે ને હુ વઢયો. ઘરમા મા અને બાપનો પણ તેટલોજ ત્રાસ "ભાઇ ક્ષ. આ મેનાને માટે તું આટલું તો કરતોજ નથી તુ એને બહુ પજવે છે વિ. વિ." એટલે મ્હારા ઘરમા માલીક એ ને હું તો વહિતરો.

આટલે પીડા અટકતી હોય તો વધારે સારૂ. પણ સાંજના થાકયો હાર્યો ઘેર આવું અને સહધર્મચારિણી જોડે બે પળ નિરાતે બેસવાની આશા રાખતો હોઉં ત્યાં કોઇ મિત્ર બારણું ઠોકતો આવીને ઉભોજ રહે. "કેમ! કેમ છો મિ. ક્ષ! કેમ મિસિસ ક્ષ.! ખુશીમા તો ખરા. આ તો મ્હને કાંઇ ચેન નહિં પડયું તે મેં કહ્યુ ચાલ મેના બ્હેનને ત્યાં જરા જતો આવુ."

"કેમ કાંઇ ખાસ કામ ?" જરા આકર્ષક રીતથી "નારે ખાસ કામ તો કાંઈ નહિં મેના બ્હેન ! પણ જાણો છોને તમારી ભાભી! અમ્હારૂં ઘર તે ઠીકાઠીક છે. મ્હને ઉદ્વેગ ઘણો થયો એટલે જરા તમ્હારી પાસે આવ્યો."

થયું ! ભાઇને બૈરી ઠીક નહિં મળી એટલે મારે ઘેર આવ્યાં. પછી એવા મિસ્તરો નીરાતે બેસે, મેના જોડે વાત કરે અને સેવક મૂગે મ્હોડે બેસી રહે નહિં તો હાજીયો પુરવાનો ધંધો શરૂ કરે; અને મેના ઠંડે પેટે તેનાં દુઃખ સાભળે, આશ્વાસન આપે અને ધીમે રહીને વિદાય કરે. એટલે શું બીજા બધાને જોઇએ તેવી બૈરીઓ ન મળે માટે મ્હારૂં ઘર ગામનો ચોરો કરી મૂકવો ?

એક દિવસે રાતના અગ્યાર વાગે મેના ગાવા બેઠી. એક પછી બીજું ગાયન તેણે લલકારવા માડયું. ઘણે દિવસે આવા સુખનો લાવ્હો લેતો હું બેઠો. થોડીક વારે બારીએ અમસ્થો ગયો અને જોઉં તો નીચે પંદર વિશ જણાઓ ઉંચું ડોકું કરી અમ્હારી બારી

સ્હામું જોઇ રહ્યા હતા મ્હેં ગુસ્સાના આવેશમા ભડ દઇને બારી બંધ કરી. અમ્હારૂં ઘર પહેલે માલે હતું. બીજે દિવસે મ્હેં માલાવાળાને નોટીસ આપી હવે તો છેક પાંચમે માલ ભી રહું કે જેથી મેનાનો અવાજ સાંભળનારા ભાગીઆઓ વધે નહિ.

આવા આવા અનેક પ્રસંગો અહોનિશ બનવાથી મ્હારો સ્વભાવ બગડતો ગયો. હું શું કરૂં ? કોઇ મિત્રનું મ્હને મ્હોડું, ગમતુ નથી, કોઇ ઠેકાણે જવું ગમતું નથી, ઘેર બેસવુ રૂચતું નથી. આખો દહાડો રખેને કોઇ મેનાની જોડે વાત કરી જશે, કોઇ એનું હાસ્ય સાંભળી જશે, એવા એવા વિચારો આવે છે. પણ બધાથી મોટી પીડા તો બીજી છે. એ દુઃખ કહુ કોને ? મેનાને કહેવા જાઉં તો તેને ખોટું લાગે; બીજા કોઇને કહેવા માંડું તો તે હસે, નહિ કહું તો અંદર બળી મરૂં છું. ઘણી વખત મેના પર ચીડ ચ્હડે છે. સ્ત્રીકેળવણી પર ધિક્કાર આવે છે. મેના કરતાં કોઇ અજ્ઞાન કે કદરૂપી પરણ્યો હોત તો એટલી નિરાંત તો રહેત કે મ્હારા શિવાય કોઇ તેની સ્હામું તો ન જુવત--પણ આ તો પાછા કેળવણીના દિવસો, અને બધા સ્વાતંત્ર્યના ભગતો. જો જરાસખ્તાઇ કરવા જાઉં તો કહેશે કે "આ મ્હોટો કેળવાયલો જોયો, બઇરીને બ્હાર પણ નથી કહાડતો !"

ન કરે નારાયણ ને હું મ્હોટો બાદશાહ થાઉં તો તરત પહેલો કાયદો જનાનો દાખલ કરવાનો કરૂં અને માત્ર નાક કાન કપાયેલી સ્ત્રીઓનેજ ખુલ્લે બજાર જવાની રજા આપું. હવે મ્હને જુના જમાનાના રીવાજોનુ રહસ્ય સમજાય છે. જ્યા સુધી એવો કાયદો થાય નહિં કે દરેક જણે પારકી સ્ત્રીની સ્હામું નહિં જોવું, તેની વાત નહિં સાંભળવી, તેનું ગાયન સાભળી કાન બંધ કરવા અને તે કાયદો તોડનારને દેહાન્ત શિક્ષા ન થાય ત્યાં સુધી બસ જનાનો બધે દાખલ કરી દેવો; અને નહિં તો દૃઢ નિશ્ચય કરવો કે અભણ અને કદરૂપી સ્ત્રી શિવાય બધીને બસ ત્યાજ્યજ ગણવી. આ શું ? પણ શું કરવું ? હવે બાદશાહ થવાની લાઇન દહાડે દહાડે ઓછી થતી જાય છે. જન્મ્યો તો શાખ્સાર હજાર વર્ષ પહેલાં નહિ ? હશે.

માત્ર સદ્ભાગ્ય મ્હારૂ એટલુંજ છે કે મેના આ બધું સમજે છે અને મ્હારી લાગણી ન દુઃખાય અને ઓછું ન આવે તે માટે અનેક પ્રયત્નો કર્યા કરે છે. પણ તેથી શું ? મ્હારી મેના તે મ્હારી, પોતાની એકલાની માલીકીની છે—શા માટે બીજા બધા આ પ્રમાણે કનડે છે ? સુખ જોઇને આશ્વાસન જોઇએ અને ન જડે તો નશીબ. તેમાં હું શું કરૂં ? પણ કોઇ સમજતું નથી, દુઃખ દે છે અને મ્હારો જીવ વધારે ને વધારે કચવાય છે. પણ કાંઇ રસ્તો છે ? રસ્તો જલદી ખોલવો પડશે. અને નહિં ખોલશો તો સ્ત્રીકેળવણી વધતી જાય છે. આજે મ્હારો વારો તો કાલે ત્હમારો.

ક્ષ.

# આપણો ખેડુત વર્ગ.

(૨)

'નવજીવન' નાં માર્ચ માસના અંકમા આપણે ખેડુત અને જમીનદાર વર્ગનો અરસપરસ સંબંધ તપાસ્યો. આ અંકમાં ખેડુત અને સરકાર વચ્ચેનો સંબંધ આપણે તપાસીશું.

મનુષ્ય જાત જ્યારે જંગલી અવસ્થામાં હોય છે, જંગલમાં ગમે ત્યાં ભટકતી ફરે છે અને વનફળ કે જનાવરનું માંસ જે હાથમાં આવે છે તે ખાઇ લે-છે ત્યારે તેમનામાં સરકાર કે બીજી કોઇ પણ જાતની વ્યવસ્થા હોતી નથી. પરંતુ જેમ જેમ માણસો સુધરતા જાય છે, એક બીજા સાથે સલાહસંપથી રહેવા ઇચ્છે છે અને તેઓએ મહેનત કરી પ્રાપ્ત કરેલી વસ્તુઓ બીજાઓ પડાવી લઇ ના જાય તેને સારૂ જોગવાઇ કરે છે ત્યારે તેમને અમુક કોઇ સત્તાની જરૂર પડે છે કે જે સત્તા સર્વનું રક્ષણ કરે અને કોઇને પણ બીજાઓને દુઃખ દેવા કે હેરાન કરવા ના દે અને આમ હેરાન કરનાર કે દુઃખ દેનારને શિક્ષા કરે. આ જાતની સત્તાને સરકાર કહે છે—પછી તે સત્તા કોઇ એકજ સમર્થ વ્યકિતના હાથમાં હોય કે ઘણાના હાથમાં હોય. જો દેશમાં આવી કોઇ સત્તા ના હોય તો મનુષ્યનો ઘણો સમય પોતાનો બચાવ કરવામાં અને તેને માટે સાધનો તૈયાર કરવામાં જાય અને ધંધો કરી દ્રવ્ય પ્રાપ્ત કરવાને માટે ઘણોજ થોડો સમય રહે. તેથી મનુષ્યોએ અરસપરસનો લાભ સમજી, બધાએ એકત્ર થઈ એવી એક સત્તા ઉત્પન્ન કરી કે જેથી સૌનું રક્ષણ થાય અને નિરાંતે સૌ પોતપોતાનું કાર્ય કરે જાય. આપણા દેશમા પણ પૂર્વે આ કાર્યને માટે ઘણી સરકારો થઇ ગઇ પણ અત્યારે સર્વોપરી સત્તા અંગ્રેજ સરકારના હાથમા છે અને તે સરકાર આપણા સર્વનું રક્ષણ કરે છે. તેમના બાહુબળને પ્રતાપે દેશમાં સલાહ શાંતિ પ્રસરી રહી છે અને કોઈ પણ વ્યકિત બીજી વ્યકિતને નાહક દુઃખ દઇ શકતી નથી કે કનડી શકતી નથી.

હવે આપણે તપાસવાનું એ છે કે હાલની સરકારનો ખેડુતો સાથે કેવા પ્રકારનો સંબંધ છે, તે સબંધનો ખેડુતોને કેટલો લાભ મળે છે, તેના બદલામાં સરકારને રાજ્ય ચલાવવામાં ખર્ચને માટે ખેડુત વર્ગ કેટલું આપે છે અને ખેડુતો જે આપે છે તે બીજા ધંધાદારીઓ આપે છે તેના પ્રમાણમા ઓછું છે કે વધારે; વળી સરકારને ખેડુતો રાજ્ય ચલાવવાને માટે જે આપે છે તેનો ઉપયોગ કેવી રીતે કરવો તે સંબંધમાં ખેડુતોના અભિપ્રાય લેવાય છે કે કેમ. આ બાબતો આપણે તપાસવાની છે.

રાજ્યને આપણે જે કર આપીએ છીએ તે કાંઇ મફત આપતા નથી. આપણે જે આપીએ છીએ તેના બદલામાં આપણને કાંઇ લાભ મળે છે. રાજ્ય સત્તા ના હોત

તો આપણી માલમતા સાચવવાને આપણે ખાસ જુદી ગોઠવણ કરવી પડત. તેમાં આપણને વખતનો તથા પૈસાનો ખર્ચ થાત. રાજ્યસત્તા આપણું રક્ષણ કરે છે તેથી આપણા વખતનો તથા પૈસાનો બચાવ થાય છે અને તેના બદલામાં આપણે રાજ્યને કર આપીએ છીએ.

હવે આપણે એ તપાસવાનું છે કે રાજ્યને ખેડુત વર્ગ જે કર આપે છે તે બીજા વર્ગોના પ્રમાણમા યોગ્ય છે કે નહીં. રાજ્યનો વેરો હમેશાં ઉપજના પ્રમાણમાં લેવાવવો જોઈએ અને એવી રીતે લેવાવવો જોઇએ કે ગરીબ સ્થિતિના મનુષ્યોને તે બીલકુલ ભારે ના પડે.

ખેડુત વર્ગ શિવાય બીજા વર્ગો રાજ્યને જે સીધો કર આપે છે તે ઘણુંખરૂં તેમની ઉપજ ઉપર આપે છે અને તે પણ તેની ઉપજ એક હજાર રૂપીઓની હોય છે ત્યારેજ તે કર આપે છે. એક વેપારી કે નોકર જયાં સુધી એક હજાર રૂપીઆની અંદર કમાતો હોય ત્યાં સુધી તે કોઈ પણ જાતનો સીધો કર સરકારને આપતો નથી. પરંતુ ખેડુત પાસે લેવાતા વેરામા ખેડુતની ઉપજ કેટલી છેત્તે બીલકુલ લક્ષમાં લેવાતું નથી. એની જમીનમાંથી થતી ઉપજ હજાર રૂપીઆની હોય કે સો રૂપીઆની હોય તો પણ એને તો સરકારે નક્કી કરેલો આંકડો કર પેટે ભરવોજ પડે છે. વળી હજાર રૂપીઆ કમાનાર વેપારી કે નોકર જેટલા પ્રમાણમા વેરો ભરે છે તેની સાથે સરખામણીમાં જે ખેડુતના ખેતરમા હજાર રૂપીઆનો પાક થાય છે તે ખેડુત ઘણોજ વધારે કર ભરે છે. આપણા દેશમાં ખરૂં પુછો તો રાજ્યની ઉપજનો ઘણો મોટો ભાગ ખેડુત વર્ગ પાસેથી જ લેવામાં આવે છે, વિલાયત વગેરે બીજા દેશોમાં જમીનપર આટલો બધો વેરો નથી. ત્યાં તો રાજ્યની ઉપજનો ઘણો ખરો ભાગ વેપાર રોજગાર અને બીજા ઉદ્યોગો પર વેરો નાંખી લેવામાં આવે છે. હમણાં પાંચ સાત વર્ષ થયાં ત્યાં પણ જમીન ઉપરનો કર વધ્યો છે પણ તે આપણા પ્રમાણમાં ઘણો થોડો છે.

આના જવાબમાં અર્થશાસ્ત્રીઓ તરફથી એવી દલીલ રજુ થાય છે કે હિંદુસ્તાન દેશમા સર્વ જમીન સરકારની માલીકીની છે અને જમીન પર સરકાર જે કર લે છે તે પોતાની જમીનના ભાડા પેટે લે છે. આના જવાબમાં ખેડુતો એમ પુછે છે કે બધી જમીન સરકારની ને આખા દેશના માલીક સરકાર ત્યારે બીજા ધંધાદારીઓની માફક ખેડુતો પણ સરકારની રૈયત ખરી કે નહી? તેઓએ બીજો ધંધો પસંદ નહી કરતા ખેતીનો ઉત્તમ ધંધો પસંદ કર્યો તેમાં શું ગુન્હો કર્યો? તો પછી બીજાઓના પ્રમાણમાં રાજ્યવ્યવસ્થા ચલાવવાના ખર્ચ પેટે એમની પાસેથી વધારે શા માટે લેવાવવું જોઇએ?

ખેડુતોનો ઘણો મોટો ભાગ ગામડામાં રહે છે. શહેરો ને કસબામાં જયાં બીજા ધંધાદારીઓ રહે છે ત્યાં જેટલી જનસુખાકારીને માટે સરકાર તરફથી સવડો પુરી પાડવામા આવે છે તેના પ્રમાણમાં ગામડાંઓમાં ઘણીજ ઓછી સવડો પુરી પાડવામાં આવે છે.

જનમંડળને કેળવવાને સરકારે મોટી મોટી શાળાઓ અને પાઠશાળાઓ સ્થાપી છે તે મોટે ભાગે શહેરોમાં ને કસબાઓમાં છે સરકાર લાયબ્રેરીઓ ઉઘાડે છે, સંગ્રહસ્થાનો બનાવે છે, પોલીસના થાણાઓ રાખે છે, કચેરીઓ કાઢે છે તે બધી સવડો શહેરો તથા કસબાઓને માટે જ છે ખેડુતોના છોકરાઓને ઉંચી કેળવણી આપવી હોય તો એમને પોતાના છોકરાઓને ખર્ચ કરી શહેરોમા મોકલવા પડે છે. પ્રાથમિક કેળવણીની સગવડ ઘણા ખરાં ગામડાંઓમાં નથી માણસો અને ઢોરો માટે દવાખાના પણ શહેરોમાજ જોવામાં આવે છે. ગામડામા આમાનું કશુંએ નથી સુંદર અને શોભાયમાન રસ્તાઓ તે પણ શહેરીઓની સગવડો માટે. ગામડાઓના રસ્તાઓ પણ ખાડાખઇઆ, અને ધુળના ભરેલા ! આ પ્રમાણે સુધરેલી રાજયવ્યવસ્થાના અગણિત લાભો શહેરીઓને મળે છે અને રાજયની ઉપજનો મોટો ભાગ ગામડામાં વસતા ખેડુત લોકો પાસે લેવાય છે.

આ રીતે આપણે જોયુ કે બીજા ધંધાદારીઓના પ્રમાણમા ખેડુત વર્ગ ઉપર કરનો બોજો વિશેષ છે, એટલુંજ નહીં પણ ખેડુત વર્ગમા ગરીબ કે તવંગરનો ભેદ પણ પાળવામાં આવતો નથી. પાચ વીંઘાના માલીક ખેડુત પાસે વીંઘે જેટલા રૂપીઆ કર લેવામા આવે છે તે જ પ્રમાણમા એજ જાતની જમીન જેની પાસે પાચસે વીંઘા હોય તેની પાસેથી પણ કર લેવાય છે ને ખેડુત મહેનત કરી ખેતી સુધારે ને જમીન વધારે ફળદ્રુપ બનાવે તો ત્રીસ વર્ષે જ્યારે ફરી માપણી થાય ત્યારે તેનો વેરો વધે ને ખેડુત ભાઇ તો હતા ત્યા ને ત્યાં જ ! એ ગીચા શને તો કોઈ દીવસ માથું ઉચું કરવાનો વખતજ ના આવે વળી બીજી બાબત આપણે એ પણ તપાસી કે જે પ્રમાણમા ખેડુત વર્ગ સરકારને વેરો ભરે છે તે પ્રમાણે તેને સુધરેલી રાજયવ્યવસ્થાની સવડો તથા સુખો મળતાં નથી.

હવે આપણે બીજી મુદ્દાની વાત એ તપાસવાની રહી કે ખેડુતો પાસેથી જે પૈસો કર પેટે લેવામા આવે છે તે પૈસો કેમ ખર્ચવો તે બાબતમાં ખેડુત વર્ગનો-અભિપ્રાય લેવામા આવે છે કે કેમ

આપણા દેશમા દરેક પ્રાંતમાં રાજસભા સ્થાપવામાં આવી છે એ રાજસભા દેશને માટે કાયદા બાંધે છે અને ત્યાં દેશના ઉપજ ખર્ચના અડસટાનો વિચાર કરવામાં આવે છે. આ રાજસભાઓમાં રાજ્ય તરફના તેમ પ્રજા તરફના પ્રતિનિધિઓ બેસે છે. ને જે કાયદાઓ બાંધવામા આવે છે તેમાં પ્રજા તરફના પ્રતિનિધિઓના મત લેવાય છે તથા ઉપજ ખર્ચના જે અડસટ્ટા નક્કી થાય છે તેમાં તેઓની સૂચના ધ્યાનમા લેવાય છે. આપણા મુંબાઇ ઇલાકામા પણ આવા પ્રકારની રાજ્યસભા છે તેમા જુદા જુદા વર્ગોના પ્રતિનિધિઓ બેસે છે—જેવા કે વ્યાપારી લોકોનો પ્રતિનિધિ, મીલના માલેકોનો પ્રતિનિધિ, મોટા મોટા જમીનદારોનો પ્રતિનિધિ, વિદ્વાનો તરફથી નીમ

આરોગ્યના વિધવિધ વિષયો પર લોકોને સમજણ પડે એવી ભાષામાં ઉપયોગી ભાષણો આપ્યાં હતા. પ્લેગ, મેલેરીઆ, રોગો સંબંધી સમજુતી આપનારા નકશાઓ તથા ચિત્રો બોધદાયક હતાં. યુરોપના દેશો સાથે સરખાવતાં આરોગ્યની બાબતમાં હિંદુસ્થાનની સ્થિતિ કેવી નબળી તથા કંગાળ છે, આરોગ્ય વિદ્યાના જ્ઞાનથી આયુષ્ય યુરોપમાં કેવી રીતે કેટલા ટકા વધ્યું જાય છે, સ્વચ્છ હવા, પાણી અને સારા પૌષ્ટિક ખોરાકથી કેવા ફાયદા થાય છે—એ સર્વ બતાવનારા નકશાઓ લોકોને ઉમદા શિક્ષણ આપનારા હતા. પ્રદર્શનનો સ્ત્રીવિભાગ વડોદરાવાળા ડૉ. મિસ વિદ્યાબાઈની ઉચ્ચ પ્રકારની સમજુતી આપવાની શકિતને લીધે ખાસ આકર્ષક નીવડયો હતો.

પ્રસુતિ ગૃહના એક વિભાગમાં અસલની પ્રસુતિગૃહની વસ્તુસ્થિતિ બતાવવા બારીબારણાં બંધ રાખી મલીનમાં મલીન વસ્ત્રો સાથે તદ્દન ગલીચ સ્થિતિનો એક ઓરડો બનાવવામાં આવ્યો હતો. અને તેની સામે સરખાવવા માટે એક બીજો ઓરડો આરોગ્ય વિદ્યાના નિયમાનુસાર બારીબારણાં ખુલ્લાં રાખી સ્વચ્છ, ધોએલાં વસ્ત્રો તથા બિછાના સાથે કેવી રીતે સુવાવડ થાય છે, તે બતાવવાને તૈયાર કરવામાં આવ્યો હતો. અકસ્માતમા તાત્કાલિક મદદના પ્રયોગો, જુઉ જીત્સુ (Jui-Jutsu) ની જાપાનીસ કસરતો તથા અત્રેના બાળાશ્રમના છોકરાઓની અંગબળની વિધવિધ કસરત હજારો લોકોનું ધ્યાન ખેંચી રહી હતી. આ ઉપરાંત એક વર્ષની અંદરના બચ્ચાંઓનો એક "બેબી શો" (Baby Show) કરવામાં આવ્યો હતો. અને સૌથી સારા બચ્ચાંઓને ઇનામો આપવામાં આવ્યાં હતાં. પ્રદર્શનના પરિણામ રૂપે જાહેર મેળાવડા સમક્ષ સુરત સેનેટરી એસોસીએશન (આરોગ્ય જ્ઞાન પ્રસારક મંડળ) સ્થાપવાનો ઠરાવ થયો હતો. ૨૬,૦૦૦ માણસોએ આ પ્રદર્શનનો લાભ લીધો હતો જેમાં ૬,૦૦૦ સ્ત્રીઓ હતી.

પ્રદર્શનનું કાર્ય કરનારા કેટલાક કાર્યવાહકોનો કડવો અનુભવ સાર્વજનિક કામ કરનારાઓને ભવિષ્યમાં ઉપયોગી અને બોધદાયી થઇ પડે એ વિચારથી આપવામાં આવ્યો છે. પ્રજાજીવન કેળવવાના કે સામાજિક સુધારણાના કોઈ પણ સાર્વજનિક કામમાં અમલદારોને સામેલ કરવાથી પ્રજાકીય તત્વ ઓછું થાય છે અને તેમ થવાથી પ્રજાને, કાર્યમાં સાધારણ સમાજ વર્ગને જે ફાયદો થવો જોઇએ તે થતો નથી અને તેથી કાર્યની સફળતામાં તેટલી ન્યૂનતા રહે છે.

## મહિલા વિદ્યાલય

તા૦ ૫ મી જુનને દિવસે ડીસ્ટ્રીકટ જડજ મી૦ અડવાનીને હસ્તે એક જાહેર મેળાવડા સમક્ષ "શ્રી સુરત મહિલા વિદ્યાલય" ખુલ્લું કરવામાં આવ્યું હતું. તેમાં આજ પંદર દિવસના અલ્પ સમયમાં ૮૦ મહિલાઓ દાખલ થઇ ચુકી છે. તે પરથી આશા રહે છે કે ટુંક સમયમાં તેની સંખ્યા ઘણી વધી જશે. સરકાર કે મ્યુનિસિપાલીટીની કંઇ પણ સહાય લીધા શિવાય સાર્વજનિક આશ્રયપર આધાર રાખીને, તેમ જ અભ્યાસક્રમ ખાસ સ્ત્રીઓને અનુકૂળ થાય એવો રાખીને આ સંસ્થાએ નવીન દીશામાં કામ શરૂ કર્યું છે.

### સુરત કૉલેજ.

સુરતમાં કૉલેજ ખોલવા માટે પ્રયત્ન ચાલી રહ્યા છે. દરેક સંસ્થાના પ્રાણરૂપ રહેતા દ્રવ્યનો ભંડોળ ભેગો કરવા માંડયો છે. અને આજ સુધીમાં લગભગ રૂ. ૦,૦૦૦ (પચાસ હજાર) ભરાયા છે. ઉપરાંત બે ત્રણ ટ્રસ્ટોમાંથી સારી રકમ મેળવવાની આશા રખાય છે.

### સ્રી સમાજ.

સુરત સ્રી સમાજે પોતાનો ઉત્સાહ ચાલુ રાખ્યો છે. સ્રી સભાસદોની સંખ્યા ૮૦ ની થઇ છે. આરોગ્ય વિદ્યાના તથા ગીતાના કલાસો નિયમિત રીતે ખંતથી ચાલે છે. વડોદરાવાળા ડૉ. મિસ વિદ્યાબાઇએ મહિલા વિદ્યાલયના મકાનમાં "સમાજની ઉન્નતિમાં સ્રી તથા બાળકની સારી માવજતની જરૂરીઆત" એ વિષય પર બે વ્યાખ્યાનો આપ્યાં હતાં.

### ડીસ્ટ્રીકટ એસોસીએશન.

સુરતની ડીસ્ટ્રીકટ એસોસીએશન (જીલ્લા સભા) આખરે યુવાન વર્ગના ઉત્સાહથી કંઇક હતી. જાગૃત થઇ છે. તા. ૧૮ મીએ ત્હેની એક સભા મળી હતી. ઇન્ડિયન કોલસોલીડેશન ઍકટના સુધારા સ્હામે તથા ગ્રામ્યશાળા માટેની સરકારની રાજ્યનીતિ સ્હામે વાંધો જાહેર કરી સરકારને એક અરજી મોકલવાનો ઠરાવ કરવામા આવ્યો છે. પ્રમુખ, સેક્રેટરી તથા કમિટીની ચુંટણી થયા પછી જાણે હવે કાંઇ કરવાનું ના રહ્યુ હોય એમ એ સંસ્થા નિદ્રાવશ થઇ જણાય છે. દેશમાં ઠેકાણે ઠેકાણે "સ્વરાજ્ય" નાં રણશીંગા ફુંકાય, પ્રેસ ઍકટ રદ કરાવવા પોકારો થાય, ત્યારે સુરત શાન્ત રહે એ શું શોચનીય નથી?

કરસુખરામ વીરસુખરામ હોરા

## અમદાવાદ.

૨૫—૬-૧૬

### નાતજાતનાં મંડળોની પરિષદ.

શ્રીયુત્ ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદીના પ્રમુખપદ નીચે આ પરિષદ સંપૂર્ણ રીતે ફત્તેહમંદ નીવડી હતી. પ્રમુખનું ભાષણ સંરક્ષકમતનું હતું તેથી એમના વિચારો સાથે બધા એકમત થઇ ના શકે એ સ્વાભાવિક છે પણ એમાં રહેલી વિદ્વતા

અને સ્વદેશભક્તિ માટે ભેમત રહી શકે એમ નહોતુ શ્રીયુત્ ગાંધીને પરિષદ સમક્ષ એક સ્વતન્ત્ર ભાષણ આપવાનુ નિમંત્રણ થયુ હતુ ત્યા એમણે નાતો બાબત જે વિચારો દર્શાવ્યા તે, તથા અત્યજ વર્ગ પ્રત્યે આપણા કર્ત્તવ્ય બાબત જે બોધ કર્યો તે નીચે પ્રમાણે હતો શરૂઆતમા પ્રમુખે "એ કર્ત્તવ્યમાથી મુક્ત થયા છે અને હવે આપણો એમના પર હક્ક નથી છતા આ પ્રસંગે આપણા કામમા ભાગ લેવા આવ્યા છે તે મ્હોટી કૃપા થઇ" છે વગેરે કહેલુ તેના સબધમા શ્રીયુત્ ગાધી બોલ્યા કે.—

"પ્રમુખ સાહેબ, આપે તો મ્હારા ઉપર મ્હોટો આક્ષેપ કર્યો છે હુ અત્રે કર્ત્તવ્ય શીખવા આવ્યો છુ અને કૃતકૃત્ય થયો હોઉ એમ બીલકુલ માની શકતો નથી આજના પ્રસગને યોગ્ય કઈ તૈયારી મ્હારાથી થઇ શકી નથી તે માફ કરશો કારણ કે હુ રહ્યો મજૂર અને હવે બોલ્યા કરતા મજૂરીમા કઇ વિશેષ રહેલુ છે એમજ મ્હને લાગ્યા કરે છે નાતો સબધમા બોલતા એમણે કહ્યુ કે સેક્રેટરીના રીપોર્ટ પરથી જણાય છે કે ઘાંચીઓના મડળવાળાના કહેવા પ્રમાણે આપાનેરી ઘાંચી મૂળ આપાનેરી વાણીઆ હતા ધધાએ કરીને ઘાંચી થયા છે ભવિષ્યમા કેળવણી, ચારિત્ર્ય, રહેણીકરણી વગેરેથી પાછા વાણીઆ અને વાણીઆથીએ વધારે ઉચ્ચ બને અથવા ઘાંચીથીએ વધારે અધમ થાય એ સભવિત છે

આપણા દેશની નાતોના સબધમા એવા ફેરફાર ઘણા થયા છે અને થશે એમ હુ માનુ છુ અત્યજ વર્ગ તરફનુ આપણુ વર્તન તે મ્હોટા ભગદર જેવુ છે જ્યા સુધી એમના સબધી ત્હમારા વિચારો અને આચારોમા ફેરફાર કરવી નહીં શકુ ત્યા સુધી હુ રહેવાનો નથી"

આ સિવાય આ પરિષદ્મા સમાજસુધારાના ઘણા પ્રશ્નોપર બહુ વિદ્વતાભર્યા અને ઉપયોગી લગભગ ૪૦ ભાષણો થયા હતા અને એણે અમદાવાદના સ્ત્રીપુરૂષોમાં સસારસુધારાના વિચારો ફેલાવવાનુ બહુ અગત્યનુ કાર્ય કર્યુ હતુ. લગભગ બધી નાતોના પ્રતિનિધિઓ આવ્યા હતા અને એમની સમક્ષ વિધવા પુનર્લગ્ન અને નાતો સમૂળગી તોડવાના સવાલો સિવાયના બધાજ પ્રશ્નો બહુ છૂટથી ચર્ચાયા હતા સિવાય મસાર સુધારાના મડળો પણી કદી નથી ચર્ચાતા એવા ધર્માચાર્યોએ પોતાના પૈસાનો સદુપયોગ કરવા બાબતના તથા દેશના આરોગ્ય બાબતના ઠરાવોપર પણ બહુ સારી ચર્ચા થઇ હતી. છુટક છુટક જ્ઞાતિમંડળોનુ એક ભેગુ જ્ઞાતિ સમસ્ત મડળ આ પરિષદને પરિણામે ગોખલે સોસાયટીએ સ્થાપ્યુ છે અને વર્ષ દર્મિયાન કઇ ચાલુ કામ કર્યા કરવાની એ દ્વારા ગોઠવણ થશે

## વનિતા વિશ્રામ મહિલા વિદ્યાલય.

તા ૧ લી જુલાઇ ૧૯૧૯ થી વનિતા વિશ્રામ તરફથી ખાડીઆમા આ સંસ્થા શરૂ કરવાની નક્કી કર્યુ છે આપણા રીતરીવાજોને અનુકૂળ થાય તેવો વખત અને અભ્યાસક્રમ રાખવામાં આવ્યો છે પાચ વર્ષમા મેટ્રીક્યુલેશન જેટલું જ્ઞાન મળી શકશે.

અભ્યાસના વિષયો નીચે પ્રમાણે છે —

૧ અંગ્રેજી, ૨ ગુજરાતી સાહિત્ય ૩ સસ્કૃત ૪ ઇતિહાસ, ભૂગોળ, ૫ ગણિત અને અર્થશાસ્ત્ર
૬ ગૃહવ્યવસ્થા અને આરોગ્યવિદ્યા, ૭ ડ્રોઇંગ, શિવણ સગીત વગેરે
૮ વિજ્ઞાનશાસ્ત્ર { રસાયણ, પદાર્થ વિજ્ઞાન, ભૂસ્તરવિદ્યા, ખગોળવિદ્યા, વનસ્પતિશાસ્ત્ર, પ્રાણિવિદ્યા અને શરીરવિદ્યા

અંગ્રેજી શિવાયનું સઘળું જ્ઞાન ગુજરાતી મારફતે આપવાનું છે. પરંતુ અંગ્રેજી ફરજીઆત છે, અને એ ભાષાજ્ઞાન સંગીન કરવા તરફ ખાસ લક્ષ આપવામાં આવશે. વિદ્યાલયનો વખત બપોરે ૧૨ થી ૪॥ નો રાખ્યો છે

સૌ. શારદા મ્હેતાએ આ સંસ્થાના પ્રિન્સિપાલ પાંચ વર્ષ સુધી રહેવાનું કબૂલ કર્યું છે. ઉપરાંત રા. લક્ષ્મીશંકર હરિશંકર જોશી, એમ. એ. ને અમે ખાસ અભિનંદન આપીએ છીએ; એમણે હજી તો જીવનની શરૂઆત છે છતાં પૂર્ણ સ્વાર્થત્યાગ કરી હાલમાં આ ઉપયોગી સંસ્થામાં જોડાવવા અને તે દ્વારા દેશને ઉપયોગી થવામાંજ પોતાનું હિત માન્યું છે. હમણાં એમણે અમુક મહિનાઓને માટેજ પોતાની સેવા મહિલાવિદ્યાલયને અર્પણ કરી છે એ ખરૂં; પણ એથીએ એમના હૃદયમાં સ્વદેશ ભકિતનાં કેવાં અંકુરો છે ને જોઇ શકાય છે. ડૉ. અમીન અને રા. ઠાકોરે અમુક કલાકો મફત શિક્ષણ આપવાનું માથે લીધું છે તે કંઇ ઓછું ખુશી થવા જેવું નથી.

## ગુજરાત સભા.

રવિવાર તા. ૧૮ મીને રોજ શ્રીયુત ગાંધીના પ્રમુખપદ નીચે "પ્રેસ એકટ" તથા "ઇન્ડિયન કોન્સોલીડેશન એકટ" વિરૂદ્ધ પોતાનો મજબૂત અભિપ્રાય દર્શાવવા ગુર્જરાત સભાએ અમદાવાદના શહેરીઓની ગંજાવર જાહેરસભા બોલાવી હતી. એ પ્રસંગે પ્રથમ ઠરાવ રા. બા. રમણભાઇએ મૂકયો. એમાં મિસિસ બેસન્ટના "ન્યુ ઇંડિયા" પાસે રૂા. ૨૦૦૦ ની મદ્રાસ સરકારે જામીનગીરી માગી તથા એ એૅકટનાં બીજાં જે જે નુકશાન છે તે તરફ સખ્ત અણગમો દર્શાવવામાં આવ્યો હતો. એને અનુમોદન આપતાં મી. જીવણલાલ બૅરિસ્ટરે અમદાવાદને એ એકટ પસાર થવા પછી શું શું દુઃખ થયું છે તે જણાવ્યું.

## પ્રેસ એૅકટથી ગુજરાતને થયેલાં નુકસાનો.

દરવર્ષે સ્વદેશી મિત્રમંડળ મહાન્ દેશભકત દાદાભાઇ નવરોજીની જયંતી પૂર્ણ ધામધુમથી ઉજવે છે. તે પ્રસંગે દેશભકિત જાગૃત થાય એવાં ગાયનો ઉત્તમ સંગીત સાથે ગવરાવવામાં આવે છે. એક બે વર્ષથી આવાં ગાયનો કોઇ માલીકો આ એૅકટને લીધે છાપતા નથી તેથી એ પ્રસંગે એનાં પુસ્તકો તૈયાર પહેલાં કરાતાં તે થઇ શકતાં નથી. હવે આ કાવ્યોની પસંદગી બહુ સાચવીને કરવામાં આવે છે. એમાના કેટલાંક કાવ્યો તો સરકારના કેળવણી ખાતાએ મંજુર કરેલા અને વાંચનમાળાના પુસ્તકોમાંના છે. "સ્વદેશ કિર્તન" નામનું મ્હોટું પુસ્તક આ પ્રમાણે છુટક છુટક વખત ચુંટેલાં સઘળાં દેશભક્તિનાં કાવ્યોનું હતું. તેનાં એકે એક કાવ્યો રા. બા રમણભાઇ પાસે તપાસરાવ્યાં હતાં છતાં એ પુસ્તક સરકારે જપ્ત કર્યું. "હિન્દના મિત્રો અને પુત્રો" ના જીવનચરિત્રો રા. પાન્ડુરાવ જીવણલાલ દેશાઇ તરફથી પ્રસિદ્ધ કરવામા આવતાં હતાં. પહેલું પુસ્તક દાદાભાઇ નવરોજીના જીવનચરિત્રનું હતું, બીજું મોહનદાસ કરમચંદ ગાંધીનું જીવનચરિત્ર હતું અને ત્રીજું તથા ચોથું સ્વ. ગોખલેના ભાષણો અને

જીવનને લગતું બે ભાગમાં પ્રસિદ્ધ કર્યું હતુ. હવે ગોખલે જેવાનું જીવન અને ધારાસભાઓમાં તથા કૉન્ગ્રેસમાં કરેલાં ભાષણોનો સાર એમાં વાંધાભરેલું શું હોઇ શકે? ગોખલેના જીવનમાંજ રાજદ્રોહ જેવું શું હોય? છતાં એનો બીજો ભાગ જપ્ત કરવામાં આવ્યો; અને તે દિવસથી રા. પાન્ડુરાવની પ્રવૃત્તિ બંધ થઇ. એ ખાતે એમણે બધું થઇને રૂા. ૨૦૦૦ નું નુકસાન વેઠયું છે.

સુરતનું "શકિત" પત્ર અને નડિયાદનું "ગુજરાત" પણ આ રીતેજ બંધ કરવામાં આવ્યાં.

અમદાવાદમાં "ઉદ્બોધન" નામનું એક ઉત્તમ માસિક "સ્વદેશી મિત્ર મંડળ" ચલાવતું હતું. એમાં જીવનચરિત્રો, રાજદ્વારી લેખો, વિજ્ઞાન, ઇતિહાસ વગેરે બહુ ઉત્તમ પ્રકારના લેખો આવતા. બે વર્ષમાં એણે એટલી નામના મેળવી હતી કે એટલા વખતમાં એવા બીજા કોઇ પત્રે તે પહેલાં એવી નામના મેળવી નહોતી. આ પત્ર પણ અમદાવાદનાં છાપખાનાં વાળાઓ છાપવાની ના પાડવાથી બંધ કરવામાં આવ્યું.

આમાંની કેટલીક હકીકત રા. જીવણલાલે એ સભામાં જણાવી હતી.

### ગુજરાત કૉલેજ.

ગુજરાત કૉલેજમાં નવા વિદ્યાર્થીઓને દાખલ કરવાની જે વર્ષો વર્ષ ના પાડવામાં આવે છે તેના સંબંધમાં ગોખલે સોસાયટીએ નીચેનો ઠરાવ પસાર કર્યો છે:—

"આ સોસાયટીને અત્યંત ખેદ થયો છે કે છેલ્લાં કેટલાંક વર્ષોથી ગુજરાત કૉલેજમાં નવા વિદ્યાર્થીઓને દાખલ થવામાં બહુ મુશ્કેલી નડે છે અને તેથી એમાંના કેટલાક વિદ્યાર્થીઓને ઉચ્ચ કેળવણી લેવાની તદ્દન બંધ કરવી પડે છે. આ સભા ખાત્રીથી માને છે કે આ કૉલેજનો વિસ્તાર વધારવાનો વખત આવ્યો છે અને સરકારને નમ્રપણે વિનતિ કરવામાં આવે છે કે ગુજરાત કૉલેજમાં જેમ બને તેમ વ્હેલી બધા વિદ્યાર્થીઓ આય એવી સગવડ જરૂર કરવી."

ગુજરાતી.

---

# માસિકો.

## ઇંગ્રેજી.

### પ્રેસિડન્સી કૉલેજની તપાસનો રીપોર્ટ.

હિંદમાં જાહેર બાબત ઉપર સ્વતંત્ર વિચાર દર્શાવવાને માટે પંકાએલા મૉડર્ન રીવ્યુના અધિપતિએ, કલકત્તાની પ્રેસિડન્સી કૉલેજના પ્રૉ. ઓટન ઉપર થયેલા હુમલાની તપાસ કરવા નીમેલી કમિટીના એકતરફી રીપોર્ટ ઉપર જૂન મહિનાના અંકમાં સખ્ત ટીકા કરી છે. આ જ કમનસીબ બનાવ સંબંધી લખતાં થોડાક વખત ઉપર

સર રવીન્દ્રનાથ ટાગોરે ભય દર્શાવ્યો હતો કે આ બાબતની તપાસ થતાં બધો દોષ નબળી બાજુ એટલે કે વિદ્યાર્થીઓ ઉપર જ નાંખવામાં આવશે; અને મી૦ ચેટરજીના મત પ્રમાણે થયું પણ એમ જ છે. તેઓ લખે છે કેઃ—

"સરકાર અને કમિટી બન્ને એમ ધારે છે કે કૉલેજના છુટક છુટક વિદ્યાર્થીઓ તથા સમસ્ત મંડળ ઉપર જે શિક્ષા નાંખવામાં આવેલી છે તેને તેઓ બરાબર પાત્ર છે, અને હવે પછી જે વ્યક્તિઓ ખાસ ગુન્હેગાર માલમ પડે તેમને વધુ શિક્ષા કરવાનું કામ તેઓ અધિકારી મંડળના ઉપર મૂકે છે. પ્રો. ઓટન તથા આ બાબત સાથે સબંધ ધરાવતા બીજા પ્રોફેસરો માટે તે ઠરાવમાં કરવામાં આવેલી ટીકા એ છે કે "શિક્ષકોમાં ડહાપણની ખોટ જણાઇ છે"...વિદ્યાર્થીઓનો ગુન્હો ગમે તેટલો ગંભીર ગણવામાં આવે તો પણ રીપોર્ટ વાચ્યા પછી સ્હેજ પણ શંકા રહેતી નથી કે પ્રોફેસર ઓટને આપેલા કારણ વગર, અથવા તો તેની વર્તણુકનો તદ્દન ઉદાર નજરે વિચાર કરતા પણ જુદે જુદે પ્રસંગે તેની વર્તણુકથી વિદ્યાર્થીઓના મન ઉપર પડેલી ખોટી છાપ વગર, તે હડતાલ કે હુમલો થવા પામત નહિ."

આ બનાવને જન્મ આપનાર કારણોની કમિટીએ નીચે મુજબ સમાલોચના કરી છેઃ—

પ્રેસિડન્સી કૉલેજના બંદોબસ્તની સાધારણ સ્થિતિ વિષે કમિટીએ સંભાળપૂર્વક તપાસ કરી છે તેમને માલુમ પડયું છે કે થોડોક વખત થયા, મુખ્યત્વે કરીને રાજકીય કારણોને લીધે વિદ્યાર્થી મંડળમાં એક જાતનો સડો પેઠો છે કે જેને પરિણામે તેમનામાં ઉદ્ધતાઇનો જુસ્સો તથા જરા જરામાં ખોટું લગાડવાની અસાધારણ વૃત્તિ દાખલ થઇ છે પોતાની જવાબદારી પુરેપૂરી સમજ્યા વગર પોતે માની લીધેલા પોતાના હકો ઉપર ખાસ ભાર મૂકવાનું વલણ આ જુવાનીઆઓમાં દેખાયું છે જાહેર છાપાઓમાં નિયમોના ભંગ સબંધી [illegible] વગરવિચાર્યા લખાણો [illegible] ખરાબ અસર તથા બળવાના હાનીકારક હીમાયતીઓની ચળવળને લીધે આ કમનસીબ સ્થિતિ ફેલી થયેલી ગણી શકાય."

આ સંબંધી મી. ચેટરજી લખે છે કેઃ—"આપણા યુવકોમાંના કેટલાએક ઉદ્ધત છે એમાં તો કાંઇ શંકા નથી, પણ કયા દેશમાં તેમ નથી? જો કે અમે ધારતા નથી કે સાધારણ રીતે આપણા યુવકો બીજા દેશના તેજ ઉમરના માણસો કરતા વધારે ઉદ્ધત હોય, ઉલટું આપણા છોકરાઓ જ્યાં માન ઘટતું હોય, ત્યાં માન આપવાને વધારે તૈયાર હોય છે

"યુવકો કોઇ કોઇ વખતે ભૂલથી ઉદ્ધતાઇ અને નાફરમાનીને સ્વમાનની તીક્ષ્ણ લાગણી તથા સ્વતંત્રતાના જુસ્સા તરીકે ગણે એ બનવાજોગ છે તેવીજ રીતે તેમના વડીલો, તાબેદારીને માન આપવાની એક રીત તરીકે ગણવાની ભૂલ કરે છે, અને એ જ રીતે કેટલાક અધિકારીઓ આપણા ઉગતા રાજકીય જીવનને એક બળવા તરીકે લેખે છે આ એક એવી બાબત છે કે જેમાં અત્યંત ડહાપણભરી, વિચારશીલ અને કુલાબાજ નીતિની જરૂર છે, નહિ તો ઉદ્ધતાઇને કચડી નાખવા જતાં સ્વતંત્રતાનો જુસ્સો પણ કચડાઇ જશે. જમાનાઓ થયા આપણા દેશમાં એટલી તો ગુલામગીરી છે કે હિંદીઓ મનુષ્યને છાજે તેવી રીતે ધીમે ધીમે ટટાર ઉભાં રહેતા શીખે તે માટે કેટલાક અવિચારી યુવકોમાં અણધારી રીતે અનાયાસે જન્મ પામતી ઉદ્ધતાઈ, નાફરમાની વગેરેનું પણ જોખમ વ્હોરી લેવાની જરૂર પડે. ઉદ્ધતાઈ તે માત્ર સ્વમાન કે સ્વતંત્રતાના જુસ્સાનું રોગીષ્ટ રૂપ છે."

વિદ્યાર્થિઓ ઉપર જરા જરામાં ખોટું લગાડવાનો દોષ શા માટે મૂકવામાં આવ્યો છે તે કમિટીના રીપોર્ટના નીચેના ઉતારા પરથી જણાશે.

"ચોક્કસ યુરોપિયન પ્રોફેસરો વિદ્યાર્થીઓને મોનાવના કોઇ વખતે જે નઠાર વિચાર્યા શબ્દો વાપરી હાનિ કરે છે તે વિષે અમે બોલ્યા વગર રહી શક્તા નથી અમારી પાસે સાક્ષી છે કે એક જુવાન યુરોપિયન પ્રોફેસરે પ્રેસિડન્સી કૉલેજના ચોક્કસ વિદ્યાર્થીઓને પૂછ્યુ કે તેઓ શા માટે જગલી જનાવરો માફક ઘૂરકતા હતા? બીજાએ કોઈ જુદાજ પ્રસગે પૂછ્યુ કે તેઓ શા માટે વાદરાની માફક વાત કરતા હતા? જ્યારે ત્રીજાએ એમ પૂછેલુ કહેવાય છે કે તેઓ શા માટે કુત્તી માફક વર્તતા હતા?"

'વિદ્યાર્થીઓને જગલી જનાવર, વાદરા અને કુત્તીની સાથે સરખાવવુ એ વિદ્યાર્થીઓ કે હિદીઓ તરફ કાઇ ખાસ વેર દર્શાવતુ નથી પણ એ તો ચોક્કસ છે કે તે તેમને માટેનો તિરસ્કાર બતાવી આપે છે કોઇ આપણા ઉપર વેર રાખે તે ખમી શકાય, પણ તિરસ્કાર ખમવો મહુ કઠણ છે કારણ કે મનુષ્યો સાધારણ રીતે પોતાના બરોબરીઆ કે પોતાથી ઉચા તરફ વેર રાખે છે પણ માત્ર જે નીચા હોય તેમનાજ તરફ તિરસ્કાર દર્શાવે છે કોઇ માણસો બીજાને માટે તિરસ્કાર બતલાવે કે પછી તેની તરફ એક મોટા આશ્રયદાતા તરીકે વર્તે—ગમે તેમ કરે—પણ મોટાઇનો દાવો સામાને મન અપમાન બરાબર છે ગુરૂ શિષ્યના સબધમા તેવુ કશુ પણ જોઈએ નહિ'

## હિદી યુનિવ્હર્સિટિઓનુ બધારણ

ઇડીઅન રીવ્યુના મે મહીનાના અકમા યુનિવ્હર્સિટિના બધારણના પ્રશ્ન ઉપરનો લેખ ખાસ ધ્યાન ખેચે છે હાલ હિદમા કેટલીક નવીન યુનિવ્હર્સિટિઓ સ્થપાઇ છે અને તેમના બધારણ, શિક્ષણક્રમ વગેરે સબધી વ્યવસ્થા કરવાનુ કામ ચાલી રહ્યુ છે, તે વખતે યુરોપ અમેરિકાની નવીન પદ્ધતિસર કામ કરતી યુનિવ્હર્સિટિઓ ઉપરથી ઉપજતા વિચારો ઉપયોગી થઇ પડે એમ છે લેખક ઑક્સફર્ડ તથા કેંબ્રિજની પૂરાણી યુનિવ્હર્સિટિઓને કરવા પડતા સુધારાવધારા તરફ ધ્યાન ખેચી, ત્યાની બર્મિગહામ, લિડસ વગેરે નવીન યુનિવ્હર્સિટિઓની કાર્યપદ્ધતિ વિષે અનેક વિગતો આપી, તેમના મુખ્ય લક્ષણો નીચે મુજબ દર્શાવે છે:—

"તેઓ ડીગ્રી ઉપરાત ડીપ્લોમાને માટે પણ શિક્ષણ આપે છે આર્ટ્સ અને કાયદો તેમા ગૌણ ભાગ ભજવે છે વિજ્ઞાનને પ્રધાનપદ આપવામા આવે છે અને હુન્નરઉદ્યોગમા ખાસ ઉપયોગી થઇ પડે એવુ શિક્ષણ તે તેમનુ સૌથી અગત્યનુ અને ધ્યાન ખેચનારૂ લક્ષણ છે વૈદકશાસ્ત્ર ઈજનેરી તથા ખેતીનુ શિક્ષણ, સઘળી નવીન યુનિવ્હર્સિટિઓના કાર્યક્રમમા જોવામા આવે છે જનસમાજમા કેળવણી ફેલાવવાના કામનો પણ સમાવેશ કરવામા આવ્યો છે દિવસના થોડાક કલાકને માટેના વિદ્યાર્થીઓને પણ દાખલ કરવામા આવે છે અને યુનિવ્હર્સિટિને પ્રજાજીવન સાથે ગાઢા સબધમા લાવવાનો દરેક પ્રયત્ન થાય છે જો આ નવીન યુનિવ્હર્સિટિઓએ પ્રજાની પ્રગતિમા અગત્યનો ભાગ ભજવ્યો છે, તો તે આ વ્યવસ્થાને લીધેજ છે."

આ બાબતમા આપણી પછાત સ્થિતિનો કાઇક ખ્યાલ આપીને લેખક કહે છે કે —

'હાલ હિદમા જેવી યુનિવ્હર્સિટિઓ મોજૂદ છે તેવી, કે પછી કેવળ માનસિક શ્રેષ્ઠતા અને વ્યવહારિક નિરૂપયોગિતાને વધુ અને વધુ પોષનારી યુનિવ્હર્સિટિઓની સખ્યામા વધારો કરવાથી આ સ્થિતિ સુધરશે નહિ એ તો દેખીતુ જ છે.. કેવળ વિજ્ઞાનમા ઉંચી નીપુણતા, કે લાબો વખત લાગે એવા યુનિવ્હર્સિટિ શિક્ષણક્રમ કે થોડાક માણસને લાભદાયક થઇ પડે એવી ઇતિહાસ, ફીલસુફી અને ભાષા સબધી ઉડી શોધોની ગરજ આપણને જરૂર નથી આપણે જે જોઇએ છે તે તો હુન્નરઉદ્યોગને માટે જરૂરી એવા વિજ્ઞાનશાસ્ત્રની ખીલવણી અને વ્યવહારૂ ઉપયોગી જ્ઞાનનો બહોળો ફેલાવો જો આપણે આ વિષયોની અવગણના કરશુ તો આપણને યુનિવ્હર્સિટિઓથી કાઇ ફાયદો નહિ થશે એટલુ જ નહિ પરન્તુ હાલની શિક્ષણપદ્ધતિને લીધે આપણા ચારિત્રમા જે દોષો છે તેને વધારે જડ કરીશુ.

## અંગ્રેજી અને હિંદી ભાષાઓ.

મી૦ નારાયણરાવ ઇન્ડ ઍન્ડ વેસ્ટના જૂન મહીનાના અંકમા લખે છે કે:—

'અંગ્રેજી કંપનીએ દરવાજેની વેપારી રાજનીતિથી જેમ હિંદી હુન્નરઉદ્યોગને ખમવું પડયું છે તેમ દેશી ભાષાઓને પણ નુકશાન થયું છે ખરું અંગ્રેજી ભાષા મંગ્રેજી બનાવટની ચીજો કરતા પણ વધારે આશ્રય અને મદદરમાની ભોગવે છે આખા હિંદને માટે કોઈ સામાન્ય દેશી ભાષા નથી તેથી આ પરદેશી ભાષાને ઘણું જોર મળે છે, અને રાજકરનાર પ્રજાની ભાષા હોવાને લીધે તેને જે અગત્યતા સ્વાભાવિક રીતે મળે તે બાજુએ મૂકીએ તોપણ યુરોપિયન જ્ઞાનના ફેલાવાનેજ કેળવણીના મુખ્ય ઉદ્દેશ તરીકે સ્થાપવાની હિતકારક રાજનીતિથી અંગ્રેજીને દેશી ભાષાઓને ભેગો બેહદ લાભ થયો છે ૧૮૫૪ ના ડીસ્પેચનમા એવી આશા દર્શાવવામા આવી હતી કે જેમ દેશી ભાષાઓની અગત્યતા સમજાતી જશે તેમ હિંદી ભાષાઓના સાહિત્ય યુરોપિયન પુસ્તકોના તરજુમાથી કે યુરોપિયન પ્રગતિના જુસ્સામા તરબોળ થયેલા માણસોના સ્વતંત્ર લખાણોથી ધીમે ધીમે સમૃદ્ધ થશે ' ટકેક અંશે આ પ્રમાણે થયું પણ છે અને જનસમૂહમા કેળવણીનો પ્રસાર થતા તરજુમા તથા સ્વતંત્ર પુસ્તકોને માટેની માગણી વધશે દેશી ભાષાઓ યુરોપીઅન જ્ઞાન તથા હિંદી અને બ્રિટિશ સંસ્કૃતિના મિશ્રણથી ઉત્પન્ન થતી એક નવીન જ સંસ્કૃતિના ફેલાવાના કામમા જરૂર અગત્યનો ભાગ લેશે પરંતુ આ મહાન્ કાર્ય થોડાક દેશાભિમાની હિંદીવાનોના સાહસને માટે જ રાખી મૂકવામા આવેલુ છે કેળવાયેલા હિંદીવાનોના મોટા ભાગને એમ વિચારતા શિખવવામા આવે છે કે દેશી ભાષાઓ તેમને માટે નહિ, પણ માત્ર અંગ્રેજીથી અજ્ઞાન એવા સાધારણ જનસમૂહ માટે જ છે નવીન સંસ્કૃતિ અને નવીન જ્ઞાનનો પ્રસાર કરવાનો તેમનો ધર્મ બજાવવાને માટે જે દેશી ભાષાના જ્ઞાનની જરૂર છે તે જ્ઞાન તેમને હાલની શિક્ષણપદ્ધતિ આપતી નથી તેમના પુસ્તકો, તથા તેમના તરજુમાઓને માત્ર જાહેર પ્રજાના આશ્રય ઉપર જ આધાર રાખવો પડે છે કેળવણી ખાતુ તે પુસ્તકોને માટે કદી ભલામણ પણ કરતુ નથી તો પછી વિદ્યાર્થીઓને તેમની ભાષામા વિચાર દર્શાવતા શિખવવાને માટે તેનો ઉપયોગ તો ક્યાથીજ કરે?

## ગુજરાતી

### હિન્દી સ્ત્રીઓની યુનિવર્સિટિ

'સમાલોચક'ના જુનના અંકમા રા. મનસુખલાલ આત્મારામ માસ્તરે આ યુનિવ્હર્સિટિ વિષે એક વિચારપૂર્ણ લેખ લખ્યો છે નવી સંસ્થાના વિશિષ્ટ તત્વો લેખક નીચે પ્રમાણે જણાવે છે:—

' પ્રથમ તો આ યુનિવ્હર્સિટી પ્રાન્તિક નથી પણ સમસ્ત હિન્દની છે બીજુ આ યુનિવ્હર્સિટિમા માધ્યમિક અને ઉંચી કેળવણી માતૃભાષાદ્વારા આપવામા આવશે ત્રીજુ અંગ્રેજી ભાષા અને સાહિત્યનુ શિક્ષણ બીજી ભાષા તરીકે આપવામા આવશે અર્થાત્ ગૌણ સ્થાન લેશે ચોથુ સ્ત્રીઓએ સંસારમા શા શા ધર્મો બજાવવાના છે તથા કુદરતી રીતે કયા કયા કાર્યો કરવાના છે તે ખાસ લક્ષમા રાખી તેનો અભ્યાસક્રમ નિર્ણિત કરવામા આવશે પાંચમુ પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ માટે ખાસ સ્ત્રીશિક્ષકો તૈયાર કરવાની વ્યવસ્થા કરવામા આવશે."

માતૃભાષાદ્વારા માધ્યમિક અને ઉંચી કેળવણી આપવાના સિદ્ધાન્ત વિષે તેઓ જણાવે છે કે—

"જગત્‌ના સર્વ મ્હોટા દેશોમાં શિક્ષણ માતૃભાષાદ્વારા આપવામાં આવે છે; હિન્દ જ માત્ર અપવાદરૂપ છે. મનુષ્યોને શિક્ષણ માતૃભાષાદ્વારા મળવું જોઇએ એ સૂત્ર સ્વતઃસિદ્ધ છે. પરભાષામાં શિક્ષણ આપવાથી વિદ્યાર્થીઓનો માનસિક બોજો વધે છે તથા ઘણી વખતે જૂદા જૂદા વિષયો તેઓ જ લદીથી સમજી શકતા નથી એ ફરિયાદમાં સત્યના ઘણા અંશો સમાયલા છે અને તેથી માધ્યમિક કેળવણી માતૃભાષાદ્વારા આપવાનું જે નવું અને હિમ્મતભર્યું પગલુ પ્રો. કર્વેએ ભર્યું છે તે માટે હમે તેમને અંતઃકરણપૂર્વક અભિનંદન આપીએ છીએ. પરંતુ ઉંચી કેળવણી પણ માતૃભાષાદ્વારા જ અપાવી જોઇએ એ સિદ્ધાન્તને માટે મતભેદના અવકાશ રહે છે. આપણા સાહિત્યની દરિદ્રતા, આપણા દેશની અનેક ભાષાઓ અને તેને લીધે પ્રજાત્વ ખીલવવામાં પડતી મુશ્કેલીઓ, અંગ્રેજી સાહિત્યની ઉંચી સંપત્તિઓ, તથા આ દેશમાં રાષ્ટ્રીયત્વની ભાવના પોષવામાં તથા વિકાસવામાં તેણે ભજવેલો અગત્યનો ભાગ, તથા આપણી વિશિષ્ટ રાજકીય સ્થિતિ–આ સર્વ બાબતોપર ગંભીર વિચાર કરતાં તરત જણાશે કે ઉંચી કેળવણી અર્થાત્ કૉલેજની કેળવણી પણ માતૃભાષાદ્વારા જ અપાવી જોઇએ એવો આગ્રહ દૂરઅંદેશી ભરેલો નથી–હાનિકર્તા છે."

### પ્રૉ. પ્રિન્સિપાલ પરાંજપેનું એક ભાષણ.

પેટલાદના શ્રી સયાજી જ્યુબીલી બોર્ડિંગ હાઉસના વાર્ષિક મેળાવડા વખતે પ્રૉ. મિ પરાંજપેએ જે ભાષણ ઇંગ્રેજીમાં આપ્યું હતું હેનો સાર 'સાહિત્ય' નાં જુનના અંકમાં રા. કલ્યાણરાય નથ્થુભાઇ જોશીએ આપ્યું છે. બાળલગ્નનાં સંબંધમાં હેમનાં વચનો બોધદાયક હતાઃ—

"અહીંની બાળલગ્નની પદ્ધત્તિથી નીચલાં ધોરણોમા પણ પરણેલા વિદ્યાર્થીઓ છે; વિદ્યાર્થી અવસ્થામા લગ્નની જવાબદારી શિર પર હોય તે ઇચ્છવાજોગ નથી આજના રીપોર્ટ પરથી જણાય છે કે સન ૧૯૧૫ મા બૉર્ડિંગમાં ૧૫ વર્ષની અંદરના ૨૨ વિદ્યાર્થીઓ પૈકી ૧૬ વિદ્યાર્થી પરણેલા હતા આ સ્થિતિ દખ્ખણના લોકોને બહુજ નવાઇ ભરેલી લાગે તેવી છે દખ્ખણની સ્કૂલમાં પરણેલો વિદ્યાર્થી એટલે એક આશ્ચર્યકારક બીના. આજના રીપોર્ટ પરથી જણાય છે કે ૪૦ વિદ્યાર્થીઓએ "બાળલગ્ન" વિરૂદ્ધ પ્રતિજ્ઞા લીધી છે, તે આવકારદાયક બીના છે. કેટલીક વાર બાહોશ વિદ્યાર્થીઓ પોતાની યુનિવર્સિટિની કારકીર્દી ઝળકતી હોવા છતા પત્નીના લફરાને લીધે જીવનની શરૂઆત મનમાનતી રીતે કરી શકતા નથી. જ્યા સુધી મનુષ્ય પોતાની તુંબડીએ તરતો થાય નહી, ત્યાં સુધી તેણે લગ્નનો વિચાર સુદ્ધાં કરવો જોઇએ નહી. હું સમજું છું કે યુવાનોને વડીલોના વિચાર વિરૂદ્ધ ઉશ્કેરવાનો આરોપ મ્હારા પર નહી જ આવે. મ્હારે જે કહેવાનું છે તે એ છે કે યુવાનોએ વડીલોની સામા થવાનું નથી, પરંતુ તેમના તરફ પૂર્ણ માન રાખી તેમના વિચારોને નવી દિશાએ લઇ જવા, અને પછી તેમની ઇચ્છાને તાબે રહેવું જોઇએ. માન સાથે દલીલ કરતાં પણ યુવાનોના જીવન બગડવાનો પ્રસંગ પ્રાપ્ત થાય, તો તેવે વખતે વડીલોની ધૂનને બાજુ પર મૂકવાની સલાહ હું યુવાનોને આપીશ.

# નોંધ.

## નવજીવન અને સત્ય.

આ પત્ર પહેલું વર્ષ પૂરૂં કરી બીજા વર્ષનો આજે આરંભ કરે છે. તે પ્રસંગે અમને જણાવતાં આનંદ થાય છે કે અમારા માર્ગમાં કેટલીક મુશ્કેલીઓ હોવા છતાં, અમે, આ માસિકનું કદ ૪૮ પાનાથી ૬૪ પાનાં જેટલું વધારવાનો નિશ્ચય કર્યો છે. આથી રાજકીય, આર્થિક, સામાજિક—સર્વ રાષ્ટ્રીય પ્રશ્નોની વધારે છૂટથી ચર્ચા કરવાની અને સાહિત્ય તથા વાર્તાના લેખોને પણ વધારે અવકાશ આપવાની અમે આશા રાખીએ છીએ.

❀

ગુજરાત સમગ્ર હિન્દના પ્રમાણમાં ન્હાનું હોવા છતા એકંદરે હેનો પ્રદેશ ઘણો વિશાલ છે અને હેના જુદા જુદા જીલ્લા, કસ્બા અને ગામડાના લોકો પોતાને પરિચિત સંસ્થાઓનું અને જીવન પ્રવાહોનું વર્ણન અમને મોકલે તો જ અમારો હેતુ કંઇક પણ સિદ્ધ થાય. આ કાર્ય માટે વિશાલ વિદ્વત્તા કે ઉંડી વિવેચક શક્તિની જરૂર નથી; તે માટે ફકત પોતાના દેશબંધુઓ માટે લાગણી અને હેમની સ્થિતિમાં રસ લેવાની જ જરૂર છે. આવા સાદા ભાવથી રાચતા સર્વ ગુર્જરબંધુઓને પોતાના પ્રદેશની સ્થિતિ વિષે ચોકસ માહિતી આપવા અમે અંતઃકરણ પૂર્વક વિનંતિ કરીએ છીએ.

## સામ્રાજ્યમાં હિન્દ.

થોડાજ લોકોને ખબર છે કે જ્યારે આપણે મંદ રીતે રાજકીય પ્રશ્નો વિચારીએ છીએ તે વખતે સંસ્થાનોમાં અને ઇંગ્લંડમાં વિગ્રહ પછી સામ્રાજયનો રાજનીતિને વિષે ઘણી ચર્ચા કરવામાં આવે છે એટલું જ નહિ, પણ હિન્દી સરકાર કે પ્રજાની જરા સલાહ લીધા શિવાય કેટલાક મહત્વના પ્રશ્નોનું નિરાકરણ કરવામાં આવે છે. આ સ્થિતિનું સ્પષ્ટ પરિણામ આપણે સમજવું જોઇએ. જ્યારે લડાઈ શરૂ થઇ ત્યારે હિંદની વફાદારી અને હિંદી સીપાઇઓની વીરતા વિષે ઇંગ્રેજ રાજપુરૂષો વારંવાર બોલતા હતા તેમજ સામ્રાજ્ય સાથે હિંદને વધારે સારી રીતે સાંધવાની અસ્પષ્ટ આશાઓ આપતા હતા. તે અરસામાજ મિ. બૉનર લૉએ સંસ્થાનોને ખાત્રી આપી હતી કે લડાઇને અંતે થવાની સલાહની શરતો ઘડવામાં હેમનો અભિપ્રાય લેવામાં આવશે. હિંદને માટે આના બે અર્થ છે. એક તો સંધિની શરતો થોડે કે ઘણે અંશે આખા બ્રિટિશ સામ્રાજ્ય ઉપર અસર કરશે. કારણ કે, હિંદને નહિં પણ કેવલ સંસ્થાનોનેજ તે અસર કરે એ કંઇ બનવાજોગ નથી. અને બીજો અર્થ એ કે તે શરતો વિષે જ્યારે સંસ્થાનોને પૂછવામાં આવશે ત્યારે હિન્દને એક પરાધીન પ્રજા ગણી હેની સલાહ લેવામાં આવશે નહિ. તાત્પર્ય એ થાય છે કે હિન્દ સુદ્ધાન્ત સામ્રાજ્યને

અંગે જે સંધિ કરવામાં આવશે તે હિન્દ સિવાય સામ્રાજ્યની સર્વ સત્તાઓ ઘડશે. સ્પષ્ટ રીતે કહીએ તો, હિન્દ અત્યાર સુધી ઇંગ્લંડનું જ તાબેદાર હતું; હવે તે ઇંગ્લંડ અને ચાર સંસ્થાનોનું પણ તાબેદાર બનશે.

વિગ્રહ શરૂ થતામાં આમ બન્યું. પણ જેમ જેમ વખત જાય છે તેમ એક પાસ હિન્દની વીરતા કે વફાદારી, સામ્રાજ્ય સાથે સંબંધ કે વિગ્રહ પછીની સ્થિતિ—એ સર્વ વિષે બ્રિટિશ રાજપુરૂષોએ વધારે ને વધારે મૌન ધારણ કરવા માંડયું છે, તો બીજી પાસથી સંસ્થાનો તરફ વધારે ને વધારે પક્ષપાતની વૃત્તિ જામતી ગઇ છે. જે વસ્તુ લડાઇ પછી સંભવતી ભીતિરૂપે લાગતી હતી તે હવે તાત્કાલિક ચિન્તાના વિષય રૂપે જણાય છે. આ દેશમાં કેટલાક ઠંડે પેટે માને છે કે ઇંગ્લંડ અને સંસ્થાનો ઉપર લડાઇનો એટલો બધો ભાર છે કે ત્હેમને બીજી કોઇ વસ્તુનો વિચાર કરવાનો અવકાશ નથી. પરન્તુ જેઓ ઇંગ્લંડથી આવતા તાર અને વર્તમાનપત્રો વાંચે છે તેઓ કોઇ જુદી જ સ્થિતિનું દર્શન કરે છે. ઇંગ્લંડમાં ફરજીયાત લશ્કરી નોકરીનો કાયદો થયો છે પરન્તુ ત્યાંના મ્હોટા વર્તમાનપત્રો બંધ થયાં નથી અને તે બંધ થવાનો સંભવ પણ નથી અને તે પત્રના તંત્રીઓને, આપણી માફક લડાઇ દૂરથી જોવાની જ હોવાથી, ત્હેમનાં મગજ બધા વિષયોનો વિચાર કરવાને સ્વતંત્ર રહે છે. સંસ્થાનોએ તો આપણી માફક મ્હોટું લશ્કર જ મોકલ્યું છે અને પછી સ્વાભાવિક રીતે લડાઇ પછીના પોતાના હક વિષેજ નહિ પણ હમણાંજ આર્થિક રાજનીતિનું નિરાકરણ લાવવા માટે ચળવળ કરે છે. ઑસ્ટ્રેલીઆના વડા પ્રધાન મિ. હ્યુજીઝે ઇંગ્લંડના જુદા જુદા ભાગમાં ભાષણો કરી સામ્રાજ્યની ભવિષ્યની રાજનીતિના મૂળ સિદ્ધાન્તો હમણાંજ ચોક્કસ કરવાને સર્વને વારંવાર ઉપદેશ કર્યો હતો—એ વાત આપણે સૂક્ષ્મ રીતે સમજવી જોઇએ. સંસ્થાનોમાં તેમજ ખુદ ઇંગ્લંડમાં મિ. હ્યુજીઝ જેવા પ્રતિનિધિઓ ખુલ્લી રીતે સામ્રાજ્યની આર્થિક રાજનીતિ રચવામાં સંસ્થાનોના હકનો સ્પષ્ટ ઉચ્ચાર કરે છે અને ત્હેને વર્તમાનપત્રો ઉલ્લાસથી વધાવી લે છે એ હિન્દનું સદ્ભાગ્ય સૂચવતા નથી. કારણ કે મિ. બોનર લૉના વચનથી સંધિની શરતો વિષે આપણને જે ધાસ્તી રહે છે તે આર્થિક રાજનીતિના સંબંધમાં—અને તે પણ લડાઇ ચાલે છે તે સમયમાં—બનવાનો ભય રહે છે. હિન્દ સુદ્ધાન્ત બ્રિટિશ સામ્રાજ્યની આર્થિક રાજનીતિનો નિર્ણય હિન્દ શિવાય બાકીના સર્વે કરશે. ફરીથી સ્પષ્ટ થાય છે કે હિન્દને ઇંગ્લંડના જ નહિ પણ ઇંગ્લંડ અને સંસ્થાનો—બન્નેના તાબેદાર હવે થવું પડશે. નવો દૃષ્ટિકોણ જો આ જ હોય તો તેથી આ દેશમાં જરા પણ સંતોષ થવાને બદલે તીવ્ર અસંતોષ પ્રસરશે, એમ અમને લાગે છે.

## પૅરીસ કૉન્ફરન્સ.

મિત્ર રાજ્યોના આર્થિક સંબંધ વિષે વિચાર કરવાને જે પરિષદ પૅરિસમાં ગયા માસમાં મળી હતી ત્હેમા સામ્રાજ્ય તરફથી મોકલવામાં આવેલા પ્રતિનિધિઓ હિન્દને રચે એવા ન હતા. સર જોન ડીમના પ્રશ્નના ઉત્તરમાં આમની સભામાં મિ૦ ચેમ્બ-

રલેને સ્પષ્ટ રીતે જણાવ્યું કે પૅરીસની પરિષદમાં હિન્દનો કોઇ પણ પ્રતિનિધિ મોકલવામાં આવનાર નથી. આપણા માનવંતા હિન્દી વજીર મિ. ચેમ્બરલેન—જેમને પ્રસંગ અનુસાર હિન્દના પ્રતિનિધિ ગણવામાં આવે છે—તેઓ પણ હિન્દનું દૃષ્ટિબિન્દુ રજુ કરવા તે પરિષદમા હાજર ન હતા. લૉર્ડ કુ ત્હેમાં ગયા હતા; પણ હિન્દ તરફથી નહિ. અને જે વખતે ઇંગ્લંડના પ્રતિનિધિનું કાર્ય કરતા હોય તે વખતે પોતાની સ્મૃતિ–અથવા વિસ્મૃતિમાંથી હિન્દના દૃષ્ટિબિન્દુને બ્હાર કાઢી રજુ કરવું એ ત્હેમને માટે અશકય જ બને. આમ હિન્દના અમલદારી પ્રતિનિધિ પણ પરિષદમાં હાજર રહ્યા ન હતા ત્યારે સંસ્થાનોના એક અમલદારી અને બે બિનઅમલદારી પ્રતિનિધિઓ ત્યાં હાજર હતા. મિ બૉનર લૉનુ અન્તઃકરણ સંસ્થાનો તરફ ઘણી મમતાથી દ્રવે છે એ આપણે જાણીએ છીએ અને તેઓ સંસ્થાનોનો સ્વાર્થ સ્પષ્ટ રીતે રજુ કરી શકે એ નિઃશંક છે. છતાં ત્હેમના ઉપરાંત મિ. હ્યુજીઝ સર્વ સંસ્થાનોના પ્રતિનિધિ તરીકે હાજર રહ્યા હતા—જેને લડાઇનો વિચાર કરવા મળતી પ્રધાન મંડળની સભાઓમાં હાજર રહેવા દેવામા આવે ત્હેને માટે આ તો કંઇજ નથી! આથી પણ સંસ્થાનોનું પ્રતિનિધિત્વ પુરૂં ન થયું હોય તેમ કેનેડાનો સ્વાર્થ સંભાળવાને મિ. ફ્રેઝરની નીમણુંક કરવામાં આવી હતી!

હિન્દ સુદ્ધાન્ત સમગ્ર સામ્રાજ્યના પ્રતિનિધિ તરીકે લૉર્ડ કુ પરિષદમાં હાજર હતા એમ કહી શકાય. પરન્તુ એમ હોય તો દેખીતી રીતે મિ. બૉનર લૉને સંસ્થાનોની વકીલાત કરવાની રહે જ નહિ અને ત્હેમને ઇંગ્લંડમાં પોતાનું કાર્ય છોડી પેરીસ આવવાની જરૂર ન પડત. બીજી પાસ સંસ્થાનોના વજીરને આ પરિષદમા આવવાની જરૂર હતી અને હિન્દી વજીરને નહિં—એમ પણ ભાગ્યેજ સકારણ કહી શકાય. હિન્દનો વેપાર ઘણો બહોળો છે અને ત્હેનો લાભ લેવાને ઇંગ્લંડ ઘણુંજ આતુર રહેછે એ આપણે જાણીએ છીએ આથી પણ વધારે સમજવું મુશ્કેલ તો એ છે કે મિ. હ્યુજીઝને સર્વ સંસ્થાનોના અને મિ. ફ્રેઝરને કેનેડાના જુદા પ્રતિનિધિ તરીકે નીમવાની જરૂર પડી. આમ કેનેડાના ત્રણ પ્રતિનિધિ હતા અને સર્વ સંસ્થાનોના બે હતા ત્યારે હિન્દનું મ્હોટું શૂન્ય!

બ્રિટિશ સામ્રાજ્ય અને મિત્ર રાજ્યોના આર્થિક સંબંધ વિષે ગંભીર સવાલોનો વિચાર હિન્દના કોઇ પણ પ્રતિનિધિ શિવાય કરવામાં આવ્યો એ ઇંગ્લંડ તથા સંસ્થાનોની આપણી નવી તાબેદારીનો પહેલો ભયંકર દાખલો છે. આ વિષે આપણાં વર્તમાનપત્રોએ ઘણાં લાગણીભર્યાં લખાણ કર્યાં છે; પણ અમને ધાસ્તી છે કે ત્હેનું સંપૂર્ણ રહસ્ય ન સમજાવાથી આપણાં રાજકીય મંડળોએ કંઇ ઠરાવ પસાર કર્યા નથી કે આપણો વાંધો જાહેર કરવાને કોઈ જાહેર સભા ભરવામાં આવી નથી. ફક્ત મુંબાઇની હિન્દી વેપારી ચેમ્બરે આ વિષે એક અરજી હિન્દી સરકારને મોકલી છે. ત્હેમાં જણાવ્યું છે કે:—

વડા પ્રધાન અને હિંદી વજીર પેરીસની પરિષદમા હિદના પ્રતિનિધિત્વ વિષે આમની સભામા કર્નલ યેટ્સ અને સર જોન રીસના સવાલોને જે ઉત્તરો આપ્યા છે તે જાણીને મ્હારી કમિટીએ તીવ્ર

નિરાશાની લગભગ ધાસ્તીની લાગણીઓ અનુભવી છે.. જે પરિષદના નિર્ણયથી વડાઇને અતે ઘણાં ગંભીર પરિણામ ઉપજવાની આશા રાખવામા આવે છે ત્હેમાથી હિંદને આમ ઇરાદાપૂર્વક બાતલ રાખવામા આવતુ જોઇ આ ચેમ્બરની કમિટીને (ઇગ્લંડના) દૃષ્ટિકોણમા કઇજ ફેરફાર દેખાતો નથી જે હિંદે સંસ્થાનોની સાથે સાથે સામ્રાજ્યની સેવામા શ્રમપૂર્વક મદદ કરી છે અને હજી પણ કરે છે ત્હેનો જ્યારે કોઇ પ્રતિનિધિ પરિષદમા મોકલવામા આવ્યો નથી ત્યારે સસ્થાનોના-પ્રતિનિધિ તો શુ વધારે પડતા-પ્રતિનિધિ ત્હેમા હાજર હતા આ ખરેખર ઘણુ ખેદજનક છે

પૅરીસની પરિષદનો હજી પણ અંત આવ્યો નથી! કારણ કે જો કે ત્હેની એક બેઠક પૂરી થઇ છે પણ વધારે વિશાળ ધોરણ ઉપર આર્થિક સંબંધનો વિચાર કરવાને બીજી પરિષદ મળવાનો સંભવ છે. આથી ગઇ પરિષદના ઠરાવો ઉપર હિન્દી સરકાર અને વેપારી મંડળોના અભિપ્રાયો મેળવવાને અને ભવિષ્યમાં ભરાવાની પરિષદમા હિન્દી પ્રતિનિધિ મોકલવાને આપણા સર્વ રાજકીય મંડળોએ બ્રિટિશ સરકારને માગણી કરવી જોઇએ.

## સંસ્થાનોને શિરપાવ.

પેરીસની પરિષદના દાખલાથી પણ "નવા દૃષ્ટિકોણ" વિષે જો શંકા રહેલી હોય તો ટાઇમ્સ જેવા વજનદાર પત્રની એક સૂચનાથી તે વધારે ચોક્કસ અને વધારે ભયાનક બને છે, કારણકે તે પત્રે ત્હેની હમેશની ગભીરતાથી એવો વિચાર પ્રદર્શિત કર્યો છે કે સસ્થાનોએ સામ્રાજ્યની જે કિંમતી સેવા કરી છે ત્હેના શિરપાવ તરીકે વિગ્રહને અંતે હિંદના રાજ્યમાં સંસ્થાનોને અધિકાર આપવો. અત્યાર સુધી તો સામ્રાજ્ય સાથે હિન્દના આર્થિક અને રાજકીય પ્રશ્નોના નિર્ણયમા સસ્થાનોને સત્તા આપવાની વાત ચાલી રહી હતી પણ હવે તો હિન્દના આન્તર રાજ્યવહીવટમા સંસ્થાનોને સત્તા આપવાની દરખાસ્ત મૂકવામાં આવે છે.

આ અસાધારણ વિચાર જાણી દરેક હિન્દીવાનનું હૃદય તીવ્ર ક્રોધ અને અસહ્ય અપમાનની લાગણીથી ભભુકશે અને ક્ષણભર ઇગ્લંડની ન્યાયવૃત્તિ વિષે ગભીર શકા અનુભવશે. સસ્થાનોએ સામ્રાજ્યની સેવા કરી છે તો શું હિન્દે નથી કરી? અને શું સંસ્થાનોને વધારે સત્તાનો શિરપાવ આપવાનો અને હિન્દને વધારે—હજી વધારે પરાધીનતાનો ચાંદ આપવાનો? કદાચિત્ આ નવી વ્યવસ્થાથી સંસ્થાનોની માફક હિન્દ પણ હર્ષ પામશે એવી આશા ઇંગ્લંડમાં રાખવામા આવી હશે! પરન્તુ ઇંગ્લંડ, સંસ્થાનો અને આખી આલમે સમજવાની જરૂર છે જે હિન્દ હવે ઇંગ્લંડનો પણ પરાધીન દેશ મટી ત્હેનો સમોવડીઓ મિત્ર થવાનો અભિલાષ ધરાવે છે, તે વધારે પરાધીનતાથી રાચે એટલો અધોગત હવે તો નથી જ. હિન્દમા સ્વાતન્ત્ર્ય અને સ્વરાજ્યના—સસ્થાનો સાથે સમાનતાના અને ઇંગ્લંડ સાથે મિત્રતાના સૂક્તો ગવાય છે, પરાધીનતામાં તે કદાપી રાચ્યો નથી, અને હવે તો રાચતો નથી જ.

ઑ મિ૦ શ્રીનીવાસ શાસ્ત્રીએ "આવતી કૉંગ્રેસ" એ વિષે બેલગામમા ભાષણ કરતાં આ વિષે જણાવ્યું હતુ કે:—

"એનો અર્થ એ છે કે આ મહાન અને પ્રાચીન દેશને ગઇ કાલના સસ્થાનોની એડી નીચે મૂકવાં—જે સસ્થાનો પાસેથી છેલ્લાં થોડાં વર્ષમાં આપણને મળેલી ગેરવર્તણુકને ભૂલી જવાને આપણે ઘણો મુશ્કેલીભર્યો પ્રયત્ન કરીએ છીએ કારણ કે સામ્રાજ્યના રણક્ષેત્ર ઉપર હિન્દ અને સંસ્થાનોનું લોહી હાલ ખળે છે. પરન્તુ તેઓ આપણા ઉપર રાજ્ય કરે એ તો આપણે એક અસહ્ય અપમાન રૂપે ગણીશું અને એ અવોગતિને શરણે થઇએ તે પહેલા આપણે ઘણું સહેવાને તૈયાર રહીશુ."

### પ્રેસ ઍક્ટનો પ્રયોગ.

જેમ હિન્દની બ્હાર તેમ હિન્દમાં પણ આપણા આશઅભિલાષની સહેલાઇથી અવગણના કરવામાં આવી છે. આનો ગંભીરમાં ગંભીર દાખલો પ્રેસ ઍક્ટનો પ્રયોગ છે. મિસિસ એની બેસન્ટ પાસે "ન્યુ ઇન્ડિયા" છાપખાનાના માલીક તરીકે રૂ. ૨,૦૦૦ ની સીકયુરીટી લેવામાં આવી એથી હિન્દના એક છેડાથી બીજા છેડા સુધી જે ક્રોધની લાગણી વ્યાપી છે તે હવે સરકારને પણ સ્પષ્ટ રીતે જણાઇ હશે. "ન્યુ ઇન્ડિયા" એ એક સ્વતંત્ર અને ન્યાયી પત્રને છાજે તેવી રીતે હિન્દીવાનોની રાજકીય વૃત્તિઓને કંઇક સતેજ કરી છે અને સરકારના વર્તનનું પ્રજાકીય દૃષ્ટિથી હમેશાં અવલોકન કર્યું છે એ સર્વને જાણીતું છે. પણ એ કંઇ રાજદ્રોહ નથી; અને મિસિસ બેસન્ટ બ્રિટિશ સામ્રાજ્ય વિષે જે મર્મતભરી ઉમદી ભાવના વારંવાર મૂકે છે તે જોતાં સરકાર પણ ત્હેમને રાજદ્રોહી કહેવાની હિંમત કરશે નહિં. તેમ "ન્યુ ઇન્ડિયા" નાં લખાણોથી ઉશ્કેરાઇને લોકો સુલેહનો ભંગ કરે અથવા વિગ્રહના હિન્દ તરફથી અપાતા ફાળામાં જરા પણ વિઘ્ન કર્તા થાય એમ પણ ન કહી શકાય. કદાચિત તે પત્રના વિચારો સરકારને અરૂચિકર હોય અથવા ત્હેની ટીકાઓ જરા અગવડભરી લાગે. પણ તેથી મુખ્યત્વે કરીને રાજદ્રોહ અને બંડ અટકાવવાને માટેજ જે કાયદો રચવામાં આવ્યો હતો ત્હેનો પ્રયોગ આ પત્ર ઉપર કરી શકાય નહિ.

બીજી પાસ સરકાર જાણતી હોવી જોઇએ કે સમગ્ર હિન્દના હૃદયમાં આ પત્રે ઉંડી છાપ પાડી છે. ગયા વર્ષથી સામ્રાજ્ય અને સ્વરાજ્યની જે ઉન્નત ભાવનાઓ હિન્દના રાજકીય વાતાવરણમાં વિશેષ પ્રમાણમાં દૃષ્ટિગોચર થઇ છે તે પ્રસારવામાં મિસિસ બેસન્ટે ઘણો અગત્યનો ભાગ ભજવ્યો છે. ગયા વર્ષની કૉંગ્રેસે સ્વરાજ્ય વિષે ઘણો આગળ પડતો ઠરાવ પસાર કરી આ ભાવનાઓ ઉપર પોતાની સંમતિની અચૂક છાપ મારી છે; અને છતાં દેખીતી રીતે આ જ ભાવનાનો નીડરપણે વારંવાર ઉલ્લેખ કરવા માટે મિસિસ બેસન્ટ પાસે "સીકયુરીટી" લેવામાં સરકારે સમગ્ર હિન્દના રાજકીય વલણ તરફ અને તે પત્ર માટે પક્ષપાતની વૃત્તિ તરફ પોતાનો તિરસ્કાર સૂચવ્યો છે હિન્દના જુદા જુદા ભાગમાં આટલી બધી સભાઓ દીલસોજી દર્શાવવાને તેમજ પ્રેસ એક્ટ રદ કરવાને માટે થઇ છે ત્હેનું કારણ પણ આ જ.

ઉપરાંત "ન્યુ ઇન્ડિયા" પછી થોડા થોડા દિવસને અંતરે નાગપુરના મરાઠી પત્ર "મહારાષ્ટ્ર" અને મદ્રાસના ઇંગ્રેજી માસિક "ઇન્ડીઅન ઍમીગ્રન્ટ" પાસે પ્રેસ ઍક્ટ પ્રમાણે સીકયુરીટી માંગવામાં આવી. "ન્યુ ઇન્ડીઆ"ની માફક આ પત્રો જોઇતી રકમ

આપવાને અશક્ત હોવાથી તે બન્ને બંધ થયાં હતાં. પછીથી "ઇન્ડીઅન ઍમીગ્રન્ટ" વિષે "સીક્યુરીટી" નો હુકમ રદ કરવામાં આવ્યો છે એટલે તે ચાલુ રહેશે.

આ બનાવો બે વાત સૂચવે છે. પ્રથમ તો આ ત્રણ પત્રો લગભગ એકી વખતે પ્રેસ ઍક્ટના સપાટામાં આવ્યા. એ લૉર્ડ હાર્ડિજના ગયા પછી હિન્દની રાજનીતિમાં કંઇક ભયાનક ફેરફાર સૂચવે છે. જો ખરેખર હિન્દીવાનોની કલમ—અને કદાચિત્ જીભ ઉપર પણ--સખ્ત અંકુશ મૂકવાનો લૉર્ડ ચેમ્સફર્ડની સરકારનો ઇરાદો હોય તો અમને હિન્દના ભવિષ્યને માટે ઘણી શંકા થાય છે. પ્રેસ ઍક્ટનો આ આપખુદી અમલ બીજી એ વાત સૂચવે છે કે તે હિન્દની કાયદાપોથીમાંથી સત્વર રદ થવો જોઇએ. જ્યાં સુધી તે હયાત છે ત્યાં સુધી બધા વર્તમાનપત્રોના અધિપતિઓના શિર ઉપર ડીમોક્લીસની તરવાર ઝઝુમે છે અને તે ક્યાં સુધી અડચણ કર્યા શિવાય ઉપર લટક્યાં કરશે અને ક્યારે પત્રકારનો તો નહિ પણ પત્રનો વિનાશ કરશે તે કહી શકાતું નથી. જે સંયોગમાં તે કાયદો યોજવામાં આવ્યો હતો તે હવે દૂર થયા છે અને લડાઇના ખાસ સંયોગોને સાચવવાને ડીફેન્સ ઓફ ઇન્ડિયા બીલ પુરતું છે. હિંદના જુદા જુદા ભાગમાંથી જાહેર સભાઓએ અને રાજમંડળોએ તેમજ સર્વ હિન્દી છાપખાનાની પ્રતિનિધિ રૂપ પ્રેસ એસોસીએશન અને ત્હેણે મુંબઇમાં બોલાવેલી સભાએ ત્હેની સ્હામે મ્હોટો પોકાર કર્યો છે એ પોકારની પાછળ રહેલી હિન્દીવાનોની લાગણીને સરકાર માન આપે ત્યાં સુધી તે ચાલુ રાખવો પડશે.

## મ્યુનિસિપલ બીલની મંજુરી.

લૉર્ડ ચેમ્સફર્ડની સરકારના બીજા એક કાર્યથી આખા હિન્દમા અને વિશેષે કરીને સંયુક્ત પ્રાંતમાં તીવ્ર અસંતોષ ઉત્પન્ન થયો છે. તે પ્રાંતમા પસાર કરવામાં આવેલું મ્યુનિસિપલ બીલ એકંદર હવે સંતોષકારક છે—પહેલાંની સ્થિતિમાં કેટલાક અગત્યના સુધારા ત્હેના અમલથી થશે. પરંતુ જહાગીરાબાદના રાજાની દરખાસ્તથી મુસલમાનોને જુદી ચુંટણીનો હક આપવા વિષે જે સુધારો છેલ્લી ઘડીએ, ધારાસભાના સામાન્ય નિયમોને કોરે મૂકીને પસાર કરવામાં આવ્યો હતો ત્હેની સ્હામે પોતાનો દૃઢ વિરોધ દર્શાવવાને સંયુક્ત પ્રાંતની હિંદુ કોમે સબલ હીલચાલ ચલાવી હતી. અલહાબાદ, લકનૌ વગેરે અનેક શહેરના હિંદુઓએ જાહેર સભામાં પોતાનો વાંધો પ્રદર્શિત કર્યો. પંડિત મદનમોહન માલવીઆના પ્રમુખપણા નીચે ભરાએલી સભાએ ચોક્કસ દલીલો રજુ કરી એક અરજી સરકારને મોકલી. "લીડર" મા સંખ્યાબંધ લેખો અને પત્રોએ પ્રજાકીય લાગણી પ્રદર્શિત કરી અને હિન્દનાં બધાં પંકાએલાં વર્તમાનપત્રોએ ત્હેનો અનાદર કર્યો. હિન્દી સરકારે મંજુરી આપવામા જરા વિલંબ કર્યો એથી એમ ધારવામાં આવ્યું હતું કે પ્રજાની ફરિયાદ વળશે. પરન્તુ આખરે પરિણામ અનિષ્ટ જ આવ્યું—સંયુક્ત પ્રાંતનેજ નહિ પણ હિન્દને માટે; કારણ કે હવે મુસલમાનોને જુદી ચુંટણીનો હક આપવાને બીજા પ્રાંતમા પણ વ્યવસ્થા કરવામાં આવે તો આપણે આશ્ચર્ય પામીશું નહિ. હશે! ઠરાવો પસાર કરવાનો અને અરજી મોકલવાનોજ હક આપણને છે અને "ભીખારીઓને પસંદગીનો હક હોયજ નહિ"

હિન્દુ અને મુસલમાનો વચ્ચે સંબંધ સુધારવાને આ સુધારો કરવાની જરૂર હતી એમ સરકારે કહ્યું છે. પરન્તુ અત્યાર સુધી બનેલા બનાવો તો તદન ઉંધું પરિણામ સૂચવે છે. કારણ કે થોડાં વર્ષથી મુસલમાનો જુદી ચુંટણીનો હક ઓછા જોરથી માગે છે અને તેથી બીલ પસાર થતા પહેલાં તે પ્રાંતમાં શાન્તિ હતી. પણ હવે બન્ને પ્રજાઓ વચ્ચે વિરોધની તીવ્ર લાગણી સળગી છે અને મ્યુનિસિપાલીટીમાં બે કોમોની હરીફાઇ આ લાગણીઓને સતેજ રાખશે આ પરિણામ એટલું સ્પષ્ટ રીતે દીસી આવ્યું છે કે પંડિત બીશન નારાયણ ધાર, જેઓ પહેલાં ન્યાયની દૃષ્ટિથી આ સુધારાની તરફેણમાં હતા ત્હેમણે પોતાનો અભિપ્રાય બદલ્યો છે. પણ સરકાર દલીલોથી સમજતી નથી અને પરિણામોથી હઠતી નથી.

## બજેટ ઉપર વિવેચન.

ગયા માસમાં મુંબાઇની ધારાસભાની જે બેઠક પુનામાં મળી હતી ત્હેમાં પ્રથમ આ વર્ષના સુધારેલા અંદાજપત્ર ઉપર જુદા જુદા સભાસદોએ ટીકાઓ કરી હતી. આવક અને ખર્ચના સંબંધમાં ઘણા મુદ્દાઓ ચર્ચવામાં આવ્યા હતા—જમીનનું મહેસુલ, કેળવણી અને આરોગ્ય માટે ગ્રાંટ, દેશી ઉદ્યોગોને ઉત્તેજન, ડિરેક્ટર ઓફ ઈન્ડસ્ટ્રીઝ—ઉદ્યોગખાતાના ઉપરીની નીમણુક વગેરે. તે સાથે વીરમગામની જકાત, રેલ્વેના ત્રીજા વર્ગના ઉતારૂઓની આફતો વગેરે કેટલાક એવા પણ પ્રશ્નો ચર્ચવામાં આવ્યા હતા જેનો બજેટ સાથે સંબંધ સમજવો મુશ્કેલ પડે છે. જો કે બજેટની ચર્ચામાં સભાસદોને એકંદર ઘણો વિશાલ અવકાશ મળે છે-અને મળવોજ જોઇએ-તો પણ આવક કે ખર્ચ સાથે જરા પણ સંબંધ ન ધરાવતી વસ્તુઓનો ત્હેમાં સમાવેશ કરવાથી ત્હેનું વજન કંઇક હલકું થાય છે. બીજી પાસ તે વસ્તુઓ સવાલોના અને ખાસ કરીને ઠરાવોના રૂપમાં રજુ કરી ચર્ચવાથી તે વિષે બધા પ્રજાકીય સભાસદોના વિચારો એકત્ર કરી શકાય અને સરકારનો પણ ચોક્કસ જવાબ મળી શકે.

મી. વાચ્છાને પ્રાંતિક બજેટની ચર્ચા નિઃસત્વ અને કંટાળા ભરેલી લાગે એ અસ્વાભાવિક નથી. દર વર્ષે એક ચોક્કસ પ્રકારનું બજેટ થોડા સુધારાવધારા સાથે ધારાસભામાં રજુ કરવામાં આવે અને ત્હેની મ્હોટામાં મ્હોટી ખોડ સુધારી શકાય નહિ અને ત્હેમાં નવું સત્વ દાખલ કરી શકાય નહિ એ સ્થિતિ શોકજનક છે. જ્યાં આખું તંત્ર જ ઉંધું હોય ત્યાં સુધારો ક્યાં અને શો કરવો?—એ વિચાર આગળ મન મૂઢ બને છે. છતા અમને લાગે છે કે આપણી લાગણીની જ્યા કદર ન થાય ત્યા ત્હેનો ઉભરો કાઢવાને બદલે આપણી ચોક્કસ માગણીઓજ સરકાર આગળ આપણે વારંવાર રજુ-કરવી જોઇએ. દાખલા તરીકે દરેક પ્રજાકીય સભાસદ એવો સ્પષ્ટ સિદ્ધાન્ત રજુ કરે કે બજેટ પસાર કરવાનો હક ધારાસભાને નહિ મળે ત્યાં સુધી સરકારની હકુમત ઉપર પ્રજાની સત્તા નરમ જ રહેશે તો મ્હોટા ખુશમીજાજી અમલદારોને કંઇક વિચાર કરવાને કારણ મળે.

યુનિવ્હર્સિટિના હાલના ધોરણ ઉપર સ્ત્રીઓ માટે જુદી કૉલેજ કાઢવાની ઑ. લલ્લુભાઇની સ્તુત્ય દરખાસ્ત સ્હામે ઑ. પ્રિન્સિપાલ પરાંજપેએ—જેઓ પ્રો. કર્વેએ

સ્થાપેલી સ્ત્રીઓની યુનિવ્હર્સિટિના વાઇસ-ચાન્સેલર છે—હ્‌મણે પોતાનો વાંધો દર્શાવ્યો એથી ઘણાને અજાયબી થઇ છે. પછીથી હ્‌મણે " ટાઇમ્સ ઓફ ઇન્ડિયા " માં પત્ર લખી જે સ્પષ્ટીકરણ કર્યું છે તેથી એ અજાયબી ઓછી થતી નથી. હ્‌મની દલીલ એ છે કે યુનિવ્હર્સિટિની સામાન્ય કેળવણી જેમણે લેવી હોય હ્‌મને માટે હાલની કૉલેજો પણ ખુલ્લી છે, ફક્ત સ્ત્રીઓ માટે જુદી રેસીડન્સી ઉઘાડવામાં આવે તો બધી અડચણ પતી જાય. બીજી પાસ સ્ત્રીઓની યુનિવ્હર્સિટિ તો સ્ત્રીઓને ખાસ અનુકૂલ થાય એવી કેળવણી આપવાને માટે સ્થાપવામાં આવી છે. આ દલીલમાં બે વસ્તુઓ માની લેવામાં આવે છેઃ--પ્રથમ તો સ્ત્રીઓ માટે જુદી સામાન્ય કૉલેજ સ્થપાય તો હ્‌મેમાં હાલની કૉલેજમાં ભણતી સ્ત્રીઓ શિવાય બીજી કોઇ ન આવે; અને બીજી એ કે સ્ત્રીઓને વધારે અનુકૂળ થાય એવી ઉંચી કેળવણીની સંસ્થાઓ સરકારે નહિ પણ લોકોએજ કાઢવી જોઇએ આ બન્ને માન્યતાઓ અમને ભૂલભરેલી લાગે છે. સ્ત્રીઓની જુદી કૉલેજમાં વધારે સ્ત્રીઓ ભણે એ નિઃશંક છે. અને માધ્યમિક કેળવણીનો અભ્યાસ-ક્રમ પણ કન્યાઓને પૂરેપૂરો અનુકૂળ નથી, તેથી શું આપણે સરકારને અંગ્રેજી કન્યાશાળાઓ સ્થાપવાને ભલામણ નથી કરતા? દક્ષિણ અને ગુજરાતમાં બધાં મળી ત્રણ મહિલાવિદ્યાલય સ્વતંત્ર ધોરણે સ્થપાયા છતાં જો આપણે કન્યાઓ માટે વધારે હાઇસ્કુલ કાઢવા વિનંતિ કરીએ છીએ તો મરાઠી ભાષામાં ઉંચી કેળવણી આપનાર સ્ત્રીઓની યુનિવ્હર્સિટિ સ્થપાયાથી સ્ત્રીઓ માટે જુદી કૉલેજ કાઢવા સરકારને શા માટે ન કહેવું જોઇએ ?

## મ્યુનિસિપલ બીલ.

બજેટની ચર્ચા પૂરી થયા પછી ઑ. મિ કર્ટીસે મુંબાઇ શહેરની મ્યુનિસિપાલીટીનો કાયદો સુધારવાને એક બીલ રજુ કર્યું હતું હ્‌મેમાંની ઘણી ખરી કલમો મ્યુનિ-સિપાલીટીની સૂચનાનુસાર ઘડવામાં આવી હતી. પરન્તુ પ્રજામતને આવી રીતે સરકાર માન આપે છે ત્યારે પોતાને ખાસ રૂચતો કોઇ સિદ્ધાન્ત અમલમાં મૂકવા તે ભાગ્યેજ ચૂકે છે. આ બીલમાં એવા સિદ્ધાન્ત બે હતાઃ—૧. મ્યુનિસિપલ કમીશનરને ધારાસભામાં નીમવા સ્હામે જે પ્રતિબંધ હાલ છે તે રદ કરવાનો અને ૨. સ્કુલ કમિટીની સભાઓમાં હાજર રહેવાનો અધિકાર કમીશનરને આપવાનો. કમીશનર જો એક રીતે મ્યુનિસિપાલીટીનો નોકર છે–જો કે ઘણી વાર તે શેઠનો અધિકાર ચલાવે છે—તો બીજી [illegible] સરકારનો પ્રતિનિધિ છે, અને હ્‌મેની પ્રતિષ્ઠા અને સત્તાને વધારવાને સ[illegible] [illegible]ત્ન કરે એ સ્વાભાવિક છે.

પાસ ત

રકાર આમ પ્ર

પહેલા મુદ્દાને બીલમાં રદ [illegible] કરવાની જે દરખાસ્ત મિ. સાઠેએ મૂકી એ ઘણી યોગ્ય હતી. ધારાસભામાં કમીશનર[illegible] હાજરી હમેશાં વ્યર્થ અને વારવાર હાનિકારક બને. વ્યર્થ--કારણ કે મ્યુનિસિપા[illegible]ટીનો પ્રતિનિધિ ધારાસભામાં હમેશાં હોવાથી હ્‌મેની કંઇ જરૂર રહે નહિ; જો કંઇ [illegible]ગતવાર હકીકતની જરૂર હોય તો હ્‌મેનો રીપોર્ટ મંગાવી શકાય અથવા સીલેક્ટ ક[illegible]મી હ્‌મેને બોલાવી પૂછી શકે. હાનિકારક—કારણ કે મ્યુનિ-

સિપાલીટીને લગતા કોઇ સવાલ વિષે ત્હેના પ્રતિનિધિનો મત કમીશનરથી ભિન્ન હોય તો ધારાસભામાં વિચિત્ર દેખાવ થાય એટલુંજ નહિ પણ પ્રજાકીય સભાસદનું વજન ઓછું થાય. મિ. કર્ટીસ અને મિ. કેંડલ—જેની સૂચનાથીજ આ સુધારો ઘડવામાં આવ્યો હતો—ત્હેમની એકપક્ષી વકીલાત છતાં આ સુધારો રદ કરવાની દરખાસ્ત ૨૮ વિરૂદ્ધ ૧૯ મતે પસાર થયો એ આપણા જાહેરજીવનનું એક ઉજ્જવલ લક્ષણ છે.

સ્કુલ કમિટીની સભામાં હાજર રહેવાનો અધિકાર આપવાની કલમ પણ રદ કરવાની ઑ. મી૦ લલ્લુભાઇએ દરખાસ્ત મૂકી એ પણ યોગ્ય હતું. કમીશનર આવવાથી બીજા સભાસદો ગભરાઇ જાય એવી શંકા કોઇને ભાગ્યેજ થઇ શકે. પરન્તુ એટલું તો ચોક્કસ કે કમીશનર પોતાના અંગત વિચારોથી કમિટીના ઠરાવો ઉપર અસર કરી શકે. આવી અયોગ્ય અસર કમીશનર કરી શકે એટલા માટે તો જુદી સ્કુલ કમિટી સ્થાપવામાં આવી છે. આથી સરકારનો સુધારો કમિટીની રચનાના આધારભૂત સિદ્ધાન્તનો વિરોધી બને એ સ્પષ્ટ છે. પરન્તુ અમે દીલગીર છીએ કે નામદાર ગવર્નરે જરા કડક અવાજમાં, આ દરખાસ્ત પાછી ખેંચી લેવાની સૂચના મી. લલ્લુભાઇને કરી; અને આથી પણ વધારે દીલગીર એટલા માટે છીએ કે ત્હેમણે એ ફરમાનને નમ્યું આપી આવી કીમતી દરખાસ્ત પાછી ખેંચી લીધી. પહેલી દરખાસ્તમાં આવો પ્રજાકીય વિજય થયા પછી તરત જ આવી ઉમદા તક ખોવાઇ એ ખરેખર ખેદજનક હતું.

### વડી ધારાસભામાં મુંબાઇના સભાસદો.

ધારાસભાની આ બેઠકને અંતે સર્વે બિનઅમલદારી સભાસદોને વડી ધારાસભા માટે બે સભાસદો નીમવાના હતા અને મુસલમાન સભાસદોને એક પ્રતિનિધિ પસંદ કરવાનો હતો. બે બેઠકો માટે જે ચાર ઉમેદવારો હતા—મિ. વાચ્છા, મિ. સેતલવાડ, સર ઇબ્રાહીમ રહીમતુલ્લા અને મિ. વી. જે. પટેલ—ત્હેમાંથી વધુ મતે સર ઇબ્રાહીમ અને મિ. વાચ્છાને પસંદ કરવામાં આવ્યા છે. મુસલમાન બેઠકને માટે મિ. ઝીણા ચુંટાયા છે. એ ત્રણે રાજપુરૂષોમાં મુંબાઇની પ્રજાને વિશ્વાસ છે અને અમને ખાત્રી છે કે ત્હેમાંના બે પહેલાંના કરતાં પણ વધારે હિમ્મત અને ઉદ્યોગથી પોતાનો ધર્મ બજાવશે. પરન્તુ હિન્દુઓના મનમાં સ્વાભાવિક રીતે એક વાત ખુંચશે કે આખા ઇલાકામાં મુસલમાનોની સંખ્યા કમી હોવા છતાં જ્યારે તે કોમના બે સભાસદો ધારાસભામા બીરાજ્યા ત્યારે એક પણ હિન્દુ સભાસદ ત્યાં પ્રવેશ કરી શકયો નહિં. મુસલમાનોની જુદી ચુંટણી હોવા છતાં સર ઇબ્રાહીમ જેવા હુંશીઆર માણસ સર્વ સભાસદો તરફથી ચુંટણી માટે ઉભા રહ્યા હતા એ જ આનું કારણ છે. આથી હિન્દુઓમાં ઘણો અસંતોષ ન થાય માટે હવે સર્વે ઇચ્છશે કે જુદી ચુંટણી મેળવ્યા પછી—અને તે માટે ખાસ લડત ચલાવ્યા પછી—આપણા મુસલમાન આગેવાનો સામાન્ય ચુંટણીમાંથી દૂર રહેશે.

નાખી દેશે કે ભવિષ્યમાં તેનું જડમૂળ કાઢી 'નાખવું' મુશ્કેલ થઇ પડશે. કમભાગી ખેડુતના ગંધાતાં ઝુંપડાંમાં આ પદ્ધતિ પરત્વે જે નિ:સાસા મુકાય છે તે શહેરોમાં ફરતાં સદ્‌ભાગી સજ્જનોની કલ્પનામાં યે ભાગ્યેજ આવી શકે તેમ છે.

**આશા.** પરંતુ પ્રજાની દૃષ્ટિએ જોનાર મુંબઇ ઇલાકાની ધારાસભાના ઓનરેબલ મિ સમર્થ જેવા સભાસદો ગામડાંની મોટી પ્રજામાં ફેલાયેલો આ પ્રકારનો અસંતોષ સમજી શકયા છે, અને તેનું જડમૂળ કાઢી નાખવા ઇચ્છે છે તે યથાર્થ છે; કેમકે રાજા પ્રજાનો સંબંધ આ પ્રમાણે કરવાથીજ વિશેષ અને વિશેષ ધાટો થઇ શકે છે.

આજ કારણથી ઓન. મિ. સમર્થે એવો ઠરાવ રજુ કર્યો હતો કે:—This council recommends that his Excellency the Governor in council will be pleased to issue order for the re-conversion of rural schools into full primary school at least in all large villages throughout. જો આ ઠરાવ પ્રમાણે મુંબઇ ઇલાકાનાં ફક્ત મોટાં ગામડાંમાં પણ ગ્રામ્ય ધોરણોને બદલે પુરાં ધોરણોવાળી શાળાઓ દાખલ કરવામાં આવશે તો ગામડાંની પ્રજા ઉપર એક મોટો ઉપકાર કર્યો કહેવાશે. જે અરસામાં મહાશય ગોખલેએ પ્રાથમિક કેળવણી ફરજીયાત કરવાની ઝુબેશ ચલાવી હતી, તેજ અરસામાં સર જ્યોર્જ કલાર્કની કાર્કિર્દિમાં તેમ નહીં થતાં ઉલટાં આવાં નવાં ગ્રામ્ય ધોરણો દાખલ થઇ બાળકોના માનસિક વિકાસના મૂળનેજ બાળી નાખવામાં કારણભૂત થઇ પડયાં એજ આશ્ચર્ય અને નિરાશાની વાત છે.

**બાળકોની કમબખ્તિ.** અત્યારના નિયમ પ્રમાણે પુરાં ધોરણવાળી શાળાનાં ચાર ધોરણો શીખ્યા પછી ઇંગ્લિશ શીખી શકાય છે, પણ ગ્રામ્યશાળામાં તો નવી જાતનાં ફક્ત ત્રણ ધોરણોજ શીખવવામાં આવે છે. આથી કરીને ૯, ૧૦, કે ૧૧ વર્ષના ખેડુતના બાળકોને ૪ કે ૫ માઇલ દૂર ચાલીને ગુજરાતી ચોથા ધોરણનો અભ્યાસ કરવા બહારગામ જવું પડે છે. ચોમાસાની કે ઉનાળાની ઋતુમાં બિચારા બાળકોની કેવી કમબખ્તિ થતી હશે તે તો જેને અનુભવ થયો હશે તે સહજમાં સમજી શકશે. આ સંબંધમાં ઉત્તર વિભાગના કમિશનરનો અભિપ્રાય જાણવા જેવો છે. તેઓ કહે છે કે:—The chief objections to the change (The conversion of full primary schools into rural ones) are that boys on completion of rural course are still so young as to be unable to walk to primary schools situated at a distance of four or five miles. (Land Revenue Administrating report Part II of Bombay 1914. The commissioner of the Northen Division). ૧૯૧૩, ૧૪ના લેન્ડ રેવન્યુ એડમિનિસ્ટ્રેશનના રિપોર્ટમાં ઉત્તર વિભાગના કમિશનર જેવા મોટા સરકારી અમલદારો પણ પોકારી પોકારીને કહે છે કે ગ્રામ્ય ધોરણો શીખ્યા પછી ખેડુતના બાળકોની ઉમ્મર એટલી બધી નાની હોય છે કે તેઓ પોતાના ગામથી ચાર પાંચ માઇલ દૂર આવેલી પુરાં ધોરણની શાળામાં વધારે અભ્યાસ કરવા માટે ચાલીને જઇ શકવાને અશક્ત હોય છે.

**રહેવું કયાં?** દરરોજ ચાર પાંચ માઇલ ચાલી ટાઢ તડકો ન ખમી શકનાર ગામડાંના તદન નાની ઉમ્મરના બાળકોનાં ખાવા પીવા અને રહેવા માટે પુરાં ધોરણની પ્રાથમિક શાળા સાથે શું બોર્ડિંગો સ્થાપવામાં આવી છે? 'બોમ્બે ક્રોનીકલ' પત્ર જણાવે છે કે અમદાવાદ ડિસ્ટ્રીકટના સાણંદ તાલુકાના મોડાસાર ગામના એક ગૃહસ્થને પોતાના બાળકને ચોથું ધોરણ શીખવવા માટે ૨૦

માઇલ દૂર સગાને ત્યાં મોકલવો પડે છે. ત્યાં હાલમાં તેને સંબંધી નહીં નીભાવી શકવાથી વધારે અભ્યાસ કરાવવા માટે બીજી જગ્યાએ રાખવાની ગોઠવણ કરવી પડી છે. આ પ્રમાણે અનેક મુશ્કેલી સહન કરીને પોતાના બાળકને ગુજરાતી અભ્યાસ કરાવવા માટે કેટલાં માબાપને ધૈર્ય, ખંત અને ઉત્સાહ હશે? હવે પછી આવા દાખલાઓ અમે સંખ્યાબંધ બહાર પાડવાના છીએ. અમે ધારીએ છીએ કે 'બોમ્બે ક્રોનીકલ' ત્યારે પણ તેની નોંધ લઇને તે તરફ સમાજ અને સત્તાનું લક્ષ ખેંચશે

**પૈસો ક્યાં છે?**

દલીલની ખાતર ધારો કે કદાચને પુરાં ધોરણોની પ્રાથમિક શાળાને અંગે ગામડાંના બાળકો માટે બોર્ડિંગો સ્થાપવામાં આવે, (કેમકે એકઝીક્યુટીવ કાઉન્સીલના મોટી લાગવગવાળા ઓનરેબલ ચૌબલ જેવા સરકારનિયુક્ત સભાસદ દરેક ગામડાંમાં પુરાં ધોરણની શાળા તો શું પણ હાઇસ્કૂલો, કોલેજો અને યુનીવર્સિટીઓ પણ સ્થાપવાની ઈચ્છા વ્યંગતામાં દર્શાવે છે!!!) પણ બોર્ડરનું ખર્ચ નીભાવવા ગામડાંની પ્રજા પાસે ક્યાં પૈસો છે? એકવાર જ્યાં પેટપુરતું ખાવાને ફાંફાં મારવા પડે છે, ત્યાં બોર્ડરનું ખર્ચ નીભાવી શકવાની આશા ક્યાંથી રાખી શકાય?

**નામની મદદ.**

વધારે અભ્યાસ કરવા માટે બહારગામ જનારને સ્કોલરશીપો આપવાની જે મોટી મોટી વાતો કરવામાં આવે છે તેનો સંપૂર્ણ વિચાર કરતાં માલમ પડે છે કે તેની સંખ્યા ઘણીજ થોડી છે, તેની રકમ તદન નામની કે નજીવીજ છે, અને તે અમુક વિભાગમાંજ અમલમાં મુકાયેલ છે. ઉત્તર વિભાગમાંજ ફક્ત ૧૩૫ સ્કોલરશીપો આપવામાં આવે તેથી કંઇ ખેડુતના દળદર ફીટી જવાના નથી. ઉત્તર વિભાગના કમિશ્નર તે સંબંધમાં સ્પષ્ટ જણાવે છે કે અભ્યાસ ચાલુ રાખવા માટે લાયકને જે સ્કોલરશીપ આપવામાં આવે છે તેની પદ્ધતિ દોષવાળી છે.

**માનસિક વિકાસબંધ.**

આવાં અનેક કારણોથી ગામડાંના છોકરાના માનસિક વિકાસને મૂળમાંથીજ અટકાવી નાંખવામાં ગ્રામ્ય ધોરણો પ્રત્યક્ષ પરોક્ષ કારણભૂત થઈ પડયાં છે; અને તેનેજ પરિણામે ઈંગ્લીશ શિક્ષણ લેનારની સંખ્યામાં મુંબઈ ઇલાકામાં ઘટાડો થતો જાય છે. માટેજ ઓન. મિ. સમર્થ કહે છે કેઃ—
The system (of rural standards) has the effect of stunting the intellectual growth of village boys and putting an effective check, on the very source it-self, on the normal increase in the number of such boys learning English.
આજ કારણથી ઉંચા ધોરણમાં અભ્યાસ કરનારની સંખ્યા આ ઇલાકામાં ઘટી છે. બિચારા હજારો વિદ્યાર્થીઓ આજ કારણથી વિદ્યાનો લાભ લેતાં અટકી પડયા છે. સરકારી તેમજ દેશી રાજ્યના મોટા નોકરો, પ્રખ્યાત પુરુષો, શાળા અને કોલેજોની વ્યવસ્થામાં સારો ભાગ લેનાર વિદ્વાનો, મોટા મોટા ધંધા કરનાર અને જાહેર જીવન ગાળનારની બાલ્યાવસ્થાનું જો આપણે અવલોકન કરશું તો સ્પષ્ટ જણાશે કે તેઓમાંનો મોટો ભાગ ગરીબ અને ગામડાંના રહીશનો છે. તેઓનો માનસિક વિકાસ જો આવા ધોરણે મૂળમાંજ અટકાવી પાડયો હોત તો આપણે નથી ધારતા કે તેઓ અત્યારની સ્થિતિએ આવી પહોંચ્યા હોત.

**કૃષિવિદ્યાનું શૂન્ય.**

ધારવાની ખાતરજ ધારો કે ખેડુતને ઇંગ્લીશ કેળવણી ફળદાયક નથી, પણ કંઇ ગામડામાં એકલા ખેડુતોજ રહેતા નથી. ખેડુતની ફળદાયક કેળવણીનેજ જો પ્રાધાન્ય આપવા આપણે ઇચ્છા રાખતા હોઇએ, તો તેઓને રસાયનશાસ્ત્ર, યંત્રવિદ્યા, દૂધદહીંની બનાવટ વગેરે ઉપયોગી વિષયોના શાસ્ત્રીય જ્ઞાનની ઝાંખી માત્ર તો કરાવવી જોઇએ. ખેતીનો નાશકરનાર જીવાત, વનસ્પતિને થતા રોગ, અતિવૃષ્ટિ અથવા દુકાળ જેવી ખેતીનો વિનાશ કરનારી કુદરતી આફતો સામે ટક્કર લેવા માટે જે જે સાધનો સુધરેલા દેશોમાં તૈયાર થયેલાં છે તેનો ખ્યાલ સરખો પણ શું આ ગ્રામ્યધોરણો

આપે છે ? ખેતીવાડીનું શિક્ષણ પ્રયોગ સાથે આપવા માટે કોઈપણ જાતનો નામનો પણ પ્રબંધ આવા ધોરણોમાં ખુણેખોચરે યે શું માલમ પડે છે ?

આપણા 'ગુજરાતી' પત્રના તા. ૪. જુલાઈ ૧૮૮૦ ના પહેલા પુસ્તકના પાંચમાં અંકના લીડીંગ આર્ટીકલમાં પણ આવાજ કારણોને લીધે જણાવ્યું છે કેઃ-

**સ્વપ્નું.**

ખેડુતોને લખવા વાંચવા ઉપરાંત બીજી ઇતિહાસ ભુગોળ, ખગોળની જે જરૂર નથી, પણ યંત્રશાસ્ત્ર, જળશાસ્ત્ર, અને રસાયણ શાસ્ત્રની ખેતીવાડીની ઉપયોગી વિદ્યાની તાલીમ આપવી જરૂરની છે. અલબત્ત વાજબી રીતે જોતાં આ પ્રમાણે પ્રયોગ કરવામાં આવે તો હવેની પ્રજા ખેતીવાડીના કામમાં વધારે સુધરે અને હાલ જે લોકો દેવાના દાસ થઇ ગયા છે તેમાંથી પોતાની સકમાઇની મહેનતથી તરી ઉતરી આવે. શાળાઓ સરકારે ગામ ખર્ચ અથવા લોકલ ફંડ લે છે તેમાથી સ્થાપવી જોઇએજ. ખેતીનો મોટો ભાગ આજ હજારો વર્ષ થયા તોપણ એકજ ધોરણે ચાલ્યા કરે છે તેનું મૂખ્ય કારણ તેનું વિદ્યા સંબંધી અજ્ઞાનપણું છે. ઇગ્લંડની ખેતીની વિદ્યા હાલ જે આટલી સારી સ્થિતિપર આવેલી છે તેનું મૂખ્ય કારણ તે લોકોની આમહી શક્તિ અને વિદ્યાનુ પૂર્ણ જ્ઞાન જ.

વિશેષમાં તેજ લીડીંગ આર્ટીકલમાં જણાવવામાં આવ્યું છે કેઃ—આવા ગરીબ કણબી વર્ગના છોકરાઓને પોતાના ધંધામાં અને કેળવણીમાં હોશીઆર કરવા અને અજ્ઞાનતામાંથી બહાર કાઢવા તે એક દયા નથી પણ ધર્મ છે. દરેક પરગણામાં નિશાળ હોતી નથી, અને તેથી તેઓ બીજે ગામ પોતાના છોકરાંઓને મોકલી શકતા નથી, પણ જો કણબીઓના છોકરાઓને કેળવણી આપવાને માટે ટ્રેનીંગ સ્કૂલો કહાડવામાં આવે અને તેઓને ચાર રૂપીઆની સ્કોલરશીપ આપવામાં આવે તો તેઓ કંઈ શીખી શકે ખરા. તે સાથે તેઓમાં ઉત્સાહ ઉત્પન્ન કરવા માટે યોગ્યતા પ્રમાણે ઇનામ આપવા વગેરે વગેરે.

આવા સુંદર સ્વપ્નામાંથી શુદ્ધિમાં આવી ઉપરની મોટી મોટી પણ વ્યવહારુ અને ઉપયોગી વાતો જતી કરીએ તોપણ એ તો ચોકસ છે કે ગુજરાતી

**ચાર ધોરણ તો કરો.**

ચોથું ધોરણ ભણવા બહારગામ જવું પડશે એવી બીકથી માબાપો પોતાના બાળકોને વચમાંથીજ ભણતર પડતું મુકાવી દે છે. કોલાબાના (હાલ ભરૂચના) કલેકટર મિ Emanuel પણ કહે છે કેઃ—The defect was that some boys in the IV and V standards left schools, as also some in the III standard, since it was difficult for them to find a school teaching standard IV and above. (Mr. Emanuel Collector of Kolaba.)

કોલાબાના કલેક્ટરના ઉપરના અભિપ્રાય પ્રમાણે ગુજરાતી ચોથા, પાંચમા કે ત્રીજા ધોરણમાં અભ્યાસ કરનાર પોતાના બાળકોને ખેડુતો વચમા નિશાળમાથી ઉઠાડી લે છે. વચમાં ભણતર બંધ કરાવવાનું મૂખ્ય કારણ બહારગામ બાળકને મોકલવાની મુસ્કેલી છે. જે માબાપો ત્રણ ધોરણ શીખવવા ઉત્સુક હોય તે કંઈ ચોથું નહીં ભણાવે તે બનવા- યોગ્ય નથી; માટે ચોથું ધોરણ દાખલ કરી, તેમાં પાસ થયેલને, ઇંગ્લીશ ભણવાની છૂટ અપાય તેવી યોજના થવાની ઘણીજ જરૂર છે ધારવાડના આસિસ્ટંટ કલેકટર એવા મત ઉપર આવે છે કે જ્યાં એક કરતાં વધારે શિક્ષક હોય ત્યાં તો ત્રણ કરતાં વધારે ધોરણો સહેલાઇથી શીખવી શકાય તેમ છે. I venture to think also that rural schools with advantage teach more standars than three where there are more masters than one (Mr. Moysey. Assistant Collector of Dharwar.) જ્યાં પુરાં ધોરણવાળી સ્કૂલો છે ત્યાં કેળવણી લેવા પોતાના બાળકોને માબાપો પ્રથમથીજ મોકલે છે, અને પરિણામે બાળકો અને 'માબાપ ખર્ચ' અને મુશકેલીથી કંટાળી જઈ ભણતરને તિલાંજલિ આપે છે. આવી સ્થિતિ પણ કંઈ બધાની હોતી નથી. જ્યાં એકવાર પુરાં ધોરણોવાળી શાળાઓ હતી ત્યાં તો આવા ફેરફારથી બહુજ દુઃખ આવી પડયું છે, અને ગ્રામ્ય ધોરણો તેમજ પુરાં ધોરણોના અભ્યાસક્રમમાં

ફેરફાર હોઇને ગ્રામ્ય ધોરણમાંથી પુરાં ધોરણમાં જનાર વિદ્યાર્થીની સ્થિતિ કફોડી થઈ પડે છે; કેટલાકને તો કાચા ગણી એક ધોરણ પાછળ પણ બેસાડવાની નીતિ ગ્રહણ કરાય છે તેતો વળી જુદુંજ દુઃખ. તા. ૩૦-૩-૧૬ ના બોમ્બે ક્રોનિકલના લીડીંગ આર્ટીકલમાં આવાંજ કારણોથી લખ્યું છે કે:— The conversion of a large number of full primary school into what are miscalled rural schools has created great dissatisaction in all rural areas of the presideucy. આવાં કઢંગાં ગ્રામ્ય ધોરણોના કહેવાતા સુધારાથી ઇલાકામાં ગામડે ગામડે જ્યાંને ત્યાં ખરેખર ઘણોજ અસંતોષ ફેલાયો છે. લાંબા ચાર પાંચ વર્ષના અનુભવને અંતે વિચારવંત પુરુષોને તો એમ પણ જણાયું છે કે તે પ્રયોગમાં ફેરફાર કરવાની ઘણીજ જરૂર છે, ઓનરેબલ મિ. ઉપાસની કહે છે કે:— That policy has shown by the time that it needed a modification.

**એક ગંભીર ભૂલ.**

સુધારાને નાદે ચઢેલી આ વિસમી સદીમાં માનસિક વિકાસને મૂળમાંજ અટકાવી નાખે તેવાં ગ્રામ્ય ધોરણ ફકત મુંબઇ ઇલાકામાંજ છે. આવાં ધોરણો દાખલ કરતાં પહેલાં ગામડાનાં લોકોને કે લોકલબોર્ડને પણ પુછવામાં આવ્યું નહતું અને આ ગંભીર ભૂલનેજ પરિણામે અત્યારે એ પ્રયોગ નિષ્ફળ નીવડયો છે. ખેડુતની દૃષ્ટિએ વિચાર કરનાર કે ખેડુતની અંગત જરૂરીઆત જાણનારને પ્રથમથીજ જો પુછવામાં આવ્યું હોત તો અત્યારે જે હાડમારી અમારે વેઠવી પડે છે તે, અગાઉથી બતાવવામાં આવત, પ્રયોગમાં સુધારો વધારો થાત, અને અંગ્રેજી શીખવાની લાયકાત મેળવવા માટે મોટા ખર્ચ વેઠી બહારગામ જવાને બદલે ઘરને આંગણે તે લાયકાત મેળવી શકાત.

**નિષ્ફળતા.**

ખેતીવાડી ખાતાનાં **પરદેશી ખેતીવાડી** સાથે વિશેષ પરિચયમાં આવેલ અમલદારોની પુસા ખાતે મળેલી પરિષદ એવા મત ઉપર આવે છે કે ગ્રામ્ય ધોરણની સફળતા ઉત્તમ શિક્ષકની પસંદગી ઉપર આધાર રાખે છે. અનુભવસિદ્ધ છે કે પોતાના બાળકોને આગળ ભણાવવા ઇચ્છતો શિષ્ટ શિક્ષક પોતાનું ચાલશે ત્યાં સુધી ગામડામાં આવી પોતાનાં બાળકોનું ભવિષ્ય કદી પણ નહીંજ બગાડે. ખેડુતવર્ગની અજ્ઞાનતા કેળવણી પરત્વેની સામાન્ય રીતે તેઓની બેદરકારી ખેડુતવર્ગની અસાધારણ ગરીબાઇ, અને બાળકને બહારગામ રાખી અભ્યાસ કરાવવાની તેઓની અશક્તિ વિચારતાં અત્યારે તો ગ્રામ્ય ધોરણોએ ખેડુતોને ઇંગલિશ તો શું પણ ગુજરાતી-પ્રાથમિક કેળવણી લેતાં યે અટકાવી દીધાં છે.

**કહેવાતું ૧ લું કારણ.**

ગ્રામ્ય ધોરણ દાખલ કરવાનાં મૂખ્ય કારણો રજુ કરતાં કેળવણી ખાતાના વડા મિ. શાર્પ જણાવે છે કેઃ-**ખેડુતનો છોકરો ૬ વર્ષ ગ્રામ્યશાળાનો અભ્યાસ ૪ વર્ષમાં આટોપી નાંખે છે, માટે ૬ વર્ષનો અભ્યાસ ક્રમ વધારે પડતો છે.** ખેડુતની શક્તિએ કામ કરનાર કે ખેડુતની દૃષ્ટિએ જોનાર સહજમાં સમજી શકશે કે પશુ જેવી સ્થિતિમાં સદાને માટે સબડતા ખેડુતના સંસ્કાર વિનાના અણઘડ બાળકોમાંના કોઇક ૬ વર્ષનો અભ્યાસ ક્રમ ૪ વર્ષમાં આટોપી નાખે તે સામાન્ય નિયમ નથી, પણ અપવાદ છે. ગુજરાતમાંની અમારી જ્ઞાતિની જુદી જુદી બોર્ડિંગના ઉત્સાહી અને મહેનતુ વિદ્યાર્થીના રાત દિવસના સહવાસ ઉપરથી અમે એ નિર્ણય ઉપર આવ્યા છીએ કે સંસ્કાર વિનાના અણઘડ ખેડુતના બાળકો સામાન્ય રીતે ૬ વર્ષનો અભ્યાસ ક્રમ ૪ વર્ષમાં આટોપી લે તે એક જાતની ભ્રમણા છે.

**કહેવાતું ૨ જું કારણ.**

બીજું કારણ એ દર્શાવવામાં આવે છે કેઃ—ખેડુતના છોકરા શાળા છોડી જાય છે ત્યારે **શાળામાં શીખેલું ભુલી જાય છે, અને પાછો અણુઘડ બની જાય છે.** જે વિદ્યાર્થી કેળવણી ખાતાના વડાના કહેવા પ્રમાણે ૬ વર્ષનો અભ્યાસક્રમ ૪ વર્ષમાં આટોપી નાંખે છે, તેજ વિદ્યાર્થી શાળા છોડી જાય છે. ત્યારે શીખેલું ભૂલી જાય છે, અને પાછો અણુઘડ બની જાય છે એ અમારાથી સમજી શકાતું નથી. બીજી દલીલ પહેલીને દૃઢ કર્યાને બદલે ઉલટી તોડી પાડે છે. આવી રીતે ઉતાવળ કરવાથી આ કારણનું દુઃખ કંઇ ઓછું થશે નહિ, પણ વધશે. ઉતાવળ કરવાથી તો સંગીન કે સંપૂર્ણ જ્ઞાન કદી પણ આપી શકાશે નહીં, અને પરિણામે ઉતાવળથી આપેલું જ્ઞાન ભૂલી જવાનો અને પાછો અણુઘડ બનવાનો સંભવ વધારે રહેશે. ઉતાવળ કરવાથી પુરા ધોરણની કેટલીક ઉપયોગી બાબતોને ગ્રામ્ય ધોરણમાંથી જતી કરવી પડી છે, અને બાળકોની સ્વાભાવિક શક્તિ બહારની કેટલીક અઘરી બાબતો ગ્રામ્ય ધોરણમાં થીગડાંની માફક એકાએક ઘુસાડી દેવામાં આવી છે. આ બન્ને પ્રકારના અભ્યાસક્રમને આગળ ઉપર સંપૂર્ણ રીતે સરખાવી તેના ગુણ દોષ દર્શાવવામાં આવશે.

**કહેવાતું ૩ જું કારણ.**

આ સિવાય ત્રીજું કારણ એ પણ બતાવવામાં આવે છે કેઃ—**અભ્યાસક્રમ વિસ્તારવાળો હોઇને તેના મૂખ્ય સિદ્ધાંતો વિદ્યાર્થીનાં મન ઉપર ઠસતા નથી; માટે લખતાં, વાંચતાં, અને હિસાબ ગણતાં આવડે એટલે થયું સમજી ગ્રામ્ય ધોરણો લાંબા વિચાર, ચર્ચા, અને કલેકટરો વગેરેના અભિપ્રાય પછી દાખલ કરવામાં આવ્યા છે.** અનુભવને પ્રાધાન્ય આપતા આપણે કહેવુ પડે છે કે હવે સુધરતા જતા આ જમાનામાં આપણો વર્ગ વિસ્તારવાળા અભ્યાસ ક્રમથી છેક કંટાળી જાય તેવો નથી. જો એમજ હોય તો પછી આ ટુંક સમયમાં ગુજરાતમાં પાટીદારોની બોર્ડીંગો એક પછી એક ઉઘાડવા મંડી પડી છે. તેમ થાય નહીં. ચરોતરના પાટીદારોનો ઉંચી કેળવણી લેવાનો તનમનાટ અને ગોડસંબાની કાળીપરજ બોર્ડિંગમાં અભ્યાસ કરનાર ચોધરા તેમજ ગોધરા ભીલ સ્કૂલમાં અભ્યાસ કરનાર ભીલના છોકરાના વર્નાકયુલર ફાઇનલ અને અમદાવાદની પ્રાવેશિક પરીક્ષાના ઉત્તમ પરિણામ સૂચવી આપે છે કે મૂખ્ય સિદ્ધાંતો મનપર ઠસી શકતા નથી તેવા છેક અણુઘડ તો અમે નથી. અમારી અંદર પાણી તો છે, પણ કેળવણીથી અમને પૉલીશ કરવાની જરૂર છે. અમારામાં સારા સંસ્કાર તો છે, પણ તેની ઉપરનું અજ્ઞાનતાનું આવરણ કેળવણીથી દૂર કરવાની જરૂર છે.

**વ્યવહારૂં જ્ઞાન.**

કેળવણીમાં કેવળ વ્યવહારબુદ્ધિ ઉપરજ લક્ષ રાખવાથી અભણ અને ગરીબ ખેડુત વર્ગનું આલોક પરલોક પરત્વેનું સત્યાનાશ વળી જાય છે. ગ્રામ્ય ધોરણમાં અલબત્ત ઉપયોગ ઉપર નજર તો રાખવી જોઇએ, પણ જ્યારે સામાન્ય જ્ઞાન અને બુદ્ધિની કેળવણીના વિચારને તદનજ પડતા મુકવામાં આવશે ત્યારે પરિણામે **હિંદના આત્મારામાન કૃષિકારવર્ગ અને હિંદના આંગળીના વેઢે ગણી શકાય તેવા શિષ્ટવર્ગ વચ્ચેનું અંતર અસાધારણ થઇ જશે.** આ અંતરની વિશાળતામાં સમાજના અસ્તિત્વની સ્થિરતા નથી. વ્યાવહારિક કેળવણીનો અર્થ કંઇ આપણે એવો કરવાનો નથી કે ખેડુતના છોકરાં ગુજરાતીમા નામું લખતાં શીખે અને મોઢેના હિસાબ આંક ગોખીને પોપટની માફક ટપોટપ પઢી શકે. તેમજ વાચન અને લેખનની પૂર્ણાહૂતિ કંઇ કકાથી અને પદથી થઇ જવાની નથી. ગ્રામ્ય ધોરણોની કહેવાતી વ્યાવહારિક કેળવણીમાથી ઉંચી કેળવણીનો સઘળો અંશ જતો રહેવાથી **ગામડાંના લોકોમાં ઉલટાનાં અજ્ઞાન, અભિમાન, વ્હેમીપણું અને દુરાગ્રહ વધશે, સમાજના**

અસ્તિત્વને હલમલાવવામાં કારણભૂત થઇ પડનાર આ અજ્ઞાન, અભિમાન, ન્હેગીપણું અને દુરાગ્રહને, રાજ્યભક્તોએ તેમજ પ્રજાભક્તોએ મૂળમાંથીજ ઉડાવી દેવાં જોઇએ. જનસામાન્ય જ્ઞાન, બુદ્ધિવાદ, જનસામાન્યભાવ, સ્વાતંત્ર્યભાવ, રાગવૃત્તિ અને ઉદ્યોગ પ્રતીતિ જેવા કેળવણીના ઇષ્ટ ફળોનો થોડો ઘણો સ્વાદ તો ગામડીઆને ચખાડવોજ જોઇએ, નહીં તો પછી તેઓ શહેરમાં જઇ ત્યાંની સાદામાં સાદી ચીજ જોઇ ગાંડા ઘેના થઇ જશે, અને પોતાના ગામડા સિવાયની બીજા સ્થળની ઉપજ, નિપજ, ખાનપાન કે સ્થિતિ જરા પણ જાણી શકશે નહિ.

**વજનદાર અભિપ્રાય.** અભિપ્રાય સંબંધે એટલુંજ કહેવાનું કે ખેડુત સાથે રહેનાર કે વિચારનાર, લોકલબોર્ડ કે જાહેર વર્તમાનપત્રોમાં તેની જરા પણ ઉહાપોહ થઈ નથી, કેમકે તેઓને તે સંબંધનું કંઇ પણ પુછવામાંજ આવ્યું નથી. પ્રયોગ શરૂ કર્યા પહેલાંના કલેકટરોના અભિપ્રાય કરતાં પ્રયોગ શરૂ કર્યા પછીના કલેકટર વગેરે રેવન્યુ ઓફિસરોના અભિપ્રાય વ્યવહારૂ તેમજ મહત્ત્વના હોઇને વજનદાર વિશેષ છે. ઉત્તર વિભાગના કમિશનર, કોલાબાના કલેકટર, ધારવાડના આસિસ્ટંટ કલેકટર વગેરે સરકારી રેવન્યુ ઓફિસરોને તેમજ ખુદ ખેડુતથી પ્રસિદ્ધ થતું પટેલબંધુ, બોમ્બે ક્રોનિકલ વગેરે વર્તમાનપત્રોને ગ્રામ્ય ધોરણનો જે કડવો અનુભવ થયો છે તે તરફ લાગતી વળગતી સત્તાએ ખહુજ લક્ષ આપવાની જરૂર છે.

**સરકારની માંગણી.** આપણા ઇલાકાના ગવર્નર સાહેબે, તથા આપણા ઇલાકાની કેળવણી ખાતાના વડા મિ. શાર્પે પોકારી પોકારીને ધારાસભામાં કહ્યું છે કે **આ સંબંધમાં તમારે જે જે દુઃખો હોય તે લાગતી વળગતી સત્તાને રજુ કરો, અને તે સબંધે જે કંઈ કોઇએ કહેવાનું હોય તે વિગતવાર જણાવો.** ગામડાંના રહીશો અને ગામડાંના હિમાયતીઓ ઉદાર સરકારની જાહેર માગણીને માન આપી પોતાનાં દુઃખો સકારણ જણાવવામાં પાછા નહીં પડે તેવી આશા છે. તેઓ આ દુઃખ દૂર કરવાને તૈયાર છે, પણ પ્રથમ સરકારે જાણવું તો જોઇએ કે આપણા પેટમાં ક્યાં દુઃખે છે. આપણી અંગત મુસ્કેલીઓ અમલદારો મારફત તેઓ જાણી શકે તેના કરતાં આપણીજ મારફત સારી રીતે જાણી શકે તેમ છે.

**એક સરત ચુક.** ધારા સભામાં કેળવણી ખાતાના વડા તરફથી જણાવવામાં આવ્યું છે કે આ પ્રયોગ **છ વર્ષથી અજમાવવામાં આવે છે. એ સંબંધે કાંઇપણ કોઇએ વાંધો ઉઠાવ્યો હોય એવું મારી જાણમાં નથી.** અમે ન ભુલતા હોઇએ તો આ પ્રશ્ન ૧૯૧૪-૧૫માં પણ કાઉન્સિલમાં ચર્ચવામાં આવ્યો હતો. ઉપરાંત ૧૯૧૪માં સુરતમાં મળેલી ત્રીજી પાટીદાર પરિષદમાં ગ્રામ્યશાળા અને તેના અભ્યાસક્રમને સુધારવાની જરૂર સંબંધી ચર્ચા થઇ હતી અને તે સંબંધે એક ઠરાવ સર્વાનુમતે પસાર કરી નામદાર સરકાર ઉપર નીચે પ્રમાણે મોકલવામાં આવ્યો હતો.

This conference respectfully and earnestly prays the Government of Bombay (1) To so revise the curriculum of the new Rural schools that pupils learning therein may directly join Anglo-Vernacular schools, instead of being compelled to go at a very tender age to other villages, and to undergo a lot of hardship and expenditure to finish off their full primary school-course (2) To add more lessons on agriculture in the Reading

series of Rural schools (3) To arrange at an early date to make Primary Education free and compulsory. આ પરિષદ્ નામદાર મુંબઇ સરકારને અરજ કરે છે કે (૧) હાલની નવી ગ્રામ્યશાળાઓમાંથી વિદ્યાર્થીઓ બહારો બહાર અંગ્રેજીમાં દાખલ થઈ શકે તેવો અભ્યાસક્રમ પૂરેપુરો ગોઠવવો, કે જેથી ઘણી નાની ઉમ્મરના વિદ્યાર્થીઓને અગવડ વેઠી બીજા ગામે જવું નહિ પડે, તેમજ પ્રાથમિક શાળામાં તેમને વિશેષ ખર્ચ થાય નહિ (૨) ગ્રામ્યશાળાઓની વાચનમાળામાં કૃષિશાસ્ત્ર સંબંધી વધારે પાઠ ગોઠવવા (૩) મફત અને ફરજીઆત પ્રાથમિક કેળવણી આપવા બનતી ઉતાવળે ગોઠવણ કરવી. આ ઠરાવના જવાબમાં સરકાર તરફથી નીચે પ્રમાણે સંતોષકારક જવાબ મળ્યો હતો:—

No. A. G. R. 7. with reference to his letter dated 29th may 1914 forwarding Resolutions of the Third Patidar Social conference in Surat, the President of the Conference is informed that the Government will issue orders as regards Resolution No 4. નં. એ. જી. આર. ૭. સુરતમાં ભરાયેલી ત્રીજી પાટીદાર પરિષદમાં થયેલા ઠરાવો સાથે તા. ૨૯. મે. ૧૯૧૪ના રોજ મોકલેલા પત્રના પ્રત્યુત્તરમાં, પરિષદના પ્રમુખને જણાવવામાં આવે છે કે ઠરાવ નં ૪ના સંબંધમાં ના. સરકાર હુકમો કાઢશે.

આ સિવાય નામદાર ગવર્નર લોર્ડ વિલિંગ્ટનના શબ્દોમાં કહીએ તો આ દેશમાં સત્ય પ્રગતિ અને સુધારા માટે કાયદા પુરઃસરં કાર્ય કરનારા પક્ષના પ્રતિનિધિઓની પુનામાં મળેલી પ્રાંતિક પરિષદમાં ઓનરેબલ મિ. કામટે રજુ કરેલ ખેતીના સુધારના ઠરાવને ટેકો આપતાં અમે (ત્યાં પણ) ગ્રામ્યધોરણો સંબંધે જણાવ્યું હતું કે:—અમારા હિત માટેજ લેખન, વાચન, અને ગણિતનું પ્રાથમિક શિક્ષણ આપનારી ગ્રામ્યશાળા જો કે નામદાર સરકારે સ્થાપન કરાવી છે તો પણ જ્યાં સુધી તેના અભ્યાસક્રમમાં અમારા વર્ગને અનુકૂળ સુધારો વધારો નહિ થાય ત્યાં સુધી તેની ઉપયોગિતા સ્વીકારીએ પણ પરિણામ તો શૂન્યજ રહેવાનું છે. અત્યારે ગામડામાં ત્રણ ધોરણ શીખ્યા પછી બિચારા નાના ખેડુતના બાળકને ઘરબાર છોડી પાંચ સાત ગાઉ ઉપર આવેલી મોટી શાળામાં વધારે વિદ્યાભ્યાસ કરવા જવું પડે છે, અને ત્યાં તેને ગામડામાં અભ્યાસ કરેલો કાચો વિદ્યાર્થી ધારીને ત્રીજા ધોરણમાં પસાર થયા છતાં બીજા ધોરણમાં બેસાડવામાં આવે છે. અમારા બાળકો છેક અજ્ઞાન અવસ્થામા રહી પશુ જેવી સ્થિતિમાં જીંદગીપર્યંત મહેનત મજુરી કરે તેમાં રાજા પ્રજા ઉભયને લાભ નથી. ખેડુતવર્ગમાં અલબત્ત ભણનારની સંખ્યા બીલકુલ નથી; પણ જે ભણે છે તેતો ભણી શકાય તેટલું ભણે તેવા હોય છે. આવો ઉત્સાહી અને લાયક ખેડુતનો બચ્ચો માત્ર ગામડામાં જન્મ્યો માટે તેને ગ્રામ્યધોરણ ભણીનેજ બળદનાં પુછડાં આમળાને જીંદગી પુરી કરવી કે ? બળદનાં પુછડાં તો આમળવામાં એક જાતનું ગૌરવ છે, પણ દુનિયાનું કંઈક જ્ઞાન મેળવવા માટે વિદ્યા લેવાય તો જીવનનું કંઈક સાર્થક થાય, અને રાજ્યને વિશેષ અને વિશેષ ધનધાન્ય પુરૂં પાડી આબાદ કરી શકાય. ગ્રામ્ય ધોરણો રદ કરીને ઉપલા ધોરણમાં ખેતીવાડીને બંધબેસતી થાય તેવી સ્ટન્ડર્ડ બુકો તૈયાર કરાવી તેને ઐચ્છિક વિષય તરીકે દાખલ કરાવવાની જરૂર છે. આથી કરીને ખેડુતોનો દરેક છોકરો પોતાના કામમાં ફળદાયક ભણતરની ખાતર ભણશે, અને અધવચમાં ભણતર પડતું નહિ મુકે (Report of the Proceedings of the Fifteenth Bombay Provincial Conference held at Poona on the 10th and 11th July 1915)

આ સર્વ તરફ લાગતીવળગતી સત્તાનું ધ્યાન ખેંચી દેશના કેળવાયેલ વર્ગ તથા વર્તમાન

**જાહેર વિનતિ.** પત્રોને નમ્ર અરજ છે કે બિચારા મુંગા, દરિદ્રતા અને અજ્ઞાનતામાં સબડતા બંધુઓની વ્હારે ધાઈ તેના દુઃખો સત્ય અને સંપૂર્ણ સ્વરૂપમાં સત્તા સમક્ષ રજુ કરવા પોતાથી બનતું કરે.

આ પત્ર સુરત ખપાટીઆ ચકલા ઉપર આવેલા શા. ખુમચંદ અમીચંદના ધી "સુરત જૈન એન્જીન પ્રી. પ્રેસ"માં પ્રભુશંકર નરભેરામ વ્યાસે છાપ્યું, અને સુરત સૈયદપુરા ચોકીશેરીના રહેનાર કુંવરજી વીર્ઠલભાઇ મહેતાએ સુરતમાં પારસી શેરીમાં આવેલી 'પટેલબંધુની ઓફીસમાંથી પ્રસીદ્ધ કર્યું.

સામાજીક, ઐતિહાસિક તેમજ ડીટેકટીવ નવલકથાનું લગભગ ૨૦૦ પૃષ્ઠનું પુસ્તક દર ત્રણ મહિને બહાર પાડવામાં આવશે એટલે કે વરસમાં આવાં ચાર પુસ્તકો પ્રસિદ્ધ કરવામાં આવશે જેથી દરેક મેમ્બર મહિને દહાડે માત્ર ત્રણ આના બહાર કાઢીને પણ તે ખરીદી શકશે.

## મેમ્બર થનારાઓને સૂચના.

(૧) મેમ્બર થનારાઓને નામ નોંધાવવાની ફી તરીકે ચાર આના આપવા પડશે. (૨) મેમ્બર તરીકે દાખલ થયા પછી દરેક મેમ્બરને જે પુસ્તક નીકળશે, તે માત્ર આઠ આનામાં આપવામાં આવશે. (૩) મેમ્બર કોઇ પણ વખતથી થઇ શકાય છે. મેમ્બર થયા પહેલાં જે પુસ્તકો પ્રસિદ્ધ થયાં હોય તે પુસ્તકો લેવાંજ જોઇએ એવો કાંઇ પ્રતિબંધ નથી; પરંતુ મેમ્બર થયા પછી પ્રગટ થનારાં દરેક પુસ્તકો મેમ્બરે લેવાંજ પડશે. (૪) દરેક કાચા પુંઠાનું પુસ્તક આઠ આનામાં અને પાકા પુઠાનું પુસ્તક બાર આનામાં મળશે. આ પુસ્તકો વી. પી. થી મોકલવામાં બે ત્રણ આનાનો વધારે ખર્ચ આવે છે તેથી બહારગામના મેમ્બરોને દસ આનામાં અને પાકા પુંઠાનું પુસ્તક પંદર આનામાં મળશે. મુંબાઇના મેમ્બરોને પુસ્તકો ઘેર બેઠાં પહોંચાડવામાં આવશે અને તે સાથેજ કિંમત વસુલ કરવામાં આવશે. (૫) જો મેમ્બર, મેમ્બર થયા પછી બહાર પડનારૂં પુસ્તક નહિ લે, તો તેમને પ્રવેશ ફીના ચાર આના પાછા આપવામાં આવશે નહિ, તેમજ મેમ્બર તરીકેનું તેમનું નામ કહાડી નાખવામાં આવશે. (૬) મેમ્બર સિવાયના ગ્રાહકો પાસેથી દરેક પુસ્તકની મૂળ કિંમતજ લેવામાં આવશે.

સ્નેહ સદન વા પ્રણય રહસ્ય!" નામના પહેલા પુસ્તકની કિંમત બાર આના તે મેમ્બરો પાસેથી પૂરેપૂરી વસુલ કરવામાં આવશે; એટલે કે, આઠ આના કિંમત તરીકે ગણવામાં આવશે અને ચાર આના દાખલ ફીના ગણવામાં આવશે તેથી હવે પછી નીકળનારા "પંજાબ રહસ્ય" નામના પુસ્તકના માત્ર આઠ ...જ આપવા પડશે.

અમારે ત્યાંથી દરેક જાતનાં શાળોપયોગી તેમજ ધર્મનીતિનાં પુસ્તકો અને નવલકથાઓ—અંગ્રેજી, ગુજરાતી, મરાઠી તેમજ હિન્દી ભાષાનાં મળી શકશે.

## મુંબાઇને માટે ખાસ સગવડ.

મુંબાઇમાં વસતા ગૃહસ્થો, સન્નારીઓ, ધંધાદારીઓ તેમજ હાઇસ્કુલના અને કૉલેજના વિદ્યાર્થીઓને જણાવવાનું કે, માત્ર એક પોસ્ટ કાર્ડ લખવાથી કોઇ પણ જાતનું પુસ્તક અમોએ ઘેર બેઠાં પહોંચાડવાની વ્યવસ્થા કરી છે.

લખો.—વ્યવસ્થાપક,



# સરસ્વતી પુસ્તકાલય.

૬ ઓ.

---

પુસ્તક ૨ જું. અંક ૩ જો.

# નવજીવન
અને
# સત્ય.

સપ્ટેમ્બર ૧૯૧૬.



તંત્રી અને પ્રકાશક
ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક, બી. એ., એલએલ. બી.
ગીરગામ—મુંબાઇ.
વાર્ષિક લવાજમ રૂ ૨-૦-૦; છુટી નકલ ૩

## નવજીવન અને સત્યની સૂચનાઓ.

૧ ચાલુ વર્ષથી નવજીવનના પાના ૪૮ ને બદલે ૬૪ કર્યા છે

૨ પત્રવ્યવહાર કરતી વખતે ગ્રાહકોએ પોતાનો નબર લખવો

૩ મનીઑર્ડરના કુપનમા મોકલનારનુ નામ અને પૂરેપૂરૂ શરનામુ (ગામના નામ) સાથે લખવુ

૪ કોઇ અક ન મળે તો તે વિષે અમને મોડામા મોડી ખબર બીજો અક મળેથી આપવી

૫ હિદુસ્તાન તથા સીલોનની બહાર વી પી જઇ શક્તુ નથી તથા ટપાલનો દર દર પેકેટ દીઠ એક આનો પડે છે, તેથી ત્યા આ પત્ર, અગાઉથી વર્ષના લવાજમના તથા ટપાલના મળી રૂા ૨-૯ • આગમચથી પોસ્ટલ ઓર્ડરથી મોકલી આપ્યા પછીજ, તેમનુ ગ્રાહક તરીકે નામ નોંધવામા આવશે

૬ કોઇ પણ માસથી ગ્રાહક થઇ શકાય છે

૭ **વાર્ષિક લવાજમ** (પોસ્ટેજ સાથે) રૂા ૨ અને **વિદ્યાર્થીઓ, પુસ્તકશાળાઓ** તથા **ગુજરાતી નિશાળના શિક્ષકોને** માટે રૂા ૧-૧૧-૦ (પોસ્ટેજ સાથે) રાખવામા આવ્યુ છે

૮ આ પત્રમા શુદ્ધ ભાષામા પત્રની એક બાજુએ, શાહીથી, તરત વાચી શકાય એવા અક્ષરે લખેલા લેખો તથા ચર્ચાપત્રો ઉપરજ લક્ષ આપી શકાશે

૯ લખનારાઓ અમારી અગત જાણ માટે પોતાનુ ખરૂ નામ, ઠેકાણુ સાથે લખી મોકલશે નહીં તો તેમના લખાણ ઉપર લક્ષ અપાશે નહીં

૧૦ રદ કરેલા લેખો તથા ચર્ચાપત્રો પાછા મોકલવા હમે બધાતા નથી જેમણે જોઇએ તેમણે તે સારૂ પોસ્ટેજની ટીકીટ મોકલી મગાવી લેવા

# નવજીવન
અને
# સત્ય.

પુસ્તક ૨. સપ્ટેમ્બર ૧૯૧૬. અંક ૩.

## લોકલ બૉર્ડ કમિટીનો રીપોર્ટ.

(૨)

### * લોકલ બૉર્ડનું બંધારણ-

બંધારણના સંબંધમાં નીચેના પ્રશ્નો ઉદ્ભવે છે.—

(૧) બૉર્ડમાં લોકોએ પસંદ કરેલા સભાસદોની સંખ્યા વધારે હોવી જોઇએ કે નહી?

(૨) ચુંટણી કરવાની સત્તા કોઇ નવાં મંડળોને કે ખાસ કોમોને આપવી જોઇએ? અને વધારામાં મુસલમાનોને ખાસ ચુંટણીનો હક્ક આપવો જોઇએ?

(૩) બૉર્ડના પ્રમુખ અને ઉપ-પ્રમુખ અમલદાર જોઇએ કે બિનઅમલદાર ગૃહસ્થ? તે બૉર્ડથી પસંદ થવા જોઇએ કે નીમાવા જોઇએ? જો પ્રમુખ બિનઅમલદારી ગૃહસ્થ હોય તો બૉર્ડ સાથે જીલ્લાના અમલદારનો સંબંધ કેવો હોવો જોઇએ?

(૪) બૉર્ડ ઉપર અમલદારો અને સરકારનો અંકુશ કેવો હોવો જોઇએ?

* તા. ૨૩ મી તથા ૩૦ મી જુલાઇ અને ૬ ઠ્ઠી ઑગસ્ટના ગુજરાતીમાં આ લેખ પ્રસિદ્ધ થયો હતો.

## ‡ પ્રજાવર્ગીય સભાસદોનો વધુ મત.

વાચકોને ભાગ્યેજ જણાવવાની જરૂર છે કે, હાલ બૉર્ડમાં અર્ધા ભાગના સભાસદો લોકો પસંદ કરે છે, જેથી અમલદાર પ્રમુખ સુદ્ધાં સરકારી સભાસદોનો વધુ મત હોય છે. હવે આ સ્થિતિમાં મોટો સુધારો થવો જોઇએ; નહી તો બૉર્ડને સ્થાનિક સ્વરાજ્યની સંસ્થા કહી શકાય નહી. અમલદારો વારંવાર કહેતાં થાકતા નથી કે ખાનગી ગૃહસ્થો અને સામાન્ય જનસમાજ લોકલ બૉર્ડના કામમાં જોઇતો રસ લેતાં નથી. અને છતાં આપણે પૂછીશું કે હાલના સંયોગો બુદ્ધિશાળી અને આત્મમાનવાળા ગૃહસ્થોને બૉર્ડના કામમાં ખરેખરો રસ ઉપજાવે એવા છે? પોતાનો મત નિષ્ફળ થશે એમ ચોક્કસ રીતે જેઓ જાણતા હોય તેમને બૉર્ડના પ્રશ્નો વિષે ઉંડો વિચાર કરવાની અથવા નિયમિત રીતે હમેશાં બૉર્ડની સભાઓમાં હાજર રહેવાની ભાગ્યેજ લાલચ થાય. જેમને સત્તા હોય તેઓ જ જવાબદારી અનુભવી શકે છે; લોકોને બૉર્ડમાં સત્તા ન હોય તો તેમને તેમાં રસ પણ કેમ ઉપજે?

આ સ્થિતિમાં સુધારાનો માર્ગ દેખીતો છે. બૉર્ડના સભાસદો લોકોના મતથી ચુંટાય તોજ તે સ્વરાજ્યની સજીવ સંસ્થા બને. આ માટે સર્વ સુધરેલા દેશોની માફક અહીંઆ પણ બધા સભાસદો લોકોના મતથી જ ચુંટાવા જોઇએ. જે ફ્રાંસની સ્થાનિક સ્વરાજ્યની પદ્ધતિ તરફ કમિટી અતિશય પક્ષપાત વારંવાર દર્શાવે છે અને જે હિન્દને માટે ખાસ કરીને યોગ્ય ગણાય છે ત્યાં પણ "ડીપાર્ટમેન્ટ"—જીલ્લાની સભાના બધા સભાસદો લોકો જ ચુંટે છે. છતાં કમિટી પોતાની ઉદારતાને વધારેમાં વધારે કસીને એવા નિર્ણય ઉપર આવી શકી છે કે ફક્ત ૨/૩ ભાગના સભાસદો જ લોકોએ પસંદ કરવા જોઇએ. આમાં નવાઇ ભરેલી વાત તો એ છે કે, ચુંટણીનું આ પ્રમાણ જાણે સ્વયંસિદ્ધ હોય એમ જ કમિટી માની લે છે અને સ્વરાજ્યના મૂળ સિદ્ધાંત સાથે તેનો સમન્વય કરવાને જરા પણ પ્રયત્ન કરવામાં આવ્યો નથી. કદાચિત કમિટીને એમ લાગ્યું હશે કે ૧/૨ થી ૨/૩ ભાગ સુધી ચુંટણીનો હક આપવો, એ સુધારાનું પહેલું પગલું છે અને એકદમ પસંદગીનો સંપૂર્ણ હક આપવો એ તો સાહસિક ગણાય. આ દલીલમાં બહુ સત્વ જણાતું નથી. કારણ કે લૉર્ડ રીપને સન ૧૮૮૨ ના નામાંકિત ઠરાવમાં જ જણાવ્યું છે કે, બની શકે ત્યાં સુધી એકદમ બધી મ્યુનિસિપાલીટી અને લોકલ બૉર્ડના વધારે ભાગના સભાસદો બિનઅમલદારી અને લોકનિયુક્ત હોવા જોઇએ. આથી પણ વધારે અજાયબીભરેલું એ લાગશે કે વડી ધારાસભામાં સન ૧૮૮૪ માં જ્યારે મધ્યપ્રાંત જેવા દેખીતી રીતે પછાત પ્રાંતને માટે લોકલ બૉર્ડનો કાયદો ઘડવામાં આવ્યો ત્યારે તેમાં સભાસદોની વધુ સંખ્યા પસંદ કરવાનો હક લોકોને આપવામાં આવ્યો, જો કે તે પહેલાં પસંદગીનો જરા પણ હક મધ્યપ્રાંતમાં તો શું પણ કોઇ પણ પ્રાંતમાં નહતો. આથી ત્રીશ વર્ષ પછી મુંબાઇ ઇલાકાને બૉર્ડમાં

‡ અહીંઆથી ફક્ત જીલ્લા બૉર્ડને ઉદ્દેશીને લખવામાં આવ્યું છે. તાલુકા બૉર્ડ અને પંચાયત વિષે જુદું વિવેચન કરવામાં આવશે.

સંપૂર્ણ પસંદગીનો હક આપવો એ સન ૧૮૮૨ ના મૂળ ઠરાવ પ્રમાણે તો સાહાસિક નજ ગણાય. પણ કદાચિત કમિટી લૉર્ડ રીપનના ઠરાવ અને કાયદાને સાહાસિક અને અવિચારી ધારતી હશે રાજનીતિની વધારે સમજ રીપન જેવા દીર્ઘદર્શી રાજનીતિજ્ઞને હશે કે વર્ષો સુધી સંકુચિત અમલદારી ભોગવનાર કમીશનરોને હશે, એ વિચારવાનું કામ અમે વાચકોને સોંપીશું.

## ખાસ વર્ગોની ચુંટણી.

વધારે સભાસદો પસંદ કરવાનો હક કમિટી મંજુર કરે છે તેનું વજન, ખાસ વર્ગોને ચુંટણીનો હક આપવાની ભલામણથી ઘણું કમી થાય છે. લોકલ બૉર્ડના કુલ સભાસદોની સંખ્યા વધારવાની કમિટીની યોજના ઘણી સ્તુત્ય છે, કારણ કે, તેથી પ્રજાના સભાસદોની વધારે સંખ્યાને તેમાં અવકાશ મળશે. પરંતુ ⅔ ભાગના સભાસદોની પસંદગી વિષે જે વિગતવાર સૂચનાઓ કમિટી કરે છે તે અત્યંત નિરાશાજનક છે. પસંદ કરવાના ⅔ ભાગ પૈકી ½ ભાગ જ તાલુકા બૉર્ડ અને મ્યુનિસિપાલીટી તરફથી ચુંટાવા જોઇએ અને બાકીના ⅙ ભાગ અમુક ખાસ વર્ગો તરફથી ચુંટાવા જોઇએ—એ સૂચના અત્યંત અવિચારી અને ક્ષુદ્ર છે. મ્યુનિસિપાલીટી અને તાલુકા બોર્ડ જો પહેલાના જેટલાજ સભાસદો જીલ્લા બોર્ડમાં મોકલી શકે તો પછી ½ ભાગને ⅔ સુધી વધારવાનો સબબ શો? અમે આગળ જણાવીશું તે પ્રમાણે તાલુકા બૉર્ડનું મહત્વ વધવું જોઇએ અને વધારવું જોઇએ અને તે માટે બધાં તાલુકા બોર્ડને—અને બધાંને નહી તો થોડા મોટાં બોર્ડને—બે સભાસદ પસંદ કરવાનો હક આપવો જોઇએ. જો તાલુકા બોર્ડના વધુ પ્રતિનિધિઓને બદલે કોઈ ખાસ વર્ગોના સભાસદો નવાં જીલ્લા બોર્ડમાં બેસશે, તો વધારે પસંદગીનો હક નિરર્થક નહી પણ હાનિકારક બનશે, એમ અમને લાગે છે.

કયા ખાસ વર્ગો તરફ કમિટીનું અંતઃકરણ દ્રવે છે, એ હવે આપણે તપાસીશું. તે વર્ગો (૧) ઇનામદાર, (૨) યુનિવર્સિટીના પદવીધારીઓ, બૅરિસ્ટર અને વકીલો, (૩) ઑનરરી મૅજીસ્ટ્રેટ અને સરકારી ઇલ્કાબવાળા ગૃહસ્થો, (૪) કો-ઓપરેટીવ ક્રેડીટ સોસાયટી, જીલ્લા આરોગ્ય મંડળ, જીલ્લા ખેતીવાડી સભા વગેરે મંજુર થયેલી સભાઓ અને (૫) મુસલમાન કોમ—એ છે. આમાં મુસલમાનોને ચુંટણીનો જુદો હક્ક આપવા વિષે જે કુતર્કી દલીલો આપી છે તેનો ઉત્તર આપવાની જરૂર નથી; કારણ કે સરકારે જ તેની સામે પોતાનો મક્કમ અભિપ્રાય, રીપોર્ટ સાથે બહાર પાડવામા આવેલા ઠરાવમાં જણાવ્યો છે. પરંતુ બીજા વર્ગોની યોગ્યતા તપાસવાની જરૂર છે કારણ કે બંધારણ વિષ-કમિટીની સૂચનાને સરકારે એકંદર સંમતિ આપેલી હોવાથી નવા કાયદામા તે વર્ગોને ચુંટણીનો હક આપવામાં આવે, એવો સંભવ છે.

હવે, યુનિવર્સિટીના પદવીધારીઓ, વકીલો વગેરેનો જે વર્ગ ખરેખર કેળવાએલો છે ત્હેની યોગ્યતા વિષે કોઇને ભાગ્યેજ શંકા રહેશે. બીજા કેટલાક પ્રાંતોની માફક,

લોકલ બોર્ડ વિષે આપણો કાયદો, ગ્રેજ્યુએટ વગેરેને તાલુકા બોર્ડમાં ચુંટણીનો હક આપતો નથી. આથી ખાસ હક શિવાય કેળવાયેલા વર્ગને બોડમાં આવવું ઘણું મુશ્કેલ થઈ પડે છે—લગભગ અશકય બને છે. તે વર્ગના માણસો ગામડાંની સ્થિતિથી સંપૂર્ણ રીતે વાકેફ ન હોય એ આપણે તરતજ કબુલ કરીશું. પરંતુ અમલદારો સાથે અનેક વિવાદોમાં ટકકર ઝીલવામાં તેમજ બોર્ડના વહિવટને એકંદર વધારે નિયમિત અને સ્વતંત્ર બનાવવામાં તેઓ ઘણી સહાય આપી શકે, એ નિર્વિવાદ છે. તેમનું જ્ઞાન અને બુદ્ધિ, અમલદારોથી નિર્ભયતા અને દેશભકિતની લાગણી બોર્ડને સતેજ કરવામાં અને બીજા સભાસદોને વધારે સશકત બનાવવામાં ઘણાંજ ઉપયોગી થાય

આ જ દલીલ બીજા વર્ગ—ઇનામદારોની સામે યોજવાની જરૂર પડે છે. તાલુકા લોકલ બૉર્ડની ચુંટણીમા અમુક મહેસુલ ભરતા ખેડુતોની સાથે ઇનામદારોને પણ હક છે અને તાલુકા બૉર્ડની મારફત તેઓ પોતાના પ્રતિનિધિને જીલ્લા બૉર્ડમાં મોકલી શકે. આથી જીલ્લા બૉર્ડમાં કોઇ વખત તેમનો કોઈ પણ સભાસદ ન હોય એવો સંભવ તેમને ખાસ હક આપવાની તરફેણમાં ભાગ્યેજ દર્શાવી શકાય. કારણ કે તે પ્રમાણે તો જે દરેક વર્ગને તાલુકા બૉર્ડમાં પોતાના સભાસદો મોકલવાનો હક છે તેમને ફરીથી જીલ્લા બૉર્ડના સંબંધમાં પણ તે જ હક આપવાની જરૂર પડે. આથી ઇનામદારો તરફ કમિટીનો પક્ષપાત સમજવો જરા મુશ્કેલ પડે છે. કદાચ એ નામદારો, વિશાલ જમીન અથવા આખા ગામડાંના માલીક હોવાથી સરકારી અમલદારોના વધારે તાબેદાર રહેવાનો સંભવ રહે છે અને તેથી કમિટીમાં બિરાજતા કમીશનરોનું અંતઃકરણ તેમના તરફ ખાસ વળ્યું હશે. પરંતુ આ વાત સ્થાનિક સ્વરાજ્યના સિદ્ધાન્તથી તો પુરેપુરી વિપરીત જ છે.

બાકીના એક વર્ગને-સરકારના ઇલકાબધારીઓને અને ઑનરરી મૅજીસ્ટ્રેટને શા કારણથી જીલ્લા બૉર્ડના કામને માટે ખાસ યોગ્ય ગણવામાં આવ્યા છે, એ સમજી શકાતું નથી. રાજ્યની કૃપાથી મોટાઇ પામેલા આ ગૃહસ્થો સાધારણ રીતે મોટા શહેરમાં—અર્થાત્ મ્યુનિસિપાલીટીના ક્ષેત્રમાં રહે છે અને મ્યુનિસિપાલીટીને તો બૉર્ડમાં એક પ્રતિનિધિ મોકલવાનો અધિકાર પહેલેથીજ મળેલો છે. અહીંઆ જણાવવું જોઇએ છે કે મધ્યપ્રાંત અને બીજા કેટલાક પ્રાંતોમાં જીલ્લા બૉર્ડમાં પ્રતિનિધિ મોકલવાના હક મ્યુનિસિપાલીટીને નથી; કારણ કે જીલ્લા બૉર્ડને મ્યુનિસિપાલીટીની બહારના ભાગનીજ સંભાળ લેવાની છે. ઉપરાંત આ વર્ગને ગામડાંના સુધારામાં ખાસ રસ કે સ્વાર્થ હોય છે એમ પણ ભાગ્યેજ કહી શકાય. ઉલટું આ વર્ગને સરકારે પોતાની ઇચ્છાથીજ ઉત્પન્ન કરેલો હોવાથી તેના પ્રતિનિધિઓ પ્રજાના નહિં પણ સરકારના જ સભાસદો ગણી શકાય. માટે પોતાના ⅓ ભાગ પૈકી આવા મહાન સદ્‌ગૃહસ્થોને સરકાર બૉર્ડમાં નીમે એ કદાચ યોગ્ય–કર્તવ્ય ગણાય. પણ ⅔ ભાગના પ્રજાવર્ગીય પ્રતિનિધિઓ પૈકી પસંદગીનો ખાસ હક તેમને આપવામાં આવે એ તો સ્થાનિક સ્વરાજ્યના સર્વ સિદ્ધાન્તોનો વિપર્યય જ ગણાય.

બાકીનો જે એક વર્ગ રહ્યો-સહકારી વગેરે સભાઓનો—તેની યોગ્યતા વિચારવા લાયક છે. સહકારી મંડળીઓ ગામડાંઓમાં જ ઘણે ભાગે હોય છે અને તેથી જીલ્લાની સહકારી બૅન્ક કે મંડળને બોર્ડના કાર્ય સાથે ગાઢ સંબંધ રહેલો છે. આ દલીલ આરોગ્ય અને ખેતીવાડીનાં મંડળોને પણ સ્પષ્ટ રીતે લાગુ પડે છે. માટે કમિટી સૂચવે છે તે પ્રમાણે તે દરેકને—જ્યાં જ્યાં તે હયાત હોય ત્યાં-જીલ્લા બૉર્ડ માટે એક સભાસદ મોકલવાનો હક. આપવો જોઇએ.

આમ ઉપર જણાવેલા પાંચ વર્ગમાંથી ફક્ત બેને જ બોર્ડમાં પસંદગીનો હક આપવો જોઇએ-(૧) યુનિવર્સિટીનાં પદવીધારીઓ, વકીલો વગેરે અને (૨) સહકારી આરોગ્યનાં અને ખેતીવાડીનાં મંડલોને.

## જીલ્લા બૉર્ડના પ્રમુખ.

જો કેળવણી અને આરોગ્યનો વહીવટ લોકોને જ સોંપવાના હેતુથી બૉર્ડ સ્થાપવામાં આવ્યાં હોય—જો બૉર્ડ કલેકટરનું સલાહકારી મંડળ નહિ પણ અમુક હુજ મર્યાદામાં સ્વરાજ્ય ભોગવતી રાજકીય સંસ્થા હોય તો તેનો પ્રમુખ, બૉર્ડે વધુ મતે પસંદ કરેલો ગૃહસ્થ-અને તે પણ બને ત્યાં સુધી ખાનગી ગૃહસ્થ હોવો જોઇએ, એ સ્પષ્ટ છે. આપણને જોઇને કંઇક આશ્ચર્ય અને આનંદ થાય છે કે સન ૧૮૮૨ માં ચુંટણીના સિદ્ધાંત ઉપર બૉર્ડ પહેલી વાર સ્થપાયા ત્યારે પણ લૉર્ડ રીપનનો અભિપ્રાય આ જ હતો. પોતાના અમર ઠરાવમા તેમણે જણાવ્યું છે કેઃ—

"આ (બૉર્ડ ઉપર અંકુશ રાખવાની) સત્તાના અમલ માટે શહેર, જીલ્લા વિભાગ કે જીલ્લાના સરકારી અમલદારોએ લોકલ બૉર્ડના પ્રમુખ કે સભાસદ પણ થવું જોઇએ, એ અમને આવશ્યક લાગતું નથી."

રીપોર્ટમાં આ વિષે દર્શાવેલા આંકડા વિચારો તે વખતે પણ કેટલાક સત્તાધીશો ધરાવતા હતા; તેને ઉદ્દેશીને ઠરાવ કહે છે કેઃ—

"ગવર્નર-જનરલ-ઇન-કાઉન્સીલના ધ્યાનમાં છે કે કેટલાક ઉંચા અમલદારો એમ માને છે કે જીલ્લાનો અમલદાર-કલેકટર-જીલ્લામાં આવેલાં બધાં લોકલ બૉર્ડનો પ્રમુખ હોવો જોઇએ, અને તેના કાર્ય ઉપર તેણે દેખરેખ અને અંકુશ રાખવાં જોઇએ......વધારે વિચાર કરતાં ગવર્નર-જનરલ-ઇન-કાઉન્સીલને એવી માન્યતા થઇ છે કે કોઇ પણ વર્ગનાં લોકલ બૉર્ડને માટે આવો સામાન્ય નિયમ ઘડાવો ન જોઇએ. તેમને આ દલીલમા ઘણું વજન લાગે છે કે, જ્યાં સુધી મુખ્ય વહીવટી અમલદારો સામાન્ય રીતે મ્યુનિસિપલ અને જીલ્લા કમિટીના પ્રમુખ રહેશે ત્યાં સુધી સ્થાનિક કાર્યના વહીવટમાં તેના સભાસદોને સારૂં શિક્ષણ મળવાનો કે સ્થાનિક કામકાજમાં બિનઅમલદારી ગૃહસ્થોને ખરો રસ લાગવાનો કંઇ સંભવ નથી. ખાનગી સભાસદોને એમ જણાવવાનો પ્રયત્ન થવો જોઇએ કે ખરી સત્તા તેમના હાથમા મૂકવામાં આવી છે અને ખરી જવાબદારી તેમના શિર ઉપર છે.

"આથી ગવર્નર-જનરલ-ઇન-કાઉન્સીલ બને ત્યાં સુધી બિનઅમલદારી ગૃહસ્થોને લોકલ બૉર્ડના પ્રમુખ તરીકે કામ કરતા જોવા ઇચ્છે છે, છતા કોઇ એવા જીલ્લા હોય કે જ્યાં યોગ્ય બિનઅમલદારી પ્રમુખ ન મળી શકે અને જ્યાં જીલ્લાના અમલદારને પ્રમુખની સત્તા પોતાના હાથમાં રાખવાની જરૂર પડે. પરંતુ નામદાર હિંદી સરકાર એવો વિશ્વાસ રાખે છે કે પ્રાંતિક સરકાર ભાગ્યેજ વહીવટી અમલદારોને લોકલ બૉર્ડના પ્રમુખ તરીકે નીમશે."

આ લાંબો ઉતારો બે મુદ્દા જણાવે છે. પ્રથમ તો એ કે જીલ્લાના અમલદારો બૉર્ડના પ્રમુખ હોય ત્યાં સુધી સાચું સ્થાનિક સ્વરાજ્ય સંભવી શકે નહિ અને તે ઉપરથી બીજી એ વાત ફલિત થાય છે કે સામાન્ય નિયમ તરીકે બૉર્ડના પ્રમુખ બિનઅમલદાર ગૃહસ્થ હોવા જોઇએ અને તેવો પ્રમુખ મળી ન શકે ત્યાં અપવાદરૂપેજ જીલ્લાના અમલદારે તે પદવી સ્વીકારવી જોઇએ. આ મુદ્દાનો ઠરાવ વડી સરકારે પસાર કરેલો હોવા છતાં પ્રમુખની ચુંટણી ફરજીયાત થાય એવી કલમ મુંબઇના કાયદામા દાખલ કરવામાં ન આવી અને પસંદગી માટે જે છૂટ કાયદામાં રાખવામાં આવી છે તેનો ઉપયોગ કરવામાં આવ્યો નથી. બીજી ખાસ—અને આ વાત વાચકોને ઘણી આશ્ચર્યકારક લાગશે કે મધ્યપ્રાંતનો જે કાયદો લૉર્ડ રીપનના વારામાં વડી ધારાસભાએ પસાર કર્યો તે અનુસાર બૉર્ડના સભાસદોને જ પોતાનો પ્રમુખ પસંદ કરવાનો હક આપવામાં આવ્યો છે

આ ઠરાવ અને આ કાયદા પસાર થયાને ત્રીશથી પણ વધારે વર્ષ થઇ ગયાં છે, એટલે તો સ્વાભાવિક રીતે બને તો મધ્યપ્રાંતના કરતાં પણ વધારે આગળ પડતા સુધારાની અને સૂચનાની આશા આપણે મુંબઇ ઇલાકા માટે રાખીએ. અને છતાં હાલની લોકલ બૉર્ડ કમિટીનો અભિપ્રાય શો છે? તે તો લૉર્ડ રીપનના મૂળ ઠરાવને વિસારે મૂકી ફક્ત ડીસેન્ટ્રેલીઝેશન કમીશનના નિર્બળ અભિપ્રાયને સ્વયંસિદ્ધ ગણી લઇ તેને આધારે જ પોતાના વિચાર ઘડે છે. કમીશને એવો અભિપ્રાય આપ્યો છે કે જીલ્લાના અમલદારોને જનહિતના કામથી છુટા પાડવામાં આવે તો તેઓ કેવળ કર ઉઘરાવનાર અને સુલેહ સાચવનારનું કઠોર કામ કરતાજ લોકોને દેખાય; માટે તેમને કેળવણી, આરોગ્ય વગેરે લોકપ્રિય વિષયો સાથે સંબંધ ધરાવનાર બૉર્ડના પ્રમુખ તરીકે હમેશાં રાખવા જોઇએ. અમને ધાસ્તી છે કે કમીશનની દલીલ જ તેમના અભિપ્રાયની વિરૂદ્ધ છે, કારણ કે પોતાના કાર્યક્ષેત્રમાં કામ કરવાથી જો અમલદારો કઠોર લાગતા હશે તો બૉર્ડ જેવી જે સંસ્થા લોકોને પોતાની ગણવાનો ઉપદેશ કરવામાં આવે છે, તેમાં પણ અમલદારોને આપખુદી કરવા દેવાથી તેઓ ઉલટા વધારે કઠોર લાગવાનો સંભવ છે. આ કેવળ તર્ક નથી; કારણ કે લૉર્ડ રીપનનો જે ઠરાવ ઉપર ટાંકવામાં આવ્યો છે તેની છેવટે આ જ ધાસ્તી બતાવવામાં આવી છે.

આમ જીલ્લાના અમલદાર કલેકટરો હજી બૉર્ડના પ્રમુખ તરીકે સામાન્ય રીતે રહેવા જોઇએ, એવો નિર્ણય કમિટી આપે છે. પરંતુ આપણા ઉપર અતિશય કૃપા વર્ષાવવાના હેતુથી તે વધારામા એમ જણાવે છે કે કોઇ આગળ વધેલા જીલ્લામાં

હુશિયાર ખાનગી ગૃહસ્થ જડે તો તેને બોર્ડના પ્રમુખ તરીકે નીમવો, અને વધારામાં આ સુધારો બહુજ થોડા જીલ્લામાં, પ્રયોગ તરીકે અતિશય સાવધાનતાથી કરવો જોઇએ. અહીંઆ પણ ખાનગી ગૃહસ્થો બોર્ડની પસંદગીથી નહિ પણ સરકારની નિમણુકથી જ પ્રમુખ થવા જોઇએ, એમ કમિટી જણાવે છે.

ક્રોધ અને તિરસ્કારની લાગણીથી આપણે આ સૂચનાની અવગણના કરીશું. આ લાગણીઓ વધારે તીવ્ર એથી બને છે કે જ્યારે એક પાસ તેને માટે કંઇ દલીલો આપવામાં આવી નથી, ત્યારે બીજી પાસ સરકારે પણ સંકુચિત દૃષ્ટિથી તે સ્વીકારી લીધી છે. છતાં તે વિષે જે ટુંકું અને છીછરૂં લખાણ રીપોર્ટમાં છે તેમાંથી બે દલીલો તરી આવે છે. એક એ છે કે મોટા ભાગના જીલ્લામા હુશિયાર અને બોર્ડના કામમાં વખત ગાળી શકે એવા માણસો નથી. આ કેવળ અસત્ય છે. જીલ્લાની વસ્તીની કુલ સંખ્યાથી, ધારાસભામાં પ્રજાના મતથી ચુંટાતા સભાસદો ભાગ્યે જ ઓછા હોય છે અને કંઇ બધા જ હુશિયાર અને દેશભક્ત ગૃહસ્થો ધારાસભામાં જતા નથી. દરેક જીલ્લામાં ઓછામાં ઓછા અડધો ડઝન માણસો હોય છે—અને આમાં સરકારી પેન્શન ભોગવતા સજ્જનોનો સમાવેશ થાય છે—કે જેઓ જીલ્લા બોર્ડના પ્રમુખનું પદ દીપાવે. પણ કદાચ કમિટીનો હુશિયારોનો ખ્યાલ આપણા કરતાં ઘણો જુદો હશે. અનેક રાજકીય તથા બીજા કારણોથી તેને અમુક સારા માણસો વર્જ્ય લાગતા હશે—અને કદાચ જે સજ્જનો અમલદાર હોય ત્યારે બોર્ડની જવાબદારી ઉઠાવવાને લાયક ગણાતા હશે તે પેન્શનર બનતાં તેના મત પ્રમાણે અયોગ્ય બની જતા હશે.

કમિટીની બીજી દલીલ એ છે કે ઘણા ખરા જીલ્લાએ બિનઅમલદારી પ્રમુખ માટે માગણી કરી નથી. હવે ધારાસભામાં પ્રજાકીય સભાસદોએ કરેલી માગણી જો પ્રજાની માગણી ગણાતી હોય તો તો આ કથન અસત્યજ ગણાય; કારણ કે પ્રમુખ માટે બિનઅમલદારની નીમણુક નહિ પણ પસંદગી માટે ઑન. મી. વિઠ્ઠલભાઇ પટેલે કરેલી દરખાસ્તને ઘણાખરા પસંદ થયેલા સભાસદોએ ટેકો આપ્યો હતો ઉપરાંત આપણાં વર્તમાનપત્રોએ પણ એક અવાજે મી પટેલની દરખાસ્તને વધાવી લીધી છે. બીજી પાસ આપણે એકદમ કબુલ કરીશું કે કોઇ જીલ્લાઓમાં, કે આખા પ્રાંતમાં, બૉર્ડના પ્રમુખ તરીકે ખાનગી ગૃહસ્થોને મેળવવાને કંઇ આવેશભરી ચળવળ ચલાવવામાં આવી નથી. પરંતુ જ્યારે સ્થાનિક સ્વરાજ્યની શરૂઆત સન ૧૮૮૨ માં કરવામાં આવી ત્યારે તેને માટે કંઇ ચળવળ કે ઊહાપોહ કરવામાં આવ્યો હતો ? અને મધ્યપ્રાંતના લોકોએ તે અરસામાં બૉર્ડના પ્રમુખ પસંદ કરવાનો હક મેળવવા માટે જરા પણ હિલચાલ કરી હતી? દીર્ઘદર્શી રાજપુરૂષો શું અશાન્તિ ઉત્પન્ન કરે એવી ચળવળ માટે રાહ જુએ છે કે, યોગ્ય સમય પ્રાપ્ત થતાં શાન્તિપૂર્વક આવશ્યક સુધારા યોજે છે? ખરેખર કમિટીની રાજનીતિ તેને જ મુબારક છે!

કમિટીને ન્યાયની ખાતર જણાવવું જોઇએ કે, બૉર્ડને પોતાના ઉપ-પ્રમુખ તરીકે કોઇ બિનઅમલદારી ગૃહસ્થને પસંદ કરવાનો હક આપવાની તે સૂચના કરે છે,

વધારામાં આ ઉપ-પ્રમુખને ઘણી સત્તાઓ પ્રમુખે આપવી જોઈએ એમ પણ કમિટી માને છે. આમ ખાનગી ગૃહસ્થોને થોડી જવાબદારી આપવાની સામે કમીટી નથી; ફક્ત તેમના શિર ઉપર પ્રમુખની ભયંકર જવાબદારી નાંખતાંજ તેનું હૃદય કંપે છે.

## બૉર્ડના વહિવટી અમલદાર.

આ પ્રશ્નનો વિચાર કરતાં પહેલાં એક મુદ્દાની વાત જણાવવી જોઈએ. આગળ જણાવવામાં આવ્યું છે કે, બૉર્ડની જુદી ઑફીસ હાલ હોતી નથી, કારણ કે, કલેકટરની ઑફીસના થોડા કારકુનો બૉર્ડનું કામ કરે છે. કમિટી એવી સૂચના કરે છે કે, હવે જ્યાં પ્રમુખ કલેકટર હોય ત્યા પણ બોર્ડના કારકુનો જુદા હોવા જોઈએ અને તેમણે જુદા ઓરડામાં બેસવું જોઇએ. આ યોજના ઘણી મહત્વની છે. સ્વાભાવિક રીતે આથી બિનઅમલદાર ઉપપ્રમુખ અને સભાસદોને જોઇતી માહિતી મેળવવાની વધારે છૂટ રહેશે. તેમજ તેઓ બોર્ડના કામમાં વધારે રસ લઇ શકશે વધારામાં જુદી બેઠક એ સ્વતંત્રતાનું પહેલું અને આવશ્યક પગલું છે, એ પણ વિસરવું ન જોઇએ.

હવે જીલ્લા બોર્ડના વહિવટી અમલદારનો પ્રશ્ન વિચારીશું. આપણે એકદમ સમજવું જોઇએ કે જ્યાં બોર્ડનો પ્રમુખ ખાનગી ગૃહસ્થ હશે ત્યાં જ આ પ્રશ્ન ઉપસ્થિત થશે. કારણ કે બીજે ઠેકાણે તો સ્વાભાવિક રીતે કલેકટરજ પ્રમુખ હોવાથી બધા વહિવટી કામ માટે જવાબદાર રહેશે હવે, કમિટીના તેમજ સરકારના અભિપ્રાય પ્રમાણે ખાનગી ગૃહસ્થોની પ્રમુખ તરીકે નિમણુંક બહુજ થોડા જીલ્લામાં કરવાની હોવાથી આ પ્રશ્ન બહુજ તાત્કાલિક અગત્ય ધરાવતો નથી. છતાં થોડા ભાગ્યશાળી જીલ્લા માટે તેમજ ભાવિ પ્રશ્નના નિરાકરણ માટે તેનો સક્ષેપમાં વિચાર કરીશું

કમિટી બે રસ્તા સૂચવે છે. પ્રથમ માર્ગ એ છે કે, મ્યુનિસિપાલીટીની માફક બોર્ડના વહિવટી અમલદારો કલેકટરથી તદ્દન સ્વતંત્ર રહે અને ફક્ત બોર્ડના બિનઅમલદારી પ્રમુખ અને સભાસદોનેજ જવાબદાર રહે. હવે આમ કહેવામાં ખરી હકીકતનું વિસ્મરણ થાય છે. કારણ કે, મોટી મ્યુનિસિપાલીટીનો મુખ્ય સત્તાધારી અમલદાર હાલ કાં તો ચીફ ઑફીસર કે કાં તો કમીશનર હોય છે, અને તે બન્નેની નિમણુંક સરકાર પોતાનાં વહિવટી ખાતાંમાંથી કરે છે ચીફ ઑફીસર સાધારણ રીતે મામલતદારની પદવીનો અને તેવીજ રીતે કમીશનર સીવીલ સર્વીસનો કલેકટરની પદવીનો અમલદાર હોય છે. તેઓ થોડાં વર્ષને માટેજ મ્યુનિસિપાલીટીની નોકરીમાં હોય છે અને તેમનું ભવિષ્ય સરકારના હાથમાં જ રહે છે. આથી જો કે તેઓ મ્યુનિસિપાલીટીના નોકર હોય છે તો પણ હમેશાં સરકાર તરફ પોતાની જવાબદારી તેઓ સમજે છે. પરિણામે મ્યુનિસિપાલીટીને, અંકુશની ખાસ કલમોને બાજુએ મૂકીને પણ સરકારથી અથવા કલેકટરથી સ્વતંત્ર કહેવી, એ અસત્ય છે. બોર્ડનાં વહિવટી અમલદારની નિમણુંક પણ મ્યુનિસિપાલીટીની માફક સરકારી ખાતામાથી કરવામા આવે તો કલેકટર અને બોર્ડ વચ્ચે કંઈ ગંભીર લડત થવાનો સંભવ નથી.

## ફ્રાન્સના પ્રીફેક્ટ અને કલેક્ટરમાં ફેર.

કમિટીના અભિપ્રાય પ્રમાણે "બીજો માર્ગ મુંબઈની મ્યુનિસિપાલીટીના અથવા ફ્રાન્સના સ્થાનિક સ્વરાજ્યના બંધારણથી સૂચવાય છે." આ બે બંધારણ વિષે જ્ઞાન—અથવા અજ્ઞાનનો લાભ આપણને આપ્યા પછી કમિટી જણાવે છે કે, આ યોજના પ્રમાણે બૉર્ડના વહિવટી અમલદારો ઉપર કલેક્ટર પોતાનો અંકુશ કાયમ રાખી શકે, બૉર્ડની સભાઓમાં તે હાજર રહી શકે પણ તે મત આપી શકે નહી. હયાત વસ્તુસ્થિતિ વિષે કમિટીના વિદ્વાન સભાસદોએ આવું ઘોર અજ્ઞાન કેમ પ્રદર્શિત કર્યું હશે, એ સમજાતું નથી. મુંબઈની મ્યુનિસિપાલીટી અને ફ્રાન્સના "ડીપાર્ટમેન્ટ" ની—જીલ્લાની સભા વચ્ચે કંઈ સરખામણી વિવેકપૂર્વક થઈ શકે નહી કારણ કે ફ્રાંસનો જે "પ્રીફેક્ટ" જીલ્લા સભાનો મુખ્ય વહિવટદાર છે તે વડી સરકારનો પણ અમલદાર હોય છે, ત્યારે મુંબઈની મ્યુનિસિપાલીટીનો કમીશનર અમદાવાદ કે સુરતના કમીશનરની માફક સરકારી નોકરીમાથી નિમાયેલો હોવા છતાં તે મ્યુનિસિપાલીટીનોજ નોકર હોય છે, તેનોજ પગાર તે ખાય છે અને સરકાર સાથે કંઈ સિધો સંબંધ તેને હોતો નથી. ખરી રીતે જોતા જે પહેલો માર્ગ દર્શાવવામાં આવ્યો છે તેમાં જ મુંબઈની વ્યવસ્થાનો સમાવેશ થાય છે.

ફ્રાંસના જે બંધારણથી કમિટી મોહિત થયેલી છે તેમાં અને કમિટીની યોજના વચ્ચે પણ ઘણો ભેદ છે, કારણ કે સરકારી અમલદાર તરીકે ફ્રાંસના પ્રીફેક્ટની જવાબદારી અહીંઆના કલેક્ટર જેટલી ગંભીર હોતી નથી. મહેસુલની ઉઘરાણી, ફોજદારી ન્યાય, પોલીસની દેખરેખ અને બીજી અનેક બાબતો કલેક્ટરને હસ્તક છે કે, તેમાંની ઘણી સાથે પ્રીફેક્ટને કંઈ સંબંધ નથી કલેક્ટરનો પોતાના કામનો બોજો ઘણો મોટો હોવાથી તેને બૉર્ડના કામને માટે ભાગ્યેજ નવરાશ મળે છે, ત્યારે પ્રીફેક્ટના કાર્યમાં જીલ્લા મંડળનો વહિવટ ઘણો અગત્યનો ભાગ ભજવે છે. ઉપરાંત પ્રીફેક્ટ હમેશા પોતાની સભાના હુકમને તાબે થવાને બંધાયલો રહે છે અને જ્યારે તેમની વચ્ચે મતભેદ પડે છે ત્યારે વડી સરકારનો અભિપ્રાય પૂછાવવાની તેની ફરજ હોય છે.

કમિટીએ જે નિઃસત્વ દલીલોથી પોતાની યોજનાનો બચાવ કર્યો છે તેની અવગણના કરીને એટલુંજ કહીશું કે જેમ સ્વતંત્રતાની દૃષ્ટિથી તે અસંતોષકારક છે તેમ વહિવટની દૃષ્ટિથી તે ઘણી નુકશાનકારક છે. કમિટીના મત પ્રમાણે પણ મ્યુનિસિપલ કમીશનરની માફક કલેક્ટર બોર્ડનો જવાબદાર વહિવટી અમલદાર બની શકે નહી કારણ કે પ્રધાનપણે તેનું કાર્ય જુદું છે અને સરકારનો તે પગાર લે છે. બોર્ડનો અમલદાર તે ન થાય છતાં તેને બીજા વહિવટી અમલદારો ઉપર સત્તા આપવી, એ જવાબદારી શિવાય સત્તા આપવાનોજ દાખલો કહેવાય. કમિટીએ સૂચવેલી સત્તાઓ મળતાં બોર્ડના સભાસદો ઉપર કલેક્ટર ઘણી હાનિકારક સત્તા ચલાવે અને બોર્ડના

ઠરાવને કવચિત્ સ્વેચ્છાપૂર્વક અમલમાં પણ ન મૂકે, એ બનવાજોગ છે. આથી સ્પષ્ટ રીતે આ યોજના સ્થાનિક સ્વરાજ્યની વિરોધી છે.

ખરી રીતે તો લોકલ બૉર્ડને પોતાના અમલદાર નિમવાની સત્તા મળવી જોઇએ. પરંતુ સમાધાન તરીકે મુંબાઇની મ્યુનિસિપાલીટીનું અનુકરણ કરવામાં આવે તો પણ આપણે સંતોષ પામીશું. જેનો પગાર બોર્ડ આપી શકે એવા અમલદારની નિમણુંક સરકારી નોકરીમાથી બોર્ડને માટે કરવામા આવે તો શરૂઆતમાં બહુ અસંતોષ નહી થાય.

આગળ સમજાવ્યું છે તે પ્રમાણે મુંબઇની અને બીજાં મોટાં શહેરોની મ્યુનિસિ- પાલીટી વચ્ચે આ બાબતમાં કંઇ ભેદ નથી. આથી દેખીતી રીતે આગળ વર્ણવેલી પહેલી યોજના તરફજ આપણો પક્ષપાત રહેશે. વહિવટી અમલદાર સરકારી નોકરી- માથી ભલે નિમાય ઘણા ચીફ ઓફીસરો અને કમીશનરો હાલ તે પ્રમાણે નિમાય છે. પણ તેઓ બોર્ડના જ નોકર હોવા જોઇએ અને મુખ્યત્વે કરીને કેવળ બોર્ડનેજ જવાબદાર હોવા જોઇએ. કલેકટરે બોર્ડની અ દરથી નહી પણ ફકત બહારથીજ સરકારના પ્રતિનિધિ તરીકે પોતાનો અમલ ચલાવવો જોઇએ જે થોડા લોકલ બોર્ડમાં જ આવી યોજના હાલ અમલમા મૂકાવાનો સભવ છે, તેમાં આથી કંઇ ગંભીર ઉત્પાત નહી થાય અથવા બોર્ડના સભાસદો કલેકટરની સામે બંડ નહિં કરે એવી ખાત્રી ભાગ્યેજ આપવી પડશે.

## બોર્ડ ઉપર સરકારી અંકુશ.

સરકાર અને સરકારના પ્રતિનિધિ તરીકે કમીશનર અને કલેકટર બે પ્રકારના અંકુશ બોર્ડ ઉપર હાલ અજમાવે છે. પ્રથમ તો બોર્ડ જે બજેટ, અંદાજપત્ર વગેરે પસાર કરે તે કમીશનર મંજુર કરે ત્યાં સુધી અમલમાં મૂકી શકાય નહી. આ વિષે ડીસેન્ટ્રેલીઝેશન કમીશ[illegible] એવી સૂચના કરી છે કે, અમુક ઓછામાં ઓછી શીલીક રાખવાની શરતે [illegible]જ જવાબદાર [illegible]નો [illegible] કરવાની સંપૂર્ણ સ્વતંત્રતા બૉર્ડને આપવી. અમને લાગે છે [illegible] કે, મોટી મ્યુનિ[illegible] બંધાયલો રહે છે [illegible]વમાં મૂકાવી જોઇએ—જો કે કમીટી આ વિષે અકારણ [illegible] કે કા તો કર અભિપ્રાય પૂછાવવાની [illegible] [illegible] કરે છે.

સરકારના બીજા અંકુશ [illegible] સામાન્ય [illegible] ઘણાજ બારીક અને સખત છે કમીશનરને યોગ્ય લાગે તો તે બૉર્ડના નોકરોની સંખ્યા કે પગાર કમી કરી શકે અને બોર્ડ જો પોતાના ધર્મ બજાવવામા વારંવાર ગંભીર ચૂક કરે તો ગવર્નર-ઇન-કાઉન્સીલ બોર્ડને સદંતર રદ પણ કરી શકે. આ ઉપરાંત બોર્ડનો કોઇ ઠરાવ પ્રજાને નુકશાનકારક કે અગવડ ભરેલો નીવડશે, એમ જો કલેકટરને લાગે તો તેનો અમલ તે રોકી શકે અને કમીશનર અને ગવર્નર-ઇન-કાઉન્સીલ તેનો વિચાર કરી નિર્ણય કરી શકે. ખાસ જરૂરનું કંઇ કામ બોર્ડ ન કરે તો કલેકટર તે કામ કરવાનો હુકમ આપી શકે અને તેનો ખર્ચ બોર્ડ પાસેથી લઇ શકે. અને વધારામા જો કંઇ સાધારણ ધર્મ બજાવવામા પણ બોર્ડ બેકાળજી બતાવી છે, એવી

ફરિયાદ ગવર્નર-ઇન-કૉઉન્સીલને કરવામાં આવે તો તે વિષે તપાસ કરી જરૂર લાગે તો તે કામ બોર્ડ પાસે સરકાર કરાવી શકે.

દેખીતી રીતે આટલા બધા અંકુશ નિરર્થક અને નુકશાનકારક છે. કાયદાની કોઇ કલમનો ભંગ લોકલ બોર્ડથી થાય તો તેની સામે ઇંગ્લંડની માફક ન્યાયાસન આગળ દાવો મંડાવો જોઇએ. ઉપરાંત સરકાર કોઇ કામ માટે ગ્રાંટ આપતી વખતે અમુક શરતોની કબુલાત બોર્ડ પાસે માગી શકે, અને આ શિવાય બોર્ડ તરફથી કંઇ ગભીર અનર્થ થયો હોય અથવા કોઇ અતિ આવશ્યક ધર્મથી અવગણના કરાઇ હોય ત્યારેજ સરકાર યોગ્ય રીતે વચમાં પડી શકે પરંતુ જ્યારે ખાસ જરૂરી પ્રસંગ માટે એ જ કલમ છે, ત્યારે બાકીની બધી તદ્દન સામાન્ય વહિવટી બાબતો સંબંધે છે. આથી આપણને જાણીને અત્યંત નવાઇ અને ચિંતા થાય છે કે કમીટી આ સત્તામાં વધારો કરવાને સરકારને ભલામણ કરે છે, જયારે ડીસેન્ટ્રેલીઝેશન કમિશન હાલના અંકુશો ફક્ત કાયમ રાખવાનોજ મત આપે છે.

## કમિટીની બે દલીલોની તપાસ.

આ ત્રાસદાયક સૂચના કરવા માટે બે દલીલો કમિટી રજુ કરે છે અને તે બન્ને પહેલાંની માફક જ ભૂલભરેલી અને નિર્માલ્ય જણાય છે પ્રથમ તો બોર્ડને હવે ઘણાંજ બિનઅમલદારી અને સ્વતંત્ર બનાવવામાં આવશે એટલે સંગીન વહિવટ માટે બહારનો અંકુશ વધારવાની જરૂર પડશે. હવે કાયદાની મર્યાદાઓમાં વધારેમા વધારે સ્વતંત્રતા બોર્ડને આપવાની હોય અને તેને સંપૂર્ણ રીતે સ્વતંત્ર બનાવવાના હોય તો પણ હાલનાજ અંકુશો વધારે પડતા છે, એમ કહી શકાય. પ્રજામા વધારે વિશ્વાસ બેસે ત્યારે જ વધારે સ્વતંત્રતા અપાય, છતાં એક પાસ બોર્ડને વધારે પ્રજાવર્ગીય બનાવવાં અને બીજી પાસ તેના ઉપર અંકુશ વધારવા, એ તો પ્રજામાં કેવળ અવિશ્વાસ જ સૂચવે. બોર્ડના ગૌરવને આથી નુકશાન થાય અને સ્વરાજ્યનાં સિદ્ધાંતને હાનિ થાય, એ પણ નિઃશંક છે. પણ કમિટીની સૂચના પ્રમાણે બોર્ડ વધારે પ્રજાકીય થાય ખરાં? બોર્ડના ¾ ભાગના સભાસદો પસંદગીથી નિમાય; પણ તાલુકા બોર્ડ અને મ્યુનિસિપાલીટી તો હાલના જેટલાજ પ્રતિનિધિઓ નિમે અને બાકીના ગૃહસ્થો કેળવાએલા વર્ગ અને જનહિતકારી મંડળો ઉપરાંત ઈનામદારો, ઇલકાબધારીઓ, ઑનરરી મેજીસ્ટ્રેટ, અને મુસલમાન કોમ પસંદ કરે! અમને ધારતી લાગે છે કે આ સૂચનાનો સંપૂર્ણ સ્વીકાર થાય તો ખરૂં પ્રજાકીય તત્ત્વ વધવાને બદલે ઘટે. બીજી બાજુએ ઘણાં ખરાં બોર્ડના પ્રમુખ અને મુખ્ય વહિવટી અમલદાર હાલની માફક કલેકટરજ રહેશે અને જે થોડાં ભાગ્યશાળી બોર્ડના પ્રમુખ તરીકે બિનઅમલદાર ગૃહસ્થની પસંદગી નહી પણ નિમણુંક થશે, તેના અમલદારો અને કારકુનો ઉપર કલેકટર સંપૂર્ણ સત્તા ભોગવશે આ મહાન્ સુધારા યોજવાથી બધા બોર્ડ કેવી રીતે પ્રજાકીય અને સ્વતંત્ર થશે, એ તો કમિટી જ જાણી શકે! અને છતાંપણ કમિટી ઠાવકાઇથી એવી દલીલ યોજે છે કે, બૉર્ડ હવે સ્વતંત્ર થશે, માટે તે ઉપર હાલના કરતા પણ વધારે અંકુશની જરૂર પડશે!

કમિટીની બીજી દલીલ એ છે કે ઈંગ્લંડમાં પણ સ્થાનિક મંડળો ઉપર વધારે અંકુશ મૂકવાની જે રાજનીતિ પ્રવર્તે છે તે અહીંઆ સ્વીકારાવી જોઇએ. આ દલીલ જેટલી અસત્ય તેટલી જ અન્યાયી કહેવાય. કમિટીના સુજ્ઞ સભાસદોને ખબર છે કે, ઈંગ્લંડમાં કાઉન્ટી કાઉન્સીલ ઉપર વડી સરકાર હાલ લગભગ નહી જેવી જ હકુમત ચલાવે છે અને તેથી તેના ઉપર કંઈક અંકુશ અજમાવવાને જ હાલ પગલાં લેવામા આવે છે? ઉપરાંત ફ્રાંસ કે પ્રુશીયાની માફક સ્થાનિક મંડળોને કોઇ પણ સંયોગોમા રદ કરવાનો હક બ્રિટિશ સરકારને નથી. અવા સંયોગોમાં ઇંગ્લંડમા અંકુશ મૂકવાની નરમમાં નરમ શરૂઆતને, અહીંઆ પ્રવર્તતી અતિશય તીક્ષ્ણ અને સખ્ત સત્તાઓને વધારવાની દલીલ તરીકે ગણવી, એ સામાન્ય સમજને અને ઉંચી રાજદૃષ્ટિને ગીરો મૂકવા જેવું છે.

કમિટીએ આ વિષે જે ચોક્કસ સૂચના કરી છે તે તરફ નજર કરીશું. કોઇ રસ્તો સમરાવવાનું કે નિશાળ સ્થાપવાનું સામાન્ય કામ કરવામાં બૉર્ડ હાલ ચૂક કરે તો ગવર્નર-ઇન-કાઉન્સીલને જ વચમાં પડી બૉર્ડને કંઇ પણ હુકમ કરવાની જે સત્તા છે તે અમુક પ્રમાણમાં કમીશનર અને કલેકટરને પણ આપવી જોઇએ, એવી કમિટીની ભલામણ છે. આનો અર્થ એ જ કે હાલ બૉર્ડના કોઈ ઠરાવનો અમલ અટકાવવાનો અધિકાર કલેકટરને છે તેમ હવે તેને બૉર્ડ પાસે કંઇ કામ કરાવવાની પણ સત્તા મળે. પણ જો આમ બોર્ડને સ્વતંત્ર મંડળને બદલે કલેકટરના તાબેદાર નોકરનું સ્વરૂપ આપવું હોય તો પછી બોર્ડનું હાલનું બંધારણ રદ કરી કલેકટરને સલાહ આપવાને જ એક મંડળ સ્થાપવામા આવે તો ભાગ્યેજ કંઇ ફેરફાર થાય! સત્તાના ગર્વથી સ્થાનિક સ્વરાજ્યના મૂળ હેતુને કચડી નાખે એવી સૂચના કરતાં કમિટીના અમલદારો અચકાયા નથી, એથી ભાગ્યેજ કોઇને આશ્ચર્ય લાગશે.

ઈ. ક. યાજ્ઞિક.

---

## હિંદવાસીઓનું આયુષ્ય.*

હિંદુસ્થાનની પ્રજા દિવસે દિવસે ક્ષીણ થતી જાય છે, એ દેશના દુર્ભાગ્યની વાત લેખી શકાય. દુનિયાના જૂદા જૂદા દેશોના વતનીઓ સરાસરી કેટલા વર્ષ પર્યંત જીવે છે તેના આંકડાઓ નીચે પ્રમાણે છે:—

| દેશ. | સાલ. | પુરૂષ. | સ્રી. |
|---|---|---|---|
| સ્વીડન. | ૧૮૯૧—૧૯૦૦ | ૫૦·૯ | ૫૩·૬ |
| ડેન્માર્ક | ૧૮૯૫—૧૯૦૦ | ૫૦·૨ | ૫૩·૫ |
| ફ્રાન્સ | ૧૮૯૮—૧૯૦૩ | ૪૫·૭ | ૪૮·૧ |

* "ગૃહસ્થ" નામે બગાળી ભાષામા પ્રસિદ્ધ થતા માસિકના માર્ગશિર્ષ માસના અંકની તંત્રીની પ્રારંભિક નોંધ ઉપરથી કેટલાક આંકડાઓ લીધા છે

| | | | |
|---|---|---|---|
| ઇંગ્લાંડ વેલ્સ | ૧૮૯૧—૧૯૦૦ | ૪૪·૧ | ૪૭·૭ |
| યુનાઇટેડ સ્ટેટ્સ | ૧૮૯૩—૧૮૯૭ | ૪૪·૧ | ૪૬·૬ |
| ઇટાલી | ૧૮૯૯—૧૯૦૨ | ૪૨·૮ | ૪૩·૧ |
| પ્રશિયા | ૧૮૯૧—૧૯૦૦ | ૪૧·૦ | ૪૫·૫ |
| હિંદુસ્થાન | ૧૯૦૧ | ૨૩·૦ | ૨૪·૦ |

સત્ય પણ દીલગીરી ઉપજાવનારી હકિકત ઉપરના આંકડાઓ પરથી સ્પષ્ટ જણાઇ આવે છે. આ દેશમાં બાળકોનું મૃત્યુપ્રમાણ હદ્દ વિનાનું છે. અને એ આંકડાઓ પણ ચોંકાવનારા છે હિંદમાં એક વર્ષની અંદરના બાળકોનું મૃત્યુપ્રમાણ હજારે ૨૫૦, અને પાંચ વર્ષના બાળકોનું પ્રમાણ ૫૦ છે. ખુદ મુંબઇમાં બાળકોનું મૃત્યુ પ્રમાણ હજારે ૪૦૦ ઉપર છે, જ્યારે જગતના અન્ય દેશોમાં હજારે ૩૪ થી ૧૦૦ ની આસપાસ છે. નાની ઉમરની સંખ્યાબંધ બાળાઓનું માતા તરીકેનું સ્થાન, અને બાળકો ઉછેરવાના જ્ઞાનની તેમની ઉણપ બાળકોના વિશેષ મૃત્યુપ્રમાણનું મુખ્ય કારણ છે. એક પરદેશી બાનુ ભાર મૂકીને કહે છે કે " પુરતી તાલીમ લીધા સિવાય એક સ્ત્રી જો માતા થાય તો તે સ્ત્રી પ્રભુની દરબારમાં ગુન્હેગાર નીવડે છે અને તેટલા સારૂ વગર કેળવાયલી સ્ત્રી પૃથ્વીમાં બાળકને જન્મ ન આપે એ ખરેખર કલ્યાણકારક માર્ગ છે. "

જ્યારે સરેરાશ ૪૧ વર્ષથી ઓછી ઉમરે યૂરોપના કોઈ પણ દેશના વતનીનું મૃત્યુ થએલું નથી ત્યારે હિંદવાસી પુરૂષનું સરાસરી ૨૩ વર્ષનું અને સ્ત્રીનું માત્ર ૨૪ વર્ષનુંજ આયુષ્ય ? આટલી નાની ઉમરનું મૃત્યુપ્રમાણ જગતના કોઈ પણ દેશમાં નથી એ વાસ્તવિક રીતે ભારતવર્ષને માટે દુ ખમય સ્થિતિ ગણી શકાય. હિંદવાસીઓનું કેવળ અલ્પાયુષ્યમાં જ દુર્ભાગ્ય છે એટલું પુરતું નથી, પરંતુ માત્ર ૨૩ ૨૪ વર્ષ જીવિતદાન મળે છે તેમાં પણ નિરોગીપણું, શકિત, ઉદ્યમ, ઉત્સાહ, ઇ. ઘણીજ ઓછી રીતે હિંદવાસીઓના ભાગ્યમાં લખાયેલ હોય છે. જ્યાં સવાર સાંજ પેટ ભરવાના જ સાંસા છે અને વધારામાં દેશબાંધવો અને ભગિનીઓને રોગનો બોજો અનહદ દુઃખદ સ્થિતિમાં ઉપાડવો પડે છે ત્યા સુખી સ્થિતિ જેવું કંઇ હોય જ નહિ એ સ્વાભાવિક છે. અને હોય તો જવલ્લે જ. જીવન અને મૃત્યુનુ પ્રમાણ જે રીતે હિંદમાં ચાલે છે તેના સત્ય કારણો પ્રયત્ન કરી શોધવાં એ અત્યંત કઠિન છે પુરેપુરા શ્રમથી, ઇચ્છાપૂર્વક સારૂં કામ કરી ઉપાર્જન કરવાની વાત તો બાજુપર રહી, પરંતુ સ્વસ્થ શરીરે જીવનયાત્રાને ઉપયોગી બે ટંક જમેલું પાચન કરવામાં પણ કાયાને કલેશ થાય છે. તેમજ મોટે ભાગે મગજ, ફેફસાં, હૃદય, અને જઠરાગ્નિ રોગવાળાં ઘણાં સ્ત્રીપુરૂષો જોવામાં આવે છે.

રોગગ્રસ્ત શરીરે આયુષ્યની ચિંતા, અણચિંતની અનિવાર્ય વેદના, અને વધારામા ક્ષણજીવી મહત્વાકાંક્ષા ઘણા અલ્પાયુષી હિંદવાસીઓના ક્ષણભંગુર દેહમાં આશ્રય કરી રહેલ હોય છે. એટલે મૃત્યુ વહેલું આવે એ દેખીતી વાત છે. મહાન્ કાર્યોમાં પ્રવૃત્ત થવાની, મહાન કાર્યો ફલિભૂત કરવાની, અને આરંભેલા કાર્યો સિદ્ધ કર-

કમિટીની બીજી દલીલ એ છે કે ઇંગ્લંડમાં પણ સ્થાનિક મંડળો ઉપર વધારે અંકુશ મૂકવાની જે રાજનીતિ પ્રવર્તે છે તે અહીંઆ સ્વીકારવી જોઇએ. આ દલીલ જેટલી અસત્ય તેટલી જ અન્યાયી કહેવાય. કમિટીના સુજ્ઞ સભાસદોને ખબર છે કે, ઇંગ્લંડમા કાઉન્ટી કાઉન્સીલ ઉપર વડી સરકાર હાલ લગભગ નહી જેવી જ હકુમત ચલાવે છે અને તેથી તેના ઉપર કંઇક અંકુશ અજમાવવાને જ હાલ પગલા લેવામા આવે છે? ઉપરાંત ફ્રાંસ કે પ્રુશીયાની માફક સ્થાનિક મંડળોને કોઇ પણ સંયોગોમા રદ કરવાનો હક બ્રિટિશ સરકારને નથી. અવા સંયોગોમાં ઇંગ્લંડમા અંકુશ મૂકવાની નરમમા નરમ શરૂઆતને, અહીંઆ પ્રવર્તતી અતિશય તીક્ષ્ણ અને સખ્ત સત્તાઓને વધારવાની દલીલ તરીકે ગણવી, એ સામાન્ય સમજને અને ઉંચી રાજદૃષ્ટિને ગીરે મૂકવા જેવુ છે.

કમિટીએ આ વિષે જે ચોક્કસ સૂચના કરી છે તે તરફ નજર કરીશું. કોઇ રસ્તો સમરાવવાનું કે નિશાળ સ્થાપવાનુ સામાન્ય કામ કરવામાં બૉર્ડ હાલ ચૂક કરે તો ગવર્નર-ઇન-કાઉન્સીલને જ વચમા પડી બૉર્ડને કંઇ પણ હુકમ કરવાની જે સત્તા છે તે અમુક પ્રમાણમા કમીશનર અને કલેકટરને પણ આપવી જોઇએ, એવી કમિટીની ભલામણ છે આનો અર્થ એ જ કે હાલ બૉર્ડના કોઇ ઠરાવનો અમલ અટકાવવાનો અધિકાર કલેકટરને છે તેમ હવે તેને બૉર્ડ પાસે કંઇ કામ કરાવવાની પણ સત્તા મળે પણ જો આમ બોર્ડને સ્વતંત્ર મંડળને બદલે કલેકટરના તાબેદાર નોકરનુ સ્વરૂપ આપવુ હોય તો પછી બોર્ડનું હાલનું બંધારણ રદ કરી કલેકટરને સલાહ આપવાને જ એક મંડળ સ્થાપવામા આવે તો ભાગ્યેજ કંઇ ફેરફાર થાય! સત્તાના ગર્વથી સ્થાનિક સ્વરાજ્યના મૂળ હેતુને કચડી નાખે એવી સૂચના કરતા કમિટીના અમલદારો અચકાયા નથી, એથી ભાગ્યેજ કોઇ આશ્ચર્ય લાગશે.

ઇ. ક. યાજ્ઞિક.

---

## હિંદવાસીઓનું

હિંદુસ્થાનની પ્રજા દિવસે દિવસે ક્ષીણ થતી જાય લેખી શકાય દુનિયાના જૂદા જૂદા દેશોના વતનીઓ જીવે છે તેના આકડાઓ નીચે પ્રમાણે છે —

| દેશ | સાલ |
|---|---|
| સ્વીડન. | ૧૮૯૧—૧૯૦૦ |
| ડેન્માર્ક | ૧૮૯૫—૧૯૦૦ |
| ફ્રાન્સ | ૧૮૯૮—૧૯૦૩ |

* "ગૃહસ્થ" નામે બંગાળી ભાષામા પ્રસિદ્ધ થતા માસિકના માગ પ્રારંભિક નોંધ ઉપરથી કેટલાક આકડાઓ લીધા છે

| | | | |
|---|---|---|---|
| ઇંગ્લાંડ વેલ્સ | ૧૮૯૧—૧૯૦૦ | ૪૪·૧ | ૪૭·૭ |
| યુનાઇટેડ સ્ટેટ્સ | ૧૮૯૩—૧૮૯૭ | ૪૪·૧ | ૪૬·૬ |
| ઇટાલી | ૧૮૯૯—૧૯૦૨ | ૪૨·૮ | ૪૩·૧ |
| પ્રશિયા | ૧૮૯૧—૧૯૦૦ | ૪૧·૦ | ૪૫·૫ |
| હિંદુસ્થાન | ૧૯૦૧ | ૨૩·૦ | ૨૪·૦ |

સત્ય પણ દીલગીરી ઉપજાવનારી હકિકત ઉપરના આંકડાઓ પરથી સ્પષ્ટ જણાઇ આવે છે. આ દેશમાં બાળકોનું મૃત્યુપ્રમાણ હદ વિનાનું છે. અને એ આંકડાઓ પણ ચોંકાવનારા છે. હિંદમાં એક વર્ષની અંદરના બાળકોનું મૃત્યુપ્રમાણ હજારે ૨૫૦, અને પાંચ વર્ષના બાળકોનું પ્રમાણ ૫૦ છે. ખુદ મુંબઇમાં બાળકોનું મૃત્યુ પ્રમાણ હજારે ૪૦૦ ઉપર છે, જ્યારે જગતના અન્ય દેશોમાં હજારે ૩૪ થી ૧૦૦ ની આસપાસ છે. નાની ઉમરની સંખ્યાબંધ બાળાઓનું માતા તરીકેનું સ્થાન, અને બાળકો ઉછેરવાના જ્ઞાનની તેમની ઉણપ બાળકોના વિશેષ મૃત્યુપ્રમાણનું મુખ્ય કારણ છે. એક પરદેશી બાનુ ભાર મૂકીને કહે છે કે " પુરતી તાલીમ લીધા સિવાય એક સ્ત્રી જો માતા થાય તો તે સ્ત્રી પ્રભુની દરબારમાં ગુન્હેગાર નીવડે છે અને તેટલા સારૂ વગર કેળવાયલી સ્ત્રી પૃથ્વીમાં બાળકને જન્મ ન આપે એ ખરેખર કલ્યાણકારક માર્ગ છે. "

જ્યારે સરેરાશ ૪૧ વર્ષથી ઓછી ઉમરે યૂરોપના કોઈ પણ દેશના વતનીનું મૃત્યુ થએલું નથી ત્યારે હિંદવાસી પુરૂષનું સરાસરી ૨૩ વર્ષનું અને સ્ત્રીનું માત્ર ૨૪ વર્ષનુંજ આયુષ્ય ? આટલી નાની ઉમરનું મૃત્યુપ્રમાણ જગતના કોઈ પણ દેશમાં નથી એ વાસ્તવિક રીતે ભારતવર્ષને માટે દુઃખમય સ્થિતિ ગણી શકાય. હિંદવાસીઓનું કેવળ અલ્પાયુષ્યમાં જ દુર્ભાગ્ય છે એટલું પુરતું નથી; પરંતુ માત્ર ૨૩-૨૪ વર્ષ જીવિતદાન મળે છે તેમાં પણ નિરોગીપણું, શકિત, ઉદ્યમ, ઉત્સાહ, ઇ. ઘણીજ ઓછી રીતે હિંદવાસીઓના ભાગ્યમાં લખાયેલ હોય છે. જ્યાં સવાર સાંજ પેટ ભરવાના જ સાંસા છે અને વધારામાં દેશબાંધવો અને ભગિનીઓને રોગનો બોજો અનહદ દુઃખદ સ્થિતિમાં ઉપાડવો પડે છે ત્યાં સુખી સ્થિતિ જેવું કંઇ હોય જ નહિ એ સ્વાભાવિક છે. અને હોય તો જવલ્લે જ. જીવન અને મૃત્યુનું પ્રમાણ જે રીતે હિંદમાં ચાલે છે તેનાં સત્ય કારણો પ્રયત્ન કરી શોધવાં એ અત્યંત કઠિન છે. પુરેપુરા શ્રમથી, ઇચ્છાપૂર્વક સારૂં કામ કરી ઉપાર્જન કરવાની વાત તો બાજુપર રહી, પરંતુ સ્વસ્થ શરીરે જીવનયાત્રાને ઉપયોગી બે ટંક જમેલું પાચન કરવ[illegible]અંતરમાં બળેલી હતી.
થાય છે. તેમજ મોટે ભાગે મગજ, ફેફસાં, હૃદય, અ[illegible]
ઘણાં ઓછાં પુરૂષો જોવામાં આવે છે. [illegible]ી હતી. 'રાઇટ-લેફ્ટ'નો

[illegible]રોગગ્રસ્ત શરીરે આયુષ્યની ચિંતા, અણુચિતની અનિ[illegible] બ્રિટિશ પ્રજાનો વિજય કરાવાં
[illegible]ના સંબંધ વધારે ગાઢ મમતા-
વાળાં કરવાં અને એ રીતે ભારતવર્ષના અલ્પાયુષી હિંદવાસીઓ [illegible] અજ્ઞાત રીતે, જે હિંદીઓ લશ્કરમાં સિપાહી થવા ભાગ્યશાળી થયા હતા તેમની તાલીમ જોવાથી રોમાંચિત થવાને બદલે સુપર્ણા હંમેશ નિઃશ્વાસ નાંખતી. પણ આજે તે નીસાસા નહોતા ઉઠતા. આજનો

વાની હિંદવાસીઓમાં પ્રબળ આકાંક્ષા હોતી નથી. જે પ્રજાનું ટુંકુ આયુષ્ય અને જીવનશક્તિ નિસ્તેજ છે તે પ્રજા મહાન્ આકાંક્ષાથી મ્હોટાં કાર્યો કેવી રીતે સફળ કરી શકે એ સામાન્ય પરંતુ ગંભીર પ્રશ્ન છે! હિંદવાસીઓના જીવનમાં ક્ષુધા, તૃષા, નિદ્રા અને બીજી એકાદ બે અસહ્ય પ્રવૃત્તિ સિવાય કંઇ છે જ નહિ એમ કહેતાં લજ્જા અને શંકા થાય છે. મૃત્યુ સમીપ આવે ત્યાં સુધી અજાણ કે બેદરકાર રહે ત્યારે મૃત્યુપ્રમાણ વધી જાય એમાં નવાઈ જેવું કંઇ નથી. ૧૮૩૮ થી ૧૮૯૪ સુધી ૫૭ વર્ષમાં ઇંગ્રેજી પ્રજા સરાસરી ૩૯.૯, વર્ષનું આયુષ્ય ભોગવતી હતી પરંતુ તે પ્રજા હાલ ૪૪.૧ નું સરાસરી આયુષ્ય ભોગવે છે. આથી સ્પષ્ટ રીતે જોઈ શકાય છે કે ૪.૨ ટકા જીવનનું પ્રમાણ તે પ્રજાનું વધેલું છે. સદ્ભાગ્ય અને પ્રયત્ન સિવાય આ પ્રમાણ ન વધે એ મહત્વની વાતને તદ્દન વિસારી મૂકવી ઇષ્ટ નથી. આટલી હકિકત જાણ્યા પછી દિર્ઘાયુષી થવા કયો હિંદવાસી પ્રયત્ન નહિ કરે? મનુષ્ય ધારે તો ભીષ્મપિતામહની માફક કાળને ફરી વખત બોલાવવા જેટલું સામર્થ્ય બતાવી શકે છે--કહો કે સામર્થ્ય ધરાવે છે--તેનું ભાન કરાવી ?કે છે. દિર્ઘકાળે પણ મહેનતનું તો ફળ મળેજ છે. ફળદાતા પરમાત્મા છે, મનુષ્યયત્ન ઇશ્વર કૃપા.

હિંદવાસીઓનું વહેલામાં વહેલું મૃત્યુ થાય છે તેનાં કારણો માંહેનાં કેટલાંક કારણો આ પ્રમાણે ગણાવી શકાય.

૧ સવાર સાજ પૂરેપૂરૂ પેટ ભરવાનો અભાવ.
૨ પેટ ભરાય તેટલાનું પણ પુષ્ટીકારક ખોરાકથી નહિં; સારો પુષ્ટીકારક ખોરાક તો શ્રીમંતોને જ મળે છે અને તે પણ થોડી સંખ્યામાં.
૩ દેશમાં સાધારણ રીતે આર્થિક સ્થિતિમાં અસંતોષ.
૪ શિક્ષણનો અસહ્ય બોજો, શાન્તિ ને વ્યાયામનો ...
૫ ખરા જ્ઞાનનો--સંસ્કારી કેળવ...
૬ નિવાસ સ્થા... [illegible]ઓનું આયુષ્ય.*
૭ આનંદહીન...
૮ ઉચ્ચ સં... [illegible] દિવસે દિવસે ક્ષીણ થતી જાય છે, એ દેશના દુર્ભાગ્યની વાત
૯ બાળલગ્ન એ... જૂદા જૂદા દેશોના વતનીઓ સરાસરી કેટલા વર્ષ પર્યંત જીવે છે તેના આકડાઓ નીચે પ્રમાણે છે.—

| દેશ | સાલ. | પુરૂષ. | સ્ત્રી. |
|---|---|---|---|
| સ્વીડન. | ૧૮૯૧—૧૯૦૦ | ૫૦.૯ | ૫૩ ૬ |
| ડેન્માર્ક | ૧૮૯૫—૧૯૦૦ | ૫૦.૨ | ૫૩.૫ |
| ફ્રાન્સ | ૧૮૯૮—૧૯૦૩ | ૪૫ ૭ | ૪૮.૧ |

* "ગૃહસ્થ" નામે બંગાળી ભાષામા પ્રસિદ્ધ થતા માસિકના માર્ગશિર્ષ માસના અંકકે. અને પ્રાસંગિક નોંધ ઉપરથી કેટલાક આકડાઓ લીધા છે ... બતાવી છે, એવી

પણ—પણ પતિમાં વિદ્યા ન હોય ત્યારે પત્નીએ વિદ્યા મેળવવી જોઇએ ખરી? એથી જીવનમાં વિષમતા નહીં આવે? પ્રભુસ્થાને પતિને રાખી શકાશે? સતીત્વ અખં" રહી શકશે? સુપર્ણાનું જીવન કલંક નહીં પામે?

સુપર્ણાના પિતા ગરીબ હતા અને ગામડામાં રહેતા. માત્ર રૂપને લીધે શ્રીમંતને ત્યાં એનું લગ્ન થયું હતું. પતિનો વર્ણ શ્યામ હતો પણ કુમારિકાઓ સ્વયંવરા થઇ શકતી નથી. સાસુએ એને પસંદ કરી અને માબાપને એ પસંદગી અનુકૂળ હતી. બાળિકા તો પોતાનું અહોભાગ્ય માનતી. સગાંવ્હાલાં તરફથી સંસ્કાર પણ એવાજ પાડવામાં આવતા. મહેલોમાં રહેવાનું અને મોટરોમાં મહાલવાની વાત જેની તેની સાથે થતી. જ્યારે જ્યારે મુંબાઇ જતી ત્યારે પોતાના શ્રીમંત સગાંઓને ત્યાં ઉતરતી. સુપર્ણા હોંસિલી છોકરી હતી. શ્રીમંતાઇના પાઠ મુંબાઇમાં સમજતી. પિતા પાસે એટલો વૈભવ નહોતો નહીતર પાઠ અનુભવમાં ઉતારત. પણ સાસરે અનુકૂળતા મળી "હારમોનીઅમ" વગાડતાં શીખી. ભરતા ગુંથતા શીખી. ચિત્રો આંકતાં શીખી. ફેશનેબલ કપડાં પહેરતાં શીખી. 'સેન્ટ પોમેટમ' વાપરતાં શીખી. થોડુંક અંગ્રેજી શીખી. નોકરો પર રોફ કરતાં શીખી.

આટલું આટલું શીખ્યાં છતાં દિલમાં ઘણી ઘણી ઉણપો રહેતી. દેશ અને નાતના રીવાજ એને સાલતા નહોતા. ઉલટા તે પાળવામાં તેને લ્હાવો હતો. છતાં નવી મોઝ માણવા તે આતુર હતી. પણ પતિ બહુ શરમાળ હતા. "હારમોનિયમ અને પીઆનો" વગાડવાનું શીખતી તેમાં તે ઉત્તેજન નહીં આપતા. માત્ર સાસુનું ઉત્તેજન હતું ગાવું બજાવવું કયાં? માત્ર સ્ત્રીઓમાં? પુરૂષો સમક્ષ એ કલાનું પ્રદર્શન કરવાની વૃત્તિને એના ઉછેરમાં અને વાતાવરણમાં સ્થાન નહોતું. પતિની સેવામાં એ કલા નિવેદિત કરવી પણ પતિ શરમાતા એટલે અંતરમાં બળતી.

યૌવનના મળસ્કામાં સુપર્ણા હતી. સૌંદર્ય હતું. સારૂં ખાનપાન હતું. પોષાક, અલંકાર અને પ્રસાધન તેનાં યૌવન અને સૌંદર્યને દીપાવવા તેમની ખીજમતમાં હમેશ તૈયાર રહેતા. પછી તેના બ્હારનું શું પૂછવું? પણ એ યૌવનના માલિકને તેની કદર નહોતી, મમત્વ નહોતું. સુપર્ણાની વિલાસવાંછના મનમાં ઉઠી મનમાંજ સમતી. રૂપગર્વિતા સુપર્ણાની પ્રશંસા પશુપતિ શાને કરે? કઇ હિન્દુ સ્ત્રી પોતાના રૂપના વખાણની આશા રાખે છે? સૌન્દર્યપ્રશંસા નિષિદ્ધ છે. પણ સુપર્ણાને નવા જમાનાના છાંટા ઉડયા હતા.

જુની સતીઓની માફક સુપર્ણાને પતિપૂજા કરવાની અને આરતી ઉતારવાની તીવ્ર હોંસ હતી પણ પતિ ન્હાસતા ફરતા. સુપર્ણાનું સુખી જીવન આમ દુઃખી હતું.

સુપર્ણાને સાવિત્રીચરિત્ર વાંચવું ગમતું. બહુ વાંચવાનો તો શોખ નહોતો. સાવિત્રી જેવી સતી થવા સુપર્ણાને એનાં સાસુ સદ્‌બોધ આપતાં. એમાંથી એને કોઇક કોઇક વાર એવું થતું કે સાવિત્રીએ પોતાનાં ઉભયકુળ તાર્યાં તેમ હું પણ

તારૂં. સસરાને ત્યાં કુબેર અને ઇન્દ્ર તુષ્ટમાન હતા એટલે તારવાપણું રહ્યું નહોતું. પીએર સુખસંતોષ હતાં, માત્ર દ્રવ્ય નહોતું. પણ તેનો જોગ થઇ રહેશે. પતિમાં પ્રમાદ હતો, વિદ્યાનો અનુરાગ નહોતો, ઉચ્ચ અભિલાષ નહોતો. એમને ન તારૂં ? એવી ઉર્મિ એક વાર ઉઠી. પણ સતી પતિથી તરે કે સતીથી પતિ તરે ? મુંઝવણનો પ્રશ્ન કથાના પ્રસંગે સાસુજીને પૂછયો. તેમણે નિર્ણય આપ્યોઃ પતિ પ્રભુ છે, તે તારે તો સતી તરે, પણ સતી પતિને તારવાનું અભિમાન કરે તો વડવાગળી થાય. એ મનોરથ પણ ત્યાંજ અટકયો. પતિથી પોતે વધારે ભણે તોપણ સતીપણાને લાંછન લાગે, ભણવાનું મન થતું તે દાબી નાંખ્યું.

મનુષ્યના નિશ્ચયો પૂર્વભવના કર્મોને આધીન છે. સુપર્ણા સ્વતંત્ર નહોતી. જે કર્મો એને દરિદ્રતામાંથી લક્ષ્મીના ખોળામાં લઇ આવ્યા તેમણે નવો ઘાટ રચ્યો. સસરાનાં સત્તાવૈભવથી એને નવી નવી સૃષ્ટિઓમાં વિહરવાના પ્રસંગો આવતા. "લેડીઝ કલબ," "કાફેશાંટંટ," "રિસેપશન," "પાર્ટીઓ" સભાઓ, અંગ્રેજી નાટકો અને 'સિનેમેટોગ્રાફ' માં વિદ્વાન, સંસ્કારી, સંપન્ન, વિદગ્ધ સન્નારીઓના સમાગમમાં તે આવતી. અજ્ઞાનને લીધે, કેળવણીની ખામીને લીધે તે છોભીલી પડતી. સ્ત્રીઓના ભર્યા સમૂહમાં તે અટૂલી પડી જતી. કોઈ સાથે એને બેનપણાં બંધાતાં નહોતાં. એના રૂપનો ગર્વ ઉતરી ગયો હતો. એને ઝાંખી પાડે એવી અનેક રૂપસીઓ ત્યાં આવતી. એની સત્તા કે લક્ષ્મીથી વધે એવી સત્તા અને લક્ષ્મીવાળી ઘણીએ સન્નારીઓ જ્યાં હોય ત્યાં એનો પ્રભાવ કોના પર પડે ? પોતાનાં સગાંવ્હાલાં અને આશ્રિતોમાં જે રાણી તરિકે વિરાજતી, દોર હકુમત ચલાવતી તેની સ્થિતિ એક હલકી દાસીથી પણ નણત્તર થઇ જતી. નહોતી એને કશી આવડત; નહોતી ખીલેલી એની વિચારશક્તિ.

એનો અહંકાર માત્ર ગળી ગયો અલબત એકદમ નહી પણ ધીમે ધીમે જેમ જેમ સંસારમાં પોતાની ખરી સ્થિતિ પામતી ગઇ તેમ તેમ.

સુપર્ણાને સત્તાનો અને દમામનો શોખ હતો. એ સાચવી રાખવાનું મનોબળ પણ તેજસ્વી હતું. પોતાની અપકીર્તિના કારણો વિચારવા માંડયાં. જેટલી ન્યૂનતા હોય તે પૂરી પોતાની સત્તા અને દમામ એ 'ભદ્ર' મંડળમાં ચલાવવા એણે સંકલ્પ કર્યો. અંગ્રેજી શીખવા માંડયું. વર્તમાનપત્રો વાંચવા માંડયાં. રાજજીવન અને પ્રજાજીવન આવિર્ભાવ કરનારી નાની મોટી સંસ્થાઓ અને ચળવળોમાં જવા લાગી. તેમના ઇતિહાસ, ઉદ્દેશ, કાર્યકર્તાઓના જીવન નિરીક્ષવા લાગી. અવનવો સંસાર ખુલતો લાગ્યો. મનના મેલ ઉતરવા લાગ્યા. જીવનમાં નવા જ હેતુ ઉભરાવા લાગ્યા. સુપર્ણા યૌવનમાં પ્રૌઢ થઇ; વિચારશીલ થઇ. આજ લગી જે ભાવનાઓ, જે મહેચ્છાઓ, જે વિલાસો, જે સંસ્કારોમાં તે ઉછરી હતી તે સર્વે ઊણા, અધૂરા અને વખતે વખતે વિપથે દોરી જનારા લાગ્યા.

જૂના સંસારમાં પતિ રસ નહોતા લેતા અને નવામાં તો લેજ શાના ? એમનું ગજૂજ નહોતું. પતિપત્ની વચ્ચે અંતર વધતું જતું હતું. ક્રીતદાસીની પેઠે સુપર્ણા

પતિની સેવા ખડે પગે કરતી. તેના પડયા બોલ અમલમાં મૂકતી. તેની સુખ સગવડ સાચવતી પણ પત્નીની સુખસગવડ માટે પતિ બેદરકાર હતો. શારીરિક સગવડો કરી આપવાનું કાર્ય માના હાથમાં હતું એટલે વહુને માટે દીકરાને ફીકર રહે શાની? માનસિક અને અધ્યાત્મિક સાહચર્યને માટે તસ્દી શા માટે લેવી? એ બધી જંજાળમાં કોણ ફસાય? આવી સ્થિતિમાં સુપર્ણા ઉભી ને ઉભી બળી જતી. તેનું રૂપ, તેનું યૌવન કરમાવા લાગ્યાં. પણ તેની પરવા કોને ?

પતિને સુશિક્ષિત થવા અનેક રીતે ઉશ્કેરતી પણ એના બધા પાસા અવળા પડતા. ઉંચે લઇ જવાના ગમે તેટલા પ્રયત્નો કરે છતાં તે જમીન પર સરી પડતો જ્યારે જ્યારે દૂરથી પતિને બીનજરૂરી વ્યવસાયોમાં નિમગ્ન જોતી ત્યારે ત્યારે એ બળીને ખાખ થઈ જતી, પતિવ્રતા સતીને બહુ સાલતું. પતિને ઉંચેથી કડવો સૂકન કહેવાય નહીં છતાં મર્મથી, રસથી, ધ્વનિથી, કટાક્ષથી જેટલું કહેવાય તેટલું કહેતી પણ બધું મિથ્યા હતું. તે બોલવાએલો જવાળામુખી હતો.

શિક્ષણકાલે સુપર્ણાને સુભાગ્યે એક દેશવત્સલ, અભિજાત, સંસ્કારી સન્નારીનો સમાગમ થયો. જીવનનું કેન્દ્ર એથી મેળવી શકી. માત્ર વૈભવ, શોખ, મોજ, ફેશન, સાહેબીનું જીવન ગાળવામાં મનુષ્યત્વ નથી. એક પુરૂષની સેવામાં ક્રીતદાસીની માફક પોતાનું સર્વસ્વ હોમતી હતી, દેહના દાનની સાથે મન અને આત્માના વિકાસ બંધ કરતી હતી તે કેટલું અન્યાય્ય, અપવિત્ર અને અધર્મ્ય હતુ તેનું એને ભાન થયું. સ્ત્રી માત્ર પુરૂષની પત્ની નથી પણ વસ્તુતઃ ભવિષ્યની સંતતિની જનેતા છે. એ કર્તવ્યને લીધે જ એનું સાહચર્ય છે. સંતતિની ઉન્નતિ એનુ લક્ષ્ય બની. જે દેશમાં તેઓ જન્મે તે દેશ સુંદર, પાવક, ઉન્નતિકારક, સમૃદ્ધ, સુખી, વીર્યશાળી, પ્રભાવી, પ્રતિષ્ઠાસંપન્ન, તેજસ્વી, ગૌરવશાળી ન હોય તો તેમા તેમનો પ્રસવ કરવામાં પાપ છે એવી પ્રતીતિ થઇ. સંતતિ પરથી દેશની ચિંતા થઈ. દેશમાં હડહડતો કળિયુગ વ્યાપેલો જોયો. આધિ, વ્યાધિ, ઉપાધિ, સંકટ, ત્રાસ, સત્તાભિમાન, શરીરનો અને આત્માનો ભૂખમરો, ભીરૂતા, સ્વાર્થ, વિલાસ ખુશામત—પોતાની જાતની અને પારકાની, દેશદ્રોહ, મિત્રદ્રોહ, જાતિદ્રોહ, ધર્મદ્રોહ અનુદારતા, વિવેકશૂન્યતા, અપ્રમાણિકતા, આચારશિથિલતા, વગેરે વગેરેના અવનવા રંગ જોયા. સુપર્ણામાં પશુપતિના સંતાનોની સાથે દેશપ્રેમ, રાષ્ટ્રપ્રેમ અને મનુષ્ય પ્રેમ જન્મ્યા. જીંદગી અવિરત યજ્ઞ છે અને તેમાં પોતાનાં સર્વસ્વની આહુતિ આપવાની છે એની એને પ્રતીતિ થઇ. સુપર્ણાનું જીવન પલટાઇ ગયું. એન વિલાસવૈભવો ઓછા થયા. વ્યવહારૂ પગલાં લીધાં પહેલાં પોતાની જાતને અનેક રીતે સંપન્ન અને સમર્થ કરવા લાગી. આયુની અવધી ટુંકી છે. કાળ કયારે આવી ભક્ષણ કરશે તેનો ભરોસો નથી. જે ક્ષણો મળે તે સાર્થક કરવી. સાસુ સસરા, પતિ, સંતાન—સર્વેની ખીજમત ઉઠાવતી, સસરાની સાહેબીની કરજો અદા કરતી અને તેમાં મળતો અવકાશ આત્મોન્નતિમાં ગાળતી. આમ બે ચાર વર્ષ

વીતી ગયાં. હવે જ્યાં જતી ત્યા એનો પ્રભાવ પડતો. એના જ્ઞાન, સંસ્કારિતા, સૌજન્ય, છટા, દેશદાઝ, સેવાપરાયણતા, ઉદારતા, પવિત્રતા સૌને મુગ્ધ કરતાં. લક્ષ્મી અને સરસ્વતીની ગમે તેટલી કૃપાપાત્ર હોય, સૌંદર્ય અને સત્તા ગમે તેટલાં હોય તોપણ સર્વે સ્ત્રીઓમાં એજ રાણી તરિકે વિરાજતી.

આ સર્વે વ્યવસાયમાં સુપર્ણાના દિલમાં તુમુલ તુફાન જામતું. હરપળે પોતે આગળ વધતી હતી. પણ પતિ હતા ત્યાં ના ત્યાં. પૂર્વના સુકૃત્યના બળે બગડતા નહોતા એટલો સંતોષ હતો.

જીવનની ભાવના બદલાઇ; વિચારો નવા નવા થવા લાગ્યા, અનુભવો નવા મળવા લાગ્યા. આવી સ્થિતિમાં કુમારાવસ્થાની જૂની પુરાણી ભાવનાઓ ભૂલી અને ખોટી લાગવા માંડી પતિ પ્રભુ છે એ પાખંડ મત લાગ્યો. દેશ માત્ર પ્રભુ છે—પ્રભુનો પ્રતિનિધિ છે. કોઇ મનુષ્ય તે સ્થાન લેવા અધિકારી, યોગ્ય કે સમર્થ નથી તો પછી પશુપતિ તો હોય જ શાનો? પ્રભુ એવા હોવા જોઈએ કે જેમની સેવાથી આપણું શ્રેય થાય, આપણો આ લોક ને પરલોક સુધરી જાય. પણ જેમના સમગમથી ઉલટી અધોગતિ થતી હોય તેમને શી રીતે પ્રભુ તરિકે પૂજવા અને આરતી ઉતારવી? જૂની સતીઓમાં પોતે ન ગણાય તો ચિંતા નહીં પણ નવી સતીઓમાં પ્રતિષ્ઠા પામવાની તેને ખાતરી હતી. જે ઉત્તમ, પવિત્ર, દેશવત્સલ, સંસ્કારી માતા છે, જે પોતાના દેશની ઉન્નતિ અને પ્રતિષ્ઠાપ્રતાપ વધારે એવા છોકરાની જનની છે તે જ ખરેખરી સતી છે. પ્રભુતા પતિમાં દેખાતી કે આરોપાતી બંધ થઇ અને જીવનસહચારમાં તેની મૈત્રીની અપેક્ષા જણાઇ. પણ સમાનોમાં મૈત્રી હોય. બન્ને વચ્ચે અસ્માનજમીનનાં અંતર હતાં. મૈત્રી ન થઇ તો સ્નેહ હતો? ઘણો કાળ સુપર્ણા માનતી કે પોતાનું હૃદય પતિના હૃદયમાં જઇ વસ્યું છે. સ્નેહમાં મ્હાલતી હોય એવું માનતી પણ ધીમે ધીમે ફેરવાતા જીવનમા એક દિવસ વીજળીનો પ્રકાશ પડયો 'પ્રાણનાથ' તે માત્ર કાગળમાં સંબોધવાનાજ પ્રાણનાથ લાગ્યા. વસ્તુત. પ્રાણનાથ ન લાગ્યા. જેને સ્નેહ માનતી હતી તે મોહ અને કામ જણાયા. પોતાના અભ્યાસમાં સ્નેહનું જે સ્વરૂપ તે સમજી શકી હતી. તેની છાંટ પણ પોતાના જીવનમાં ન લાગી આ વખને એને ઘણું લાગી આવ્યું. જીંદગી શૂન્ય બની ગઈ અને ઘણાં કાળલગી મૂઢ રહી પણ ભક્તિયોગના પ્રતાપે વિશુદ્ધ થઇ અને પરમાત્માએ એને પ્રકાશનો માર્ગ દેખાડયો. સુપર્ણાના હૃદયમાં સ્નેહ હતો. તેનું પાત્ર પશુપતિ નહોતો તો સુપર્ણાના શરીરમા જન્મેલાં બાળકો તેના પાત્ર હતા અને તે સૌને વર્તવાનો સૌથી અધિક પવિત્ર, વિશુદ્ધ અને તેજસ્વી પાત્ર દેશ હતો.

સુપર્ણાનો આવો બ્રહ્મજન્મ થયો એટલે પતિના શિક્ષણની ચિંતા, દરકાર કે વાંછના નાશ પામ્યા પતિને સંસ્કારી અને સુશિક્ષિત થવું હોય તો થાઓ યા ન થાઓ પણ મારે તો મારા દેશને ખાતર એમની સાથે એમના જેવા રહેવાનુ પાલવે

એમ નથી. દેશ એના જીવનનું પરમ લક્ષ્ય થયું. એના આત્મા, બળ, હૃદય અને શરીરની સર્વે સંપત્તિઓ દેશને ચરણે નિવેદિત કરી. લક્ષ્મી અને સત્તા પણ તે જ લક્ષ્યપ્રતિ વાળ્યાં. એને પોતાને એવા એવા પરચાઓ લાગવા માંડયાં કે જૂની સતીઓના વૃત્તાંતો એને એમની સરખામણીમાં નીરસ લાગ્યાં. કોઇક અકથિત, અવર્ણ્ય, અદ્ભુત આનંદમાં તે વસતી અને જ્યાં જાય ત્યાં સૌને તેનો અભિષેક કરતી.

પોતાનો ધર્મ આખરે સમજી. કર્મસંયોગે બે જીવ એકઠા થઇ પતિપત્ની થાય છે પણ આખરે સૌની યાત્રા નિરાળી અને એકાકી છે. પતિને પોતાના વિકાસનો જ માત્ર અધિકાર નથી પણ પત્નીને પણ છે. પતિ જેવો દેશનો સંતાન છે તેવીજ પત્ની પણ છે દેશસેવા પુરૂષ કરતાં સ્ત્રીએ વધારે કરવાની છે. તે જનની છે.

પોતાના જીવનમાં પતિની યોગ્યતા પ્રમાણે સ્થાન આપ્યું: જીવનનો ઉદ્દેશ સમજાયો અને તેની પ્રાપ્તિ માટે જીવનનો પ્રવાહ વહેવા લાગ્યો પછી વૈધવ્ય, દુઃખ, ગ્લાનિ, યંત્રણા, ક્યાંથી રહે? પોતાનું જીવન સાર્થક કરી નાંખ્યું. સુપર્ણા એકલી ઉડી અને પરમાત્માના અનુગ્રહની પાત્ર બની.

રણજીતરામ વાવાભાઈ.

---

# ગામડાંની કેળવણીના પ્રસારમાં ખાનગી પ્રયત્નો.

એમ કહેવામાં આવે છે કે ગુજરાતીઓમાં હૃદય છે, પણ મગજ નથી. અર્થાત્ કોઇ પણ મહત્કાર્ય સાધવાની ઇચ્છા—લાગણી ઉદ્ભવે છે, પરંતુ કર્મબળના અભાવે એ ઇચ્છા અલ્પ કાળમાં અદૃશ્ય થઇ જાય છે. બહુધા આ ઇતિહાસસિદ્ધ પ્રાચીન સત્ય છે, અને અત્યારે પણ આપણા હૃદયમાં ગુજરાતીઓની ઉન્નતિ જોવા માટે તનમનાટ મચી રહ્યો છે, પરંતુ તેને માટે કરવાના પ્રયત્નો મનમાં ઉદ્ભવી હવાઇ તરંગોની માફક વીખરાઇ જાય છે. એ તો સત્યજ છે કે રાજ્યાશ્રય વિના પ્રજાકીય ખરી ઉન્નતિ સધાતીજ નથી; પરંતુ અત્યારે આપણો દેશ એવી દુર્ઘટ સ્થિતિમાં આવી પડેલો છે કે એવા પરાશ્રયની રાહ જોયા વિના સ્વાશ્રયી થઇ એકદમ દૃઢ પ્રયત્નશીલ થવાની આવશ્યકતા છે. જેના હૃદયમાં દેશસેવા કરવાની તીવ્ર લાગણી પ્રકટશે તેને લોકહિતસાધક કાર્ય શોધવા પ્રયત્ન કરવો પડશે નહિ. શ્રીયુત્ મહાત્મા ગોખલેના શબ્દોમાં કહીએ તો "હમણાં આપણે આપણા દેશને માટે અનેક દિશામાં અહર્નિશ પ્રયત્ન કરવા જોઇએ. ઉજ્જ્વળ દેશભક્તિથી પ્રેરાઇને જો આપણે આપણા દેશને સર્વાંગસુંદર બનાવવાનો યત્ન કરીશું તો હાલની લજામણી સ્થિતિ ઝાઝા દિવસ ટકી શકશે નહિ એ સ્પષ્ટ છે. આજે જ્યાં નજર ફેંકીએ ત્યાં કામના ડુંગર પડેલા છે, તેને અસેડવાને હજારો સુશિક્ષિતોએ

પોતાની જાત અર્પણ કરવી જોઇએ. આપણા ઉપર પ્રચંડ જવાબદારી રહેલી છે એમ સમજીને તેમને સ્ફુરણ થવું જોઇએ. જે ક્ષણ દેશકાર્ય સિવાય ઇતર ઉદ્યોગમાં ગઇ તે ફોકટ ગઇ છે એવી મનમાં તાલાવેલી લાગવી જોઇએ. જેનું ચિત્ત દેશમય થઇ ગયું છે, તેને ઇશ્વર માતૃભૂમિનો ઉદ્ધારક બનાવ્યા સિવાય રહેશે નહિ." પરંતુ એ સર્વ પ્રકારની સામાજિક ઉન્નતિનાં મૂળ કેળવણીમાં રહેલાં હોવાથી પ્રથમ કેળવણીનો વિકાસ થવો જોઇએ. આથી કેળવણીના વિકાસ માટે અપૂર્વ બળથી શ્રમ ઉઠાવવાની ફરજ દેશહિતેચ્છુઓને માથે આવી પડે છે. એ ફરજ તેમણે એવી રીતે બજાવવી જોઇએ કે એકમાંથી અનેક દેશહિતેચ્છુઓ ઉત્પન્ન થઇ શકે. અમુક ગણીગાંઠી વ્યકિતઓ સિવાય લગભગ સર્વ વિદ્વાન વર્ગની પ્રવૃત્તિ વાસ્તવિક રીતે સત્ય માર્ગે નથી. દેશના ઉદય માટે હૃદયની ભાવનાઓ બસ નથી, પણ એ ભાવનાઓની સિદ્ધિ માટે કર્મબળ આવશ્યક છે લખાણોમાં અને ભાષણોમાં પોતાના દેશસેવાના વિચારો પ્રકટ કરી દૂર રહેવાથી દેશસેવા થઇ જતી નથી; ખરી દેશસેવા સાધવા માટે જાતે શ્રમ ઉઠાવવો જોઇએ, આત્મભોગ આપવો જોઇએ, મુશ્કેલીઓ સહન કરવી જોઇએ, મનમાનતા વિલાસોને તિલાંજલિ આપવી જોઇએ અને કીર્તિ કમાવાનો લોભ છોડી કર્મયોગી બનવું જોઇએ. આમ થવા માટે પ્રથમ પોતે સંપૂર્ણ તૈયાર થવું જોઇએ. યાદ રાખો કે તૈયાર થએલી ઇંટ સરખી પણ રસ્તામાં નકામી પડી રહેશે નહિ, કોઇને કોઇ સ્થળે તે ખપ લાગશેજ. તમારામાં જો જબરૂં કર્મબળ હશે તો ખુણામાં ભરાઇ ગયા છતાં દુનીઆ તમને બહાર ખેંચી કહાડશે. એ વસ્તુ સત્યપણે સ્વીકારીને, હૃદય સાથે તેને ઓતપ્રોત કરી દઇને દેશસેવા માટે કૂદી પડવું જોઇએ.

આ પ્રમાણે કૂદી પડવાની ભાવના પ્રાથમિક શાળાના શિક્ષકોના હૃદયમાં પૂરેપૂરી ઉતારવામાં આવે તો તેઓ દેશને ખરેખર આશીર્વાદરૂપ નીવડે તેમ છે. કેમકે નાનાં ગામડાંઓમાં તેમની દૃષ્ટિએજ પ્રજા નિહાળે છે, પરંતુ શિક્ષકોમાં એવી ભાવના એકલા સુંદર લેખોના વાચનથી સ્ફુરવાની નથી તેમનામા હૃદયબળ પ્રેરનાર અને કર્તવ્યબળ પ્રકટાવી અહર્નિશ દેશસેવામાં જોડાયલા રાખનાર દેશભકતોની જરૂર છે. "સર્વન્ટસ ઑફ ઇન્ડીઆ સોસાયટી" માંના કર્મવીરોના જેવા મહાન નરોએ વારંવાર ગામડાંમાં ફરતા રહી શિક્ષકોને પ્રોત્સાહન આપવું જોઇએ. ગ્રામ્યજીવન ગાળવાથી મંદ બની ગએલા પ્રાકૃત શિક્ષકોને પોતાના સંસર્ગથી સંસ્કાર આપતા રહેવું જોઇએ!

જો કે સમાજસેવાના હરેક કાર્યમાં દેશની ગરીબાઇ આડે આવે છે, તથાપિ એ કારણ એટલું બળવાન નથી કે સમાજસેવાના કાર્યને બીલકુલ વેગ ન જ મળી શકે. હું ખાત્રીથી કહીશ કે કાર્ય કરનારાઓએ પ્રજાનો પ્રથમ પોતામાં વિશ્વાસ ઉત્પન્ન કર્યો હશે તો પ્રજા જરૂર આખા રોટલામાંથી અર્ધો રોટલો આપ્યા વિના રહેશે નહિ. સ્વાત્મભોગે કાર્ય આરંભી શુભ પરિણામ બતાવવામાં આવશે તો તેને પ્રજા જરૂર વધારી લેશે, અને હરેક રીતે સરળતા કરી આપી મદદગાર થશે. ઘણી વખત એમ કહેવામાં

આવે છે કે લોકોને કદર નથી, પરંતુ એમ કહેવું ભૂલભરેલું છે. લોકો એટલા બધા મૂર્ખ નથી કે પોતાનું ખરૂં કલ્યાણ કરનારને વિઘ્નરૂપ નીવડે. અલબત એમ કરવામાં કાર્ય કરનારની કુશળતા ઉપર વિશેષ આધાર રહે છે. શિક્ષકોમાં આ જાતનો વિચાર સમાજસેવકોએ દૃઢ કરતા રહેવું જોઇએ, અને કાર્યની શરૂઆત કરી આપી તેમાં તેમને જોડી દેવા જોઇએ. આમ કરવાથી ગામડાંની પ્રજામાં કેળવણીનો બહોળો પ્રચાર ત્વરાથી થઇ શકશે.

હવે ખાનગી પ્રયત્નોથી ગામડાંમાં કેળવણી કેવી રીતે પ્રસારવી તેના સંબંધી વિચારવાનું પ્રાપ્ત થાય છે

૧. પ્રથમ તો પાંચ કે છ ધોરણ જેટલુ ગુજરાતી શીખીને ધંધે વળગેલાઓનો અભ્યાસ જારી રહે અને તેમાં વૃદ્ધિ થાય તેને માટે પુસ્તકાલયો અને ડીબેટીંગ કલબો સ્થાપવાં જોઇએ. તથા તેવા વિદ્યાર્થીઓને દિવસમાં એક બે કલાક (રાત્રિએ અથવા દિવસે) અંગ્રેજી શીખવાનું મળે એવી ગોઠવણ કરવી જોઇએ. શરૂઆતમાં ગામડાંમાં અંગ્રેજી શીખનારની ખોટ જણાશે, પરંતુ કાર્ય આરંભતાં વહેલા મોડા મળી આવશે. મોટી ઉમરના ધંધાદારીઓને માટે નાઇટ સ્કૂલો અને અમુક ઋતુમાં ચાલુ કરવાના ખાસ વર્ગો સ્થાપવા જોઇએ.

૨. ગુજરાતી સાહિત્યમાંથી ગ્રામ્ય પ્રજાને—સાધારણ જ્ઞાન પામેલી પ્રજાને ઉપયોગી થાય તેવાં પુસ્તકોની ચુંટણી કરી તેની સસ્તી આવૃત્તિઓ કોઇ પરોપકારી સંસ્થાઓ દ્વારા પ્રકટ કરાવી તેનો ગામમાં પ્રચાર કરવો જોઇએ.

૩. ગામડાંના લોકો વરસના કેટલાક ભાગમાં નિરુદ્યમી રહી ગરીબાઇ ભોગવે છે, તેમને નાના નાના થોડી મુડીથી થઇ શકે તેવા ઉદ્યોગો—સાબુ, મીણબત્તી વગેરે બનાવવાનું; નેતરકામ, ભરત—ગુંથણકામ; કંકુ, ગુલાલ, રંગ વગેરેની બનાવટ; મોજાં, ગંજીફ્રાક, ગલપટ્ટા, શેતરંજી વગેરે વણવાનું કામ, કલાઈ કરવાનું, બૉર્ડ ચીતરવાનું; પતરાંની દાબડીઓ, ડોલો વગેરે બનાવવાનું; તખ્તા વગેરે જડવાનું; પુસ્તકો બાંધવાનું—વગેરે વગેરે શીખવવા વ્યવસ્થા કરવી જોઇએ, અને એ રીતે રસ ઉત્પન્ન કરી તેની સાથે કેળવણીનો શોખ ઉત્પન્ન કરવો જોઇએ.

*તોપણ એટલું તો આપણે ચોક્કસપણે માનવું પડશે કે અત્યારે કેળવણીની બાબતમા થતા ભગીરથ પ્રયત્નો વડે પણ રામ અને સીતાનો સમય લાવી શકવાનો નથી જ. એ દિશામાં થતા પ્રયત્નો વડે આપણામાં પ્રસરેલી પાશ્ચાત્ય પ્રવૃત્તિને માત્ર વેગ મળી શકશે. રામ અને સીતાના સમય જેવો ઉજ્જવળ સમય, આરંભથી જ બાળકોને ધાર્મિક શિક્ષણમાં જોડયા સિવાય આવવાનો નથી. એ જ પ્રાચીન વિચારો અને એ જ આચારો હશે તો જ એ સમય પ્રાપ્ત થશે. અત્યારે આપણે એ સમય જેવા ઇચ્છીએ છીએ, પરંતુ તેને માટે લેશ પણ પ્રવૃત્તિ આદરી શકતા નથી. ધાર્મિક સિવા-

યની સર્વ પ્રકારની અન્ય કેળવણીથી મનુષ્ય દુનિયામા ડાહ્યા થશે, પરંતુ તેના મગજની સાથે હૃદય ખીલશે નહિ; અને હૃદયના વિકાસ વિના સંપૂર્ણ મનુષ્યત્વ પ્રકટવાનું નથી જ. જે કેળવણી વડે મનુષ્યમા સંપૂર્ણ મનુષ્યત્વ પ્રકટ થઇ શકે નહિ એ કેળવણી અપૂર્ણ કહો કે અંતિમ હેતુ વિચારતાં નકામા જેવી જ છે આમ હાલની કેળવણી અનેક રીતે દોષિત ઠરે છે, અને એ દોષ કેળવણી પ્રજાકીય થયા સિવાય સહેલાઈથી નિવારી શકાય તેમ નથી તોપણુ હાલની પરિસ્થિતિમાં એક વસ્તુ તરફ આપણે વિશેષ ધ્યાન આપીશું તો કંઇક અંશે લાભ થઇ શકશે. તે વસ્તુ એ છે કે પ્રાથમિક શાળાના શિક્ષકોમા ઉંડી ધાર્મિક ભાવના પ્રકટે તેવા પ્રયત્નો કરવા જોઈએ. શિક્ષકોમાં ખરૂં ધાર્મિક જ્ઞાન હશે તો જ તેઓ રસપૂર્વક બાળકોના ધર્મ-નીતિ-વિચારોને દૃઢ કરી શકશે. બાળકોની ધાર્મિક ભાવનાઓ દૃઢ કરનાર રામાયણ, મહાભારતાદિની રસમય કથાનું તેમને સારૂં જ્ઞાન હોવું જોઇએ. આવી રીતે સંસ્કાર પામેલા શિક્ષકો બાળકોમાં નીતિ-ધર્મના સંસ્કાર પાડવા ઉપરાંત સમાજની હરેક પ્રવૃત્તિમા ભાગ લેવો જોઈએ ટુંકાણમાં ઇંગ્લાંડના પાદરીઓ પેઠે આપણા ગામડાંના શિક્ષકો પોતાનું જીવન ગાળે તો સમાજને તે હરેક પ્રકારે લાભકારક નીવડે તેમ છે. પરંતુ શિક્ષકોમા આવી જાતની ઉચ્ચ ભાવના પ્રકટાવવા માટે પ્રથમ તો અનેક નિષ્કામ કર્મયોગીઓએ પોતાની જાતનો ભોગ આપવા તત્પર થવું જોઇએ.

નારણભાઈ વાઘજીભાઇ પટેલ.

---

# હુન્નર ઉદ્યોગને લગતી કેળવણી.

હાલ દુનિયાના સુધરેલા દેશોમાં અપાતી કેળવણીનું એક અગત્યનું લક્ષણ એ છે કે તે અત્યંત વ્યવહારોપયોગી હોઇ સમસ્ત પ્રજાના જીવન સાથે ઘાડો સંબંધ ધરાવે છે વધારે નહિ તો ત્રીસ વરસ ઉપરના શિક્ષણક્રમમા માત્ર પ્રાચીન ભાષાઓ, સાહિત્ય, ઇતિહાસ તથા ફીલસુફી વગેરેના અભ્યાસનેજ અગત્યનું સ્થાન અપાતું, જ્યારે આજે ખેતી, ઇજનેરી, હુન્નરઉદ્યોગ તથા વેપારધંધા જેવા જીંદગીને માટે ખાસ ઉપયોગી વિષયો તરફજ સર્વે આગળ વધેલી પ્રજાઓનું ધ્યાન ખેચાએલું જણાય છે પ્રથમ દર્શાવેલા વિષયો નિરૂપયોગી છે એમ કહેવાનો હેતુ નથી. તેમનાથી મનુષ્યની બુદ્ધિ ખીલે છે, તેના વિચાર ઉદાર થાય છે, તેનું મન ઉચ્ચ આશયો તરફ વળે છે, ટુંકમાં તેથી મનુષ્ય સંસ્કારી બને છે એ સ્વીકાર્યા પછી પણ ખેતી વગેરે વિષયો પ્રજાના અસ્તિત્વના આધારરૂપ હોઇ ઘણા અગત્યના છે એમાં કાઇ શંકા નથી. મીલ્ટને કહ્યું છે કે કેળવણી એ જીંદગીને માટે તૈયારી છે અને સૌ કોઇ કબુલ કરશે કે

દુનિયામાં લોકોના મોટા ભાગની જીંદગી કલા કે બુદ્ધિના વિલાસોમાંજ સમાપ્ત થતી નથી. લગભગ સઘળા દેશોમાં પ્રજાનો મોટો ભાગ ગરીબ કે મધ્યમ સ્થિતિના લોકોનો જ બનેલો હોય છે, અને હાલના આર્થિક હરિફાઈના જમાનામાં કેવળ નિર્વાહના સાધન માટે મજૂરી કરવામાં જ તેમની જીંદગીનો ઘણો વખત ચાલ્યો જાય છે આ સ્થિતિમાં તેમને માટે સાચી તૈયારી તો ખેતી કે વેપારઉદ્યોગ સંબંધી કેળવણી જ હોઇ શકે કે જેથી કરીને તેઓ તેમની વ્યાવહારિક ઉપયોગિતા વધારી, થોડાક કલાકની મહેનતથી જીંદગીની જરૂરિયાતો તથા સગવડો કમાઈ, ઉચ્ચ જીવનને માટે જરૂરની ફુરસદ મેળવવાને શકિતવાન થાય. આ કેળવણી માટે રાષ્ટ્રીય ઉન્નતિના કાંઇક વિશાળ દૃષ્ટિબિંદુથી બીજાં અનેક કારણો આપી શકાય, પરંતુ લાખો માણસોના સુખના સવાલ કરતાં અમારે મનથી બીજાં વધારે મજબૂત કારણો હોઇ શકે જ નહિ. કેળવણી માત્ર અમીર ઉમરાવો કે શ્રીમંતો માટે જ નથી, પરંતુ સમસ્ત પ્રજાના લાભને ખાતર છે, અને તેથી બધા દેશોમાં પ્રજાના મોટા ભાગને માટે અત્યંત અગત્યના એવા ખેતી, વેપારઉદ્યોગ વગેરે વિષયો સંબંધી શિક્ષણને માટે પ્રથમ અને યોગ્ય વ્યવસ્થા થવી જ જોઇએ.

સુધારાની બીજી અનેક બાબતોની માફક આ બાબતમા પણ આપણો દેશ અત્યંત પછાત છે દુનિયાના બીજા દેશો આજે કેટલાંક વરસો થયા આ દિશામાં અનેક સુધારાઓ કર્યા જાય છે, ત્યારે આપણો દેશ તેની અત્યંત એકમાર્ગી અને હાનિકારક શિક્ષણપદ્ધતિને વળગી રહ્યા છે.. હાલના જમાનાનો વિચાર કરતા આપણને અપાતી કેળવણી નકામી છે એટલું જ નહિ પરંતુ તેથી આપણને ઘણું નુકશાન થાય છે એમ કહેવું અતિશયોકિત ભરેલું નથી આપણા જાણીતા દેશભકત લાલા લજપતરાય, કે જેમણે સુધરેલા દેશોમાં ફરી, ત્યાંની શિક્ષણપદ્ધતિનું બારીક અવલોકન કર્યું છે, તેઓ આપણી કેળવણી સંબંધી લખતાં જણાવે છે કે :—

"પ્રથમ તો હિંદુસ્તાનની બહાર પરદેશમાં આપણી કેળવણીની કાંઇ કીમત જ નથી અહીં હિંદમાં પણ તેને લીધે આપણને સરકાર પર જ આધાર રાખવો પડે છે, કે પછી કાયદો, કેળવણી ખાતું વગેરે અર્ધ—સરકારી નામને લાયક એવા કોઇ ધંધામાં દાખલ થવું પડે છે. પરંતુ જેમને હિંદ બહાર પરદેશમાં પોતાના ગુજરાનને માટે કમાવાની જરૂર પડી નથી, તેમને આવી કેળવણીનો પૂરેપૂરો અર્થ કે અનર્થ સમજાય એમ નથી. મેં જાતે અમેરિકામાં આ વિષે અનેક દાખલાઓ જોયા છે. અમેરિકામાં રહેતા હિંદી મેટ્રીકયુલેટ કે ગ્રેજ્યુએટને માટે હિંદથી આવતા પૈસા બંધ થાય કે તે આવવામાં ઢીલ થાય તો તેમને માલમ પડે છે કે ગુજરાનને માટે થોડું ઘણું પણ કમાવાને તેમને માટે માત્ર એક જ રસ્તો છે—અને તે એ જ કે ખાવાના વાસણો સાફ કરવાનું, જમતી વખતે હાજર રહેવાનું, કે ઘરમાં એવું બીજું કાંઇ નોકરનું કામ મેળવીને કે પછી રસ્તાપર કે ખેતરમાં મજુરી કરીને જ, અને આવા કામમાં પણ તેને તેના દેશની કેળવણીને લીધે ઘણું ખમવું પડે છે."

પરંતુ આ વાત તો આપણને અહિં જ આપણા પોતાનાં અંગત અનુભવથી નહિ તો આપણી આસપાસના લોકોને પડતી મુશ્કેલીઓથી સારી રીતે સમજાય છે. આપણી આર્ટસ કોલેજના વિદ્યાર્થીઓમાંથી, પરીક્ષામાં નાપાસ થવાને લીધે કે પછી બીજાં કોઈ કારણોને લીધે અધવચમાં રહી જનારા કમનસીબોની સ્થિતિનો વિચાર બાજુએ મૂકીએ, તો પણ આ પંદર સત્તર વર્ષ મહેનત કરી સંપૂર્ણ કેળવણી પામેલા આપણા ગ્રેજ્યુએટોના શું હાલ થાય છે તે કોણ જાણતું નથી? અને છતાં આપણા વિદ્યાર્થી વર્ગને આજે પણ મોટે ભાગે એ જ રસ્તો લેવો પડે છે. આ સ્થિતિ અત્યંત શોચનીય છે અને તેમાં જલદીથી સુધારો થવાની જરૂર છે. ખરૂં છે કે તે માટે જે કોઈ મોટા ફેરફારો કરવા પડે તે માત્ર સરકારને હાથેજ થઈ શકે; પરંતુ આપણે જાણીએ છીએ કે સરકાર પોતાની મેળેજ આપણી મુશ્કેલીઓ સમજી તે દૂર કરવાને યોગ્ય પગલાં લે એ બનવાજોગ નથી, અને બીજી અનેક બાબતોની માફક આ બાબતમાં પણ આપણે આપણી સ્થિતિનો વિચાર કરી સુધારા સૂચવવાના છે. તેમ કરવાનું બની આવે તેટલા માટે આપણા દેશની હાલની વ્યવસ્થા શું છે, તથા બીજા સુધરેલા દેશોએ એ જ દિશામાં શું શું કર્યું છે તે જાણવાની જરૂર છે.

છેલ્લા પચીસ વરસમાં યુરોપના આગળ વધેલા દેશોએ વેપારઉદ્યોગની કેળવણી માટે અનેક ઉપાયો યોજ્યા છે, અને જો કે તે કદાચ લોકોના સુખના કરતાં, ઔદ્યોગિક શ્રેષ્ઠતા મેળવવાના વિચારથીજ પ્રેરાયા હોય તો પણ પરિણામે તેથી જાહેર પ્રજાને ઘણો લાભ થયો છે. વિલાયતમાં કેળવણીની બૉર્ડના ૧૯૧૨–૧૩ ના વરસને માટેના રીપોર્ટ પ્રમાણે "ટેકનીકલ કેળવણીને" માટેના આંકડા નીચે મૂજબ છેઃ—

| | સંખ્યા. | શિક્ષકો. | વિદ્યાર્થીઓ. |
|---|---|---|---|
| ટેકનીકલ ઈન્સ્ટીટયુટ | ૨૭ | ૪૮૦ | ૧,૪૯૫ |
| દિવસના ટેકનીકલ વિષયોને માટેના વર્ગોવાળી કોલેજો. | ૧૧૩ | ૧,૦૮૪ | ૧૩,૨૦૧ |
| આર્ટસ સ્કુલો | ૨૧૬ | ૧,૬૯૯ | ૪૦,૮૮૭ |
| આર્ટસ કલાસીસ | ૫૦ | ૧૩૭ | ૩,૦૮૪ |
| સાંજની શાળાઓ | ૬,૮૭૬ | ૪૦,૪૯૫ | ૧૨,૮૪,૬૬૭ |

આમાં પહેલા તથા બીજા વર્ગની સંસ્થાઓમાં ઉચ્ચ શિક્ષણને માટે સર્વ સાધનો તથા મોટી લાયકાત ધરાવનારા શિક્ષકોની વ્યવસ્થા કરવામાં આવેલી હોય છે, અને ત્યાં કેળવણી લઈ બહાર પડેલા વિદ્યાર્થીઓ નવીન શોધખોળ કે મોટા ઉદ્યોગોમાં જોખમ ભરેલી કામની જગ્યાઓને માટે લાયક ગણાય છે. ત્રીજા તથા ચોથા વર્ગની સંસ્થાઓમાં ઉદ્યોગોને લગતું સાધારણ જ્ઞાન મેળવવા માંગતા છોકરા છોકરીઓને શીખવવામાં આવે છે જ્યારે સાંજની શાળાઓનો કારખાનામાં કામ કરનાર કારીગર લોક તથા તેમનાં ઉપર દેખરેખ રાખનારાઓ જ મોટે ભાગે લાભ લે છે.

આ ઉપરાંત ખેતી વગેરેને માટે આખા દેશમાં અગત્યને સ્થળે કૉલેજો સ્થપાએલી હોય છે અને કાઉન્ટી કાઉન્સીલોએ પણ સ્થળે સ્થળે ખેતીને માટે ખાસ સ્કુલો ઉઘાડવાનું હાથમાં લીધું છે.

ઉપરની હકીકત ઉપરથી માલમ પડે છે કે હુન્નરઉદ્યોગની ખીલવણીને માટે ઉંચી કેળવણી આપી પ્રથમ પંક્તિના માણસો તૈયાર કરવા ઉપરાંત કારખાનામાં રોકાયેલા સાધારણ કારીગરોને પણ તેમના કામને લગતી સમજણ આપવા સારૂ યોગ્ય વ્યવસ્થા કરવામાં આવેલી છે, અને તેનો ૧૨ લાખ કરતાં વધારે માણસ લાભ લે છે. જે દેશમાં લોકોની ઉપયોગિતા વધારવાને આવા સંગીન ઉપાયો યોજાય તે દેશના વેપારઉદ્યોગ દુનિયામાં આગળ પડતું સ્થાન ભોગવે તથા તેની પ્રજાને ભૂખમરો કે ગરીબાઇ વેઠવી ન પડે એમાં નવાઇ શી?

દુનિયામાં વેપારઉદ્યોગ સંબંધી કેળવણીને માટે પંકાએલા જર્મનીમાં ૧૧ મોટી ટેક્નીકલ સ્કુલો છે અને તેનો લાભ લેનાર વિદ્યાર્થીઓની સંખ્યા ૧૯૧૧ માં ૧૬,૮૭૧ હતી. વળી જુદા જુદા ઉદ્યોગોને માટે અનેક અલાહેદી સંસ્થાઓ છે અને તેની વિગત નીચે મુજબ છે:—૪૨૯ વેપારી સ્કુલો, ૧૦૦ વણાટ કામને માટે, ૧૫ ખાણોના ઉદ્યોગને લગતી, ૨૭ હુન્નરકળાને માટે, ૧૨ ધાતુકામને લગતી, ૧૨ લાકડકામને લગતી, ૪ કુંભાર કામને માટે વગેરે-વગેરે. તે ઉપરાંત ખેતી તથા નાના નાનો ઉદ્યોગોને માટે આખા દેશમાં સેંકડો સ્કુલો છે કે જ્યા છોકરાઓ અનુકૂળ શિક્ષણ પામી પોતાનો ધંધો હુશીઆરીથી ચલાવવાને શક્તિવાન થાય છે.

યુરોપ અમેરિકાના બીજા સુધારેલા દેશોમા તે તે દેશને અનુકૂળ પદ્ધતિ પર પરંતુ આજ કે તેથી કાંઇક વધતા ઓછા પ્રમાણમા હુન્નરઉદ્યોગની કેળવણીને માટે વ્યવસ્થા કરવામાં આવેલી માલમ પડે છે. પરંતુ તેમાં ગઇ સદીના અંતમાંજ યુનાઇટેડ સ્ટેટસના તાબા હેઠળ આવેલાં ફીલીપાઇન ટાપુ સંબંધી હકીકત ખાસ જાણવા જેવી છે. આ ટાપુની વસ્તી લગભગ ८९,००,००० છે, અને તેમાંથી વિદ્યાર્થીઓની સંખ્યા ૧૨,૦૦,૦૦૦ છે. પરંતુ ત્યાં પ્રાથમિક તથા માધ્યમિક શાળામાં શીખતા દરેક વિદ્યાર્થીને માટે કોઇ પણ એક હુન્નર કે ઉદ્યોગને લગતું શિક્ષણ ફરજીયાત છે; અને તેથી પરિણામે લગભગ ત્રણથી સાડા ત્રણ લાખ છોકરાઓને દર વરસે હુન્નરઉદ્યોગનું શિક્ષણ મળે છે. આ સંબંધી કેટલાક આંકડા નીચે પ્રમાણે છે:—

| | વિદ્યાર્થીઓ. |
|---|---|
| હાથનું વટાણ કામ | ૨,૨૧,૬૧૮ |
| સંચાનું ,, ,, | ૧૧,૯૨૬ |
| ઘર કામને લગતા ઉદ્યમો | ૭૯,૩૮૨ |
| ખેતી તથા બાગબાની | ૧,૧૧,૬૫૨ |
| સુતાર કામ વગેરે | ૧૩,૨૧૦ |
| પરચુરણ | ૨૫,૦૦૨ |

ફીલીપાઇન ટાપુઓ પણ આપણા દેશની માફક એક પરદેશી પ્રજાના અમલ હેઠળ છે પરંતુ તેમને સદ્‌ભાગ્યે તે ઉદાર દીલની પ્રજાએ દેશની અંદરનો રાજ્યકારભાર મોટે ભાગે દેશીઓનાજ હાથમા મૂકયો છે, અને તેથી કેળવણી જેવી, પ્રજાને માટે અતિશય અગત્યની બાબતમા યોગ્ય વ્યવસ્થા થાય એ સ્વાભાવિક છે.

વિલાયત તથા ફીલીપાઇન ટાપુ સબધી ઉપર જણાવેલી હકીકત સાથે આપણા દેશની સ્થિતિ સરખાવતા આપણે કેટલા પછાત રહી ગયા છીએ તે જણાશે. બ્રિટિશ ઇન્ડીઆના છેલ્લા સ્ટેટીસ્ટીકીલ એબસ્ટ્રેક પ્રમાણે ૧૯૧૩-૧૪ ના વરસને માટે હિંદમાં હુન્નરઉદ્યોગના શિક્ષણને લગતા આકડા નીચે મુજબ છે.—

| સસ્થાઓની સંખ્યા | વિદ્યાર્થીઓ | ખરચ | સરકાર તરફનો ખરચ. |
|---|---|---|---|
| ૨૪૪ * | ૧૨,૯૪૮ | રૂ ૧૧,૭૨,૯૪૭ | ૫,૨૫,૫૦૬ |

આમા ખેતી, ઇજનેરી તથા વેપારી કેળવણીને લગતા આકડાઓ ઉમેરીએ તો પણ કશો ખાસ ફેર દેખાય એમ નથી.

| | સ્કુલો તથા કોલેજો | વિદ્યાર્થીઓ. |
|---|---|---|
| ખેતી | ૪ | ૧૬૭ |
| ઇજનેરી | ૨૩ | ૨,૦૩૦ |
| વેપારી | ૭૭ | ૨,૮૯૦ |
| ટેકનીકલ | ૨૪૪ | ૧૨,૯૪૦ |
| કુલ્લે | ૩૪૮ | ૧૮,૦૩૫ |

વિલાયતની સાડા ત્રણ કરોડની વસ્તીને માટે કેવળ હુન્નરઉદ્યોગના શિક્ષણને માટે ૭,૦૦૦, ઉપર સસ્થાઓ હોઇ, તેનો લાભ લેનાર વિદ્યાર્થીઓની સંખ્યા ૧૩ લાખ ઉપર છે, જ્યારે આપણી ત્રીસ કરોડની વસ્તી માટે સર્વે પ્રકારની સંસ્થાઓ મળીને માત્ર ૩૪૮ જ છે અને વિદ્યાર્થીઓની સખ્યા તો ૨૦,૦૦૦ કરતા પણ ઓછી છે!

આ સ્થિતિ પ્રજાને માટે જેટલી દુ ખકારક છે, તેટલી જ સરકારને માટે શરમ ભરેલી છે અને તેને સુધારવાને માટે બન્ને તરફથી ખંતભર્યા પ્રયત્નો થવાની જરૂર છે.

આ સદીની શરૂઆતમા જ આ બાબત પર વડી સરકારનું ધ્યાન ખેંચાયું, અને તે વખતની સસ્થાઓ વિષે તપાસ થતા માલમ પડયું કે "તેમની શીખવવાની રીત તથા હેતુમા સ્થાયી તત્વોની ખામી હતી, તેમનો શિક્ષણક્રમ કાંઇ પણ વિચારપૂર્વક નક્કી કરેલા ધોરણ ઉપર રચાયેલો નહોતો અને આસપાસના વેપારઉદ્યોગ સાથેના સતોષકારક સબધને અભાવે તેમના ઉપર થયેલી અસર અત્યત નજીવી હતી," આ

* આ માથી ૧૭૩ સ્કુલો ખાનગી મડળોના હાથ નીચે છે, જેમાની ૧૪૭ ને સરકાર તરફથી મદદ મળે છે

સ્થિતિ સુધારવાને માટે ૧૯૦૪ ના જાનેવારી મહીનામાં હિંદી સરકારે એવી મતલબનો ઠરાવ કર્યો કે "વેપારઉદ્યોગના સર્વે અગત્યના શહેરોમાં ચોક્કસ ધોરણ સુધી કેળવણી પામેલાઓને માટે આખા વખતની નિશાળો ખોલવી, તથા સ્થાનિક હુન્નરઉદ્યોગને ઉત્તેજન આપવાને માટે જૂદે જૂદે સ્થળે અડધા વખતને માટેની પ્રાથમિક શાળાઓ ખોલી, ત્યાંના વરસોથી ચાલતા આવેલા હુન્નરોને લગતા ઉત્તમ નમૂનાઓ તથા તે માટેની કામ કરવાની પદ્ધતિથી વિદ્યાર્થીઓને વાકેફ કરવા." આ સ્કુલોની તપાસ તથા દેખરેખને માટે યોગ્ય વ્યવસ્થા કરવાની અગત્યતાનો પણ સ્વીકાર થયો. હિંદી સરકારના આ ઠરાવ ઉપર સ્થાનિક સરકારોનું ધ્યાન ખેંચવામાં આવ્યું અને તેઓએ કૉન્ફરન્સ તથા કમિટીઓ મારફતે આ સવાલ વિષે ચર્ચા ચલાવી જૂદા જૂદા પ્રાંતોને અનુકૂળ થઇ પડે એવી યોજનાઓ ઘડવા માંડી. એકંદરે ૧૯૦૪ ના વડી સરકારના ઠરાવ પછી આ બાબતને અંગે જોવામાં આવતી અધિકારી વર્ગની બેદરકારી દૂર થઇ છે, અને સ્કુલ તથા વિદ્યાર્થીઓની સંખ્યામાં સારો વધારો થયો છે. છતાં આ કેળવણીની અગત્યતાના પ્રમાણમા તથા બીજા દેશોની સરખામણીમાં, તે કોઈ પણ રીતે સંતોષકારક લેખી શકાય નહિ.

આપણી સરકાર કેળવણી માટે જરૂર જેટલો પણ ખરચ કરતી નથી એટલે સ્કુલો તથા કૉલેજોની સંખ્યા નાની જ રહે એ સમજી શકાય; પરંતુ આ બસે ત્રણસે સંસ્થાઓ પણ સંતોષકારક રીતે ચલાવી શકાતી નથી એ એક આશ્ચર્યની વાત છે. આ સંબંધી કેળવણી ખાતાના રીપોર્ટમાં આપેલી હકીકત ખાસ જાણવા જેવી છે, પરંતુ સ્થળ સંકોચને લીધે તેમાંથી માત્ર મુંબઇ ઇલાકાને લગતીજ વિગત અહિં આપી શકાય એમ છે.

હુન્નરઉદ્યોગની કેળવણીને માટેની સંસ્થાઓને તેમના હેતુ તથા શિક્ષણ અનુસાર ત્રણ વર્ગમાં વહેંચી નાખવામા આવી છે. આ વર્ગો નીચે મુજબ છે:—

(૧) ટેકનોલોજીકલ ઇન્સ્ટીટયુશનો—આ વર્ગમાં, હુન્નરઉદ્યોગ માટે ઉપયોગી થઇ પડે એવા વિજ્ઞાનના સિદ્ધાંતો સંબંધી શિક્ષણ આપી, મોટા ઉદ્યોગોને માટે માલીક, મેનેજરો તથા સલાહકાર તૈયાર કરનારી સંસ્થાઓનીજ ગણત્રી કરવામાં આવે છે.

(૨) ટેકનીકલ સ્કુલો—આ સંસ્થાઓનો હેતુ સાંચાકામ તથા વિજ્ઞાનને લગતું સાધારણ જ્ઞાન આપી કારખાના તથા મીલોને માટે હુશીઆર કારીગરો તથા ફોરમેનો તૈયાર કરવાનો છે.

(૩) ઇન્ડસ્ટ્રીઅલ સ્કુલો—(હુન્નરશાળાઓ)--આ સ્કુલોમાં અપાતા શિક્ષણથી કારીગરો પોતાના નાના નાના ધંધાઓને લગતું કામ અક્કલ હુશીઆરીથી કરતા થાય છે.

આમાંથી પ્રથમ પંક્તિમા મૂકવા લાયક આપણા પ્રાંતમાં બલકે આખા દેશમાં એક પણ સંસ્થા નથી, એમ કહેવું અતિશયોક્તિ ભરેલું નથી. કારણ કે ઉંચી કેળવ-

ણીને માટે મી. ટાટાની ઉદાર મદદથી ઉભું થયેલું બેંગલોરનું સાયન્સ ઇન્સ્ટીટયુટ પણ અનેક ગેરવ્યવસ્થાને લીધે ઇલેકટ્રીકલ એન્જીનીયરીંગ સિવાયના બીજા વિષયોને માટે નકામાં જેવું થઇ પડયું છે, અને તેથી આગળ વધવાની ઇચ્છાવાળા વિદ્યાર્થીઓને માટે પરદેશ જવા સિવાય બીજો રસ્તો રહ્યો નથી. સરકાર પોતેજ ઉંચી કેળવણીને માટે લાયક વિદ્યાર્થીઓને સ્કોલરશીપો આપી પરદેશ મોકલે છે તેથી આ વાતને ટેકો મળે છે સરકારી રીપોર્ટ પ્રમાણે ૧૯૦૪ થી ૧૯૧૨ સુધીમાં બધી મળીને ૬૬ સ્કોલરશીપો અપાઇ હતી તેમાંથી ૧૫ આપણા પ્રાંતના વિદ્યાર્થીઓને મળી હતી. જો આપણા દેશમાંજ ઉંચી કેળવણીને માટે યોગ્ય વ્યવસ્થા કરવામાં આવે તો ૮ વરસમાં ૧૫ કરતા વધારે વિદ્યાર્થીઓને તેનો લાભ આપી શકાય એમાં કાંઈ શક નથી.

## (૨) ટેકનીકલ સ્કુલો.

મુંબઇ ઇલાકાની ચાર ટેકનીકલ સ્કુલોમાંથી મુંબાઇના વીકટોરીઆ જ્યુબીલી ટેકનીકલ ઇન્સ્ટીટયુટનું કામ સંતોષકારક રીતે ચાલતું હોય એમ જણાય છે. આ સંસ્થાના પ્રોન્સીપાલ મી ડોસનના રીપોર્ટ પ્રમાણે—મીકેનીકલ એન્જીનીયરીંગ તથા ટેકસટાઇલ મેન્યુફેકચરના શરૂઆતના ખાતાંઓમાં અનેક સુધારાવધારા થયા છે અને તે ઉપરાત ઇલેકટ્રીકલ એન્જીનીઅરીંગ, કેમીસ્ટ્રી અને મેટલ વર્કીંગ, તથા મોટોર મીકેનીકસને માટે નવાં ખાતાંઓ ખોલવામા આવ્યા છે સંપૂર્ણ લાયકાત ધરાવનાર શિક્ષકોની સંખ્યા વધીને બેવડી થઇ છે, અને અત્યાર સુધી ઇન્સ્ટીટયુટે લગભગ ૭૦૦૦ વિદ્યાર્થીઓને શિક્ષણ આપ્યું છે, જેમાંના કેટલાએક મીલો વગેરેમાં સારી જગ્યાઓ મેળવવાને પણ શકિતવાન થયા છે વળી લંડનની સીટી અને ગીલ્ડસની પરીક્ષાઓમાં આ સંસ્થાના વિદ્યાર્થીઓને વિલાયતના વિદ્યાર્થીઓ કરતાં વધારે પ્રમાણમાં ફત્તેહ મળે છે. આ ઇન્સ્ટીટયુટનો લાભ લેવાને ઇલાકા બહારના વિભાગોમાંથી પણ ઘણા વિદ્યાર્થીઓ આવે છે, અને એકંદરે આખા દેશને માટે તે એક નમૂનેદાર સંસ્થા થઇ પડી છે. આ સંસ્થાને અંગે બીજા નવાં ખાતાઓ ઉઘાડવાની ઘણી જ જરૂર છે, અને તે માટે, મી. ડોસને શરૂઆતના ખરચને માટે બે લાખ, તથા તેના નિભાવને માટે રૂ. ૫૫,૦૦૦ ની વાર્ષિક મદદની જરૂર જણાવી છે. હિંદી સરકારે હમણા આપણા હુન્નરઉદ્યોગના વિકાસને માટે યોગ્ય પગલાં લેવાની ઇચ્છા દર્શાવી છે, તો તેણે આ મદદને માટે આનાકાની કરવી જોઇએ નહિ.

## (૩) ઇન્ડસ્ટ્રીઅલ સ્કુલો—હુન્નર શાળાઓ.

મુંબઇ ઇલાકામાં બધી મળીને આ વર્ગમા આવે એવી ૬૩ સ્કુલો છે, પરંતુ તેમના ઇન્સ્પેકટરના રીપોર્ટ પ્રમાણે એક બે અપવાદ સિવાય, તેમની સર્વેની સ્થિતિ તદ્દન અસંતોષકારક છે, અને તેના કારણો નીચે મુજબ છેઃ—

(૧) હુન્નરઉદ્યોગ સંબંધી કેળવણી આપતી શાળાઓ વચ્ચે જે સહકાર જોઇએ તે નથી. શાળાઓના સુપરીન્ટેન્ડન્ટ તથા કારોબારી મંડળ કાંઇ પણ ધોરણ વગર પોતાની મરજી મુજબ સર્વે વ્યવસ્થાઓ કરે છે.

(૨) શિક્ષકોને તેમના કાર્યની સમજણ નહિ હોવાને લીધે, શિક્ષણ નીરસ અને નિરર્થક નીવડે છે

(૩) છોકરાઓનો મોટો ભાગ કોઈ પણ ચોક્કસ હેતુ વગર આ શાળાઓમાં દાખલ થાય છે, અને પરીક્ષા પસાર કરવા શિવાય તેમને બીજી કશી દરકાર હોતી નથી. તેમના માબાપ તથા વાલીઓ પણ તેમને માટે અમુક ધંધો વગેરે નક્કી કરવાની મહેનત લેતા નથી

(૪) કેટલીક શાળાઓમાં સારૂં કામ થાય છે. પરંતુ વિદ્યાર્થીઓ જે કાંઇ ધંધો શીખ્યા હોય તે ધંધામાં પડતા નથી એટલે વ્યાવહારિક રીતે કશું પણ પરિણામ આવતું નથી

(૫) હુન્નરઉદ્યોગની કેળવણીને માટે સ્થાનિક અધિકારી વર્ગ જરા પણ દરકાર કરતા નથી.

આ ખામીઓ દૂર કરવાને માટે હુશીઆર પગારદાર દેખરેખ રાખનારાઓની, તથા યોગ્ય કેળવણી પામેલા શિક્ષકોની જરૂર છે

ઉપરની હકીકત પરથી માલમ પડે છે કે આપણી સ્થિતિ અત્યંત શોચનીય છે. એક પાસથી પ્રજા પોતાની અજ્ઞાનતા કે આળસને લીધે આ શિક્ષણનો લાભ લેવા અશકત છે, તો બીજી પાસથી સરકાર તેના સુધારા તથા વિકાસને માટે ખરચ કરવામાં કસર કરે છે છતા પ્રજાના સુખને માટે, તેમજ દેશની પ્રગતિને માટે આ સવાલ અત્યંત અગત્યનો છે, અને તે માટે મજબૂત ચળવળ કરવાની જરૂર છે હાલ હિંદના વેપાર ઉદ્યોગના વિકાસને માટે યોગ્ય ઉપાયો સૂચવવાને સારૂ સર ટી હોલેન્ડના પ્રમુખપણા નીચે નીમાયેલું કમીશન તપાસ ચલાવે છે, અને તેમની આગળ આ સવાલ આવ્યા વગર રહેશે નહિ પરંતુ આ વરસે અમદાવાદમા મળનારી કેળવણી પરિષદમા પણ તે બાબત ચર્ચા થવાની જરૂર છે, અને તેના કાર્યકર્તાઓ તે માટે યોગ્ય વ્યવસ્થા કરવા ચૂકશે નહિ એમ આશા છે

મનુ મર્ચન્ટ.

## સત્યાગ્રહનું રહસ્ય.

(સત્યાગ્રહાશ્રમની એક ચર્ચાનો સાર.)

તા. ૨૭ મી જુલાઈ સને ૧૯૧૬ ને રવિવારે સાંજના સાડા સાત થઇ ગયા છે. સત્યાગ્રહાશ્રમમાં મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી થોરો નામના અમેરિકાના એક મહાન્ તત્વચિંતકના 'Life without principle' નામના પુસ્તકનું વિવરણ વિદ્યાર્થીઓ વિગેરેના મોટા સમૂહ સમક્ષ હમણા જ પૂરૂ કરી રહ્યા છે. તેવામા એક વિદ્યાર્થીએ નીચેનો પ્રશ્ન કર્યો:—

પ્રશ્ન—આપના પહેલા ભાષણે વખતે આપે કહ્યુ હતુ કે દક્ષિણ આફ્રિકાની સત્યાગ્રહની લડતનું રહસ્ય હિંદુસ્થાનમાં ભાગ્યેજ દશ માણસો સમજતા હશે તો તે રહસ્ય શું?

ઉત્તર—સત્યાગ્રહની લડતનું રહસ્ય ટુંકમા કહીએ તો જીવનનું તત્વ ખેંચવાનું હતું. જો કે આ લડત જીવનનું તત્વ ખેંચવાને અમે લડીએ છીએ એવા રૂપમાં અમે જણાવેલું નહોતું અને તેમ જણાવ્યું હત તો અહિં કદાચ સૌ કોઈ હાંસીજ કરી કાઢત પરંતુ અમોએ એ લડતનો ગૌણ હેતુ પ્રજા આગળ મૂકયો; તે એ કે ત્યાંની સરકાર આપણા લોકને તદ્દન હલકા ગણી હેઠા પાડવાને કાયદાઓ કરે છે તેની સામે થઇ આપણે આપણું શૂરાતન બતાવી આપવું જોઇએ. દાખલા તરીકે સરકાર એવો કાયદો કરે કે દરેક કાળી ચામડીવાળાએ પીળી ટોપી પહેરવી (જેમ કાઠીઆવાડમા રસ્તે ચાલનાર ઢેઢને લોકો પોતાને અડકી અભડાય નહિ તે માટે 'પોઇસ' કહેવું પડે છે) એક વખતે રોમમાં યાહુદીઓને માટે આવો કાયદો હતો તેવો અહિં સરકાર આપણા માટે કરે અને તે કાયદાનો હેતુ આપણને હલકા ગણી હેઠા પાડવાનો હોય તો સરકારને જણાવી દેવાનું કે તમારો એ કાયદો અમારે માન્ય નથી બાળક પોતાના બાપને અવળી પાઘડી મૂકવાનું કહે તો બાપ જાણે કે ગમતની ખાતર બાળક તેમ કહે છે અને તેથી તેને ખુશી કરવા તેમ કરી બતાવે તે જુદી વાત છે. પરંતુ બીજો કોઇ માણસ દુષ્ટ હેતુથી આપણને અવળી પાઘડી મૂકાવે તો તેને આપણે એમજ કહીએ કે ભાઇ આ ધડ ઉપર માથું છે ત્યાસુધી તો તું મને અવળી પાઘડી મૂકાવી શકનાર નથી; માટે આ માથાને કાપી તારા કબાટમાં મૂકીને પછી સુખેથી તે માથાપર અવળી પાઘડી મૂકજે. તેવીજ રીતે ત્યાંની સરકારે આપણા લોકોને નીચ અને હલકા ગણી ઉતારી પાડી આપણને તેમના ગુલામ માફક રાખવા અને જેમ બને તેમ ઓછા હિંદીઓ આફ્રિકામાં જાય તેવું કરવું તેવો તેમનો ખરાબ હેતુ હતો અને તે હેતુ પાર પાડવા માટે તેમણે કાયદા કરવા માંડયા. જેવા કે હિંદીઓની જુદી નોધ રાખવી, તેમના હાથના બધા આંગળાની છાપ લેવી (આવું ફકત ચોર અને લૂંટારા માટેજ કરવામાં આવે છે) જેમ અહિં ગામના અમુક છેડેજ ઢેઢ જુદા રહી શકે તેમ સ સ્થાનના અમુક ભાગમાંજ હિંદીઓએ વસવું, તે ભાગની હદ ઓળંગવી નહિ, અમુક પગથી ઉપરજ ચાલવું, અમુક ગાડીઓમાંજ બેસવું, તેમનાં લગ્નનું સરટીફીકેટ ન હોય તો તેમની સ્ત્રીઓને તેમની રખાયતો ગણવી, માથા દીઠ ત્રણ પાઉંડનો વાર્ષિક કર લેવો વગેરે. જેમ શરીરમા રોગ એકજ હોય પરંતુ શરીરની બહાર તેનાં સ્વરૂપ જુદાં જુદાં માલુમ પડે છે તેમ મુખ્ય રોગ તો ઉપર જણાવેલો ત્યાની સરકારનો નીચ હેતુજ હતો અને આ કાયદાઓ તો તે રોગનાં જુદાં જુદાં સ્વરૂપ હતા તેથી તે કાયદાઓની સામે થવાને અમો તૈયાર થયા.

હવે કોઇ પણ અન્યાયી સામે થવાની બે રીતો છે. તેમા એક તો અન્યાય કરનારનાં માથાં ભાંગવાં અને તેમ કરવા જતાં આપણાં માથાં ભગાવવાં. દુનિયામાં જ્યાં ત્યાં આજ રીતિનું ગ્રહણ થાય છે. દરેક ઠેકાણે લડાઇઓ ચાલે છે, લાખો અને કરોડો

માણસોની કતલ થઇ જાય છે અને તેના પરિણામમાં પ્રજાઓ ઉંચે ચઢવાને બદલે હેઠી પડે છે. જે સિપાઇઓ જીતીને આવે છે તેઓ એટલા બધા ગાંડા થઇ જાય છે કે સમાજમાં તેઓ ત્રાસરૂપ થઈ પડે છે તેના દાખલા કંઇ ખોળવા જવા પડે તેમ નથી. બોર લડાઇ વખતે અંગ્રેજ સરકારની મેફેકીંગની જીત થઇ ત્યારે આખું ઇંગ્લંડ અને મુખ્યત્વે કરીને લંડન એટલું બધું તાનમાં આવી ગએલું કે આખો દિવસ અને રાત બધા લોકો બાળ, જુવાન અને વૃદ્ધ પુરૂષો અને સ્ત્રીઓ નચાય એટલું નાચ્યાં, કુદાય એટલું કુદયાં અને પીઠાઓમાં એક ટીપું પણ દારૂ રહેવા દીધો નહિ એ દિવસનું વર્ણન કરતાં ટાઈમ્સે લખ્યું કે, આ પ્રસંગ લોકોએ જેવી રીતે ઉજવ્યો છે તેનું યથાર્થ વર્ણન કોઇ શબ્દોથી થઇ શકે તેમ નથી માટે તેને અમે એમજ કહીશું કે "The English Nation went a Mafeking" જીતેલી પ્રજા અભિમાનથી ફુલાઇ જાય છે અને એશઆરામમાં પડી જાય છે દેશમાં થોડો વખત શાંતિ ફેલાયલી લાગે છે પણ પછી માલુમ પડે છે કે લડાઇનાં અંકુશો નાબુદ થયાને બદલે હજારગણા વધ્યા છે. લડાઇ કરીને જીત મેળવ્યાથી આખરે કોઇ દેશ સુખી થયો નથી અને થવાનો નથી તે દેશ ઉંચે ચઢયો નથી પણ હેઠે પછડાયો છે. વસ્તુતઃ તે જીત્યો નથી પણ હાર્યો છે. વળી આપણો હેતુ ભૂલભરેલો હોય તો લડાઇ કર્યાથી આપણે અને આપણા સામાવાળાને બન્નેને હાની પહોંચાડીએ છીએ, ત્યારે જે બીજી રીતિ અન્યાયની સામે થવાની છે, તેમા જો આપણે ભૂલતા હોઇએ તો આપણી જાતનેજ નુકશાન કરીએ છીએ પણ બીજાને નુકશાન કરતા નથી. આ બીજી રીતિ તે સત્યાગ્રહ. અન્યાયની સામે આ રીતિ ગ્રહણ કરનારને કોઇનાં માથાં ભાંગવાનાં નથી પણ તેણે તો ફકત પોતાનુંજ માથું ભંગાવવાનું છે. પોતાને એકલાને જ મરી રહેવાનું છે. અમોએ આફ્રિકાની સરકારના જુલમી કાયદાઓ સામે લઢવાને આ રીતિ ગ્રહણ કરી અમે સરકારને કહી દીધું કે અમો કદી પણ તમારા આ જુલમોને તાબે થવાના નથી. જેમ બે હાથ વિના તાળી પડતી નથી, બે માણસ વિના કજીઓ થતો નથી. તેમ બે વ્યકિતઓ વિના રાજ્ય સંભવતું નથી. જ્યાં સુધી અમો તમારી રૈયત રહીએ છીએ ત્યાં સુધી તમે અમારા રાજા રહી શકો છો પણ હવે આ બાબતમાં અમે તમારી રૈયત તરીકે રહેવાના નથી તો પછી તમે આ બાબતમાં અમારા ઉપર રાજ્ય પણ કરી શકવાના નથી. અમે રૈયત નથી તો તમે રાજા પણ નથી. જ્યાં સુધી તમો અમોને ન્યાયથી અને પ્રેમથી બાંધશો ત્યાં સુધી તમારાથી અમે બંધાઇશું; પણ તમે અમારી સાથે દગો રમી કચરી નાખવા માગશો તે તો કદીજ બનવાનું નથી. બીજી બાબતમાં તમારે ફાવે તેમ કરો, પણ આમારા માટે જે કાયદા કરો તેમાં તો તમારે અમને પૂછવુંજ પડશે અને અમને પૂછયા વિના અમને હેઠા પાડવા જે જે કાયદા કરશો તે તો તમારી પોથીમાંજ રહેવાના છે. અમે તેને તાબે કદી થઇશું નહિ અને તેના ભંગને માટે તમે જે શિક્ષા કરશો તે ભોગવવાને અમે તૈયાર જ છીએ. જેલમાં મોકલશો, તો તેમા સ્વર્ગ સમજીને રહીશું; ફાંસીએ ચઢાવશો તો હસતે ચહેરે ચઢીશું. અમો અમારાપર જેટલાં દુખ નાખશો તે સહન કરીશું

પણ તમારો વાળ પણ વાંકો નહિ કરીએ. અમે મરી રહીશું, તમને હાથ સરખો નહિ અડાડીએ; પણ આ દેહમાં શ્વાસ છે ત્યાંસુધી તમારા જોહુકમી કાયદા અમારી પાસે તમે પળાવી શકવાના નથી. આ પ્રમાણે અમે ત્યાંની સરકારને કહેણ મોકલ્યું. શરૂઆત એમ થઇ કે એક રવિવારને દિવસે જોહાન્સબર્ગમાં મારા ઘરની સામેની ટેકરી ઉપર હું અને હેમચંદ કરીને એક ગૃહસ્થ સાંજને સમયે બેઠા હતા. એ દિવસ જાણે કાલે જ ગયો હોય તેવો મને યાદ આવે છે. મારી પાસે સરકારી ગેઝેટ આવેલું, તેમાં ઉપર જણાવેલા કેટલાક કાયદાઓ હિંદીઓ સામે પસાર થવાની બાબત લખેલી હતી. તે વાંચતાની સાથે જ મારૂં આખું શરીર ધ્રુજવા લાગ્યું અને એમ થયું કે સરકાર એના મનમાં સમજે છે શું? મેં એકદમ તેનો તરજુમો કરી નીચે ઉમેર્યું કે અમે આ કાયદાઓને કદી તાબે થઈશું નહિ. આ લખાણ તુરત ફીનીકસ છાપવા મોકલ્યું. આ વખતે મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે કોઇ પણ હિંદી આ બાબતમાં અપૂર્વ શૌર્ય દાખવશે અને સત્યાગ્રહની આવી મહાન્ લડત ચાલશે. મેં તુરત આપણા હિંદીઓને આ હકીકત જણાવી અને ઘણા સત્યાગ્રહની લડતમાં જોડાવા તૈયાર થયા. પહેલી વખતની લડતમાં સંખ્યાબંધ માણસો જોડાયલા તે એમ સમજીને કે થોડો વખત સહન કરી લીધાથી આપણો હેતુ પાર પડી જશે, એટલે જ્યારે બીજી વખત લડત શરૂ કરવી પડી ત્યારે પ્રથમ થોડા જ માણસો જોડાયા પણ પાછળથી પુષ્કળ માણસો જોડાયા અને જ્યારે ગોખલે સાહેબ આફ્રિકા આવ્યા ત્યારે સરકારે સમાધાન કરવાનું વચન આપ્યું અને તેથી લડત બંધ થઇ. પણ પાછળથી જ્યારે સરકારે દગો કર્યો અને પોતાનું વચન પાળ્યું નહિ એટલે ત્રીજી વખત લડત શરૂ કરવી પડી. આ વખતે ગોખલે સાહેબે મ્હને પૂછાવેલું કે લડતમાં કેટલા માણસો જોડાશે? મેં ઓછામાં ઓછા ત્રીશ અને વધુમાં વધુ સાઠ માણસો જોડાશે તેમ જણાવેલું પણ તેટલાં પણ જોડાયાં નહિ અને અમે ફક્ત સોળ માણસોએ જ લડત શરૂ કરી. અમે તો દૃઢ નિશ્ચય કરેલો કે સરકાર જ્યાં સુધી પોતાના જુલમી કાયદાઓ રદ ન કરે અથવા કંઇ પણ સંતોષકારક સમાધાન થાય નહિ ત્યાં સુધી હરેક પ્રકારની સજા સહન કરવી પણ નમવું નહિ. આ વખતે વધુ માણસો અમારી સાથે સામેલ થવાની જરા પણ આશા નહોતી પરંતુ કોઈ પણ માણસ નિઃસ્વાર્થપણે સત્યને ખાતર અને પોતાના દેશના ભલાને ખાતર આત્માર્પણ કરે છે, તેની મહાન્ અસર થયા વિના રહેતી જ નથી. એકદમ જોતજોતામાં વીશ હજાર માણસો લડતમાં દાખલ થયા અને જેલો પણ નાની પડી અને આખા હિંદુસ્થાનનું લોહી ઉકળવા લાગ્યું. ઘણા કહે છે કે લૉર્ડ હાર્ડીંજ વચમાં પડયા ન હોત તો સમાધાનીનો વખત ન આવત, પણ તેમ કહેનારા એમ વિચારવાનું વિસરી જાય છે કે લૉર્ડ હાર્ડીંજ કેમ વચમાં પડયા? કેનેડામા હિંદવાસીઓને જે દુઃખ છે તેવું તો દક્ષિણ આફ્રિકામાં નહોતું તો કેનેડાની બાબતમાં કાં વચમાં પડયા નહિ અને આફ્રિકાની બાબતમાં વચમાં પડવું પડ્યું? જ્યાં હજારો મનુષ્યોનું આત્મબળ એકત્ર થાય, જ્યાં અસંખ્ય સ્ત્રીઓ અને પુરૂષો પ્રાણ આપવાને તૈયાર થાય ત્યાં શું અશક્ય છે? લૉર્ડ હાર્ડીંજને વચમાં પડયા વિના ચાલી શકે એમ નહોતું

અને તેથી વચમાં પડી તેમણે ખરૂં ડહાપણ વાપર્યું, અને આપણે જોયું તેમ આફ્રિકાની સરકારને સમાધાન કરવું પડ્યું. આ ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે કોઇનાં પણ માથાં ભાંગ્યા વિના ફક્ત આત્મબળથી-સત્યાગ્રહથી આપણે ધારીએ તે મેળવી શકીએ છીએ. હથીઆરથી લડનારને હથીઆરની અને બીજાની મદદની રાહ જોવી પડે છે, ગલીકુંચીઓ ખોળવી પડે છે, પણ સત્યાગ્રહથી લડનારનો રસ્તો સીધો છે, તેને કોઇની મદદની રાહ જોવી પડતી નથી તે એકલો સત્યાગ્રહી થઇ શકે છે ફક્ત એટલું જ કે બીજાની મદદ નહોય તો પરિણામ મોડું આવે. આફ્રિકાની લડતમાં અમો થોડા માણસો જોડાયા હોત તો ફક્ત ફેર એટલોજ પડત કે અત્યારે તમે મને તમારી વચમાં બેઠેલો ન જોત. કદાચ મારી આખી જીંદગી પણ ત્યાંજ લડતમાં પૂરી થાત પણ તેથી શું થયું? પરિણામ તો જે આવ્યું તે તો મોડું વહેલું આવ્યા વિના રહેત જ નહિ. સત્યાગ્રહની લડતમા ફક્ત પોતાની જ તૈયારી જોઇએ. સંયમ પૂરેપૂરો સધાયો હોવો જોઇએ અને તેવી તૈયારી કરવા જંગલમાં રહેવું પડે તો ત્યાં રહેવું તેમાં જે વખત જાય તે વૃથા કાળક્ષેપ ન સમજવો ક્રાઇસ્ટે જગતના ઉદ્ધાર માટે બહાર પડતા પહેલાં ચાળીશ દિવસ સુધી જંગલમાં રહી પોતાની તૈયારી કરી હતી અને બુધ્ધે તેવી તૈયારીમાં વર્ષો ગાળ્યાં હતા. જો તેમણે તેમ ન કર્યું હોત તો તેઓ કદાચ ક્રાઇસ્ટ અને બુદ્ધ ન થઇ શકયા હોત તેવીજ રીતે સત્યને માટે અને પરમાર્થે આ દેહને ગુકાવવા આપણે માગતા હોઈએ તો પ્રથમ બ્રહ્મચર્ય, અહિંસા, સત્ય વિગેરે ગુણો કેળવી આત્માને ઉન્નત બનાવવો જોઇએ અને પછી જ આપણે ખરી સ્વદેશસેવા કરવાને લાયક થયા ગણાઈએ. ટુકામાં સત્યગ્રહની લડતનો હેતુ બાયલા મટી પુરૂષાતન લાવવાનો અને ખરૂં મનુષ્યત્વ ખીલવવાનો હતો અને ત્યાંની સરકાર સામેની લડત તે કાર્યક્ષેત્ર હતું.

શ્રોતા.

# ભરૂચમાં જાહેર જીવન.

## જુની સંસ્થાઓ

નવીન જમાનાને તથા આપણી સંસ્કૃતિને અનુકૂળ આપણા જીવનની પરિસ્થિતિ સિદ્ધ થાય, એવા ઉચ્ચ ઉદ્દેશથી પ્રકટતું 'નવજીવન અને સત્ય' માસિક આપણા ગુજરાતમાં અતિ ઉત્તમ રીતે લોકમત જાગ્રત કરી તથા કેળવી નવજીવનમા રહેતું સર્વ ચૈતન્ય આપણને અર્પે છે તથા ગુજરાતની જાગૃતિ તથા પ્રગતિ દર્શાવવા, 'ગુજરાતનું જાહેર જીવન' એ વિષય—દ્વારા ગુજરાતના મુખ્ય મુખ્ય શહેરોની સાર્વજનિક સંસ્થાઓ તથા જાહેર પ્રવૃત્તિઓ સંબધી લેખો પ્રસિદ્ધ કરે છે તે સર્વ માટે ઉક્ત માસિકના વિદ્વાન તંત્રીનો અંતઃકરણપૂર્વક ઉપકાર માની 'ભરૂચનુ જાહેર જીવન' એ નામનો એક લઘુ લેખ લખવા આ અલ્પ પ્રયાસ છે.

ગુજરાતમાં ભરૂચનું સ્થાન વિલક્ષણ છે. અમદાવાદ, સુરત. વડોદરા કે નડીઆદની સરખામણીમા, જાહેર જીવનની દૃષ્ટિએ, ભરૂચ, છેક ઉતરતું કહી શકાય એમ નથી. બંગાળા અને મહારાષ્ટ્ર અથવા ઉત્તર હિંદ કે પંજાબમા વ્યાપી રહેલો દેશાભિમાન અને આત્મભોગનો ઉમદા ગુણ, વ્યાવહારિક ગુજરાતમાં હજી તેટલા પ્રમાણમાં ન જણાય તો પણ આ સર્વતોમુખી જાગ્રતિના સમયમાં ગુજરાતના ઉપરોકત શહેરોએ પોતાના સાધનો અને સંયોગો અનુસાર જાહેર જુસ્સો દાખવ્યો છે અને તેમના જાહેર જીવનમાં માત્ર અંશનોજ ફેર છે જે શહેરના પ્રગતિમાન સાધનો સારાં અને જેના ઉત્કર્ષમાં ઉત્તમ સયોગોએ ઠીક વહેલો ભાગ ભજવ્યો હોય તે શહેર સ્વભાવિક રીતે આગળ વધેલું હોય છે અને તેટલા પ્રમાણમાં તેનું જાહેર જીવન પણ આગળ વધેલું હોય છે.

પુરાણ પ્રસિદ્ધ ભરૂચના ઇતિહાસ, જાહોજલાલી કે ગૌરવ વિષેના ઉલ્લેખ માટે અત્રે સ્થળ કે સમય નથી, પરંતુ પ્રતાપી બ્રિટીશ રાજ્ય અમલની શિતળ છાય તળે તેની પ્રગતિ તથા જાહેર પ્રવૃત્તિઓનું આ પ્રગતિ અને પ્રવૃત્તિના યુગમા સ્હેજ દિગ્દર્શન કરીશું. ભરૂચમાથી નવાબી તથા પેશ્વાઈ અમલ તૂટતાં, તેની સ્થિતિ, 'ભાંગ્યું ભાંગ્યું તો એ ભરૂચ' જેવી રહી હતી ને ભરૂચી ભાઈઓમાથી નવાબીપણાનો ગુણ નષ્ટ થયો ન હતો. અંગ્રેજી શિક્ષણ તથા અંગ્રેજી રાજ્યના અગણિત લાભોને લીધેજ જાહેર જીવનની મહત્તા સમજાઇ છે તથા 'ભરૂચનું જાહેર જીવન' એ બન્ને ઉપર અવલંબેલું છે.

ભરૂચમાં નવાબના દિવાન લલ્લુભાઈએ 'હિન્દુ મહાજન' નામની જાહેર સંસ્થા સ્થાપી, વેપારીઓ પાસે દર વર્ષે 'લાગા' લેવાનું ઠરાવી, પાંજરાપોળ, સદાવ્રત તથા

વૈષ્ણવ મંદિરોને નભાવ્યાં. ઉક્ત મહાજન સંસ્થાની દાનની દિશા હવે જો નવા જમાનાને અનુરૂપ બદલવામાં આવે ને નવીન જમાનાની યોગ્ય સંસ્થાઓને સંગીન મદદ કરવામાં આવે તો તે ઘણું ઇષ્ટ થઇ પડશે. આપણા ધર્માદા ખાતાઓનો હિસાબ ચોખ્ખો રહેતો નથી તથા તે સંબંધી ઘણી બૂમ હોય છે તેથી તે સંબંધી કાયદો થઈ કંઇ યોગ્ય વ્યવસ્થા થવાની અતિ આવશ્યકતા છે. ટુંકમાં ભરૂચના આગેવાન ગૃહસ્થોએ ઉપરોક્ત જુની 'મહાજન' સંસ્થાને નવીન સ્વરૂપમાં જીવંત રાખવા સતત્ પ્રયત્નશીલ થવું જોઇએ. ભરૂચના સુપ્રસિદ્ધ દેશાઈજી કલ્યાણજીરાય હકુમતરાયજી ભરૂચી પ્રજાના ઉદાર નેતા હતા ને તેમને હાથે પ્રજાહિતના પરમાર્થી કાર્યો થયલાં તે પ્રમાણે તેમના વંશજ દેશાઇજી હરિપ્રસાદજીએ મજમુદાર કુટુંબીઓએ અને નવાબના તથા કાજી સાહેબના કુટુંબીઓએ જનસેવાના પરોપકારી કાર્યો પોતાની સંપત્તિ મુજબ ઉદારતાથી કરવાં જોઇએ ને અત્રેનું જાહેર જીવન વિકસાવી ઉપયોગી કરવું જોઇએ. અહીંની પાઠશાળા, અન્નક્ષેત્રો તથા વિદ્યાર્થી આશ્રમો સુવ્યવસ્થિત રીતે ચલાવવા જોઈએ જેથી ભરૂચની એક પવિત્ર તિર્થ તરીકે યોગ્યતા જળવાઇ રહે અને ધર્મનું શુદ્ધ સ્વરૂપમાં સંરક્ષણ થાય. ભરૂચની સનાતન ધર્મ સભાએ તથા ભરૂચી ધર્મિષ્ટ ગૃહસ્થોએ ઉપરોક્ત ધર્મકાર્ય કરવા ઉદ્યુક્ત થવું જોઇએ ને ભરૂચની ધર્મશાળાઓની પણ સંભાળ તથા દેખરેખ રાખવી જોઇએ. હિંદુ ધર્મના રક્ષણ અર્થે અને હિંદુ અનાથોને ભણાવી તથા જુદા જુદા ઉદ્યોગો શીખવી તેમનું જીવન ઉપયોગી કરવા અર્થે સ્વામી જ્ઞાનાનંદજીના સુપ્રયાસથી અત્રે સ્થપાયલા 'હિંદુ અનાથાશ્રમ'ને અત્રેના તેમજ બહારના ધાર્મિક ગૃહસ્થોએ મોટી મોટી સખાવતોથી નવાજી સમૃદ્ધ કરવા કમર કસવી જોઇએ.

'હિંદુ અનાથાશ્રમ' સિવાય, ઉપર વર્ણવેલી ભરૂચની જુની સંસ્થાઓ તથા તેમની અસલી પદ્ધતિ મુજબની પ્રવૃત્તિઓનું કંઇક રેખાદર્શન કર્યા પછી નૂતન જમાનાની નૂતન સંસ્થાઓ તથા નૂતન પ્રવૃત્તિઓનું કઈક ઝાંખું ચિત્ર દોરીએઃ—

## સીટી મ્યુનીસીપાલીટી.

જ્યારે દેશમાં 'સામ્રાજ્યમાં સ્વરાજ્ય' મેળવવા આપણે યોગ્ય છીએ" એવી ભાવના પ્રવર્તી રહી છે ત્યારે 'સ્થાનિક સ્વરાજ્ય'નું ઉત્તમ શિક્ષણ આપનાર, ભરૂચ શહેરનું સુધરાઇ ખાતું, ભરૂચના જાહેર જીવનમાં અગ્રપદ વ્યાજબી રીતે લેઇ શકે. ભરૂચ શહેરની તેમજ ભરૂચ જીલ્લાની ઉન્નતિની વાસ્તવિક સિદ્ધિ અત્રેના કલેકટર જેવા વડા હાકેમો અને અહીંના અગ્રેસર શહેરીઓના સહકાર ઉપર આધાર રાખે છે. તેથી ભરૂચને માથે જેવો હાકેમ તેવી તેની ઉન્નતિ અને પ્રગતિ. તેમજ સાથે સાથે અહિંના જાહેર પુરૂષોની ઉત્તમ શકિતઓને, અત્રેની જાહેર પ્રવૃત્તિઓ તથા જાહેર જીવન સંબંધી કાર્ય કરવાનું, ઘણું વિશાળ ક્ષેત્ર છે. કેસુરદાસ તથા મોહનલાલ વકીલ તેમજ ચુનીલાલ સાહેબના વખતમાં ભરૂચ શહેર સુધરાઈનું કાર્ય સંતોષકારક ચાલતું એટલે કે સુધરાઇની આવકના પ્રમાણમાંજ શહેરમાં યોગ્ય સુધારા થતા. મર્હુમ દેશાઇ

ચુનીલાલજી વેણીલાલજી સી. આઇ. ઇ. ની સુધરાઇની પ્રમુખ પદવી હમેશાં યાદગાર રહી જવાની. કારણ, તેમની ડહાપણ ભરેલી રીતથી સર્વત્ર સંતોષ રહેતો. નામદાર સરકાર પાસેથી સુધરાઇ માટે સારી રકમો મેળવાતી ને સુધરાઇમાં મોટી રકમ ફાજલ રહી સુધરાઇની આર્થિક સ્થિતિ ઘણી સંગીન બની હતી. ખા. બ. સોરાબશા જ્યારે સુધરાઇના પ્રમુખ હતા ત્યારે તેઓ બધું કામ પોતાની દેખરેખ નીચે કરતા હોવાથી સુધરાઇમાં કંઇ અજબ તેજી આવી હતી અને તેને પરિણામે શહેરમાં કેટલાક સુધારા થયા હતા પણ તેમના વખતમાં પક્ષાપક્ષી આગળથી ચાલી આવેલી તેથી અને અત્રેની ગરીબ ઉપર નવા કરો નંખાયા તેથી પ્રજામાં બળડાટ ફફડાટ તથા અસંતોષ જણાતો હતો. સરદાર રા. બ. મોતીલાલ સાહેબ જેઓ હાલ સુધરાઇના પ્રમુખ છે તેઓ સારા હેતુના હુશિઆર ગૃહસ્થ છે પણ તેમના વખતમાં પક્ષાપક્ષીનો દોર હદબહારનો વધી ગયો છે ને જો કે મ્યુનિસિપાલીટીમાં પ્રજા તરફથી ચુંટાતા સભાસદોની બહુમતી છે છતાં મંદતા, પક્ષપાત અને સત્તાનો લોભ તથા દુરૂપયોગ જે જાહેર જીવનમાં શ્રાપ રૂપ ગણવાં જોઇએ તે તેમનામાં પુર બહારમાં ફેલાય છે તેથી અત્રેનું 'સ્થાનિક સ્વરાજ્ય' હરેક પળે ભારે જોખમમાં છે ને જો તે કદાચ નષ્ટ થયું તો અત્રેના જાહેર પુરૂષોને કાળી ટીલી લાગવાનો ભય રહે છે તેથી સુધરાઇ સંબંધી સર્વ શોરબકોર બંધ કરવા તથા ભરૂચની સવ પ્રકારની સ્થિતિ સુધરે તેવા પ્રયત્નો કરવા તથા ઉપાયો યોજવા એ ભરૂચના જાહેર પુરૂષોનું કર્તવ્ય કર્મ છે. તથા શહેરના સુપ્રતિષ્ઠિત વિદ્વાન ગૃહસ્થોએ પણ સુધરાઈમાં ભાગ લેતાં કોઇ પણ કારણથી અચકાવું જોઇએ નહિં.

## ભરૂચ જીલ્લાનું ખેતી તથા હુન્નર ઉદ્યોગ ખીલવનાર મંડળ.

ઉપલું મંડળ ૭ વર્ષથી અત્રે સ્થાપવામાં આવ્યું છે. અત્રેના મે. કલેકટર સાહેબ તેના પ્રમુખ છે. ખેતીવ.ડી ખાતાના તથા મહેસુલી અમલદારોની આ મંડળને મોટી મદદ છે. ખેડુતોને સારાં બી, નવી જાતનાં ઓજારો, ખાતરો વિગેરેની મદદથી પ્રયોગો કરી ખેતીવાડીનુ ઉત્તમ શિક્ષણ આપવામાં આવે છે. ખેડુત પત્રિકાઓ તથા ખેતીવાડીના માસિક દ્વારા પણ ખેડુતોને ઉપયોગી માહિતી પૂરી પાડવામાં આવે છે. ટુંકમાં ખેતી સંબંધી આ મંડળ ઘણું સંતોષકારક કામ કરે છે. પરંતુ હુન્નર ઉદ્યોગ માટે કશું થતું જણાતું નથી તેથી અત્રેના જાણીતા શહેરી ખા. બ. આદરજી મંચેરજી દલાલને તેમજ હુન્નર ઉદ્યોગના અન્ય કોઇ જ્ઞાતાને જોડી તે બાબદોને લગતું કાર્ય પણ અવશ્ય થવું જોઇએ.

## ભરૂચ સેનીટરી ઍસોસીએશન.

આ મંડળના સેક્રેટરી ખા. બ. આદરજી મચેરજી દલાલ તથા જોડયા સેક્રેટરી રા. નરહરી કે. દેશાઇના સુપ્રયાસથી આ સંસ્થા પણ ઘણું સંતોષકારક કાર્ય કરે છે. શહેરના તેમજ જીલ્લાના વિદ્વાન ડાકટરો મારફતે 'ફર્સ્ટએડ' 'માંદાની માવજત' વિગેરે વિષયો ઉપર મેજીકલેન્ટર્નની મદદ વડે આરોગ્ય સંબંધી ઘણું ઉપયોગી શિક્ષણ

અપાય છે. ટુંકમાં જીલ્લાના આરોગ્યનો પ્રશ્ન તેણે બહુ ઉત્સાહપૂર્વક ઉપાડી લીધો છે. ચાલુ વર્ષના મે માસમાં અત્રેના મે. કલેકટર સાહેબના પ્રમુખપદ નીચે તેની વાર્ષિક સભા ભરાઇ હતી તેમજ ડા. ગીસ વિદ્યાબાઇનાં પણ આરોગ્ય સંબંધી ભાષણો થયાં હતાં.

### ભરૂચ જીલ્લા સભા.

કોંગ્રેસનું મહાન કાર્ય દેશના છેક છેલ્લે ખુણે પહોંચે તથા તે કાર્યની સારી અસર અને પરિણામ માટે વ્યવસ્થિત કાર્ય આખું વર્ષ ચાલે તે માટે પ્રાંતિક કમીટીઓ અને તેની સભાઓ નીમાય છે તે ઉપરાંત જીલ્લા કમીટીઓ, તથા તેની સભાઓ નીમાય છે. તે મુજબ 'ભરૂચ ડીસ્ટ્રીક્ટ ઍસોસીએશન' અત્રે બાર વર્ષથી ચાલે છે ને તેના પ્રમુખ અત્રેના જાણીતા શહેરી અને સુપ્રદ્ધિ વકીલ રા સા. અંબાશંકર ઉત્તમરામ મલજી છે. દેશનું વર્તમાન ચૈતન્ય તથા જાગ્રતિ સ્વરૂપ જોતા આ સંસ્થાનું ભવિષ્ય ઉજ્જ્વળું લાગે છે ને દેશોદયને લગતું સર્વ પ્રકારનું ઉતમ સાહિત્ય તેણે એકત્રિત કરી તેનો વિશાળ પ્રસાર કરવો જોઇએ. જીલ્લાની હાજતો પુરી પાડવા તથા તેના દુખ દર્દોનું નિવારણ કરવાના ઉપાયો યોજવા ઉપરાંત તેણે દેશ સેવાની જ્યોત જગેજગ જગાવી 'જાહેર જીવન' નું એક અપ્રતિમ અને અપૂર્વ જ્વલંત દ્દષ્ટાંત બનવું જોઇએ તેમજ પ્રત્યેક સુશિક્ષિત દેશાભિમાની નરે તેમાં યથાશકિત ભાગ લેવા હિંમતથી બહાર પડવું જોઇએ. આ સંસ્થાનો વાર્ષિક ઉત્સવ દેશસેવક લોકમાન્ય મી. ગોપાળ કૃષ્ણ દેવધરના પ્રમુખપણા નીચે ઉજવવામાં આવ્યો હતો ત્યાર બાદ પ્રેસ એકટ રદ કરાવવા અને કૉન્સૉલીડેશન, બીલ તથા 'રૂરલ એજ્યુકેશન સંબંધી ઘટતું કરવા એક ભરૂચના શહેરીઓની જાહેર સભા બોલાવવામાં આવી હતી.

### ભરૂચ સરકારી કાર્ય.

ઉપલું કાર્ય ભરૂચ જીલ્લાના ઑનરરી ઑરગેનાઇઝર રા. સા. અંબાશંકર ઉતમરામ મલજી ઘણું સંતોષકારક રીતે કર્યે જાય છે અને તેથી ભરૂચ જીલ્લાના ખેડુતોને ઘણી રાહત મળે છે.

### ભરૂચ સાહિત્ય સભા.

અત્રેના વતની પ્રોફેસર બળવંતરાય કલ્યાણરાય ઠાકોરની પ્રેરણાથી ઉક્ત સંસ્થા અસ્તિત્વમાં આવી છે ને આ વર્ષે 'દયારામની કવિતા સંબંધી' એક નાગર ગૃહસ્થે તેમાં ભાષણ આપ્યું હતું. આ સંસ્થાને વધુ ચેતનમય થવાની જરૂર છે.

### ભરૂચ સ્ટુડન્ટસ બ્રધરહુડ.

અત્રેની યુનીઅન હાઇસ્કુલમાં બે ડીબેટીંગ સોસાયટીઓ ત્યાંના વિદ્યાર્થીઓની હતી તે ડૉ સુમન્ત મહેતા તથા અત્રેના વતની અને મુંબઇ હાઇ કોર્ટના ઍડવોકેટ રા. કનૈયાલાલ માણેકલાલ મુનશીના બેવડા પ્રેરકબળથી એકત્રિત-થઇ ઉપલા નામની સંસ્થામાં ફેરવાઇ ગઇ છે. તેના સેક્રેટરી રા. અંબાલાલ પ્રાણલાલ મોલા વકીલ છે

ને તે સંસ્થા તરફથી ડૉ. સુમન્ત મહેતા, રા. કનૈયાલાલ મુનશી, રા. અ. વિ. ઠક્કર, પ્રો. બ. ક. ઠાકોર અને રા. શંકરપ્રસાદ છ. રાવળે ભાષણો અત્રેની ધી દાદાભાઇ ફ્રી રીડીંગ રૂમ અને લાયબ્રેરીના દાદાભાઇ હૉલમાં આપ્યાં હતાં.

### ભરૂચ કસરતશાળા.

આપણા યુવાન વિદ્યાર્થીઓની શારિરીક સંપત્તિ સુધરે તથા તેમના શાળા-શિક્ષણમાં તેમને સરળતા મળે એવા શુભ હેતુથી રા. અંબાલાલ પ્રાણલાલ મોલા વકીલે ભરૂચ બટુકનાથમાં એક અખાડો સ્થાપ્યો છે જ્યાં હરેક પ્રકારની કસરત કરવાની જોગવાઇ કરવામાં આવી છે તથા રવિવારે તેમજ તહેવારના રજાના દિવસોએ ઉત્તમ પુસ્તકોમાંથી ઉપયોગી ફકરાઓ વાચવામાં આવે છે. રા. અંબાલાલ બ. પુરાણીએ ત્યાં હરીકીર્તન કર્યું હતું તેમજ ત્યાં એક ભાષણ પણ આપ્યું હતું.

### ભરૂચની રાત્રીશાળા.

અત્રે થોડાક વખતથી એક રાત્રીશાળા રા. મા. અંબાશંકર મલજીના હસ્તે ખોલવામા આવી છે. તેનું કાર્ય કરનાર રા. ચીમનલાલ નગીનલાલ ગુંદરીઆ છે. રાત્રી શાળામા શીખનારાઓની સંખ્યા સારી રીતે વધેલી હોવાથી એક વર્ગ 'દાદાભાઇ લાયબ્રરી'ના હૉલમાં તથા બીજો વર્ગ અત્રેના નવા દહેરા સામે 'સનાતન ધર્મ સભા'વાળા મકાનમા ખોલવામા આવ્યો છે તથા દર રવિવારે જુદા જુદા ગૃહસ્થો મારફતે ધાર્મિક વ્યાખ્યાનો આપવાનો પ્રબંધ રાખવામા આવ્યો છે. રાત્રી શાળામાં અંગ્રેજી શિક્ષણ અપાય છે

### ભરૂચ સનાતન ધર્મ સભા.

આપણા સનાતન ધર્મના સરંક્ષણાર્થે ઉપલા નામવાળી સંસ્થા અત્રે સ્થપાઇ છે. તેમાં દર શનિવારે ધર્મ જ્ઞાનના વિષયો ચર્ચાય છે તે ઉપરાત તેણે સંધ્યા શીખવવાનો પણ એક વર્ગ ખોલ્યો છે તથા તે સંસ્થા મારફતે શ્રી પૂર્ણાનંદજીએ તથા શ્રી 'બાળ યોગી' મહારાજે ઉત્તમ અસરકારક ભાષણો આપ્યાં હતા

### ભરૂચ કેળવણી કમીટી.

ભરૂચ શહેર તેમજ ભરૂચ જીલ્લાની કેળવણી સમયાનુસાર આગળ કેમ વધે, તે સંબંધી વિચાર કરવા અત્રેના શહેરીઓની એક જાહેર સભા મળી હતી ને તેમાં ૨૭ ગૃહસ્થોની એક કેળવણી કમીટી નીમાઇ હતી. ત્યાર બાદ ૭ ગૃહસ્થોની એક સબ કમીટી નીમાઇ છે. એક અંગ્રેજી મીડલ સ્કુલ તથા રાત્રીશાળા યોગ્ય રીતે ચલાવવા તેનો વિચાર નક્કી થાય એમ લાગે છે. આડેશ્વરના રહીશ મી. હરીભાઇ ઝવેરભાઇ અમીનનો આ કાર્ય પ્રતિ સારો ઉત્સાહ જણાય છે

### જ્ઞાતિ પત્ર તંત્રી સમેલન

'ભાર્ગવ ત્રિમાસિક'ના વિદ્વાન તંત્રી રા. કનૈયાલાલ મુનશીએ સુરત સાહિત્ય પરિષદ વખતે જ્ઞાતિપત્રોના તંત્રીઓને આમંત્ર્યા હતા, તેનું બીજું સંમેલન રા. રા.

મણિલાલ અજીતરાય ઠાકોરના પ્રમુખપણા નીચે અત્રેના ધી દાદાભાઈ લાયબ્રરીવાળા હૉલમાં ભરવામાં આવ્યું હતું. રા. ચીમનલાલ હરદેરામ સન્માનકારિણી સભાના પ્રમુખ હતા. તે સંમેલનમાં ઉપયોગી સામાજિક કાર્ય થયું હતું ને ભાષણો પણ ઉત્તમ થયાં હતાં.

આ ઉપરાંત તા. ૧૦-૭-૧૯૧૬ ને રોજ 'બેલ્જીઅમ ચીલ્ડ્રન્સ ડે' અત્રે ભારે ઉત્સાહથી ઉજવવામાં આવ્યો હતો તેમજ તા ૪-૮-૧૯૧૬ ના લડાઇના વાર્ષિક દિવસે અત્રેના મે. કલેકટર સાહેબના પ્રમુખપણા નીચે એક જાહેરસભા ભરાઇ હતી તથા જુદી જુદી કોમોએ આપણી કૃપાળુ સરકાર તથા મિત્રરાજ્યોને સત્વર વિજય મળો તે માટે પ્રાર્થના કરી હતી.

અત્રેની આર્યસમાજ જાગ્રતપણેથી સંતોષકારક કાર્ય કરે છે તેમજ થીઓસોફીકલ સોસાયટી પણ પોતાનું કાર્ય કરે જાય છે.

અત્રેથી ભરૂચ સમાચાર, ભરૂચમિત્ર, સાપ્રત સમય, ખેતીવાડીનું માસિક તથા દશા લાડ પત્રિકા પ્રસિદ્ધ થાય છે ને અત્રેના સેનીટરી એસોસીએશન તરફથી પણ તેનું ચોપાનીઉં નીકળનાર છે.

અહીં સરકારી હાઈસ્કુલ તથા મીડલસ્કુલ, સરકારી બોર્ડીંગ, એક ખાનગી હાઇસ્કુલ તથા રજપુત, પાટીદાર અને મુસલમાન કોમોના બોર્ડીંગ હાઉસો છે. ઉપલી નિશાળોની ક્રિકેટ કલબો ઉપરાંત અત્રે યુરોપીઅન જીમખાના તેમજ ભરૂચ ક્રિકેટ કલબ છે. અત્રે સોશ્યલ કલબ, કૉસ્મોપોલીટન કલબ તથા બે પારસી કલબો છે. અત્રે રાયચંદ દીપચંદ લાયબ્રરી, નૃસિંહ પુસ્તકાલય, ફ્રી રીડીંગ રૂમ અને લાયબ્રરી, સ્ત્રી લાયબ્રરી તથા મુસલમાન લાયબ્રરી છે. આ પ્રમાણે ભરૂચનું અલ્પ જાહેર જીવન છે. ઉદ્યોગ, સંસાર સુધારા તથા સાહિત્યના ક્ષેત્રોમાં વિહરવાનું હજી તેને બાકી છે. આશા છે કે ભરૂચીભાઈઓને ઉણપ લાંબો વખત ટકવા નહિ દે અને અત્રેની 'સ્ત્રી લાયબ્રરી' ને જીવંત બનાવી 'સ્ત્રી જાતિની સુધારણા'ના પ્રશ્નનો નિવેડો યોગ્ય રીતે લાવવા પ્રયત્નો થશે. અંતમાં ભરૂચનું જાહેર જીવન આદર્શરૂપ અને માર્ગદર્શક બની ભરૂચ જીલ્લાની ઉન્નતિ થાઓ અને દેશોન્નતિના કાર્યમાં ભરૂચ પોતાનો અદના હિસ્સો આપવા સત્વર યોગ્ય બનો !

'ભરૂચી'

---

# ગુજરાતમાં જાહેર જીવન.

## અમદાવાદ.

૨૦-૮-૧૬

### અમદાવાદ સેનીટરી એસોસીએશન.

મુખ્યત્વે કરીને ડૉ. સુમન્ત. બી. મ્હેતાના પ્રયાસથી આ મંડળ સ્થાપવામાં આવ્યું છે. એમણે અમદાવાદમાં આવી શેહેરની તેમજ આજુબાજુની ઘણી ખરી દેશોપકારક સંસ્થાઓની મુલાકાત લીધી છે. અને અત્રેના ન્હાના મ્હોટા તમામ સમાજ સેવકોની જાતે ઓળખાણ કરી અમુલ્ય સૂચનાઓનો તેમજ વ્યવહારૂ માર્ગો દર્શાવવાનો

વિદ્યાલયને સમર્પ્યો છે, અને ઑનરરી સુપ્રીન્ટેન્ડન્ટનો ઓધ્ધો સ્વિકારી કર્તવ્ય રૂઢ થયા છે. સ્થળ સંકોચને લીધે બાળ વર્ગમાં વધુ સંખ્યા લેવાનું બંધ કરવામાં આવ્યું છે. મહિલા વિદ્યાલયના કાર્યવાહકોને એક નમ્ર સુચના કરવાની રજા લઇશ કે છાપાપાર શોભે એવા વિષયોની હારમાળા દાખલ કરવા કરતા સંગીન રીતે શીખવી શકાય એવા થોડા પણ ઉપયોગી વિષયો રાખવામાં આવશે તો કેળવણીનું કાર્ય વધારે ફળદાયી નિવડશે. મોટી ઉમ્મરની સ્ત્રીઓની કેળવણીમાં ગૃહકાર્યમાં વિક્ષેપ રૂપ થાય એવી ગૃહપઠન (Home lessons)ની પદ્ધતિ કાઢી નાખી શાળામાં જ તૈયાર કરવાની, ગૃહપઠન બીલકુલ ન આપવાની, નવીન રૂઢી દાખલ કરવામાં આવે તો તે ઉમ્મરે પહોચેલી સ્ત્રીઓને વધારે આવકારદાયક થઇ પડવાનો સંભવ છે.

સ્ત્રી સમાજની પ્રવૃત્તિઓ ચાલુ છે અને સાંભળ્યા પ્રમાણે સભાસદોની સંખ્યા લગભગ ૯૦ ની થઇ ગઇ છે.

### જીલ્લા સભા.

ગઇ તારીખ ૩૦ મી એ સુરત ડીસ્ટ્રીક્ટ એસોસીએશનની એક સભા પ્રેસ એક્ટ સંબંધી વિચાર કરવા માટે મળી હતી અને નામદાર સરકારને તે કાયદો રદ કરવા તથા તેના થતા ઉપયોગ માટે વાંધા દરશાવવાને એક મેમોરીયલ જલદીથી રવાના કરવાનો ..ઠરવામાં આવ્યો હતો. મંડળના કાયદા કાનુનો ઘડી સભા સનમુખ જલદીથી ..ઠરવાને કારોબારી કમીટીને સત્તા આપવામાં આવી હતી. જીલ્લા સભા સજીવન છે એમ પ્રજાના જાણમાં આવતાં સભાસદોની સંખ્યા વધતી જાય છે, અને આશા છે કે સભા વખતો વખત પોતાના આસ્તિત્વને પોતાના કાર્યનું તથા પોતાના કર્તવ્યનું ભાન જેમ જેમ પ્રજાને કરાવશે તેમ તેમ તેની સંખ્યામાં વધારો થશે અને તેનું જીવન ઉપયોગી થતુ જશે.

કરસુખ વી. વોરા.

## માસિકો.

### ગુજરાતી.

#### પ્રાંસાંગિક નોંધ.

અષાઢના "વસંત" માં આ શીર્ષક નીચે પ્રો. આનન્દશંકર ધ્રુવે, ફર્વેની યુનિવર્સિટીએ પ્રવેશક તેમજ કૉલેજના પહેલા બીજા તથા ત્રીજા વર્ષની પરીક્ષા માટે પસાર કરેલા ઠરાવો આપ્યા છે. ત્હેના મુખ્ય ભાગ નીચે ટાકીશું:—

એન્ટ્રન્સ' (પ્રવેશક) પરીક્ષામાં આવશ્યક અને ઐચ્છિક વિષયની સંખ્યાઃ

મિ. ધારપુરે અને પ્રો. લિમયેએ રજુ કરેલો ઠરાવ

ચાર આવશ્યક અને બે ઐચ્છિક વિષય રાખવા.

બીજા સુધારા રદ થયા અને આ ઠરાવ પસાર થયો.

### એન્ટ્રન્સ પરિક્ષામાં આવશ્યક વિષયો:

(અ) પ્રમુખે રજુ કરેલો અને પસાર થએલો ઠરાવ: ચાર આવશ્યક વિષયો પૈકી—
અંગ્રેજી અને પ્રચલિત દેશભાષા ( Vernacular ) એ બે વિષયો રાખવા.

(બ) પ્રો. લિમયે અને મિ. પ્રધાને રજુ કરેલો અને છેવટે થએલો ઠરાવ કે—
બાકીના બે આવશ્યક વિષયો—(૧) ઇતિહાસ અને (૨) ગૃહવ્યવસ્થા તથા આરોગ્ય.
(બીજા સુધારા રદ થયા હતા)

એટલે એન્ટ્રન્સ માટે (૧) અંગ્રેજી, (૨) પ્રચલિત દેશભાષા, (૩) ઇતિહાસ અને (૪) ગૃહવ્યવસ્થા તથા આરોગ્ય એ ચાર વિષયો આવશ્યક કર્યા.

### 'એન્ટ્રન્સ' માટે ઐચ્છિક ( optional ) અને પ્રમાણપત્ર ( certificate ) ના વિષય:

આ માટે કેટલીક ચર્ચા થઇ ને આખરે—પ્રમુખ તરફથી નીચે પ્રમાણે ઠરાવ મૂકવામાં આવ્યા અને તે પસાર થયા.

#### (અ) ઐચ્છિક વિષય:

શિષ્ટ ભાષા ( higher course ઉચ્ચ ભૂમિકા ), ભૌતિક વિજ્ઞાનશાસ્ત્રો ( Physical Sciences) પ્રાકૃતિક શાસ્ત્રો ( Natural Sciences ). ગણિત, બીજગણિત અને ભૂમિતિ, હિન્દી, ભૂગોલ, ચિત્રકલા ( ઉચ્ચ ભૂમિકા ), સંગીતકલા ( ઉચ્ચ ભૂમિકા ), સૂચિકલા ( શીવણ—ગૂંથણ-ભરત: ઉચ્ચ ભૂમિકા ) એમાંના ગમે તે બે ઐચ્છિક વિષય રાખવા.

#### (બ) પ્રમાણપત્રના વિષય.

નીચેના વિષયનો અભ્યાસ પૂરો કર્યો છે એવું મુખ્ય અધ્યાપક તરફથી 'સર્ટિફિકેટ' યાને પ્રમાણપત્ર મળવું જોઇએ;

(૧) શિષ્ટ ભાષા ( પ્રથમ ભૂમિકા—elementary course ). (૨) અંકગણિત. (૩) ચિત્ર વા સંગીત. (૪) સૂચિ.

### 'ફર્સ્ટ યર' યાને પ્રથમ વર્ષની પરીક્ષાનો અભ્યાસક્રમ:

પ્રમુખ તરફથી નીચેના વિષયો રાખવા ઠરાવ મૂકાયો અને તે પસાર થયો.

(૧) અંગ્રેજી, (૨) પ્રચલિત દેશભાષા, (૩) ઇતિહાસ, અને (૪) ગૃહવ્યવસ્થા તથા આરોગ્ય અને નીચેનો એક ઐચ્છિક વિષય:

(૧) શિષ્ટભાષા, (૨) નીતિશાસ્ત્ર અને તત્વજ્ઞાન ( Ethics and Philosophy ) (૩) ગણિતશાસ્ત્ર, (૪) રેખા અને રંગ ચિત્રણ ( Drawing and Painting ), (૫) સંગીત, (૬) ભૌતિક શાસ્ત્રો, (૭) પ્રાકૃતિક શાસ્ત્રો, (૮) અંગ્રેજી, (૯) શિક્ષણશાસ્ત્ર, (૧૦) તુલનાત્મક ધર્મવિદ્યા (Comparative Religion), (૧૧) ઇતિહાસ અને અર્થશાસ્ત્ર (Economics).

### બીજા અને ત્રીજા * વર્ષની પરીક્ષાના વિષયો.

પ્રમુખે રજુ કરેલો અને પસાર થએલો ઠરાવ—કે બીજા અને ત્રીજા વર્ષમાં નીચેના વિષય રાખવા:

* ત્રણ વર્ષનો જ અભ્યાસક્રમ રાખવો એમ ઠરાવ થયો હતો.

(૧) અંગ્રેજી (૨) પ્રચલિત દેશભાષા, (૩) ઇતિહાસ, (૪) ગૃહવ્યવસ્થા અને આરોગ્ય અને નીચેના ઐચ્છિક વિષયો પૈકી એક

(૧) શિષ્ટભાષા (૨) નીતિશાસ્ત્ર અને તત્વજ્ઞાન (૩) ગણિતશાસ્ત્ર, (૪) રેખા અને રંગ ચિત્રણ, (૫) સંગીત, (૬) ભૌતિક શાસ્ત્રો, (૭) પ્રાકૃતિક શાસ્ત્રો, (૮) અંગ્રેજી, (૯) શિક્ષણશાસ્ત્ર, (૧૦) તુલનાત્મક ધર્મવિદ્યા, અને (૧૧) ઇતિહાસ અને અર્થશાસ્ત્ર

ઐચ્છિક વિષય આદિથી અંત સુધી એનો એ જ રહેવો જોઇએ.

આ ઠરાવો ઉપર થોડી ટીકા કરીને લેખક અંતમા સૂચવે છે કે અમદાવાદમા હમણાં સ્થપાએલા મહિલા વિદ્યાલયને અને બીજે સ્થળે સ્થપાતી તેહવીજ સ્વતંત્ર સંસ્થાઓને પ્રો કર્વેની યુનિવર્સિટી સાથે જોડવામા કંઇ વાધો હોઇ શકેજ નહિ દરેક ગુજરાતી આ દૂરદર્શી વિચારને સંમતિ આપશે, એમ અમને લાગે છે.

## આવતી પ્રાંતિક પરિષદ્.

રા. ચંદ્રશંકર ન પંડયા એ આ વિષય ઉપર સમાલોચકના જુલાઇ માસના અંકમા એક પ્રોત્સાહક લેખ પ્રકટ કરી આપણી કીંમતી સેવા બજાવી છે અમદાવાદને પ્રાંતિક પરિષદ ભરવા માટે અભિનંદન આપતાં લેખક લખે છે કે:—

અમ્હે એમ માનીએ છીએ કે લોકોમા જેમ હિંદને માટે રાષ્ટ્રીય મમતા ઉત્પન્ન કરવા જેવી છે તેમ હિંદના એક ભાગ ગુજરાત માટે પ્રાંતિક મમતા પણ સાથે સાથે ઉત્પન્ન કરવા જેવી છે ગુજરાત પ્રાંત હિંદનો ઉદ્ધાર કરવામા પોતાનો અંશ હોસથી આપે અને હિંદના અગ્રેસર પ્રાંતોની પંક્તિમા મુખ્ય સ્થાન મેળવે એમ અમ્હે અંતઃકરણપૂર્વક ઇચ્છીએ છિએ બંગાળાના અનેક યશસ્વી સંતાનોએ બંગાળાને ગૌરવ અપાવ્યું છે, મહારાષ્ટ્રના અનેક તેજસ્વી સંતાનોએ મહારાષ્ટ્રને પ્રતિષ્ઠા અપાવી છે ગુજરાતના સંતાનો પણ પોતાના પ્રાંતની પ્રતિષ્ઠા એવી રીતે વધારે કે 'ગુજરાત' શબ્દનો ઉચ્ચાર માનની લાગણી ઉત્પન્ન કરે એમ અમ્હે ઇચ્છીએ છિએ અમદાવાદ એ ગુજરાતનું કેન્દ્રસ્થાન છે. જે સ્થાન મહારાષ્ટ્રના જીવનમા પૂના ભોગવે છે, તે સ્થાન ગુજરાતના જીવનમા અમદાવાદ ભોગવે એ જોવા અમ્હે ઉત્સુક છિએ ગુજરાતના સાર્વજનિક જીવનમા અમદાવાદ આદર્શરૂપ બને અને ગુજરાતના અન્ય નગરોને સાર્વજનિક જીવનની પ્રેરણા એ આપે એમ અમ્હે ઇચ્છીએ છિએ "ગુજરાતનું સાર્વજનિક જીવન" જે સમયે માત્ર શબ્દ દશામા છે તે સમયે ગુજરાતના પાટનગરમા પ્રાંતિક પરિષદ્ દ્વારા રાજકીય ચેતનનું આવાહન થાય, એ જોઈને કયો ગુજરાતી આનન્દ નહિ અનુભવે ?

લેખકના અભિપ્રાય પ્રમાણે આ પરિષદને ત્રણ કામ કરવાના છે (૧) 'સમસ્ત હિન્દ અત્યારે બ્રીટીશ સામ્રાજ્યમાં સ્વરાજ્યની જે માગણી કરી રહ્યુ છે તે લાગણીને નિશ્ચિત સ્વરૂપ આપી પોતાને યોગ્ય લાગતી સ્વરાજ્યની યોજના રજુ કરવી" (૨) "બન્ને પક્ષોનુ સમાધાન થાય, બંને પક્ષો સારી સમજુતીથી ગેરસમજ દૂર કરી એક થાય, અને બન્ને પક્ષોના અંગોમા જે થોડી ઘણી રાષ્ટ્રભક્તિ હોય ત્હેનો એક બીજાને હલકા પાડવામાં વ્યય કરવાને બદલે સમસ્ત હિન્દના હિતમા સંયુક્ત ઉપયોગ થાય"—એવી વ્યવસ્થા કરવી, અને (૩) છેલ્લી કૉંગ્રેસના ઠરાવ અનુસાર મુંબાઇ ઇલાકામાં જે પ્રચારક ( Propagandist ) કાર્ય કરવાનું કામ પ્રાંતિક કૉંગ્રેસ કમીટીને શિરે છે ત્હેની યોજના કરવી એ પ્રાંતિક પરિષદનું કાર્ય છે "

## કેળવણી

આ પત્ર ૨૮ વર્ષ સુધી ગુજરાતી પ્રજાની સેવા બજાવીને હવે એક નવા વિદ્વાન તંત્રીના તંત્રીપણા નીચે નવી કારકીર્દી શરૂ કરે છે. જે વખતે કેળવણીના સવાલો ઘણું મહત્ત્વ ભોગવે છે અને ત્હેની ચર્ચા વધારે ને વધારે સંગીન થવાની જરૂર છે તે વખતે આવું પત્ર આ જમાનાના પ્રવાહ સાથે એકતાન થશે એમ સર્વે ઇચ્છશે. તંત્રી પોતાના અગ્રલેખમાં યોગ્ય રીતે નીચે પ્રમાણે લખે છેઃ—

આ વર્ષથી "કેળવણી" પોતાના નામના જરા વિશાળ અર્થ પ્રમાણે મનુષ્યના જીવનની ઉત્તમ કળાને વિકસાવવાનું કાર્ય ઉઠાવવા તત્પર થાય છે. કેવળ સરસ્વતી મંદિરમાં પ્રકાશ નાખી હવે "કેળવણી" બેસી રહેવા માગતું નથી. હૃદયમંદિરોને ઉજ્જવળવાની, સંસારમાં થતા બેસુરા નાદને એક તાલથી ઝણઝણતા આંદોલનોનું સ્વરૂપ આપવાની, મનુષ્ય જીવનમાં આત્માને ગુંગળાવી નાખતી ગુંચવણો ઉકેલી આપવાની તથા ગુજરાતની લલનાઓ તથા ગુજરાતના બાળમૂર્તિ બાળકો સદા આનંદમાં રહી યોગ્ય વિકાસના પંથે વળતા રહે તેવી સેવા ઉઠાવવાની "કેળવણી" હવે નેમ રાખે છે.

પહેલા અંકમાં "સ્ત્રીઓની યુનિવર્સિટી" "ચરોતર એજ્યુકેશન સોસાઇટી" "ડાર્વિન વાદ" "શીખવવાની વસ્તુ અને પદ્ધતિ" વગેરે વિષયો વિષે ઘણા બોધદાયક લેખ છે. આ માસિકને અમે સંપૂર્ણ ફતેહ ઇચ્છીએ છીએ.

---

## અંગ્રેજી

### લડાઇ પછી હિંદ

"નાઇન્ટીન્થ સેન્ચરી એન્ડ આફ્ટર" નામના જાણીતા વિલાયતના માસિકમાં મદ્રાસના બીશપનો હિંદ વિષેનો લેખ સહેજ અભ્યાસણી થવા જેવો છે. તેઓ માને છે કે હિંદીવાનો અને એંગ્લો ઇન્ડિયનો વચ્ચેનો વિરોધભાવ તેમના સ્વભાવ વચ્ચેના અંતરને લીધેજ છે. અને જો બન્ને પક્ષ એક બીજાના વિચાર અને ભાવનાઓ સમજતા થાય તો આ વિરોધ સહેલાઇથી દૂર થઇ જશે. તેઓએ પોતેજ આ લેખમાં બન્ને પક્ષના વિચારો સમજાવવાનો પ્રયત્ન કર્યો છે અને તેમાં હિંદીવાનોને બીજા એંગ્લો ઇન્ડિયનોની માફક અન્યાય કર્યો નથી એ ખુશી થવા જેવું છે. અંગ્રેજોને આપણા વિચાર સમજાવતા તેઓ લખે છે કે —

"હિંદનો કેળવાયેલો વર્ગ તેમના દેશના રાજ્યકારભારમાં વધારે ભાગ મેળવવાની ઇચ્છા દર્શાવે તે કેવું સ્વાભાવિક અને માનભરેલું છે, તથા સ્વરાજ્ય ભોગવવાની હિંદની ભાવના કેટલી સદ્દ... તેનો અંગ્રેજી અમલદારોને જરા પણ ખ્યાલ નથી. તેઓ પરદેશી છે અને પોતાના પુરાણા ઇતિહાસ તથા સંસ્કૃતિને માટે મગરૂરી ધરાવનારા લોકો ઉપર રાજ કરે છે એ હકીકતથીજ હિંદમાં તે... સ્થિતિ કેટલી મુશ્કેલીભરેલી છે તે પણ તેઓ સમજતા નથી. તેઓ ભુલી જાય છે કે કોઇ કેળવણી પામેલા સુધરેલા લોકો પરદેશી અમલ નીચે રહેવા ઇચ્છતા નથી, પછી તે અમલ ગમે તે... સારો હોય, અને સ્વતંત્રતા તથા સ્વરાજ્યને માટેની ઇચ્છા માત્ર એક મનુષ્ય સ્વભાવની

અને પહેલીજ મહેચ્છા છે તેઓ હમેશ એમ ગણતા આવે છે કે તેઓ રાજ્યકારભાર સારી રીતે ચલાવે છે કે તેથી તે લોકોને ખરેખર પસદ જ હશે સર હેન્રી કેપમેન બેનરમેને એક વખત કહ્યું હતુ કે સ્વરાજ્ય કોઇ પણ રીતે સુરાજ્યની જગ્યા લઇ શકે નહિ; આ બાબતમા મતભેદ હોઈ શકે, પરતુ આપણે હમણાના કરતા વધારે સારી રીતે સમજવાની જરૂર છે કે હિદ ઉપર પરદેશી અધિકારીઓ તરીકે રાજ્ય ચલાવવામા આપણને ઘણોજ ગેરલાભ થાય છે

હિદને પોતાની સસ્કૃતિ તેના પોતાના ધોરણ ઉપરજ ખીલવવાની છે એ વાતની સમજ આપણે માટે સારી છે રાજકીય પ્રગતિ સામાજિક જીવન, નીતિમય ભાવના વગેરેના ચોક્કસ સિદ્ધાતો મનુષ્ય માત્રને માટે સામાન્ય છે અને હિદમા તેમને સ્થાપિત કરવા એ આપણી ફરજ છે પરતુ આ સિદ્ધાતો વિનાયતના કરતા હિદમા જરૂર કાઈક જુદુજ રૂપ લેશે આપણા કાર્ય તો માત્ર બી વાવી તેને હિદીવાનોના સ્વભાવ અનુસાર ઉગવા દેવાનુ છે હાલ હિદમા સુધારો પશ્ચિમના ધોરણ ઉપરજ થાય છે કારણકે દરેક સ્થળે અગ્રેજ તેને અકુશમા રાખીને દોરે છે, પરતુ આપણી આખરની નેમ તો એ જ હોવી જોઇએ કે હિદની સાચી સસ્કૃતિનો વિકાસ તેની પોતાની મતિ અનુસારજ થાય

વળી ઇતિહાસની હકીકત ગમે તે હોય પણ આખરે હિદમા અગ્રેજી અમલ હિદીવાનોની સહાનુભૂતિને આધારેજ રહેવો જોઇએ એ સમજેવુ અગ્રેજોને માટે મુશ્કેલ છે હીદ એક જીતાયેલો દેશ છે એમ કહેવાની અમને થી ટેવ પડી ગઇ છે હિદમા અગ્રેજી અમલની શરૂઆત ગમે તેવી રીતે થઇ હોય પરતુ હાલમા તેના અસ્તિત્વનુ કારણ એટલુજ છે કે તે હીદવાનોના પોતાના સુખ, સપત્તિ તથા પ્રગતિને માટે જરૂરનો છે અને હિન્દી પ્રજાનો મોટો ભાગ, તે ચાલુ રહે એમ ઈચ્છે છે જો હિદીવાનો કદી સ્વતત્રતાને માટે લાયક થાય અને તે માટે ઇચ્છા દર્શાવે તો બ્રિટિશ સરકારનુ કાર્ય પૂરૂ થયેલુ ગણાય અને તે પોતેજ અહિથી ખસી જાય હિદીવાનોની સામાન્ય ઈચ્છા વિરૂદ્ધ જોર જૂલમથી આપણે આપણો અમલ હિદમા ટકાવી રાખી શકીએ એ મનાયજ નહિ વળી જો કદાચ તે બની શકે એમ હોય તો પણ, લોકોના મોટા ભાગની સ્વરાજ્ય માટેની ઈચ્છા છતા, હિદમા પરદેશી અમલને ટકાવી રાખવાને માટે આપણુ અતઃકરણ આપણને જુલમ કરવા કે લોહી રેડવા દેજ નહી નાખુશ પ્રજાઓ ઉપર પોતાની સસ્કૃતિ ઓળવવાના જર્મન પ્રયસને આપણે અન્યાયભરેલો ગણીએ છીએ તો હિન્દીવાનોની મરજી વિરૂદ્ધ હિન્દ ઉપર આપણો અમલ અને આપણી સસ્કૃતિ બેસાડવાને પ્રયત્ન કરવો એ પણ તેટલુજ અન્યાયભરેલુ છે યુરોપમા અમુક સિદ્ધાતોને માટે લડી, હિદને આપણે બીજા સિદ્ધાતો લગાડી શકીએ નહી '

લેખના અતમા અગ્રેજોને શિખામણ આપતા તેઓ લખે છે કે —

' આપણે સમજવાની જરૂર છે કે આપણે હિન્દના લોકોની ઈચ્છા શિવાય બીજા કાઇ આધાર ઉપર હિન્દનુ રાજ્ય ચલાવી શકીએ નહી, કે આપણે અહી તેમના માલીક તરિકે નહી પણ તેમના નોકર તરિકે જ છીએ અને પરદેશી અમલ એક માત્ર થોડા વખતને માટેનાજ વહીવટ તરિકે ગણી શકાય એટલે આપણો અતિમ હેતુ તો એ જ હોવો જોઇએ કે હિન્દ બ્રિટિશ સામ્રાજ્યમા સ્વરાજ્ય ભોગવતુ થાય અને તેની સસ્કૃતિ તેની જ વૃત્તિ અનુસાર વિકાસ પામે ''

ખચિત, આ વિચારો, હિન્દના વાતાવરણમા રહેલા અગ્રેજને માટે ઉદાર અને સ્તુત્યજ ગણાય કૉંગ્રેસની સ્વરાજ્યની યોજના માટે પણ લેખકની સમતિ છે. પરતુ કાઈ નહીં સમજાય તેવી રીતે મિસિસ બેસન્ટની હોમ રૂલ લીગથી ગભરાઇ જઇ તેઓ કૉંગ્રેસને તેમાથી વેગળા રહેવાની ભલામણ કરે છે

---

# ત્રણ ધોરણની ગ્રામશાળાઓ.

(એક નોંધ.)

ત્રણેક વર્ષ થયાં ગ્રામશાળાનાં ધોરણોમાં તથા શાળાઓમાં સરકારે અજબ જેવો ફેરફાર કર્યો છે, અને તેનાં માઠાં પરિણામો ચારે તરફ હવે જાહેર થયાં છે. આ ફેરફારના પરિણામે બે રીતે નુકસાન થયેલું છે. (૧) અભ્યાસક્રમ છ વર્ષનો હતો તે ઘટાડીને ચાર વર્ષનો કરવામાં આવ્યો છે, એટલે કે ત્રણ વર્ષ પહેલાં બાળ ધોરણ તથા પાંચ ધોરણ ગામડાઓમાં શીખવાતાં તેને બદલે હાલ ત્રણ વર્ષ થયાં; ફક્ત બાળધોરણ અને ત્રણ જ ધોરણ શીખવવામાં આવે છે. (૨) અભ્યાસક્રમમાં ઘણો ફેરફાર થયો છે અને બાળધોરણ તથા ત્રીજું ધોરણ ઘણાંજ મુશ્કેલ—એકેક વર્ષમાં ન શીખી શકાય તેટલાં અઘરાં—કરવામાં આવ્યા છે. શહેરનાં બાળકો કરતાં ગામડાંનાં બાળકો ઓછા ચતુર તથા બુદ્ધિશાળી હોય છે તેથી તેમને માટે ધોરણો વધારે સહેલાં હોવાં જોઇએ, તેને બદલે ઉલટું જ કરવામાં આવ્યું છે. પ્રથમ એક બે વર્ષ સુધી આ અખતરો નવો હતો તેથી તેની અસર શું થાય છે તે લોકો જોતા હતા, પણ ત્રણ વર્ષના અનુભવથી કેળવણી ખાતાના શિક્ષકો તથા પરીક્ષકોની, જીલ્લાના ગામેગામ ફરતા કલેકટરોની, કેળવણીની પદ્ધતિના અભ્યાસીઓની, ગામડાના લોકોની તથા સ્કુલ કમિટીઓની, ટુંકામાં ગામડાઓમાં કેળવણીની સાથે જેને જરા જેટલોએ સંબંધ હશે, તે બધાની ખાત્રી થઇ છે કે આ ફેરફાર ઘણોજ અનિષ્ટ થયો છે અને આ ગ્રામશાળાઓ ત્રણ વર્ષ પહેલાં જે સારી સ્થિતિમાં હતી, તે સ્થિતિમાં તેને પાછી મૂકવી જોઇએ. ફક્ત સરકારના કેળવણી ખાતાની હજુ પુરી ખાત્રી થઇ નથી. ગયા માર્ચ માસમાં આ બાબતનો એક ઠરાવ જ્યારે ના. સમર્થ તરફથી ધારાસભામાં રજુ કરવામા આવ્યો, ત્યારે ગવર્નર સાહેબે વાદવિવાદની સમાપ્તિ કરતાં કહ્યું કે “હજુ આ અખતરાની તપાસણી પુરી થઈ નથી, અને કેળવણીના ઉપરી અધિકારીને લાગે છે કે ચાલુ પદ્ધતિ ઘણી સંતોષકારક રીતે ચાલે છે.” દુનીયા આખીને ઠીક ન લાગે, પણ ડીરેકટર સાહેબને ઠીક લાગે તે ઠીક. લોકનાયકો ફરીયાદ કરે તે તો ગણકારવામા ન આવે, પણ સરકારના ગોરા અમલદારો—જીલ્લાના કલેકટર સાહેબો—પણ આ પદ્ધતિને વખોડી કાઢે તેના ઉપર તો સરકાર કંઈક ધ્યાન આપશે કે નહીં?

૧૯૧૪-૧૫ ની સાલનો જમીનવેરાના કારભારનો રીપોર્ટ ગયા જુલાઇ માસમાં સરકારે પ્રગટ કર્યો તેમાં આ શાળાઓ સંબંધી કેટલાક કલેકટરોએ ટીકા કરી છે, તેમાંથી બીજાપુરના કલેકટરની ટીકા નમુના દાખલ અત્રે આપીએ છીએ. નાના નાના ટુંકા વાકયોમાં સદરહુ કલેકટર ખેદપૂર્વક લખે છે કે “જીલ્લાના ગામડાઓમાં સાત ધોરણ

શીખવનારી નિશાળો બહુ જ થોડી છે. એક વખતે જે નિશાળો આબાદ હતી, અને પાંચમા અને છઠ્ઠા ધોરણના વર્ગો પણ છોકરાઓથી ભરેલા રહેતા હતા, અને જ્યાંથી વર્નાક્યુલર ફાઇનલ પરિક્ષામા પણ છોકરાઓ વખતે મોકલાવતા તેવી નીશાળોની હવે મુલાકાત લેતી વખતે મને દીલગીરી થાય છે. ફક્ત ત્રણ અથવા ચાર ધોરણના શિક્ષણથી ગામડાના છોકરાને કેળવવા એ અશક્ય છે. નાની ઉમરમાં ઉંચા ધોરણો શીખવાને છોકરાઓને પરગામ મોકલવા એ હમેશાં બની શકતું નથી. આ આખી પદ્ધતિ ઉપર ફરીથી અને પૂર્ણ સહાનુભૂતિથી વિચાર ચલાવવો જોઇએ છે." ગામડાંઓની મુલાકાત કરવાની અને ત્યાના જીવનનું અવલોકન કરવાનો જેનો ધર્મ છે તેને તો અર્ધ ઉજ્જડ થઇ ગયેલી નિશાળો જોઇ ખેદ થાય, રાજ્યના એટલે લોકોના પૈસાની બરબાદી થતી જોઇ તેનુ અંત કરણ દાઝે, તથા પરિણામે અર્ધ–ભણેલુ બાળક બે ચાર વર્ષ રખડી પાછું નિરક્ષર થઇ જતુ જુવે ત્યારે એમ કહેવા વારો આવે કે "આવી નિશાળ કરતાં નિશાળ ન હોય તો એક જ નામ કે અમારા ગામમા નથી જ" તેવી સ્થિતિ જોઇ કોનું દીલ દ્રવે નહી ? પણ અમોએ અફવા સાંભળી છે કે ગ્રામશાળાના ધોરણો બદલવા સરકાર વિચાર ચલાવે છે. અમો ઇચ્છીએ છીએ આ અફવા ખરી ઠરે અને લાખો લોકો આ પીડામાંથી છુટે. કારણ, આ સવાલ સો બસો નિશાળોનો નથી પણ મુંબઇ ઇલાકાની ૫,૩૦૦ નિશાળોનો છે, તે ધ્યાનમા રાખવા જેવી બાબત છે.

અ. વિ. ઠક્કર–

---

# પુસ્તક પરિચય.

યુનાઇટેડ સ્ટેટ્સ–અમેરીકા, લેખક, લાલા લજપતરાય, પ્રકાશક શ્રીયુત રામાનંદ ચેટરજી, કલકત્તા, પૃષ્ટ ૪૨૧

આ અત્યંત ઉપયોગી પુસ્તકના દેશભક્ત લેખક લગભગ બે વર્ષ ઉપર માતૃભૂમિ છોડી પરદેશ પરવર્યા ત્યારથી તેઓ દુનીયાના જુદા જુદા દેશોમા અને ખાસ કરીને જાપાન અને અમેરીકામાં ફર્યા છે, એટલુંજ નહિ પણ પોતાના વધતા જતા જ્ઞાન અને અનુભવનો લાભ તેહેમણે લગભગ દર માસ આપણને આપ્યો છે. ઉપરાંત આર્ય સમાજ ઉપર સવા વર્ષ પૂર્વે એક વજનદાર અને પ્રોત્સાહક પુસ્તક પ્રકટ કરી જેમ તેહેમણે આપણી ધાર્મિક અને સામાજીક ભાવનાઓને ઘણો વેગ આપ્યો છે, તેમ હવે યુનાઇટેડ સ્ટેટ્સ વિષે એક નમુનેદાર પુસ્તક મૉડર્ન રીવ્યુના બાહોશ તંત્રી શ્રીયુત્ રામાનંદ ચેટરજીની સહાયથી પ્રકટ કરી, રાષ્ટ્ર અને રાજ્ય, કેળવણી અને સમાજ સેવા—એ સર્વ વિષે આપણી ભાવનાઓને ઘણીજ ઉત્તેજીત અને સમૃદ્ધ કરી છે. હિન્દીઓને વધારેમા વધારે ઉપયોગી થાય એ દૃષ્ટિથી આખું પુસ્તક લખવામાં

આવ્યું છે—નિષ્કામ દેશભક્તિથી હિન્દમૈયાને જ ચરણે આ પુસ્તક સમર્પ્યું છે એથી આપણે હૃદયના ઉંડા ભાવથી ત્હેનું વાંચન અને મનન કરવું જોઇએ.

વાચકને તરતજ જણાવવું જોઈએ કે યુનાઇટેડ સ્ટેટ્સ વિષે અમુક પ્રકારની સંપૂર્ણ માહીતી આપવાની દૃષ્ટિથી આ પુસ્તક લખાયું નથી. તે ભવ્ય અને અનેક રંગી દેશના બધા અથવા અતિશય મુખ્ય વર્ણો પણ આ પુસ્તકમાં ચીતરવામાં આવ્યા નથી, પરન્તુ અમેરીકાના જે જીવનપ્રવાહો હિન્દની હાલની સ્થિતિમાં અત્યંત ઉપયોગી થઇ પડે તે જ વર્ણવવાનો હેતુ લેખકે રાખેલો છે.

પુસ્તકની શરૂઆતમાં યુનાઈટેડ સ્ટેટ્સનો ઇતિહાસ સંક્ષેપમાં આપવામાં આવ્યો છે, અને તે ઘણો રમદાયક છે, પણ તે વાંચવાની વિનતિ કરીને જ અહીંઆ સંતોષ પામવો પડે છે. ફક્ત એક વાત જોઇને સહજ આશ્ચર્ય થાય છે—જો કે સૈકાઓનો યૂરોપનો ઇતિહાસ વાંચતા તે તરત જ શમી જાય છે—કે જ્યારે ઈંગ્લંડ અને ફ્રાંસ, હૉલૅન્ડ અને સ્પેનના સુધારેલા વતનીઓ અમેરીકામા વસવા આવ્યા ત્યારે ત્હેમણે દેશના મૂળવતની "રેડ ઇન્ડીઅન"ને તો જંગલી પ્રાણી જેવા જ ગણ્યા અને દેશ ઉપર મૂલ હક ત્હેમનો જ છે એ વાત સહેલાઇથી ભૂલી ગયા.

યુનાઇટેડ સ્ટેટ્સની કેળવણી વિષે પ્રકરણ અત્યંત ઉપયોગી છે અને આપણી હાલની દશામા ઘણું માર્ગદર્શક હોવાથી, ત્હેમાથી થોડું તારણ કરીશું. અમેરીકામાં આ સિદ્ધાન્ત વધારેમાં વધારે સ્પષ્ટ રીતે સમજવામા આવ્યો છે કે, માબાપ કે કુટુંબની દૃષ્ટિથી જ નહિ પણ રાષ્ટ્રની દૃષ્ટિથી બાળકનુ શિક્ષણ ઘણું જ આવશ્યક છે. બ્રિટિશ વૈજ્ઞાનિક સભાના પ્રમુખે થોડાં વર્ષ ઉપર જણાવ્યુ હતું તે પ્રમાણેઃ—

લશ્કર અને નૌકાસૈન્ય કરતાં પણ કેળવણી ઉપર રાજ્ય તરફથી ખર્ચ થવાની વધારે જરૂર છે... નિશાળમા ભવિષ્યની પ્રજા તૈયાર થાય છે યૂરોપના મ્હોટા દેશોમા લશ્કર અને કેળવણી ઉપર કરવામા આવેલા ખર્ચના આકડા તપાસતા ખબર પડશે કે લશ્કરી ખર્ચ વધ્યો કે તરતજ કેળવણીનો ખર્ચ તેટલોજ ત્રણે વધારવામા આવ્યો છે છેવટનું સાધ્ય ધન અને પ્રતિષ્ઠા છે ધન અને પ્રતિષ્ઠાની સરતમા ફતેહનો આધાર જેટલો પ્રજાની શારીરિક ખીલવણી ઉપર છે, તેટલો જ ત્હેના સંપૂર્ણ અને પ્રૌઢ માનસિક શિક્ષણ ઉપર છે

આવી સમજથી અમેરિકામા કેળવણીનો જે વિકાસ થયો છે, તે નીચેના આકડા ઉપરથી સમજાશે. સન ૧૮૭૭માં કુલ વસ્તી ૪ કરોડ અને ૯૦ લાખની હતી અને વિદ્યાર્થીઓની સંખ્યા ૯૦ લાખની હતી. સન ૧૯૧૩ મા જ્યારે વસ્તી વધીને ૯ કરોડ અને ૭૦ લાખની થઇ ત્યારે વિદ્યાર્થીઓની સંખ્યા ૧ કરોડ ૮૫ લાખની થઇ. અને અહીંઆ આપણે ધ્યાનમાં રાખવું જોઇએ કે દર વર્ષે દુનીયાના બધા ભાગમાંથી વિવિધ લોકો મ્હોટી સંખ્યામાં આવે છે—સન ૧૮૭૦ પછી તે સંખ્યા ૫ લાખથી કદી પણ ઓછી ન હતી. બોસ્ટન અને ન્યુયૉર્કની કેટલીક નિશાળોમાં બાળકો ૨૫ જુદી જુદી ભાષાઓ બોલે છે. આ મ્હોટી મુશ્કેલીઓ છતાં યુનાઇટેડ સ્ટેટ્સની સરકારે આટલી

પ્રગતિ દર્શાવી છે. ઉદાર રાજનીતિથી કેળવણીનો કેટલો વિકાસ થઇ શકે છે, તે ફક્ત ન્યુયૉર્ક સ્ટેટની કેળવણીની સંસ્થાઓની નીચેની યાદી ઉપરથી સમજાશે:—

| | |
|---|---|
| પ્રાથમિક શાળાઓ | ૧૧,૬૪૨ |
| હાઇ સ્કુલો | ૯૪૮ |
| યુનિવ્હર્સિટી અને કૉલેજો | ૩૪ |
| ધંધાની નિશાળો | ૩૪ |
| નર્સના શિક્ષણવર્ગો | ૩૬ |
| લલિત કળાની નિશાળો | ૧૧ |
| કારીગરની નિશાળો | ૧૬ |
| શિક્ષકો માટે શિક્ષણ વર્ગો | ૧૩૬ |
| (રેડ) ઇન્ડીઅન માટે નિશાળો | ૭ |
| અપંગની નિશાળો | ૧૦ |
| ધંધાની નિશાળો | ૨૧ |
| જાહેર પુસ્તકશાળાઓ | ૫૧૩ |
| ઉદ્યોગ અને ખેતીની નિશાળો | ૬૫ |

આખા યુનાઇટેડ સ્ટેટ્સ માટે ઉંચી કેળવણીના આકડા નીચે પ્રમાણે છે —

હાઈ સ્કુલ.

| | સન ૧૮૭૭ | સન ૧૯૧૩. |
|---|---|---|
| સંસ્થાઓ | ૧,૩૪૦ | ૧૩,૪૪૫ |
| શિક્ષકો | ૬,૫૫૯ | ૬૭,૦૯૨ |
| વિદ્યાર્થીઓ | ૯૮,૪૮૫ | ૧૨,૮૩,૦૦૯ |

યુનિવ્હર્સિટી અને કૉલેજ.

| | | |
|---|---|---|
| સંસ્થાઓ | ૪૩૩ | ૫૯૬ |
| પ્રોફેસર અને શિક્ષકો | ૪,૮૯૫ | ૧૯,૮૫૮ |
| વિદ્યાર્થીઓ | ૬૬,૭૩૭ | ૨,૦૨,૨૩૧ |

વૈદક અને ધર્મની નિશાળો

| | | |
|---|---|---|
| સંસ્થાઓ | ૨૪૯ | ૪૧૧ |
| પ્રોફેસર અને શિક્ષકો | ૧,૭૯૯ | ૧૦,૦૧૯ |
| વિદ્યાર્થીઓ | ૧૬,૪૨૨ | ૪૯,૦૮૧ |

સેન ફ્રાન્સીસ્કોમા થયેલા પાનામા ઍક્સ્પોઝીશનમા (પ્રદર્શનમા) એવું જણાવવામાં આવ્યું હતું કે કેળવણી ખાતા તરફથી કુલ ૮૦ કરોડ ડૉલર અર્થાત્ ૨૪૦ કરોડ રૂપીઆનો ખર્ચ કરવામાં આવે છે.

ધંધાની કેળવણીને એ દેશમાં ઘણુંજ મહત્વ આપવામાં આવે છે દરેક બાળકને ચોક્કસ ધંધા કે રોજગાર માટે તૈયાર કરવો એ વિચાર આ કેળવણીના મૂળમાં રહેલો છે. પ્રજાનું ધન બે રીતે વધી શકે—(૧) સાંચા કામમાં સુધારો અને (૨) પૈસા કમાવા માટે દરેક બાળકને તૈયાર કરવું. આ બીજો હેતુ ઘણી રીતે સિદ્ધ કરવામાં આવે છે. પ્રથમ તો દરેક બાળકને કીન્ડરગાર્ટનની પધ્ધતિથી શિક્ષણ આપવામાં આવે છે. ઉપરાંત સામાન્ય કેળવણીના એક અંગ તરીકે થોડું હાથનું શિક્ષણ દરેક બાળકને આપવામાં આવે છે અને પછી, ત્હેને કોઇ પણ ધંધાનું પ્રાથમિક જ્ઞાન લેવું પડે છે. આમ આઠ વર્ષનો ક્રમ પુરો કર્યો પછી વિદ્યાર્થી ટાંતો હાઇસ્કુલ અને કોલેજમાં સામાન્ય કેળવણી મેળવ્યા પછી અમુક ધંધાનું ઉચું શિક્ષણ મેળવે છે અથવા તો સીધો આ શિક્ષણ તરફ જ તે વળે છે. તે દેશમાં ઔદ્યોગિક કેળવણી તરફ પ્રજાનું જબરૂં આકર્ષણ હોવાથી ત્હેના અયોગ્ય પ્રાધાન્ય વિષે ચર્ચા થઇ છે પણ આપણને તે સ્થિતિએ પહોંચતાં ઘણો વખત લાગશે.

નિશાળો અને કૉલેજોએ જનસમુદાયનું શિક્ષણ અને સામાજિક મેળાવડા, આરામ અને રમત ગમત વિષે અનેક વ્યવસ્થાઓ કરી છે જે વિષે અત્રે કંઇ કહી શકાય એમ નથી.

હબસીઓની કેળવણીની હકીકતમાં આપણને ખાસ રસ પડે છે, કારણ કે ત્હેમને ગોરી પ્રજા પારીઆ-ઢેડજેવા ગણે છે આપણા, અસ્પર્શ વર્ગો અને અમેરીકાના હબસીઓ નો સામાજીક પ્રશ્ન ઘણી રીતે એક પ્રકારનો છે અને તેથી ત્હેમની કેળવણી વિષે લેખકે લંબાણથી વિવેચન કર્યું છે. આ સંબંધમાં પ્રથમ તો એ ધ્યાનમાં રાખવું જોઇએ કે સન ૧૮૬૦ ની "સીવીલ વૉર" પહેલાં જે હબસીઓ ભણે અથવા જે ત્હેમને ભણાવે ત્હેમને દંડ કરવાના કાયદા ઘણાં સ્ટેટમાં પ્રચલિત હતા. સદ્‌ભાગ્યે આ કાયદા ઓનો અમલ જરા શિથિલ હતો અને તેથી સન ૧૮૫૦ માં ૩૨,૬૨૭ હબસીઓ નિશાળે ભણતા હતા. સીવીલ વૉરને અંતે જ્યારે ગુલામગીરીનો અંત આણવામાં આવ્યો ત્યારે આ સ્થિતિમાં સુધારો થયો; અને છતાં નીચે જણાવ્યા મુજબ કેળવણીની ઘણીજ સંકુચિત તક હાલ ત્હેમને આપવામાં આવે છે.—

"ઉત્તરમાં, બધી યુનિવર્સિટી, હાઇ સ્કુલો અને સામાન્ય નિશાળો હબસી માટે ખુલ્લી છે અને બીજાં બાળકો જેટલી કેળવણીની તક ત્હેમને મળે છે."

"દક્ષિણમાં સ્ટેટથી ગોરી પ્રજાને માટે ચલાવવામાં આવતી સાધારણ કૉલેજો અને નિશાળોમાં હબસીનાં બાળકો દાખલ થઇ શકતાં નથી. ગોરા બાળકોને વર્ણ વાળી પ્રજા સાથે ભળવા દેવામા આવતાં નથી."

"પરિણામે ખાસ કરીને દક્ષિણ ભાગમાં હબસીઓ પોતાની જુદી કૉલેજોમાં જ યુનિવર્સિટીની કેળવણી મેળવી શકે છે. કેટલીક કૉલેજોને સ્ટેટ તરફથી કંઇ આશ્રય આપવામાં આવે છે"

આ સ્થિતિમાં હબસીઓની કેળવણી ઘણી પછાત રહે એ સ્વાભાવિક છે. અને છતા છેલ્લાં થોડાં વર્ષમાં કેળવણીનો એટલો પ્રસાર થયો છે કે સેંકડે ૪૫ માણસોજ

અને ત્હેના ગવર્નરની કીમત મ્હારી તુલનામા ઓછામા ઓછી ૧૦૦ ઘણી વધી ગઈ સસ્થાને અજોડ દાનમા, ત્હેના હમેશાના ખર્ચમા, મકાનોમા ટસ્કગીની સસ્થા આર્ય સમાજની પજાબમા આવેલી બન્ને કેળવણીની સસ્થાઓ કરતા ઘણી—ઘણીજ વધારે આગળ છે પરતુ આર્યોની આ બન્ને સસ્થાઓ કેવળ હિન્દુઓએજ બાધી છે, ઉછેરી છે અને નિભાવી છે અને અત્યાર સુધી ત્હેના શિક્ષકો અને વ્યવસ્થાપકો પણ હિન્દુઓજ હતા—આ એકજ બાબત ત્હેને ટસ્કગીની શાળા કરતા વધારે ઉચી ભૂમિકા ઉપર મૂકે છે હુ આ એક કટુ ટીકારૂપે કહેતો નથી તેમ જ બુકર ટી વૉશીગ્ટનના કાર્યને હલકુ પાડવા માગતો પણ નથી જે ગોરી કોમ હબસીઆને ધિક્કારે છે ત્હેમના પાસેથી તે આટલા પૈસા મેળવી શકયો એમાજ ત્હેની ચિરસ્થાયી મહત્તા છે પણ ડી એ વી કૉલેજ અને ગુરુકુળની કીર્તિ બીજી ભૂમિકા ઉપર રહેલી છે પુરાતન આર્યોની આધ્યાત્મિક ઉચ્ચતા અને ભવ્યતાની તે ઝાખી કરાવે છે સ્ત્રી અને બાળકો સાથે જીદગીભર મહિને પચાસ રૂપીઆમા નિર્વાહ કરતા એક લાલા હસરાજ અને ગુરુકુળને પોતાની બધી સપત્તિ સોપી દઈ ધ્રુવ અને રોટી ઉપર જ રહેતા એક લાલા મુન્શીરામ આપણામા હોય એ પણ કઇ ન્હાની બાબત નથી—ખરેખર તે આપણને અભિમાન લેવાની એક બીના છે ’

“ અમેરીકાની રાજનીતિમા હબસી ” એ મથાળાના પ્રકરણમા હબસીની પહેલાની અને હાલની રાજકીય સ્થિતિનો હૃદયભેદક ચિતાર આપવામા આવ્યો છે સને ૧૮૬૫ પહેલા તો ગુલામગીરી હયાત હોવાથી હબસીઓ સ્હામે ઘણા ક્રૂર કાયદાઓ કાયદાપોથીમા હતા અને ત્હેમના ઉપર ઘણો સખત જુલમ ગુજારવામા આવતો હતો તે પછી સ્થિતિ બદલાઇ છે અને છતા ત્હેમને અનેક જાતની વિષમતા ભોગવવી પડે છે.—

૧ મત આપવાનો હક નહિ હોવાથી અથવા મત આપવા માટે કેળવણી કે પૈસાનુ ઉચુ ધોરણ રાખવામા આવેલુ હોવાથી ત્હેમની રાજકીય સત્તા જુજ છે

૨ દીવાની કાયદાની દૃષ્ટિથી હબસીને જુદી અને નીચી પદવી આપવામા આવી છે

૩ હબસીઓની ઉચી કેળવણી માટે ચાલતી સસ્થાઓને મળતો આશ્રય ઓછો કરવામા આવે છે

કોઇ પણ આત્મમાનવાળી કોમને આ સ્થિતિ અપમાનકારક લાગે તો પછી હબસી જેવી જે પ્રજા કેળવણીની પ્રમાણમા ઉચી ભૂમિકાએ પહોચી હોય ત્હેને તો અસહ્ય લાગે

પણ ત્હેમના સતાપની પરાકાષ્ઠા અહીંઆ આવતી નથી અમાનુષી જાતિદ્વેષો અગાર હજી પણ પૂરેપૂરા હોલાયા નથી અને તેથી કૉર્ટમા તપાસ કર્યા શિવાય ઘણા હબસીઓને શિક્ષા કરવામા આવે છે આવી રીતે દડવામા આવેલા મનુષ્યોની સખ્યા ગ્રેગનર્ષ માગ ટાકી છે —

| | | | |
|---|---|---|---|
| ૧૮[illegible] | ૭૮ | ૧૯૦૫ | ૬૧ |
| ૧૮૯૦ | ૮૦ | ૧૯૧૦ | ૬૫ |
| ૧૮૯૫ | ૧૧[illegible] | ૧૯૧૪ | ૬૯ |
| ૧૯૦૦ | ૧૦૭ | | |

આ અધોગતિમાંથી મુકત થવાને અને સરકાર સ્હામે કાયદેસર લડત ચલાવવા માટે હબસીઓએ એક ગંજાવર સંસ્થા આવી છે જે દર વર્ષે હજારો ડૉલર ભેગા કરે છે અને ખર્ચે છે

આ પછી, યુનાઇટેડ સ્ટેટ્સમાં ધર્મ, સમાજસેવાની સંસ્થાઓ, ફીલીપાઇન ટાપુ અને સ્ત્રીઓની પદવી વિષે ઘણીજ સંગીન હકીકત આ પુસ્તકમાં આપવામાં આવી છે. ફીલીપાઇન વિષે એક જુદા લેખ પ્રકટ કરવાનો વિચાર હોવાથી તે વિષે અત્રે કંઇ કહેવાની જરૂર નથી ઉપર જે થોડી માહીતી આ પુસ્તકમાંથી આપવામાં આવી છે તે જો વાચકોને આખું પુસ્તક વાંચવા પ્રેરશે તો અમારો હેતુ સફળ થશે.

માનવ શાસ્ત્ર લેખક ગિરધરલાલ ગોવિંદજી મહેતા પૃષ્ઠ ૪૪૮

આવા કઠિન વિષય ઉપર આટલા વિસ્તારથી ગુજરાતી ભાષામા લગભગ પહેલું જ પુસ્તક બ્હાર પાડવા માટે આપણે લેખકના આભારી છીએ ` તેઓ ખરી રીતે જણાવે છે કે જો કે આ વિદ્યાનો ઉદય યુરોપમાં ૧૮ મી સદીમા થયો તો પણ દુર્ભાગ્યે આપણા દેશમા કંઈ માહીતી નથી અમે ઉમેરીશું કે ત્હેનું કેવળ અજ્ઞાન હોત તો પણ સારું હોત, પણ હાથ એવા ઘણા માણસો છે કે જેઓ માથા ઉપર થોડી વાર હાથ ફેરવી બે ચાર ગુણો કહી બતાવે છે અને આમ પોતે કોઇ ગૂઢ વિદ્યા વિષે ઘણું જાણતા હોય એવો દેખાવ અજ્ઞાન તેમજ ભોળવાએલા જનો આગળ કરે છે આવી સ્થિતિમા આ વિષયના સાગોપાંગ વિવેચનની જરૂર હતી અને તે આ પુસ્તકથી પૂરી પડશે એમ લાગે છે

આ શાસ્ત્રના હેતુ વિષે લેખક નીચે પ્રમાણે લખે છે—"ભિન્ન ભિન્ન પ્રકારના મનુષ્યની આકૃતિ, મુખમુદ્રા અને તે પરના ભિન્ન ભિન્ન હાવભાવો તથા ફેરફારો વગેરે તેમજ તેના મસ્તકના પૃથક્ પૃથક્ વિભાગોની ન્યૂનાધિક ખીલવણી વગેરે તપાસી તેના આચાર વિચાર અને વર્તન આદિનો નિશ્ચય કરવો એ આ વિદ્યાનો મહાન ઉપયોગ છે " આ સ્પષ્ટીકરણ પછી પ્રસ્તાવનામાં આ શાસ્ત્રની ઉત્પતિ અને ત્હેના ઇતિહાસ વિષે ઘણી કીમતી માહીતી આપી છે.

પહેલાં પાંચ પ્રકરણોમા સામાન્ય વિવેચન છે વિષયનુ પ્રયોજન, મગજનું કાર્ય અને રચના, તે સાથે મનનો સંબંધ વગેરે બાબતો ચિત્રો સાથે વિસ્તારપૂર્વક સમજાવવામા આવી છે. પછીથી જે માનસિક શક્તિઓ બ્હારના આકારથી કોઇ પણ રીતે સૂચિત થાય છે ત્હેના સાત ભાગ પાડવામાં આવ્યા છે—(૧) આત્મરક્ષક અને પોષક શક્તિઓ (૨) ગૂઢ સંસારિક લાગણીઓ કે વૃત્તિઓ (૩) ઉત્કર્ષક વૃત્તિઓ (૪) નૈતિક તેમજ ધાર્મિક વૃત્તિઓ (૫) પ્રાવીણ્યપ્રદાયક શક્તિઓ (૬) બુદ્ધિ શક્તિઓ (૭) પંચજ્ઞાનેન્દ્રીઓ આમાંની દરેકની ચર્ચા જુદા જુદા પ્રકરણોમા કરવામા આવી છે

આખા પુસ્તકમાં બધાં મળી ૫૨ ચિત્રો આપવામાં આવ્યા છે અને ત્હેમા દાદાભાઇ નવરોજી અને મોહનદાસ ગાંધી, ગોખલે અને બેનરજી વગેરે ઘણા મહા પુરૂષોની આકૃતિ એક કે બીજા ગુણના સંબંધમાં આપી છે. આથી જેમ વાચકને વિષયની સચોટ સમજણ પડે છે તેમ પ્રમાણમાં કઠિન પુસ્તક વધારે રસદાયક પણ લાગે છે

અમે આ વિષયની લાંબી ચર્ચા કરી શકીયે એમ નથી. કદાચ પ્રથમ પ્રયાસ હોવાથી વસ્તુની ગોઠવણમાં કે લખાણમાં શિથિલતા હોવાથી કદ જોઇએ તે કરતાં વધી ગયું હશે અમે સૂચવીશું કે બીજી આવૃત્તિ વખતે કોઇ રીતે કદ ઘટાડવાને પ્રયાસ કરવામાં આવે તો વધારે લોકો વાંચી શકે. બાકી લખાણની

ભાષા ઘણી સરળ અને રોચક છે, અમે આ વિષયમાં રસ લેતા અથવા ત્હેની પૂરી માહીતી મેળવ્યાનો દાવો કરતા સર્વેને આ પુસ્તક વાંચવાની ભલામણ કરીએ છીએ

**વિજ્ઞાનની વાતો** ( સચિત્ર ) લેખક રા. કલ્યાણરાય નથુભાઇ જોશી બી. એ. ( રસમય વાચનમાળા પુસ્તક ૪ થું ) પૃષ્ઠ ૨૬૬ કીંમત રૂ. ૧

"સજીવ અને નિર્જીવ સૃષ્ટિ"ના બે ન્હાના પુસ્તકોમાં જે લેખકે વિજ્ઞાનને સાદું રસમય સ્વરૂપ આપવાનો આરંભ કર્યો છે ત્હેમણે આ પુસ્તક પ્રકટ કરીને આપણા સાહિત્યમાં જરૂરી વિવિધતાને વધારી છે પુસ્તકની શરૂઆતમાં એક ઉચિત પ્રસ્તાવના લખતાં પ્રો. કાન્તિલાલ જણાવે છે કે આવી છુટી વાતો માસિકમાં વખતોવખત દ્રષ્ટિએ પડે છે અને તે ખરૂં છે આ પુસ્તકમાં પણ "કેળવણી" નામના માસિક પત્રમાં બાલ વિજ્ઞાનના મથાળા હેઠળ પ્રસિદ્ધ થતી તથા ઇતર પ્રસંગે લખેલી વાતોનો સંગ્રહ કરવામાં આવ્યો છે તો પણ પુસ્તકના આકારમાં તો આવી વાર્તાઓ પહેલીજ વાર પ્રગટ થાય છે

વિજ્ઞાનની ભાવનાઓ નહિ પણ પ્રયોગો અને બીનાઓ વાર્તાના રૂપમાં અહીંઆ સમજાવવામાં આવી છે બધી વાર્તાઓ એક ઢબની નથી હોઇ શકે નહિ-કોઇ ગંભીર અને ભવ્ય લાગે છે તો કોઇ સાદી અને સરળ લાગે છે કેટલીક સૂચક છે તો કોઇમાં એક પાત્રની દ્વારા બધી વાત સમજાવવામાં આવે છે દાખલા તરીકે 'સુરપુરના દેવતાની સભા'—એ વાર્તામાં ઘણીજ મોહક તરીકે સૂચવવામાં આવ્યું છે કે પવન અને અગ્નિ, પાણી અને વીજળી—એ સર્વે કુદરતી તત્વો ઉપર મનુષ્યે વધારે ને વધારે કાબુ મેળવ્યો છે ચમત્કાર અને ભવ્યતાની દ્રષ્ટિથી કદાચ આ વાર્તા સર્વોત્તમ છે આવી રીતે "વશીકરણ વિદ્યાનું રહસ્ય"—એ વાતમાં લોહચુંબકના ગુણ 'જનાવરોની ન્યાતનો ઝગડો'—એમાં જુદા જુદા જનાવરો વચ્ચે ભેદ 'ભવ્ય ભવનો'—એ વાતમાં આખા શરીરની રચના, 'પાલીતાણાનો સંઘ'—એમ અનેક વસ્તુઓ સમજાવવામાં આવી છે આ પ્રયાસ પહેલો છે એ જોતાં લેખકનો હેતુ સફળ થયો છે એમ કહી શકાય

હવે એક બે બાબત જણાવવી જોઇએ સાધારણ રીતે વાર્તાના રૂપમાં બધું કહેવામાં આવ્યું છે પણ "સીનેમેટોગ્રાફ" એ લેખમાં લેખક પોતેજ આખા વિષયનું વિવેચન કરે છે—જે યોગ્ય નથી કેટલેક સ્થળે વાર્તાને ઘણીજ આકર્ષક બતાવવાના લોભમાં લેખકે કંઇક અનુચિત વસ્તુઓ દાખલ કરી છે દાખલા તરીકે 'વશીકરણ વિદ્યાનું રહસ્ય' એ વાતમાં મ્હોટા અક્ષરે જણાવવામાં આવે છે કે "મંત્રેલી ભસ્મ જે માણસ પર છાંટવામાં આવે તે માણસના ચિત્તમાં છાંટનાર માણસનું નામ સદા માટે ચોંટી રહે છે" જ્યારે આ ચમત્કાર કરનાર બાવો તો ફક્ત લોઢાની ભુકી ઉપર લોહચુંબકની અસર વિષે જ વ્યાખ્યાન કરે છે આ વિષય માટે 'વશીકરણ' એ શબ્દ અનુચિત તેમજ ઘણો ભ્રમજનક છે એમ અમને લાગે છે જનાવરોના ભેદની વાર્તામાં એક જાતિના જુદા જુદા જનાવરો—દાખલા તરીકે સિંહ, વાઘ અને બિલાડી—એ વચ્ચે ભેદ કરવામાં આવ્યા છે પણ બાળકની દૃષ્ટિથી જે અતિશય અટપટો નકશો વાર્તાની છેવટે આપવામાં આવ્યો છે ત્હેમાં તો એક વર્ગ નીચેજ આખા પ્રાણીને મૂકીને લેખક સંતોષ પામ્યા છે બીજી આવૃત્તિ પ્રકટ કરતી વખતે એ તરફ ધ્યાન આપવા અમે સૂચવીએ છીએ

એકંદર પુસ્તક ઘણું જ રસદાયક અને સરળ છે અને તે વાંચવા દરેક સામાન્ય જનને અમે વિનંતિ કરીએ છીએ

**અર્થશાસ્ત્રનાં સિદ્ધાંતો** ભાગ ૧ લો લેખક રા. જેઠીસનદાસ બારભાયા પૃષ્ઠ ૧૨૫

એક મિત્રની સૂચનાથી લેખકે હિંદી વેપારી ચેમ્બરના માસિકમાં અર્થશાસ્ત્ર વિષે છુટા લેખો લખ્યા હતા તે યોગ્ય સુધારા વધારા સાથે પુસ્તકના આકારમાં હવે પ્રકટ કરવામાં આવ્યા છે લેખક ખરૂં જ કહે છે કે આ વિષય ઉપર થોડાંજ પુસ્તકો છે (૧) રા. બા. અંબાલાલ સાકરલાલે કરેલા મીલના

અર્થશાસ્ત્રનું ભાષાંતર, (૨) મીસીસ ફોસેટના પુસ્તક ઉપરથી મી. ચીમનલાલ હ. સેતલવાડે લખેલું પુસ્તક, અને (૩) રમેશ દત્તના પુસ્તક ઉપરથી મી. ઉત્તમલાલ ત્રિવેદીએ લખેલો "બ્રીટીશ હિન્દુસ્થાનનો આર્થિક ઇતિહાસ." નવું પુસ્તક જો કે આવા મ્હોટા પાયા ઉપર લખવામાં આવ્યું નથી તો પણ થોડા વિસ્તારમાં આ વિષયનાં કેટલાક મૂલ સિદ્ધાન્તોની સારી અને સાદી સમજુતી આપી છે.

પુસ્તકની શરૂઆતમાં અનુક્રમણિકા આપવામાં આવી નથી તે અમને એક ન્યૂનતા લાગે છે. યોગ્ય અવસરે તે મૂકવામાં આવશે એમ આશા છે.

અદ્‌ભુત આગબોટ (વૈજ્ઞાનિક નવલકથા) અનુવાદક રા. જયન્ત. પ્રકાશક હિરાભાઇ દાદાભાઇ દેસાઈ પૃષ્ઠ ૨૪૩ કીંમત રૂ ૧)

"સમદ્રમાં પાણી નીચે ૧૫,૦૦૦ કોસનું પર્યટણ"—એ નામની રા. મહાદેવ વ્યંકટેશ લેલેએ લખેલી વાર્તાનો આ અનુવાદ છે. સમુદ્ર જલના અગાધ ઉંડાણમાં જે સૃષ્ટિ હયાત છે, ત્હેનું વિજ્ઞાનની દૃષ્ટિથી સારૂં બ્યાન આપવામાં આવ્યું છે. વિજ્ઞાનના વિષયમાં જે વધુ રસ ચોતરફ લેવામાં આવે છે ત્હેનું આ પુસ્તક એક વધુ દૃષ્ટાંત છે.

---

# નોંધ.

## ઇંગ્લંડ અને હિન્દ વચ્ચે સંદેશ વ્યવહાર.

હિન્દ અને ઇંગ્લંડ નિકટ રાજકીય સંબંધથી જોડાએલાં હોવાથી એકને બીજાના બનાવો અને જાહેર મત વિષે સત્વર માહીતી મળે એ હમેશાં જરૂરનું છે. ઇંગ્લંડ ઉપર આપણે અનેક રીતે પરાધીન હોવાથી, ત્યાં નીમાતાં કમીશન અને પસાર થતા કાયદા, સંસ્થાનો તેમજ પરરાજ્યો સાથે ત્હેનો રાજકીય તથા આર્થિક સંબંધ, હિંદ વિષે ત્હેની ભાવનાઓ અને વૃત્તિઓ એ બધું સત્વર જાણવાની આપણને ઘણીજ જરૂર રહે છે. તેમ બીજી પાસથી જે મહાન્ દેશના સુરાજ્ય અને સુલેહ શાંતિને માટે વ્હાઇટ હૉલની સરકાર હમેશાં જવાબદાર છે ત્હેણે જેમ હિંદમાં ક્ષણે ક્ષણે બનતા સારા નરસા બનાવો જાણવાની જરૂર છે, તેમ હિન્દની સંસ્થાઓ અને પત્રોદ્વારા પ્રકટ થતા જાહેર મતના નિકટ પરિચયમાં રહેવું જોઇએ. આ જરૂરીયાત હાલના અણીના વખતમાં ઘણીજ વધી જાય છે કારણ કે વિગ્રહે હિન્દને બ્રીટનના ને બ્રિટિશ સામ્રાજયના ગાઢ સંબંધમાં આણ્યું છે અને બન્ને એક બીજા ઉપર વધારે અધીન બન્યાં છે.

આ સંદેશા તારથી મોકલવાનું કામ હાલ રૂટરની એજન્સી કરે છે અને ત્હેને માટે વર્તમાનપત્રો તરફથી મળતા પૈસા ઉપરાંત હિન્દી સરકારની ત્રીઝરીમાંથી ત્હેને ખાસ નાણાં મળે છે. આથી દયા કે સમભાવથી નહિ તો કેવળ નિમકહલાલીની ખાતર રૂટરે પોતાનું કામ યોગ્ય રીતે કરવું જોઇએ. અને છતાં જ્યારે ઇંગ્લંડ અને ઇંગ્લે-

બેના હિતની ન્હાનામાં ન્હાની બાબત તે તારથી બન્ને દેશોને જણાવે છે ત્યારે હિન્દના ઉપયોગ અને ઉન્નતિની મ્હોટામાં મ્હોટી બાબતોની ત્હેણે હજારોવાર ઉપેક્ષા કરી છે. આ ઉપેક્ષાના ઓછામા ઓછા ત્રણ દાખલા ગયા માસમાં બન્યા છે, જે રૂટરની ક્ષુદ્ર નિમકહલાલીનું અને તેથી આપણને થતા ગંભીર નુકશાન તીવ્ર ભાન કરાવે છે. આ સંબંધમાં કેવળ લાગણીને વશ ન થતા આપણી ખરી ફરજ આપણે નીહાળવી જોઈએ, અને તે એજ છે કે હિન્દિવાનોના કાબુની એક તારની એજન્સીએ આપણા ખાસ હિતના સંદેશા બન્ને દેશના આપવા જોઇએ આવી એજન્સીને હિન્દી સરકાર કંઇ ઘણી મદદ નહિ આપે અને અહીંના તેમ જ ઇંગ્લંડનાં સંકુચિત દ્રષ્ટિવાળા ઇંગ્રેજ પત્રો પણ ત્હેના તાર નહિ લે. પરિણામે ત્હેના નિર્વાહ માટે અહિંનાં હિન્દી પત્રો અને ઇંગ્લંડનાં બુજ ઉદાર પત્રો ઉપર જ આધાર રાખવો જોઇશે અને આ રીતે ત્હેનો ખર્ચ ન નભી શકે એ પણ ચોક્કસ જ છે. આપણી પ્રજા સ્વાર્થત્યાગથી—અથવા ઉંચી સ્વાર્થ દ્રષ્ટિથી આ એજંસીને પૈસાની મ્હોટી રકમ આપે તો જ તે સફળ થાય જેમ ઇંગ્લંડમાં હિન્દના લાભમાં ચલાવવામાં આવતા "ઇન્ડીઆ" પત્ર અને બ્રિટિશ કોંગ્રેસ કમિટિનો ખર્ચ આપણો દેશ આપે છે ત્હેવી જ રીતે આવી એજંસીની પણ મ્હાન્ અગત્ય સમજીને ત્હેને નીભાવવાને આપણે તૈયાર થવું જોઇએ બાકી, ત્યા સુધી તો બંગાળામાં થતા કોઇ પોલીસના ખુનના લાંબા તાર વીતાયત પહોંચશે ત્યારે હિન્દના સમગ્ર રાજતંત્રને લગતા મહત્વના બીલની કલમો માટે આપણે અઠવાડીયાં સુધી ધીરજથી વાટ જોવી પડશે

## કોન્સોલીડેશન એમેન્ડમેન્ટ બીલમાં સુધારા.

આપણા તરફ રૂટરની બેદરકારીનો દાખલો રૂટરનાજ એક તારે આપણને સૂચવ્યો છે. આશરે દોઢ અઠવાડીયાં ઉપર તારથી જણાવવામાં આવ્યુ કે એમેન્ડમેન્ટ બીલ વિષે જે સુધારા આમની સભાએ પસાર કર્યા હતા ત્હેને અમીરોની સભાએ સંમતિ આપી છે. આ સુધારા કયા ?—એ વિષે રૂટરે આપણને કેવળ અંધકારમા રાખ્યા છે, આ બીલ જ્યારે ઇંગ્લાંડમા બ્હાર પાડવામાં આવ્યું ત્યારે ન હિન્દી સરકારે તે પ્રકટ કર્યું કે ન રૂટરે ત્હેની મુખ્ય કલમોની આપણને તારથી ખબર આપી કેટલીક કલમો સ્હામે જે ઉંડો વિરોધ હિન્દમાં ઉત્પન્ન થયો હતો તે વિષે પણ ઓછામાં ઓછી ખબર ઇંગ્લંડને આપી, જુના બીલમાં જોઇન્ટ કમીટીની સૂચનાનુસાર અમીરોની સભાએ જે સુધારા કર્યા ત્હેની પણ આપણને અપૂર્ણ માહીતી આપી અને આમની સભાએ જે સુધારા કર્યા ત્હેની તો આપણને ખબર જ ન આપી ! અને જો રૂટરે પદ્ધતિસર આપણને મહત્વની બાબતોમાં અજ્ઞાન રાખવાનો હલકો નિશ્ચય કર્યો હોય તો શું હિન્દી વજીરની ફરજ નથી કે ત્હેમણે પોતાના લડાઇના તારની અંદર કંઇ આવી હકીકતનો સમાવેશ કરવો ? જો આમ ન થાય તો લોકો સ્વાભાવિક રીતે અનુમાન કરે કે રૂટરની સાથે સરકાર પણ આવી બાબતોમાં આપણને નિર્દયપણે અજ્ઞાન રાખવા ખુશી છે,

હિન્દની વેગભરી ચળવળથી અમીરોની સભાએ આ બીલમાં જે સુધારો કર્યો છે, ત્હેની નોંધ લેવી ઘટે છે. બે કલમો સ્હામે વધારેમાં વધારે પોકાર કરવામા આવ્યો.

હતો (૧) હિન્દી વજીર—અર્થાત્ હિન્દી સરકાર—સ્હામે દાવો કરવાના હકને ઓછો કરવાની પરવાનગી હિન્દી સરકારને આપવા વિષે; અને (૨) વેપારી કોમના માણસો ઉંચી સરકારી નોકરી થોડા વખત માટે લઇ શકે તે માટે નોકરી દરમ્યાન ત્હેમને વેપારમાં પોતાનો સ્વાર્થ રાખવા દેવા વિષે આમાની પહેલી કલમ સ્હામે અપણી ચળવળમાં તો અહીંઆના ઇંગ્રેજો પણ ભળ્યા હતા અહીંયાની ઇંગ્રેજી વેપારી ચેમ્બરોએ ત્હેની સ્હામે સખ્ત વાંધો ઉઠાવ્યો હતો એટલુંજ નહિ પણ લંડનની ચેમ્બરે પણ ત્હેવો ઠરાવ પસાર કર્યો હતો તેમજ હિન્દી વજીર ઉપર એક "ડેપ્યુટેશન" પણ મોકલ્યું હતું. જે વિચિત્ર જકકીપણું મી. ચેમ્બરલેનમાં આપણને હવે જણાવા માંડ્યું છે ત્હેની અસર નીચે ત્હેમણે એ કલમમાં કંઇ પણ ફેરફાર કરવાની ના કહી. સદ્‌ભાગ્યે અમીરોની સભા અને ત્હેમણે નીમેલી કમીટી તેટલાં જકકી ન હતાં અને પરિણામે આ અનિષ્ટ કલમો રદ થઇ છે. દેશી રાજાઓ અને ત્હેમની પ્રજાને બ્રિટિશ સરહદમાં કોઇ પણ નોકરી આપવા વિષે જે કલમ હતી ત્હેમાં પણ એટલો સુધારો કરવામાં આવ્યો છે કે દીવાની નહિ પણ લશ્કરી નોકરી જ આપી શકાય—અને આ સુધારાની ખબર પણ રૂટર આપણને આપી ન હતી. આમ બીલમાંથી એકંદર, બધી અનિષ્ટ કલમો દુર થઇ છે અને આપણે આશા રાખીશું કે આમની સભાએ પસાર કરેલા સુધારા પણ આવાજ ઉદાર હશે.

## મી ચેમ્બરલેનનું અજ્ઞાન.

ન્યુ ઇન્ડીઆની જામીનગીરી લેવા વિષે જે સવાલ આમની સભામા મી. ચેમ્બરલેનને પૂછવામાં આવ્યો હતો ત્હેના જવાબોએ આખા હિન્દમાં ક્રોધ અને આશ્ચર્યની લાગણીઓ ઉત્પન્ન કરી છે. પ્રથમ તો તેઓ જણાવે છે કે આ હુકમ મદ્રાસની સરકારે વડી સરકારની રજાથી પસાર કર્યો હતો અને એ તો આપણે પહેલેથીજ ધારતા હતા; પરન્તુ જવાબનું ખાસ તાત્પર્ય એ છે કે એ હુકમ મી ચેમ્બરલેનના જાણવામાં આવ્યા પછી તેઓ ત્હેમાં કંઇ પણ ફેરફાર કરવાને તૈયાર નથી એટલુંજ નહિ પણ ત્હેનો બચાવ કરવામા બહાદુરી બતાવશે. આ પણ કંઇ અજાયબીભરેલી બાબત નથી કારણ કે વડીસરકારનાં ખરાબમાં ખરાબ પગલાનું સમર્થનજ કરવાની ટેવ ઉદારમાં ઉદાર વજીરોને પણ પડી ગઇ છે—લોર્ડ મોર્લીએ ત્હેનુ ભવ્ય દૃષ્ટાંત થોડાજ વર્ષો ઉપર પુરું પાડ્યું હતું. તેમ મી. ચેમ્બરલેને પણ અચાનક રીતે હિન્દી વજીરનુ પદ પ્રાપ્ત કર્યા પછી કંઇ પણ ઉદારતા દર્શાવવા તરફ વલણ બતાવ્યું નથી.

સંબંધમાં આણ્યું છે એ વધારે આશ્ચર્યની બીના એ છે કે વધારાના પ્રશ્નના

આ સંદેશા તારથી મો૦ જણાવ્યું છે કે મદ્રાસની સરકારના પગલા સ્હામે બધાં માટે વર્તમાનપત્રો તરફથી મળતર કર્યો છે કે નહિ તે વિષે ત્હેમને કંઇજ ખબર નથી. બધાં ખાસ નાણાં મળે છે. આથી હય. સ્હામે તેમજ આખા પ્રેસ એકટની સ્હામે અનેક ચાકવા- રૂટરે પોતાનું કામ યોગ્ય રીતે કરહ્યું અને હિન્દના એક છેડાથી બીજા છેડા સુધી રાજ-

કીય સંસ્થાઓએ અને જંગી સભાઓએ વેગભરી ચળવળ કરી; છતાં આપણા જવાબદાર વજીરને તે વિષે કંઇ જ ખબર નથી! ખરેખર, અહીંઆની સરકારના આ હુકમ વિષે કંઇ પણ ખબર મેળવવાનો અવકાશ મી ચેમ્બરલેનને મળ્યો એ માટે આપણે ભાગ્યશાળી છીએ. પણ ત્હેમને ખબર છે કે ગયા ડીસેમ્બર માસની આખરે હિન્દનાં બધાં વર્તમાનપત્રોના પ્રતિનિધિરૂપ, " પ્રેસ ઍસોસિએશન ઑફ ઇન્ડીઆ" નામની એક સંસ્થા સ્થપાઇ છે, જેણે એક જંગી સભા બોલાવીને પ્રેસ એક્ટ રદ કરવાને સરકારને આગ્રહપૂર્વક વિનંતિ કરી છે અને જેણે એ સંબધમાં લોર્ડ ચેમ્સફર્ડ સાથે મસલત કરવાને એક ડેપ્યુટેશન મોકલવાનો નિશ્ચય કર્યો છે? વધારામાં ત્હેમને ખબર પડી છે કે નામદાર વાઇસરોયે તે ડેપ્યુટેશનને મળવાનું કબુલ પણ કર્યું છે અને ત્હેને માટે હવે યોગ્ય તૈયારીઓ કરવામા આવે છે? કદાચ, "ડેપ્યુટેશન" સીમલે જઇને પાછું આવશે ત્યારે પણ મી. ચેમ્બરલેનને તે વિષે કંઇ ખબર પડશે નહિ!

આમાં પણ રૂટરનો વાંક-ગુન્હો ઘણો ગંભીર છે સરકારના આવા અગત્યના હુકમ વિષે હિન્દી પત્રો અને આગેવાનો શું કહે છે ત્હેની તાર મારફત જરા પણ ખબર ઇંગ્લંડમાં આપવામાં ન આવે તો રૂટરને હિન્દી સરકાર તરફથી એક પૈસો મળવો જોઈએ નહિ. પરન્તુ આમની સભામા આ સવાલ કંઇ એક બે અઠવાડીઆમા નહિ પણ કેટલાક મહિના પછી પૂછવામાં આવ્યો હતો, તે દરમ્યાન બધા હિન્દના પત્રો ઇંગ્લંડ પહોચી શકે અને હિન્દ વિષે બધી માહીતી સર્વે ઉત્સુક જનોને આપી શકે. હવે જો રૂટર કે હિન્દી સરકાર તારથી બધી ખબર હિન્દી વજીરને ન આપે તો તેઓ આ પત્રો તરફ નજર કરવાને બંધાયેલા છે—તે વાચ્યા શિવાય હિન્દ તરફ તેઓ પોતાની ફરજ બજાવી શકે જ નહિ. બધા પત્રો વાચવાનો ત્હેમને પોતાને અવકાશ ન હોય તો તેઓ અહીંયાની સરકારની માફક થોડા માણસોને કામે લગાડી શકે કે જેઓ હિન્દી પત્રોમાં વાચવા જેવા ફકરા ત્હેમના ધ્યાન ઉપર લાવે. મી૦ ચેમ્બરલેન, આવી મ્હોટી બાબતોમા આશ્ચર્યકારક અજ્ઞાન બતાવે તે જોતા આવા થોડા માણસોને રોકવાનો ખર્ચ હિન્દની પ્રજા ઘણી ખુશીથી માથે ચ્હડાવશે એમ અમે ધારીએ છીએ.

મુંબાઇની સરકારે મીસીસ એની બેસન્ટ સ્હામે બહિષ્કારનો જે હુકમ બ્હાર પાડયો છે તે વિષે પણ સદ્ભાગ્યે આમની સભામા સવાલ પૂછવામા આવ્યો હતો અને ત્હેનો જવાબ પણ તેજ ઢબનો હોવાથી ત્હેને લગભગ સર્વાંશે ઉપરની ટીકા લાગુ પડે છે.

## પબ્લીક સર્વીસ કમીશનનો રીપોર્ટ.

હિન્દી સરકારે આપણને સીમલાથી જણાવ્યુ છે કે પબ્લીક સર્વીસ કમીશનનો રીપોર્ટ થોડા વખતમાં ઇંગ્લંડમા તેમજ હિન્દમા એક જ વખતે પ્રકટ કરવામા આવશે, તેમજ હિન્દીઓને લાભદાયક થાય એવી થોડી ભલામણોને તરતજ અમ-

લમાં મુકવાને એકદમ જોઈતા કાયદા પસાર કરવામાં આવશે. સુલેહ થયા પછી જ આ રીપોર્ટ બ્હાર પાડવાનો નિશ્ચય લડાઈની શરૂઆતમાં કરવામાં આવ્યો હતો એમ સ્વીકારવામાં આવે છે; પરંતુ એ નિશ્ચય ફેરવીને હવે રીપોર્ટ બ્હાર પાડવાના કારણ તરીકે જણાવવામાં આવે છે કે લડાઇ ધાર્યા કરતાં વધારે લાંબા વખત સુધી ચાલવાનો સંભવ છે અને તે દરમ્યાન હિન્દીવાનોને ત્હેમાં રહેલી ભલામણોનો લાભ મળે એ ખાસ કરીને જરૂરનું છે—જો કે રીપોર્ટ વિષે ઘણી તીવ્ર ચર્ચા થશે એમ તો સરકાર પણ સમજે છે.

એક બાબત વિષે આપણે તરતજ સ્પષ્ટ થવું જોઇએ. લડાઇ જે સંયોગોમાં શરૂ થઇ તે કોઇ પણ દ્દષ્ટિથી ન્હાના સુના ન હતા—જે સિદ્ધાન્તો માટે લડાઇ જાગી તે મહાન હતા અને જે ક્ષેત્ર ઉપર તે વીજળીની ત્વરાથી પ્રસરી તે ઘણું વિશાળ હતું: પહેલાંની માફક હજારો નહિ પણ લાખો સૈનિકો લડાઇમાં અનેક રણક્ષેત્ર ઉપર ઝંપલાયાં હતા અને લડાઇ કંઇ બંદુકથી નહિ પણ જંગી તોપો અને હોવીત્ઝરો, એરોપ્લેન અને સબમરીનથી લડવાની હતી. આ સંયોગોમાં કોઇએ ભાગ્યે જ આશા રાખી હશે કે લડાઇનો વહેલો અંત આવશે. ખરી હકીકત એ છે કે લૉર્ડ કીચનરે પોતે જ અમીરોની સભામાં જણાવ્યું હતું કે ત્રણ વર્ષ કે વધારે વખત લડાઇ ચાલશે. અર્થાત્ લડાઇની મુદત પહેલાંની ધારણા જુદી હતી અને તે એકાએક ફરી ગઈ છે એમ માનવું મુશ્કેલ છે.

ખરૂં જોતાં લડાઇ કેટલો વખત ચાલશે એ સાથે આ પ્રશ્નને ઘણો નિકટ સંબંધ નથી. લડાઈ દરમ્યાન આવો રીપોર્ટ પ્રસિદ્ધ થતાં ઘણી ગરમાગરમ ચર્ચા થાય એ વાત સરકારે ધ્યાનમાં લીધી હતી, અને તેથીજ સરકારે તે પ્રકટ ન કરવાનો ડહાપણ ભરેલો નિશ્ચય કર્યો હતો. સરકાર તેમજ પ્રજા બન્ને ઇચ્છે છે લડાઇ પૂરી થતાં વહેલાં કંઈ પણ બનાવ ન બનવો જોઇએ કે જે પ્રજામાં તીવ્ર અસંતોષ ઉપજાવે. છતાં પણ જો સરકાર જાણી જોઇને આવો વિવાદગ્રસ્ત રીપોર્ટ બહાર પાડે તો પ્રજા ત્હેની ચર્ચા કરવા બંધાએલી જ છે—તેમ ન કરે તો ત્હેનો સંતોષથી સ્વીકાર થયો છે એમ સમજવામાં આવે. રીપોર્ટની ભલામણોને અમલમાં મૂકવાને તરતજ પગલાં લેવામાં આવનાર છે એમ જાણવામાં હોવાથી તો ખાસ આગ્રહથી ચર્ચામાં ઉતરવું પડે, કારણ કે આપણે જાણીએ છીએ કે એક વખત આવા કાયદા પસાર કર્યા પછી ત્હેમાં લાંબા વખત સુધી કંઇ પણ સુધારા કરવાને આપણી સરકાર તૈયાર હોતી નથી.

પરંતુ લડાઇ દરમ્યાન ચર્ચા ઉત્પન્ન થવાની પણ બાબત અમને પ્રમાણમાં ગૌણ લાગે છે. હિન્દીવાનો હજી કાયદેસર લડતમાં યૂરોપના દેશો જેટલા પ્રવીણ થયા નથી અને પહેલાંના કરતાં જરા વધારે જુસ્સાદાર હીલચાલ કરવામાં આવે તો પણ રાજ્યની નિયમિત વ્યવસ્થામાં કે લડાઇને અંગે કરવાની સેવામાં કંઇ પણ અંતરાય આવવાનો સંભવ નથી. રીપોર્ટ પ્રકટ કરવા સ્હામે તેમજ ત્હેમાંની એક પણ ભલામણનો હાલ અમલ કરવા સ્હામે આપણો મજબૂતમાં મજબૂતમાં

વાંધો એ છે કે જે કમીશનને લડાઇ શરૂ થતા પહેલા હિન્દમા અમલદારોએ તેમજ પ્રવર્તકીય આગેવાનોની જુબાની લીધી અને જેણે પોતાના નિર્ણયો પણ મુખ્યત્વે કરીને સુલેહના શાન્ત વાતાવરણમા ઘડયા ત્હેનો રીપોર્ટ હવે લગભગ નકામો જ ગણવો જોઇએ અને ત્હેની સૂચનાઓનો અવગણના જ થવી જોઇએ સ્વરાજયની દૃષ્ટિથી "પબ્લીક સર્વીસ" અર્થાત્ બધા ખાતામા ઉચી નોકરીઓનો પ્રશ્ન, ધારાસભાના વિકાસથી જ બીજે નબરે મહત્વનો છે અને લડાઈ પહેલા પણ આ સબધમા આપણી માગણીઓ એટલી મ્હોટી હતી કે તે આ કમીશનના રીપોર્ટથી સફળ ન થાય એમ માનવાને કારણ છે પણ બ્રીટીશ પ્રધાનોએ અને હિન્દી અમલદારોએ, પ્રજાના આગેવાનોએ તેમજ પ્રતિનિધિરૂપ પત્રોએ વારવાર જણાવ્યુ છે તે પ્રમાણે આ લડાઇએ આખી દુનીયાના તેમજ હિન્દના સયોગો અને વિચારોમા અદ્ભુત ફેરફાર કર્યો છે ઈગ્લડ અને હિન્દ એવા ગાઢ સહવાસમા હવે આવ્યા છે કે જેવા પહેલા કદી પણ આવ્યા ન હતા, ત્હેમણે પરસ્પરની એવી ઓળખ મેળવી છે કે જેવી લડાઇ પહેલા કેવળ અશક્ય જ હતી આથી હિન્દના વિચારો અને લાગણીઓમા, માગણીઓ તેમજ અહેચ્છાઓમા ઘણો અસાધારણ વિકાસ થાય એ સ્વાભાવિક છે. લડાઇ શરૂ થયા પછી જેમ હિન્દે બ્રિટીશ સામ્રાજ્ય તરફ પોતાની દૃઢ ભક્તિ દર્શાવી છે તેમ બીજી પાસ ત્હેણે સામ્રાજ્યમા વધારે ઉચી પદવી મેળવવાનો વિચાર પણ દૃઢ રીતે કેળવ્યો છે સ્વરાજ્યનો મ્હોટો હિસ્સો મેળવવાની ભાવના આપણા ઘણામા ઘણા આગેવાનોએ સ્વીકારી છે અને આવતી કોંગ્રેસ સ્વરાજ્યની એક આગળ પડતી યોજના રજુ કરશે એવી આશા છે આમ લડાઇના ત્રણ વર્ષે આપણા વિચારોમા લગભગ એક જમાનાના જેટલો ફેરફાર કર્યો છે તે વખતે લડાઈ પહેલા ઘડેલા રીપોર્ટથી આપણને સતોષવાનો પ્રયત્ન કરવો એ કઇક અપમાનકારક છે—કઇક હાસ્યજનક છે

હિન્દીવાનો આજે સ્વરાજ્યની ચળવળ ચલાવે છે, પણ તે હાલને માટે નહિ પણ લડાઇ પછીના સમયને માટે જ જેમણે આ ચળવળમા વધારેમા વધારે ઉત્સાહથી ઝપલાવ્યુ છે તેઓ પણ સ્પષ્ટ રીતે જણાવશે કે સરકાર પાસે હાલ તુરત સુધારાની કઈ પણ દરખાસ્તની તેઓ આશા રાખતા નથી એટલુ જ નહિ પણ એવી કઇ પણ દરખાસ્ત પ્રકટ કરવા સ્હામે તેઓ પોતાનો અભિપ્રાય જણાવશે આ વિચાર સરણી તેટલા જ જોરથી કમીશનના આ રીપોર્ટને લાગુ પડે છે હિન્દીવાનો માટે ઉચી પદવીઓ મેળવવાને આપણે જેટલા આતુર છીએ તેટલુ જ આપણે ઇચ્છીએ છીએ કે તે સબધી કમીશનની કે સરકારની ચોક્કસ દરખાસ્ત હાલ પ્રકટ કરવામા ન આવે હાલની આપણી આશાના પ્રમાણે આ દરખાસ્તો અતિશય અસતોષકારક લાગે એટલુ જ નહિ પણ તે આપણા ભવિષ્યના માર્ગમા વર્ષો સુધી અતરાય રૂપે નડે—વિશેષે કરીને એટલા માટે કે રીપોર્ટની કેટલીક ભલામણોને તરત જ અમલમા મૂકવામા આવનાર છે સરકારના નિશ્ચયથી એવી ધાસ્તી ઉભી થઇ છે કે લડાઇ દરમ્યાન આપણને થોડુ થોડુક આપી આપણી મ્હોટી આશાઓને કાપવાનો આશય રાખવામા આવ્યો છે આથી

અમે અંતઃકરણપૂર્વક ઈચ્છીએ છીએ કે આ રીપોર્ટ હમણા બ્હાર પાડવામાં ન આવે અને આ વધારે જરૂરનું છે કે—હેની કોઇ ભલામણનો અમલ કરવામાં તો ન જ આવે.

## કોંગ્રેસનું પ્રમુખપદ.

લખનોમાં ભરવાની કૉંગ્રેસના પ્રમુખપદ વિષે ધારવા કરવાં વધારે ચર્ચા થઇ છે અને ચાર પ્રમુખને જુદી જુદી પ્રાંતિક કોંગ્રેસ કમીટી તરફથી ચુંટવામાં આવ્યા છે. મુંબઇ, બંગાળ, પંજાબ, બીરાર અને બ્રહ્મદેશની કમીટીએ ઑ. મી. અંબિકાચરણ મઝુમદારને પસંદ કર્યા છે; સંયુક્ત પ્રાંત અને બીહારની કમીટીએ મીસીસ એની બેસન્ટને પસંદ કર્યાં છે; અને મદ્રાસની તથા મધ્યપ્રાંતની કમીટીએ અનુક્રમે મી. ગોવિંદ રાઘવ આયર અને મી વિજય રાઘવ આચારીઅરને પસંદ કર્યા છે. આમ મી. મઝુમદારને વધુ મત મળે છે; પરન્તુ અમે જણાવવાને દીલગીર છીએ કે સ્વાગત મંડળે ૬૫ વિરૂદ્ધ ૩૮ મતે આ મતને નામંજુર કર્યો છે અને તેથી કૉંગ્રેસના બંધારણ પ્રમાણે પ્રમુખની છેલ્લી પસંદગીનું કામ ઑલ-ઇન્ડીઆ કૉંગ્રેસ કમીટીને સોંપવામાં આવ્યું છે. આવી લાગણી દર્શાવવામાં અમે બીજા ત્રણ જણની દેશસેવાની કે પ્રમુખ થવાની શકિતની અવગણના કરતા નથી; પરતું તે સાથે અમારો દૃઢ અભિપ્રાય એ છે કે આ ત્રણ પૈકી કોઇ હાલના સંયોગોમાં પ્રમુખ થાય એ સુકન નથી. પ્રથમ તો મી. આચારીઅરની યોગ્યતા ઉપર ભાગ્યેજ કંઇ કહી શકાય એમ છે. તેઓ લગભગ શરૂઆતથી કૉંગ્રેસમાં જોડાયા હતા અને હેમણે મદ્રાસની તથા વડી ધારાસભામાં પ્રજાના હિતનું રક્ષણ કરવામાં ઘણી મર્દાની બતાવી છે એ આપણે જાણીએ છીએ. પરંતુ મી. નટસેને "હિન્દુ"માં "પ્રકટ કરેલાં પત્રમાં જણાવ્યા મુજબ ખાસ કરીને ૧૯૦૭ પછી કૉંગ્રેસ તરફ હેમની વૃતિ શરૂઆતમાં વિરોધની અને પછી તટસ્થતાની થઇ છે. જે ગૃહસ્થે ૧૯૦૭ માં કૉંગ્રેસથી છુટા પડી, ૧૯૦૮માં મદ્રાસમાં કોંગ્રેસ ભરવાના મર્હુમ દેશભક્ત વી. કૃષ્ણસ્વામી આયરના પ્રયત્નોમાં બને તેટલા અંતરાય નાંખ્યા હતા અને લગભગ ૧૯૧૪ સુધી ખુલ્લો વિરોધ દર્શાવ્યા પછી છેલ્લી બે કૉંગ્રેસમાં પણ જેમણે કંઇ ભાગ લીધો નથી, હેમને લખનોની કૉંગ્રેસના પ્રમુખપદ માટે વધારેમાં વધારે થોડા યોગ્ય ન જ ગણી શકાય. ઉપરાંત પ્રેસ એકટ અને બીજા વિષયોના સંબંધમાં જે હીલચાલ મદ્રાસ શહેર અને પ્રાંતમાં થઇ છે હેમાં પણ હેમણે કંઇ ભાગ લીધો નથી. આથી સરકારની હાલની રાજનીતિ વિષે કે સ્વરાજ્યની માગણી તથા યોજનાઓ વિષે હેમનો કેવો મત છે એ જાણવા આપણે કેવલ અસમર્થ છીએ. આમ જેઓ લગભગ દશ વર્ષથી કોંગ્રેસથી જુદા રહી તે સંસ્થાનુ ચોક્કસ અપમાન કરે અને પછી રાજકીય પ્રશ્નો વિષે સંપૂર્ણ મૌન ધારણ કરે હેમને—બીજી ગમે તેટલી સેવાઓ છતાં—આપણે પ્રમુખ તરીકે કેમ નીમી શકીએ?

મી૦ ગોવિંદ રાઘવ આયર વિષે બહુ કહેવાની જરૂર નથી. તેઓ શરૂઆતથી આજ પર્યંત કૉંગ્રેસના આરૂઢ ભકત છે અને ખાસ કરીને છેલ્લાં બે ત્રણ વર્ષમાં હેમણે મદ્રા-

સની જાહેર ચળવળોમાં ઘણો આગળ પડતો ભાગ લીધો છે. પરંતુ તેઓ હજી આખા હિન્દમાં જોઇએ તેટલા પ્રસિદ્ધ થયા નથી અને આખુ હિન્દ જેમને પૂરેપૂરૂં ઓળખતું ન હોય ત્હેમને પ્રમુખ નીમવા એ ઠિક નથી. આમ આ બે ગૃહસ્થોને બાજુએ મૂકતાં મીસીસ એની બેસન્ટ જ આપણું ખાસ ધ્યાન આકર્ષે છે અને આ પદ માટે ઘણી રીતે ત્હેમના હક મ્હોટા છે જો કે હિન્દની રાજકીય ચળવળમાં ત્હેમણે બે વર્ષથી જ ભાગ લેવા માંડયો છે. પરંતુ તે થોડા વખતમાં પ્રજા તરફથી સરકાર સ્હામે એણી વેગવાળી કાયદેસર લડત ચલાવી છે, અને રાજકીય વિકાસની એની પ્રોત્સાહક ભાવનાઓ આપણી આગળ મૂકી છે—ત્હેમના દૈનિક તથા અઠવાડીક પત્રોએ સમગ્ર હિન્દમાં એટલું રાજકીય બળ જાગૃત કર્યું છે અને ત્હેમણે હિન્દને માટે એટલો બધો આત્મભોગ આપ્યો છે કે તેઓ રાજકીય ક્ષેત્રમા ઘણી રીતે પ્રથમ પદ ધરાવે છે. સરકારે ત્હેમની ચળવળો અને લખાણ ઉપર અંકુશ મુકવાની રાજનીતિ શરૂ કરી છે એટલે પ્રમુખ તરીકે ત્હેમને નીમવામાં આવે તો સમગ્ર હિન્દી સરકારને ઠિક જવાબ આપ્યો એમ પણ કહેવાય.

પરંતુ આથી વધારે ગંભીર અને વજનદાર વિચારો અમને એવા નિર્ણય ઉપર આવવાની ફરજ પાડે છે કે આવતી કૉંગ્રેસનો ખરો હેતુ મીસીસ બેસન્ટને પ્રમુખ નીમવાથી પાર પડશે નહિ. હિન્દમાં અને ખાસ કરીને ઇંગ્લંડમાં એવો મત ફેલાયો છે કે તે બાઇ જે વિચારો ફેલાવે છે તે હિન્દના જુના આગેવાનોને ગ્રાહ્ય નથી અને "હોમ રૂલ લીગ" નામની જે સંસ્થા હમણાં ત્હેમણે સ્થાપી છે ત્હેનાથી હિન્દના લોકો મ્હોટે ભાગે દૂર રહ્યા છે. આવા સંયોગોમાં અમુક સ્થળના લોકોના ખાસ આગ્રહથી તે બાઇને પ્રમુખ નીમવામાં આવે અને તેઓ સ્વરાજ્ય વિષે વધારેમાં વધારે આવેશભર્યું ભાષણ કરે તો પણ બધે સ્થળે અને વિશેષે કરીને ઇગ્લંડમાં તો એમજ ગણાય કે ત્હેમણે હિન્દના નહિ પણ પોતાના વિચારો દર્શાવ્યા છે. આથી અમને વધારેમાં વધારે જરૂરનું એ લાગે છે કે કોઇ હિન્દીવનિજ પ્રમુખપદ લેવું જોઇએ જેથી સમગ્ર હિન્દના રાજકીય પ્રતિનિધિ તરીકે ત્હેના વિચારો અને લાગણીઓ તરફ પુરતુ લક્ષ આપવામાં આવે.

બાબુ અંબિકાચરણ આખા દેશમાં જાણીતા છે. કૉંગ્રેસ સ્થપાઇ ત્યારથી ત્હેના કાર્યમાં ત્હેમણે હમેશાં આગળ પડતો ભાગ લીધો છે અને હવે વૃદ્ધાવસ્થાને લીધે જ્યારે કૉંગ્રેસમાં હાજર રહી શકતા ન હોય ત્યારે પણ ત્હેમનું અન્તઃકરણ તો ત્હેમાં પરોવાયેલું જ છે. ત્હેમના વિચારો કંઇ અજાણ્યા નથી, હમણાંજ હિન્દના રાષ્ટ્રીય વિકાસ વિષે ત્હેમણે જે પુસ્તક બ્હાર પાડયું છે તે યુવાન હિન્દીવાનોનો રાજકીય ગીતા સમાન છે અને ત્હેમાં સ્પષ્ટ રીતે જણાવવામાં આવ્યું છે કે હાલના સંયોગોમાં સ્વરાજ્યના મ્હોટા હિસ્સા માટે આપણે માગણી કરવી જ જોઇએ.

લખનોની સ્વગતા કમીટીએ પ્રાંતિક કૅમીટીના વધુ મતને નામંજુર કરવામાં ઘણુંજ અયોગ્ય પગલું લીધું છે. ઑલ ઇન્ડીઆ કૅાંગ્રેસ કમીટીમાં પણ મી. મજુમદાર

તરફ પ્રજાકીય બહુમતિ જણાશે એ લગભગ ચોક્કસ છે અને એ વાત સ્વગત કમીટિના સુજ્ઞ સભાસદો સમજતા હોવાજ જોઇએ. આમ છતાં હિંદના વધુ મતનો અનાદર કરવામાં પોતાનું વિરલ વ્યક્તિત્વ દેખાડવાનો શો આશય હશે એ. સમજવું મુશ્કેલ છે. અમે એટલુંજ ઇચ્છાએ છીએ કે હવે ઑલ ઇન્ડીયા કમીટી જે નિર્ણય ઉપર આપશે ત્હેને સ્વાગત કમીટીના સર્વ સભાસદો તરફથી સંપૂર્ણ માન આપવામાં આવશે અને કૉંગ્રેસની બેઠકમા સંપૂર્ણ સમભાવ અને એક્તા સચવાશે.

## હૈદરાબાદમાં મ્યુનિસિપલ કમીશનર

ગયે વર્ષે સીધના કમીશનરના હેવાલને આધારે મુંબાઈની સરકારે હૈદરાબાદની મ્યુનિસિપાલીટીને એવી ધમકી આપી હતી કે કાતો ઘર ઉપર વેરો નાંખો અને મ્યુનિસિપલ કમીશનરની નીમણુકને મંજુર કરો કે કાંતો ત્હમારા મરણપત્ર ઉપર સહી કરી થોડા વખત માટે સરકારને બધુ કામ સોપી દો. આ જોહુકમી માટે પહેલાં તો મ્યુનિસિપાલીટીની નાણા સબંધી ગેરવ્યવસ્થા તરફ લક્ષ દોરવામાં આવ્યું હતું અને પછીના હુકમમા તે વાતને વિસારી નાંખી સભાસદોની પક્ષપાત કરવાની વૃત્તિ ઉપર જ બધો ભાર મૂકવામા આવ્યો હતો. ગમે તે બ્હાનાથી પણ જ્યારે આવી ધમકી મ્યુનિસિપાલીટીના સભાસદોને મળી ત્યારે ત્હેમણે દેશસેવાની ખરી લાગણીથી, લોકો ઉપર વધારે કર નાંખવાને બદલે રાજીનામું આપ્યું અને સરકારને બધી વ્યવસ્થા સોપી દીધી.

આટલેથી જ હૈદરાબાદની પ્રજાનું દુઃખ અટક્યું હોત તો ઠીક હતું. પણ હમણાજ આપણા જાણવામાં આવ્યુ છે કે મ્યુનિસિપાલીટીનું કાર્ય પોતાને હસ્તક કર્યા પછી સરકારે વધારે ને વધારે ગેરવ્યાજબી પગલા લીધાં છે. પ્રથમ તો આખી કાર્યવ્યવસ્થા ચાર અમલદારો અને ચાર ખાનગી ગૃહસ્થોના મંડળને સોપવામાં આવી છે. આ બિન-અમલદારી સજ્જનોને આવા કાર્યમાં કંઇ જ અનુભવ નથી તેમ સાર્વજનિક જુસ્સા માટે પણ તેઓ પંકાએલા નથી, તેથી તેઓ આવું જવાબદારીભરેલું કાર્ય પહેલાના સભાસદો કરતા વધારે સારી રીતે ચલાવી શકે એમ ભાગ્યે જ કહી શકાય. પરંતુ વધારે વજનદાર ફરીયાદ તો એ છે કે જે અપમાન અને જે બે અનર્થોમાંથી બચવાને મ્યુનિસિપાલીટી નાબુદ કરવાને ત્હેના સભાસદો તૈયાર થયા હતા તે બંને અનર્થો પ્રજાને શિરે ઢળ્યા છે. એક પાસથી કર વધારવામાં આવ્યા છે અને જો કે ત્હેની સ્હામે થયેલી ચળવળને લીધે ત્હેમાં કેટલાક ફેરફારો થયા છે, તો પણ દેખીતી રીતે લોકોને તે ઘણા અસહ્ય લાગે છે. આમ જે પૈસા ભેગા થાય ત્હેને વાપરવાનો માર્ગ પણ શોધી કાઢવામાં આવ્યો છે કારણકે મ્હોટા પગારે એક યુરોપીઅન સીવીલીયનને મ્યુનિસિપલ કમીશનર તરીકે નિમવામાં આવ્યા છે. મ્યુનિસિપાલીટી નાબુદ કરવાથી સરકારી અમલદારોને હાથે કાર્યવહીવટ સુધરે અને વધારે કર નાંખવાથી નાણાંની સ્થિતિ સુધરે એમ માની લઇયે તો સરકારની પહેલાની ફરીયાદોનો અંત આવે અને

કમીશનરની જરૂર બીલકુલ રહે નહિ; પરંતુ આપણને વધારેમાં વધારે દુઃખતો એ ખેદને થાય છે કે સરકારે આ બન્ને બાબતોમાં વચનભંગ કર્યો છે. સરકારે આપેલી ધમકી ઉપરથી સ્પષ્ટ હતું કે મ્યુનિસિપાલીટી નાબુદ ન કરવામાં આવે તોજ કર વધારવા પડશે અને કમીશનરની નીમણુક કરવી પડશે. આથી તે સંસ્થાને રદ્દ કર્યા પછી પણ તે જ પગલા લેવામા સરકારે જવાબદારની બુદ્ધિથી લોકોને જે કીંમતી વચન આપ્યું હતું અને જે વચનથી જ ત્હેના સભાસદોએ રાજીનામું આપ્યું હતું ત્હેનો સ્પષ્ટ રીતે ભંગ થયો છે.

હૈદ્રાબાદની વસ્તી એક લાખ કરતાં ઓછી છે એટલે કાયદા પ્રમાણે ¾ ભાગના સભાસદોના મતથી જ કમીશનરની નીમણુક કરી શકાય આથી આશા છે કે જ્યારે મ્યુનિસિપાલીટીનું ફરીથી સ્થાપન થશે ત્યારે કમીશનરને ચાલુ રાખવા વિષે સ્વતંત્ર અધિકાર તે સંસ્થાનેજ મળશે.

## જામીનની જપ્તી.

આપણને એવા શોકજનક સમાચાર મળ્યાછેકે મદ્રાસની સરકારે છેવટે ન્યુ ઇન્ડીયા છાપખાનાના રૂ. ૨૦૦૦) ના જામીન જપ્ત કર્યા છે. આવેશભર્યા પણ કાયદેસર લખાણ ઉપર આવી રીતે અંકુશ મૂકવાને મદ્રાસની સરકાર પ્રેરાઇ છે એ ખેદને આપણને ખેદ થાય છે પણ આશ્ચર્ય થતું નથી. મુખ્યત્વે કરીને સ્વરાજ્યનીજ હીમાયત કરવા માટે જ જે સરકારે જામીન માગ્યા હતા ત્હેને પહેલાંના કરતાં પણ વધારે આવેશભર્યા લખાણથી સ્વાભાવિક રીતે રીસ ચઢી હશે અને કદાચ જપ્તીનો હુકમ પસાર કરતાં અટલો વખત--ગમે તે કારણથી—ત્હેને રાહ જોવી પડી તેથી ઘણો આત્મસંયમ પણ વાપરવો પડયો હશે. અમારી ખાત્રી છે કે મીસીસ બેસન્ટ એક પાસ પોતાના કીંમતી પત્રને કોઈ પણ રીતે કાયમ રાખશે અને બીજી પાસ સરકારના આ હુકમ સ્હામે હાઇકોર્ટમાં અપીલ કરશે. હાઇકોર્ટ ચુકાદો આપે ત્યાં સુધી મૌન ધારણ કરવની આપણી ફરજ છે

ઉપરનું લખાણ છપાયા પછી જાણવામાં આવ્યું છે કે મીસીસ બેસન્ટે રૂ. ૧૦,૦૦૦ જામીન આવી ફરીથી "ન્યુ ઇન્ડીયા" છાપખાનું ચલાવવાની પરવાનગી મેળવી છે તેમ જ જપ્તીના હુકમ સ્હામે હાઇ કોર્ટમાં અપીલ નોંધાવી છે. દરમ્યાન અધારમા આવેલા મિસિસ બેસન્ટની જ માલકીના "વસન્ત" છાપખાના માટે પણ રૂ ૫૦૦૦ ના જામીન માગીને મદ્રાસની સરકારે તે બાઇ ઉપર એક વધારે ઘા કર્યો છે. આ જામીન પણ તેઓ આપશે અને તેથી "કૉમનવીલ" નામનું પોતાનું અઠવાડિક પત્ર કાયમ રાખશે એવી અમને ખાત્રી છે. લગભગ એકલે હાથે અસંખ્ય મુશ્કેલીઓ વચ્ચે હિંન્દના હક માટે અને છાપખાનાની સ્વતંત્રતા માટે તેઓ જે લડત ચલાવે છે તે માટે હિન્દી પ્રજાએ નિરંતર ત્હેમની આભારી રહેશે.

# નોટીસ.

દરેક રેલ્વે ઉતારૂને જાણવાની જરૂર છે કે:—

( ૧ ) તે ઉતારૂના ડબ્બામાં ધારા કરતાં વધારે માણસ ભરવાની કોશેશ કરતા રેલ્વે પોલીસના માણસ કે રેલ્વે નોકરની સામે થવાનો તેને હક છે

( ૨ ) આ હકથી અજ્ઞાન એવા બીજા ઉતારૂઓમા તે વિષે માહિતી ફેલાવવી એ દરેક સુશિક્ષિત ઉતારૂની ફરજ છે.

( ૩ ) પોતાના તથા પોતાની સાથે મુસાફરી કરતા બીજા કમનસીબ ઉતારૂઓના લાભને ખાતર—આ હકનો ઉપયોગ કરવાની દરેક સુશિક્ષિત ઉતારૂની ફરજ છે.

( ૪ ) પહેલા કે બીજા વર્ગમાં મુસાફરી કરતો દરેક હિંદીવાન, ત્રીજા વર્ગના મુસાફરો ઉપર જુલમ થતો જોઇ તેમની મદદે જવા ચૂકશે નહિ એમ આશા છે

---

## રેલ્વે જુલમ.

ત્રીજા વર્ગના રેલ્વે ઉતારૂઓ ઉપર પડતી હાડમારીઓ બંધ કરાવવાના હેતુથી ઑંબે ક્રોનિકલમા અંતથી ચર્ચા ચલાવનાર ગૃહસ્થની સૂચના મુજબ અમોએ અમારા માસિકમા જે જાહેર ખબર આપી છે તે ઉપર વાચકનું ધ્યાન ખેચીએ છીએ અમને આશા છે કે અમારા વાચકો એ દિશામા પોતાથી બનતું કરવા ચૂકશે નહિ.

## વિજ્ઞપ્તિ.

---

જે સજ્જનો તથા પુસ્તકશાળાને તેઓ ગ્રાહક ન છતા નમૂના દાખલ અંક મોકલ્યો છે, તેઓ તેનો સ્વીકાર કરી ગ્રાહક થશે એવી વિજ્ઞપ્તિ છે. જેઓ ગ્રાહક થવા માટેનું આ સાથેનું છાપેલ કાડ ભરી મોકલશે અથવા તો આ અંકનો સ્વીકાર કરી રાખી લેશે તેમનું નામ જુલાઇ ૧૯૧૯થી ગ્રાહક તરીકે નોધી સપ્ટેમ્બર માસનો અંક વી. પી થી મોકલવામાં આવશે. વી. પી. સ્વીકારવામા કોઇને અડચણ હોય તો તેમણે અમને તા. ૧૫ મી સપ્ટેમ્બર સુધીમાં ખબર આપવી.

---

પુસ્તક ૨ જુ.

# નવજીવન

અને

# સત્ય.

નવેમ્બર ૧૯૧૬




તંત્રી અને પ્રકાશક

ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક, બી. એ., એલએલ. બી.

ગીરગામ—મુંબાઇ.

વાર્ષિક લવાજમ રૂ. ૨-૦-૦; છુટી નકલ આના ૩

# નવજીવન અને સત્યની સૂચનાઓ.

૧ ચાલુ વર્ષથી નવજીવનના પાના ૪૮ ને બદલે ૬૪ કર્યા છે

૨ પત્રવ્યવહાર કરતી વખતે ગ્રાહકોએ પોતાનો નંબર લખવો

૩ મનીઑર્ડર કરતા કુપનમા મોકલનારનુ નામ અને પૂરેપૂરૂ શરનામુ (ગામના નામ) સાથે લખવુ

૪ કોઇ અંક ન મળે તો તે વિષે અમને મોડામા મોડી ખબર બીજો અંક મળેથી આપવી

૫ હિંદુસ્તાન તથા સીલોનની બહાર વી. પી. જઇ શકતુ નથી તથા ટપાલનો દર દર પેકટ દીઠ એક આનો પડે છે, તેથી ત્યા આ પત્ર આગળથી વર્ષના લવાજમના તથા ટપાલના મળી રૂ ૨–૯–૦ આગમચથી પોસ્ટલ ઓર્ડરથી મોકલી આપ્યા પછીજ, તેમનુ ગ્રાહક તરીકે નામ નોંધવામા આવશે

૬ કોઇ પણ માસથી ગ્રાહક થઇ શકાય છે

૭ વાર્ષિક લવાજમ (પોસ્ટેજ સાથે) રૂ ૨ અને વિદ્યાર્થીઓ, પુસ્તકશાળાઓ તથા ગુજરાતી નિશાળના શિક્ષકોને માટે રૂ ૧–૧૧–૦ (પોસ્ટેજ સાથે) રાખવામા આવ્યુ છે

૮ આ પત્રમા શુદ્ધ ભાષામા પત્રની એક બાજુએ, શાહીથી, તરત વાચી શકાય એવા અક્ષર લખેલા લેખો તથા ચર્ચાપત્રો ઉપરજ લક્ષ આપી શકાશે

૯ લખનારાઓ અમારી અંગત જાણ માટે પોતાનુ ખરૂ નામ, ઠેકાણુ સાથે લખી મોકલશે નહીં તો તેમના લખાણ ઉપર લક્ષ અપાશે નહીં

૧૦. રદ કરેલા લેખો તથા ચર્ચાપત્રો પાછા મોકલવા હમે બંધાતા નથી જેમણે જોઇએ તેમણે તે સારૂ પેસ્ટેજની ટીકીટ મોકલી મંગાવી લેવી

## જાહેર ખબરના ભાવ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| આખુ પાનુ | એક વર્ષ | રૂ ૪૦ | આખુ પાનુ | છ માસ | રૂ ૨૫ |
| અર્ધુ પાનુ | ,, | ૨૫ | અડધુ પાનુ | ,, | ૧૮ |
| ¼ પાનુ | ,, | ૧૮ | ¼ પાનુ | ,, | ૧૨ |

પૂઠા ઉપરના ખાસ ભાવ માટે લખો —

ઈન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક,
બી. એ., એલએલ બી.
તંત્રી અને પ્રકાશક, નવજીવન અને સત્ય

સર્વન્ટસ ઑફ ઈન્ડિયા સોસાયટી બીલ્ડીંગ,
સેન્ડહર્સ્ટ રોડ ગિરગામ—મુંબાઈ

# નવજીવન

અને

# સત્ય.

પુસ્તક ૨ નવેમ્બર ૧૯૧૬. અંક ૫

## લોકલ બૉર્ડ કમિટીનો રિપોર્ટ.*

(૩)

### કર્તવ્યપ્રદેશ અને સત્તા

આ ધારણાથી બીજે જ નંબરે આપણી બે મુખ્ય ફરિયાદ હાલના લોકલ બૉર્ડ સામે છે —(૧) સાંકડો કર્તવ્યપ્રદેશ અને (૨) નાણાની ઉણપ. આ લેખમા બૉર્ડના કર્તવ્યપ્રદેશ અને તેને અંગે ઉપસ્થિત થતો સત્તાનો સવાલ વિચારીશું. હવે, કર્તવ્યપ્રદેશ હાલ સંકુચિત છે, એમ કહેવાથી કંઇક ભ્રમ થવાનો સંભવ છે. જે સંસ્થાને મ્યુનિસિપાલીટીના શહેર સિવાયના જીલ્લાના બધા ભાગોને રસ્તા અને જાહેર મકાનો પૂરા પાડવાનુ, નિશાળો અને ઇસ્પીતાલો સ્થાપવાનુ, ઢોરની સંભાળ રાખવાનુ અને ખેતીને લગતી મદદ આપવાનુ કામ સોંપવામા આવ્યુ છે તેનો કર્તવ્યપ્રદેશ સાંકડો છે, એમ કહેવુ નવાઇભરેલુ લાગે. આપણે એ કબૂલ કરવુ જોઇએ કે, કાયદાથી જે જવાબદારી બૉર્ડ ઉપર મૂકવામા આવી છે તે ઘણી મોટી છે અને જો તે જવાબદારી અદા કરવાને પૂરતી સગવડો અને સત્તાઓ તેને આપવામા આવે તો તે ઘણીજ સત્તાવાન અને ભવ્ય સંસ્થા થાય. પરંતુ નરમમા નરમ શબ્દ વાપરીએ તો પણ

૨ એમ કહેવુ જોઇએ કે, હાલની સ્થિતિ અત્યંત વિચિત્ર છે. કારણ કે એક પાસ વિશાળ

* તા૦ ૬ ઠ્ઠી ઓ ૧૩ મી ઑગ.ના ગુજરાતીમા આ લેખ પ્રસિદ્ધ થયો હતો.

# નવજીવન અને સત્યની સૂચનાઓ.

૧. ચાલુ વર્ષથી નવજીવનના પાના ૪૮ ને બદલે ૬૪ કર્યાં છે

૨ પત્રવ્યવહાર કરતી વખતે ગ્રાહકોએ પોતાનો નબર લખવો

૩ મનીઑાર્ડરના કુપનમા મોકલનારનુ નામ અને પૂરેપૂરૂ શરનામું (ગામના નામ) સાથે લખવુ

૪ કોઇ અંક ન મળે તો તે વિષે અમને મોડામા મોડી ખબર બીજો અંક મળેથી આપવી

૫ હિંદુસ્તાન તથા સીલોનની બહાર વી. પી જઇ શકતુ નથી તથા ટપાલનો દર દર પેકેટ દીઠ એક આનો પડે છે, તેથી ત્યાં આ પત્ર, અગાઉથી વર્ષના લવાજમના તથા ટપાલના મળી રૂ ૨-૯-૦ આગમચથી પોસ્ટલ ઓર્ડરથી મોકલી આપ્યા પછીજ, તેમનું ગ્રાહક તરીકે નામ નોંધવામા આવશે

૬ કોઇ પણ માસથી ગ્રાહક થઇ શકાય છે.

૭ **વાર્ષિક લવાજમ** (પોસ્ટેજ સાથે) રૂ ૨ અને **વિદ્યાર્થીઓ, પુસ્તકશાળાઓ** તથા **ગુજરાતી નિશાળના શિક્ષકોને** માટે રૂ ૧-૧૧-૦ (પોસ્ટેજ સાથે) રાખવામા આવ્યુ છે

૮ આ પત્રમા શુદ્ધ ભાષામા, પત્રની એક બાજુએ, શાહીથી, તરત વાચી શકાય એવા અક્ષરે લખેલા લેખો તથા ચર્ચાપત્રો ઉપરજ લક્ષ આપી શકાશે

૯ લખનારાઓ અમારી અંગત જાણ માટે પોતાનુ ખરૂ નામ, ઠેકાણુ સાથે લખી મોકલશે નહીં તો તેમના લખાણ ઉપર લક્ષ અપાશે નહીં

૧૦. રદ કરેલા લેખો તથા ચર્ચાપત્રો પાછા મોકલવા હમે બધાતા નથી. જેમણે જોઇએ તેમણે તે સારૂ પોસ્ટેજની ટીકીટ મોકલી મગાવી લેવાં.

## જાહેર ખબરના ભાવ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| આખું પાનું | એક વર્ષ | રૂ ૪૦ | આખું પાનુ | છ માસ | રૂ. ૨૫ |
| અડધુ પાનુ | ,, | ૨૫ | અડધુ પાનુ | ,, | ૧૮ |
| પા પાનું | ,, | ૧૮ | પા પાનું | ,, | ૧૨ |

પૂંઠા ઉપરના ખાસ ભાવ માટે લખો —

ડીસેન્ટ્રેલીઝેશન કમીશને પોતાનો મજબૂત અભિપ્રાય જણાવ્યો છે કે, સ્થાનિક સ્વરાજ્યના વિકાસ માટે આ બન્ને કલમોના અંકુશ દૂર કરવાની જરૂર છે. આ સુધારા વિષે સરકારે કેટલોક વિચાર ચલાવ્યો છે અને હમણા જ આ કલમોના ફેરફારની કેટલીક સૂચનાઓ ઉપર ધ્યાન આપવામાં આવે છે.

## મદ્રાસની યોજનાની સૂચના

કમિટીનો એવો અભિપ્રાય છે કે, બને ત્યા સુધી મદ્રાસની પદ્ધતિનું આપણે અનુસરણ કરવું. હવે, મદ્રાસમાં બાંધકામની યોજનાઓ અને ખર્ચની આંકણી માટે રૂ. ૨૫૦૦ની મર્યાદા મૂકવામાં આવી છે અને યોજનાના અમલ માટે કાંઇ પણ મર્યાદા નથી. આથી મદ્રાસનાં બૉર્ડને પોતાના ઇજનેરો અને તેને અંગે બીજા ઓવર્સીયર વગેરેનો આખો "સ્ટાફ" રાખવાની જરૂર પડે છે. આ અમલદારોના પગાર વિષે ચર્ચા કરતા પહેલાં એ એકદમ જણાવવું જોઇએ કે, બાંધકામની યોજના વિષે મદ્રાસના જેવી મર્યાદા પણ હવે અનિષ્ટ છે. ત્યાં પણ કાયદો સને ૧૮૮૪ માં કરવામાં આવ્યો હતો અને સંભવ છે કે, થોડા વખતમા તે જ્યારે સુધારવામાં આવશે ત્યારે આ મર્યાદા રદ થશે. ઉપરાંત જ્યારે બૉર્ડ પોતાને ખર્ચે હુશયાર ઇજનેરોને રાખશે, ત્યારે સરકારી ખાતાની સલાહ નિરર્થક નિવડશે, છતાં પણ જ્યારે બાંધકામનો કંઇ ગુંચવાડાભરેલો સવાલ ઉત્પન્ન થશે ત્યારે બૉર્ડના અમલદારો સરકારી ઇજનેરને સ્વાભાવિક રીતે પૂછશે. આ સંયોગોમાં યોજના ઘડવાના સંબંધમાં રૂ. ૨૫૦૦ની પ્રમાણમાં ઉંચી મર્યાદા પણ રાખવી, એ બોર્ડના સ્વાતંત્ર્ય ઉપર નિરર્થક અંકુશ તરીકે જણાશે.

બૉર્ડના ઇજનેરી "સ્ટાફ" અને તેના ખર્ચનો પણ વિચાર કરવો જોઇએ. મદ્રાસમાં એવો નિયમ કરવામાં આવ્યો છે કે, બાંધકામના કુલ ખર્ચના ૨૦ ટકા કરતાં વધારે ખર્ચ અમલદારોના પગારમાં થવો જોઇએ નહી. આ નિયમની યોગ્યતા વિષે કોઇને ભાગ્યે જ શંકા થશે. કારણ કે જે જીલ્લા બોર્ડની આવક અને પરિણામે બાંધકામ ઉપર ખર્ચ ઘણો ઓછો હોય, તેને સ્વતંત્ર ઇજનેરી "સ્ટાફ" રાખવો ફાવે જ નહીં. પરંતુ કમિટી જણાવે છે તે પ્રમાણે આપણા ઇલાકામાં જીલ્લા બૉર્ડ પંચમહાલમાં રૂ. ૫૪,૦૦૦ થી માંડીને થાણામા રૂ. ૩,૦૩,૦૦૦ સુધી બાંધકામ ઉપર ખર્ચ કરે છે અને ભવિષ્યમાં વધારે ઉપજ થતાં આથી પણ વધારે ખર્ચ કરી શકશે. તેથી મોટા ભાગનાં બોર્ડ મદ્રાસના નિયમને અનુસરીને પણ પોતાના ઇજનેર રાખવા સમર્થ બનશે.

મુખ્ય ઇજનેરનો પગાર રૂ ૩૦૦ થી ૬૦૦ રાખવો જોઇએ, એવો નિયમ મદ્રાસમાં છે અને ત્યાં સારા અમલદારો રૂ ૪૦૦ ના પગારથી મળી શકે છે તેની સાથે બીજા અમલદારો અને કારકુનોનો ખર્ચ ગણતાં કમિટી એવા નિર્ણય ઉપર આવે છે કે, બધા ખાતાનો કુલ ખર્ચ રૂ. ૨,૦૦૦ જેટલો આણી શકાય, જેમાં મુસાફરી વગેરેનો ખર્ચ ઉમેરીએ તો રૂ. ૩૦,૦૦૦ નો આંકડો આવે આથી સ્વાભાવિક રીતે દોઢ લાખથી વધારે રકમ જાહેર કામ ઉપર ખર્ચનાર બોર્ડને આવું ખાતું નભાવવામાં

મુશ્કેલી પડે નહીં. વધારામાં આ યોજનાની સિદ્ધિ માટે એ જરૂરનું છે કે, આ ખાતાના ઇજનેર, નીમવાનો અધિકાર બૉર્ડના પ્રમુખને જ આપવો જોઇએ અને તેમને કાં તો સરકારી ખાતામાંથી અથવા બહારથી ત્હેને પસંદ કરવાની છુટ હોવી જોઈએ.

અત્રે બે સૂચનાઓ કરવી યોગ્ય લાગે છે. ઉપરની યોજના પ્રમાણે દોઢ લાખથી ઓછો ખર્ચ બાંધકામ ઉપર કરતાં બોર્ડ પોતાના અમલદારો રાખી શકે નહીં અને તેથી તેને સરકારી ખાતા ઉપર પરાધીન રહેવું પડે; પરંતુ આ પરાધીનતા અનિવાર્ય નથી. બે ત્રણ ઓછી આવકવાળાં બૉર્ડ ભેગાં મળી ઇજનેરને પૂરેપૂરો "સ્ટાફ" રાખી શકે અને આથી વધારે સ્વતંત્રતા તેમજ જવાબદારી ભોગવી શકે. એક જ ઇજિનેર ઘણા જીલ્લાનું કામ ન કરી શકે, એ દલીલ ભાગ્યેજ વિવેકપૂર્વક યોજી શકાય. કારણ કે તેને યોજનાઓ ઘડવાનું અને તેના અમલ ઉપર દેખરેખ રાખવાનું જ કામ રહેશે. બીજી સૂચના એ છે કે, બંગાળના કાયદાની ૮૩ મી કલમ અનુસાર પબ્લીક વર્કસ ખાતાના કેટલાક રસ્તા સરકારને જ ખર્ચે સમરાવવાનું કામ લેવાની સત્તા લોકલ બૉર્ડને આપવી જોઇએ. આથી ઓછી આવકવાળાં બૉર્ડની આવક અને કામમાં ઘણો વધારો થશે અને તેઓ પોતાનો ઇજનેરી સ્ટાફ રાખવાને શકિતમાન થશે.

## કેળવણી.

બાંધકામની માફક કેળવણી ઉપર પણ સરકારી ખાતાનો અંકુશ હાલ મજબૂત છે. સરકારી ઇન્સ્પેકટરો કેળવણીનું અંદાજપત્ર બોર્ડને માટે બનાવે છે, અને જો કે તે બૉર્ડ તરફથી પસાર કરવામાં આવે છે તો પણ મૂળ આંકડામાં તો ભાગ્યે જ કંઇ ફેરફાર થાય છે. જો ખર્ચ આંકવાની અને તે મારફત નિશાળો વધારવાની નામની સત્તા પણ બૉર્ડ ભોગવે છે ત્યારે તેની સેંકડો નિશાળોનો વહિવટ તો સર્વાંશે સરકારી ખાતાંના હાથમાં જ રહે છે. કમિટી યોગ્ય રીતે જણાવે છે તે પ્રમાણે આ સત્તા છ પ્રકારની છે (૧) શિક્ષકોની નિમણુંક, પ્રમોશન, દંડ બદલી વગેરે, (૨) ખાનગી નિશાળોને બૉર્ડની અને સરકારી ગ્રાન્ટની વ્હેંચણી, (૩) નિશાળો ઉઘાડવી અને બંધ કરવી, (૪) નિશાળો ઉપર દેખરેખ અને તપાસ, (૫) મકાનોનું બાંધણી બાંધકામ, અને (૬) અભ્યાસક્રમની રચના આ બધું કામ બૉર્ડની જરાપણ સલાહ કે સંમતિ શિવાય કેળવણી ખાતાંના ઇન્સ્પેકટરો હાલ કરે છે.

## મધ્યપ્રાંતનું બંધારણ.

વાચકોને એ જાણીને આશ્ચર્ય થશે કે, બંધારણની બાબતમાં તેમ કેળવણી ઉપર સત્તાના સંબંધમાં પણ મધ્યપ્રાતનો કાયદો આપણા કાયદા કરતાં વધારે સુધરેલો છે-જો કે તેના અમલમાં દુર્ભાગ્યે હજી ઘણો સુધારો થવાની જરૂર છે. તે પ્રાંતમાં ખાનગી શાળાઓને સરકારી ગ્રાન્ટ વહેંચવાનું (૨) અને અભ્યાસક્રમ ગોઠવવાનુંજ કામ (૬) સરકારી ખાતું કરે છે અને બાકીની ઉપર ગણાવેલી બધી સત્તાઓ લોકલ બૉર્ડ અજમાવે છે. પરંતુ ત્યાં પણ નિશાળના ઇન્સ્પેકટરો પોતાનો પગાર બૉર્ડ પાસેથી નહીં પણ સરકારી ત્રીજોરીમાંથી મેળવે છે અને તેથી તેઓ સરકારી નોકર જ રહે છે. બધો વહિવટ ઇન્સ્પેકટરો મારફતે જ થતો હોવાથી તેમના હુકમોને નામની સંમતિ આપવાનું કાર્ય જ બૉર્ડ કરે છે.

## બંધારણમાં ફેરફાર માટે કમિટીની સૂચના

મધ્યપ્રાંતમાં લોકલ બૉર્ડ જે સત્તાઓ ભોગવે છે તે બધી અહીંઆનાં બૉર્ડને સોંપવાની સૂચના કમિટી કરે છે એટલું જ નહી પણ તેમાં એક મોટા સુધારાની હિમાયત કરે છે તે એ કે ઇન્સ્પેક્ટરો હવે પછી બૉર્ડના જ નોકરો થવા જોઇએ. આ પગલાંની યોગ્યતા ચર્ચવાની ભાગ્યે જ જરૂર છે. નિશાળોના શિક્ષકોનો તેમજ તેમના ઉપર દેખરેખ રાખનાર અમલદારોનો પગાર બૉર્ડેજ આપવો જોઇએ. આથી ઇન્સ્પેક્ટરો બૉર્ડના શેઠ મટી ખરા તાબેદાર નોકર થશે, એ પણ સ્પષ્ટ છે.

આ વિષયની વધુ ચર્ચા કરતાં પહેલા એક સૂચના કરવી જોઇએ ઇન્સ્પેક્ટરોને પગાર આપતાં ઘણાં બૉર્ડને શરૂઆતમાં તો જરા મુશ્કેલી પડવાનો સંભવ છે. બીજી પાસ તે પગારનો સરકારને દેખીતી રીતે બચાવ થશે, અને કદાચ ઉંચા અમલદારોની સંખ્યા વધારવામાં આવે તો પણ સરકારને થોડો બચાવ તો થાય તો આ બચાવની બધી રકમ ઇન્સ્પેક્ટરોના પગાર ખાતે સરકારે બૉર્ડને આપવી જોઇએ, એવી સૂચના અયોગ્ય ન જ ગણાય.

### સ્કુલ બૉર્ડની અગત્ય.

હવે, ઉપરના સુધારા કેવી રીતે અમલમા મૂકાય, એ જોઇએ. મ્યુનિસિપાલીટીની માફક લોકલ બૉર્ડને સ્કુલ બૉર્ડ નિમવાની ખાસ ફરજ પડતી નથી, પણ જો નિશાળોના વહિવટ ઉપર બૉર્ડને હવે બરાબર દેખરેખ રાખવી હોય અને ઇન્સ્પેક્ટરોના બધા હુકમની સૂક્ષ્મ તુલના કરવી હોય તો સ્વાભાવિક રીતે આવા બૉર્ડની જરૂર પડશે. આથી કમિટી પણ સ્કુલ બૉર્ડની સ્થાપના સૂચવે છે, અને તે બૉર્ડના ચાર સભાસદોનું અને કેળવણીના અનુભવી ચાર બહારના ગૃહસ્થોનું હોવું જોઇએ, એમ જણાવે છે. બૉર્ડના સભાસદો બૉર્ડ તરફથી નિમાવા જોઇએ એમ સૂચવવામાં આવ્યું છે અને તે બરાબર છે. બહારના ગૃહસ્થો પૈકી એક ડેપ્યુટી ઇન્સ્પેકટર હોવો જોઇએ એ પણ યોગ્ય છે, પણ બાકીના ત્રણ કલેકટરે નિમવા જોઇએ, એ આપણને માન્ય નથી. સ્થાનિક સ્વરાજ્યના મૂળ સિદ્ધાંત અનુસાર બહારના ગૃહસ્થો નિમવાનો અધિકાર બૉર્ડને જ આપવો જોઇએ, એમ આપણે કહીશું. જે બૉર્ડને આટલા જૂદા પ્રકારની અને આટલી વિશાળ સત્તા આપવામાં કાંઇ વાંધો નથી તેને અનુભવી ગૃહસ્થોની નિમણુંકનું કામ શા માટે ન સોંપી શકાય, એ સમજી શકાતું નથી.

નિશાળોનો વિગતવાર વહિવટ કરવાની વિશાળ સત્તાઓ સ્કુલ બૉર્ડને લોકલ બૉર્ડ તરફથી સોંપાવી જોઇએ. છતાં તેના કોઇ પણ હુકમને ફેરવવાની અને બધા સામાન્ય સિદ્ધાન્તોનો નિર્ણય કરવાની સત્તા તો લોકલ બૉર્ડને જ રહેવી જોઇએ. ઇન્સ્પેકટરો ઉપર સ્વાભાવિક રીતે સ્કુલ બૉર્ડને જ અધિકાર રહેશે; પરંતુ કમિટી એમ સૂચવે છે કે, કેળવણી સંબંધી બધા અટપટા સવાલો પરત્વે ઇન્સ્પેકટરો કેળવણી ખાતાને જવાબદાર રહેવા જોઇએ અને ફકત પોતાના વર્તન અને વહિવટ માટે જ

ત સ્કુલ બૉર્ડને જવાબદાર રહેવા જોઇએ. આ યોજના ઘણી દૃષ્ટિથી અયોગ્ય અને નુકશાનકારક લાગે છે. પ્રથમ તે બે સત્તાઓ એક અમલદાર વર્ગ ઉપર દેખરેખ રાખે અને અધિકાર અજમાવે એ જ અનિષ્ટ છે. કઇ બાબતોમાં કેળવણી ખાતું ઇન્સ્પેકટરને હુકમ કરી શકે અને કંઇ બાબતો સ્કુલ બૉર્ડના જ પ્રદેશમાં રહે, એનો નિર્ણય કરવાનું કામ ઘણી વાર મુશ્કેલીભર્યું બનશે. આથી પણ વધારે વાંધો એ છે કે ઇન્સ્પેકટરોને કેળવણી ખાતા સાથે સીધા સંબંધમાં મૂકવાથી નવી યોજનાના બધા લાભ લુપ્ત થશે અને તેઓ બૉર્ડના નોકર રહેવા છતાં તેમના ઉપર સ્કુલ બૉર્ડનો અને લોકલ બૉર્ડનો અધિકાર ઘણો શિથિલ થશે. આથી અમારો મજબૂત અભિપ્રાય છે કે, ઇન્સ્પેકટરો ઉપર અને નિશાળોના સામાન્ય વહિવટ ઉપર કેળવણી ખાતાને જે થોડો અધિકાર અજમાવવાનો રહે તે સ્કુલ બૉર્ડની મારફત જ અજમાવવો જોઇએ. નિશાળોના વહિવટ ઉપર અને ઇન્સ્પેકટરોના કાર્ય ઉપર ખરી અને સંગીન સત્તા સ્કુલ બૉર્ડને આપવામાં આવશે નહીં તો શરૂઆતથી જ તે નિષ્ફળ-લગભગ શૂન્યવત્ થવાનો સંભવ રહેશે.

### દવાખાનાં.

આ સંબંધમાં પણ હાલની સ્થિતિ સંતોષકારક નથી. સરકારી ગ્રાંટમાંથી તેમ જ પોતાના મહેસુલમાંથી લોકલ બૉર્ડ દવાખાનાંનો બધો ખર્ચ પૂરો પાડે છે, છતાં તેના ઉપર તેને લગભગ કંઇ જ સત્તા નથી એમ કહી શકાય.

આનો દેખીતો ઉપાય એ જ છે કે દવાખાનાંના 'સ્ટાફ'ને બૉર્ડની સત્તા નીચે મૂકવો જોઇએ છીએ અને તેના વહિવટ ઉપર પાકી દેખરેખ માટે આરોગ્યની ખાસ કમિટી નીમવી જોઇએ. સ્કુલ બૉર્ડની માફક આ કમિટીના થોડા સભાસદો બૉર્ડમાંથી ચુંટાય અને થોડા વૈદકના અનુભવી ગૃહસ્થો બહારથી નીમી શકાય. કમિટી પણ આ યોજનાને અંતિમ સાધ્ય તરીકે કબૂલ કરે છે; પરંતુ કંઇ પણ કારણ જણાવ્યા શિવાય આ દિશામાં કંઇ સૂચના કરવાની તે નામરજી દર્શાવે છે. કદાચિત કમિટીને લાગ્યું હશે કે, બાંધકામ અને નિશાળોના સંબંધમાં તેણે એવી વિશાળ સૂચનાઓ કરી છે કે હવે દવાખાનાંની પણ સત્તા બૉર્ડને સોંપવામાં આવશે તો તે અધિકારથી ગર્વિત થશે— જીલ્લાના સર્વોપરિ કલેકટરના ગૌરવને પણ ઝાંખું પાડશે! અકારણ શંકાઓથી અને પ્રજાના અવિશ્વાસથી આવા કેટલાએ સુધારા આજ સુધીમાં થતા અટકયા છે, એ છેલ્લા સૈકાની સરકારી ગેઝેટ અને રિપોર્ટની ફાઇલો જોવાથી જ માલુમ પડે છે!

ઢોરોની ઇસ્પિતાલના સંબંધમાં હાલ સ્થિતિ વધારે સારી નથી, પરંતુ એક અમલદારના વચનને વજન આપીને જણાવવામાં આવ્યું છે કે, જેટલે અંશે હાલ ઇસ્પિતાલોના નોકરોના પગાર લોકલ બૉર્ડ આપે છે તેટલે અંશે તેમની ઉપર તેનો અંકુશ પણ છે પરંતુ આ ઇસ્પિતાલોના ઉપરીઓ તો પ્રાંતિક સરકારના નોકરો હોય છે અને તેથી સ્વાભાવિક રીતે તેઓ સરકારી ખાતાના જ તાબામાં રહે છે. જ્યાં સુધી જીલ્લા

આખા " સ્ટાફ " નો ખર્ચ આપવાને શક્તિમાન ન થાય ત્યાં સુધી કમિટીના અભિપ્રાય પ્રમાણે કંઈ જ સુધારો કરી શકાય એમ નથી.

કહેવાની ભાગ્યે જ જરૂર છે કે, બૉર્ડની જે સત્તા વિષે વજનદાર શબ્દો વાપરવામાં આવ્યા છે, તે હાલ સંગીન નથી પણ નામના જ છે. ઉપર સૂચવ્યા પ્રમાણે આરોગ્યના રક્ષણ માટે ખાસ મંડળ બૉર્ડ તરફથી નીમાય નહીં ત્યાં સુધી બૉર્ડ કંઇ પણ સત્તા અજમાવી શકે જ નહીં. આથી આવા મંડળની ફરજીયાત નિમણુંક માટે આપણે ખાસ માગણી કરવી જોઇએ.

## આરોગ્ય

ઇસ્પિતાલોની સ્થાપના ઉપરાંત ગામડાના આરોગ્યના સંરક્ષણ માટે ઘણાં પગલાં લેવાની જરૂર રહે છે. દરેક ગામને સારૂં પાણી પૂરૂં પાડવું અને તેને સ્વચ્છ રાખવાની વ્યવસ્થા કરવી, એ જીલ્લા બૉર્ડનું કર્તવ્ય છે અને છતાં વાચકને જોઈને નવાઇ થશે કે, સને ૧૯૧૩–૧૪મા આખા પ્રાંતમાં પાણીના નવાં કામ-કુવા વગેરે માટે રૂ. ૨,૦૬,૬૦૭ અને સમારકામ માટે રૂ. ૧,૪૦૭૫૭ ખર્ચવામા આવ્યા હતા, જ્યારે ડ્રેઇનેજના નવા કામ માટે કંઇ જ ખર્ચ કરવામાં આવ્યો ન હતો અને સમારકામ માટે ફક્ત રૂ. ૩૩૪ ખર્ચવામાં આવ્યા હતા. છતાં કોણ કહેશે કે આ બન્ને માટે હાલની વ્યવસ્થાઓ સંપૂર્ણ છે અને કંઇ જ સુધારા માટે અવકાશ નથી ? જ્યારે વરસાદની જરા તુટ પડે છે ત્યારે પાણીની તંગીથી લોકોને કેટલુ દુઃખ પડે છે ? પરંતુ દર વર્ષે વધારે ને વધારે કુવા ખોદાવવાથી આ દુ.ખ કમી કરી શકાય. કેટલાં બધા ગામડાંઓમાં સાંકડા અને વાંકાચુકા રસ્તાઓમાં ગંદકીના ઢગ પડેલા દેખાય છે અને તેથી મેલેરીઆ વગેરે ઉપદ્રવો વારંવાર ફાટી નીકળે છે ? છતા ગામની બહાર કચરો નાંખવાને માણસો રોકીને અને તેમના ઉપર દેખરેખ રાખવાને ઇન્સ્પેક્ટરો રાખીને આ દર્દ ઓછાં કરી શકાય.

આનો ઉપાય આપણને ઘણો સ્પષ્ટ લાગે છે આરોગ્ય સંરક્ષણની જે કમિટી વિષે આગળ કહેવામાં આવ્યું છે, તેના ઉપર કુવા અને " ડ્રેનેજ " ની વ્યવસ્થાઓ પૂરી પાડવાની જવાબદારી નાખવી જોઇએ અને તેના હાથ નીચે દરેક તાલુકામાં બે ત્રણ કે વધારે " સેનેટરી ઇન્સ્પેક્ટર " નીમાવા જોઇએ. મ્યુનિસિપાલીટી આ પદ્ધતિ અનુસરે છે, એટલે તેમાં કઇ ખાસ નવીનતા નથી અને છતાં સરકારે આવા ઇન્સ્પેક્ટરની નિમણુંક સામે હમણાં જ મત દર્શાવ્યો છે, એ રાજનીતિની અત્યંત સંકુચિત અને અનુદાર દ્રષ્ટિ સૂચવે છે જો કે કમિટી સરકારના અભિપ્રાય સામે જરા વાંધો ઉઠાવે છે તોપણ તે આ દિશામા ઘણીજ સાવચેતીથી બહુ જુજ જીલ્લામાં પગલાં લેવાની સૂચના કરે છે. આથી આ સવાલની પૂરેપૂરી સમજ કમિટીને પણ હતી, એમ ભાગ્યેજ કહી શકાય.

## ખેતી

જે દેશની લગભગ ૮૦ ટકા વસ્તી* ખેતી ઉપર પોતાનો નિર્વાહ કરતી હોય, ત્યાં ખેતીના વિકાસને સર્વ રીતે સહાય આપવાની જરૂર છે. સરકારનું ખેતીવાડી ખાતું

હાલ કેટલુંક અમૂલ્ય કામ કરે છે; પરંતુ જે ટુંકી દષ્ટિથી સરકાર પોતાનાં બધાં કર્તવ્ય બજાવે છે તે આ ખાતામાં પણ જણાઇ છે. પરિણામે આ ખાતું લોકોના ગાઢ સહવાસમાં આવી શક્યું નથી અને લોકોને પૂરેપૂરૂં લાભદાયક પણ થઇ શક્યું નથી. આ સ્થિતિમાં સ્વાભાવિક રીતે કોઇ બિનઅમલદારી-ખાનગી સંસ્થાની જરૂર જણાઇ છે અને તે પૂરી પાડવાને ભરૂચ વગેરે કેટલાક જીલ્લામાં ખેતીવાડીની પ્રજાકીય સભાઓ સ્થપાઇ છે. પૈસા મેળવવામાં અને કરજમાંથી મુક્ત થવામાં, સારાં બી પસંદ કરવામાં અને ખેતીની સુધરેલી પદ્ધતિ જાણવામાં-આવી અનેક બાબતોમાં ખેડુતને આ સભા સહાયકારક થઇ શકે. આવાં કેટલાંક મંડળોને લોકલ બૉર્ડ અને મ્યુનિસિપાલીટી તરફથી ગ્રાંટ મળી છે; અને જેમ જેમ તેની સંપત્તિ વધશે અને વધારે માણસો તેમાં જોડાશે તેમ તેમ તે વધારે કીમતી સેવા બજાવશે.

આવાં મંડળો ન હોય ત્યાં સ્થાપવાં, બને તો પોતાના સભાસદોની અને બ્હારના કેટલાક ગૃહસ્થોની આવી સંસ્થા રચવી-અને જ્યાં જ્યાં તે હોય ત્યાં તેને પૈસાથી અને ક્વચિત પોતાના નોકરો મારફત મદદ આપવી, એ બૉર્ડનો ધર્મ છે. કમિટી આ મતને સંમતિ આપે છે

છેવટે કમિટી સુચવે છે કે બૉર્ડના જુદાં જુદાં ખાતામાં હુશિયાર માણસો દાખલ થાય એ માટે જરૂરનું છે કે તેમના પગારમાં અમુક અમુક વર્ષને અંતરે ચોક્કસ વધારો થાય, એવા નિયમ ઘડવા જોઇએ. આ શિવાય બૉર્ડની નોકરી લોકોને રૂચિકર અને આશાજનક નહીં લાગે, એ દેખીતું છે.

ઇન્દુલાલ ક. યાજ્ઞિક.

---

# કન્યાઓની માધ્યમિક શાળાઓનો અભ્યાસક્રમ.*

એ વિષે નીચેના બે પ્રશ્નો મુખ્ય છેઃ—

૧. અભ્યાસક્રમ અલાહિદા કેવી રીતે કરવા ? હાલનો અભ્યાસક્રમ કેટલો યોગ્ય છે ?

૨. સ્ત્રીઓને ખાસ ઉપયોગી થાય એવા વિષયો કયા કયા છે ? તેમને કેવી રીતે સ્થાન આપવું ?

પ્રથમ પ્રશ્નમાં બે પ્રશ્નનો સમાવેશ થાય છે. એક તો અભ્યાસક્રમ અલાહિદા હોવા જોઇએ કે નહિં ? અને બીજું, જો હોવા જોઇએ તો કયા કયા વિષયો અને કેવી રીતે દાખલ કરવા જોઇએ ?

* ઑક્ટોબરના ૭-૮ તારીખે સ્ત્રીકેળવણીના પ્રશ્નની ચર્ચા માટે મળેલા સંમેલનમાં આ લેખ વાંચવામાં આવ્યો હતો.

અભ્યાસક્રમ અલાહિદા હોવા જોઈએ કે નહિં, તેને માટે મતભેદ છે. પ્રાથમિક શિક્ષણ માટે તો કાંઇ સવાલ જ ઉત્પન્ન થતો નથી કારણ કે પહેલાં ત્રણ ચાર વર્ષમાં તો લખતાં, વાંચતાં, સાધારણ ગણિત, પ્રાંતનો જ ઈતિહાસ અને હિન્દુસ્થાનની ભૂગોળ એટલું શીખવાય છે આટલું જ્ઞાન તો સહુને આવશ્યક છે. એથી વધારે શિક્ષણનો અવકાશ જ નથી. કારણ કે બાળકોનાં મગજ ઉપર વધારે બોજો નાખવાની આપણી ઇચ્છા નથી તેમજ એથી વધારે જ્ઞાન બાળકો કુમળાં મગજમાં ઉતારી પણ શકે નહિ. એટલે એટલાં વર્ષ સુધી એટલે લગભગ નવ વર્ષ સુધી તો તદ્દન સરખું જ્ઞાન છોકરા છોકરીઓને અપાય છે, તે વ્યાજબી છે. હવે ત્યાર પછી માધ્યમિક શિક્ષણ શરૂ થાય છે તેમાંયે પહેલાં બે ધોરણોમાં તો છોકરા છોકરીઓને કાંઈ જૂદું શિક્ષણ આપવાની જરૂર નથી રહેતી. કારણકે બીજું ધોરણ પૂરૂં થતાં છોકરીની ઉમર લગભગ અગીઆર વર્ષની થશે. હવે અમારૂં કહેવું એમ છે કે, ત્યાર પછી છોકરાછોકરીના શિક્ષણક્રમમા ફેર હોવાની જરૂર છે. કારણકે આપણા દેશની સ્થિતિ જોતાં જેટલો વખત પુરૂષોથી કેળવણી લેવાય છે, તેટલો વખત સ્ત્રીઓથી લઈ શકાતી નથી ગમે તેમ હો આપણી સ્થિતિ જોતાં સાધારણ રીતે છોકરીની કેળવણી પંદર સોળ વર્ષમાં પૂરી કરવી પડે છે. અથવા એથી આગળ કોઈ ભાગ્યે જાય તો વીસ વર્ષ સુધી જઈ શકે છે તો તેટલા વખતમા સ્ત્રીને યોગ્ય ભણ્યું આપવું એ આપણી ફરજ છે. એ વાત સત્ય છે કે જયાં મન કેળવવાની જરૂર છે, ત્યાં સ્ત્રીપુરૂષ બન્નેને માટે એક સરખી જ કેળવણી હોવી જોઈએ. જે પ્રમાણે પુરૂષોના સંસારવ્યવહારમાં તેમનું યુનિવર્સિટીનું શિક્ષણ, જીઓમેટ્રી, ટ્રીગોનોમેટ્રી, એલજીબ્રા, ઇત્યાદિ કાંઇ ઉપયોગમાં આવતું નથી; એ તો માત્ર મન કેળવવાના, મન ખીલવવાના ઉપાય છે. તો સ્ત્રીઓનાં મન ખીલવવાનાં એ જ સાધન હોવા જોઇએ, આ મુદ્દો થોડે અંશે ખરો છે સંક્ષિપ્તરૂપમાં એટલે elementary જ્ઞાન આ વિષયોનું સ્ત્રીપુરૂષ બન્નેને હોય, તેમાં હરકત નથી. પરંતુ સ્ત્રીઓને થોડા વખતમાં, અનેક વિરૂદ્ધ સંજોગોમાં કાર્ય કરવાનું છે તેથી જે વધારે ઉપયોગના વિષય હોય તેને પ્રથમ સ્થાન આપવું. કારણકે, સઘળા વિષયો રાખતા અભ્યાસનો બોજો ઘણો જ વધી જાય. આ ઉપરાંત સામાન્ય કેળવણી પછી, પુરૂષ વર્ગને માટે ધંધાદારીમાં અનેક પ્રકારનું શિક્ષણ મળે છે, તે જ પ્રમાણે સ્ત્રીઓને સંસારમા જે કર્તવ્ય છે તે યોગ્ય રીતે બજાવવા માટે તેમને તેમના પ્રદેશમાં શિક્ષણ મળવાની જરૂર છે પહેલાંના વખતમાં એવી કેળવણી સંયુક્ત કુટુંબને લીધે અનેક આપદાઓ વેઠતાં મળતી હતી. આજે એ વખત બદલાયો છે. ન્હાની ઉમરથી કુટુંબની જવાબદારી આવી પડે છે તેથી સામાન્ય શિક્ષણ ઉપરાંત enlightened mothering એટલે સુશિક્ષિત માતા થવાની જરૂર પડે છે, એટલે બાળકોની ન્હાની ઉમરમા સંભાળ, તેને યોગ્ય ખોરાક, માંદે સાજે તેની વ્યવસ્થા, બાળકના રોગની યોગ્ય સાવચેતી, તેમનું શારીરિક, માનસિક આરોગ્ય એ ઉપરાંત ગૃહવ્યવસ્થા સંબંધી બધા વિષયો જાણવાની તેને જરૂર પડે છે

ગૃહરાજ્યમાં આર્થિક, વૈજ્ઞાનિક, નૈતિક, અને કળા સંબંધી તત્વોનો સમાવેશ થાય છે. ગૃહ એ કુટુંબને રહેવાનું સ્થળ, પ્રેમનો આશ્રમ છે. મનુષ્ય જીવનનો પવિત્ર આશ્રમ છે.

ઘરમાં છોકરાં ઉછેરાય છે.

આજનાં સંતાન તે કાલનાં નાગરિક જન થશે.

સમાજનું પ્રથમ અંગ સ્ત્રી, અને તેનું બાળક હતું. કુટુંબમાં તથા ભિન્ન ભિન્ન જાતિમાં ચાલતી રૂઢી અને કાયદા. તે આ અંગને સ્થાયી બનાવવાનો, તેમજ પુરૂષ—એટલે પિતાનો કુટુંબ સાથે સંબંધ ઘાડતર કરવાનો ઇતિહાસ છે.

સ્ત્રીજાતિમાં ઉત્પાદક શકિત રહેલી છે. તે માતા તરીકેના કાર્યમાં પ્રત્યક્ષ થાય છે. સંતતી ઉત્પન્ન કરવી, તેમને ઉછેરવી, ગૃહ અને ગૃહજીવનનું પોષણ કરવું એ આ શકિતનો પ્રત્યક્ષ આવિર્ભાવ છે. તેથી દરેક બાળાને—પછી ગમે તે સ્થિતિમાં તે હોય—ગૃહજીવનના કર્તવ્યપ્રદેશમાં તેનો ઉત્સાહ જાગૃત કરવાને તેમ જ તેને રસિક બનાવવા માટે શિક્ષણ આપવું જોઇએ. અને જેમ જેમ આપણા જીવનની દૃષ્ટિ મર્યાદાવિશાળ થતી જાય તેમ તેમ આપણી મનોભાવના ઉત્તરોત્તર ઉંચી થતી જાય, તેને અનુકૂળ શિક્ષણ હોવું જોઇએ. પરિણામે જીવનનું મહત્વ, જીવનની સુંદરતાનું ભાન થાય. આ જ જનસમૂહનો આદર્શ હોવો જોઇએ—જ્યાં આદર્શ નથી, ઉચ્ચ અભિલાષા નથી ત્યાં મનુષ્યની અધોગતિ થાય છે.

અનુભવથી જણાય છે કે, ૧૪ થી સોળ વર્ષની બાળાઓને કેવા પ્રકારનું શિક્ષણ અપાવવું જોઇએ, તેનો નિર્ણય થઇ શકયો નથી. પચાસ વર્ષ ઉપર આપણી જે સામાજિક સ્થિતિ હતી, તે આજે રહી નથી. બદલાએલી પરિસ્થિતિને અનુકૂલ શિક્ષણ-પદ્ધતિ હોવી જોઇએ.

પદ્ધતિપૂર્વક ગૃહવ્યવસ્થાનું શિક્ષણ વ્યવહારમાં મૂકવાનું કામ કંઇ ઘણું મુશ્કેલ નથી. એ કાંઇ ખોટો તરંગ નથી. સમાજના ઉત્કર્ષમાં અતિ મહત્વનું સાધન છે

આજના ધોરણોમા આ વિષયોને સ્થાન અપાતું નથી. તેથી છોકરીઓ લગભગ નવ દશ વર્ષ શાળામાં શીખીને નીકળીને તરત ઘર માંડે તો જરા પણ તેને સમજણ પડે નહિ ને ગોથાં ખાયા કરે. ઘણી બાબતો ઘરમાં જોયાથી આવડે એ વાત ખરી છે, પણ તે સઘળું સારી રીતે આવડવા માટે શિક્ષિત માતાઓની જરૂર છે. તે નિશાળે ભણુની બધી છોકરીઓના હોતી નથી. આ ઉપરાંત વધારે વખત છોકરી નિશાળે રહે છે એટલે ઘરમાં જોવા શીખવાનો અવકાશ રહેતો નથી વળી જો આપણી છોકરી-ઓને યોગ્ય શિક્ષણ અપાશે તો અત્યારે કન્યાકેળવણી પ્રત્યે જે અપ્રીતિ છે દૂર થશે ને વધારે કન્યાઓ શિક્ષણ લેતી થશે.

એટલે ઉપર કહ્યું તેમ સ્ત્રીઉપયોગી વિષય દાખલ કરવા માટે અલાહિદા અભ્યાસ-ક્રમની જરૂર છે.

બીજું, હાલમાં સર્વ પ્રકારનું ઉચ્ચ શિક્ષણ દેશના અધિકારી લોક પરદેશી હોવાથી પારકી ભાષામાં આપવામાં આવે છે. ઉચ્ચ શિક્ષણથી ઇંગ્રેજી ભાષાનું સારૂં જ્ઞાન ગમે

તેટલું આવશ્યક હોય, તો પણ સર્વ પ્રકારનું શિક્ષણ એ જ ભાષા દ્વારા આપવું એટલે વિદ્યાર્થીના માર્ગમાં અનેક અનાવશ્યક કૃત્રિમ અડચણ આવીને ઉભી રહે છે. આપણી માતૃભાષા, જે પ્રમાણે આપણી પોતાની કરીને ગ્રહણ થઈ શકે, તેટલા પ્રમાણમાં પારકી ભાષા આપણી કરવી અશક્ય છે. જ્યાં સુધી યુનિવર્સિટીમાં દેશી ભાષામાં જ શિક્ષણ આપવાની વ્યવસ્થા થાય નહિ ત્યાં સુધી ઉચ્ચ શિક્ષણની પ્રગતિ જોઇએ તેટલી થવાની નથી. બીજું, આ પદ્ધતિથી મગજને બહુ જ શ્રમ પડે છે. સ્વભાષાદ્વારા શિક્ષણ મળતું હોય તો ઘણા થોડા સમયમાં અને તેની સાથે સંગીન શિક્ષણ મળી શકે જગતમાં કોઈપણ દેશમાં પારકી ભાષાદ્વારા શિક્ષણ અપાતું જાણમાં નથી આપણો જ દેશ કમનસીબ છે. તે છતાં હજી આપણા પોતાના લોક જ તેથી થતું નુકશાન સ્વીકારી શકતા નથી. એ ખરૂં છે કે, આપણી સ્થિતિ સહુ-કરતાં જુદી છે કબુલ. ઈંગ્રેજી ભાષાનું સદંતર શિક્ષણ ના જ આપવું એમ મ્હારૂં કહેવું નથી બેશક, ઈંગ્રેજી ભાષાનું જ્ઞાન આ જમાનામાં સર્વને હોવું જ જોઇએ. કારણ કે એક તો આપણી રાજ્ય ભાષા છે—આખા હિન્દુસ્થાનના શિક્ષિત વર્ગ વચ્ચે સંબંધ, એકતા કરાવનાર એક સાધન છે, અને તેનું સાહિત્ય વિશાળ છે. આ ઉપરાંત આપણા પોતાના દેશમાં તેમ જ અન્ય દેશોના આચારવિચાર, પ્રગતિ સર્વેનું ભાન થવા માટે ઇંગ્રેજી ભાષા એ જ સાધન છે. તેથી દરેક બાળાને ઈંગ્રેજી ભાષાનું સારૂં જ્ઞાન આવશ્યક છે, પરંતુ તે બીજી ભાષા તરીકે ઈતિહાસ, ભૂગોળ, વિજ્ઞાન, ઈત્યાદિ વિષયોનું જ્ઞાન ઇંગ્રેજી ભાષાદ્વારા આપવાની જરૂર નથી કારણ કે મગજને બેશુમાર શ્રમ પડે છે. તો જો પુરૂષની મગજશકિતનો પરભાષાદ્વારા શિક્ષણથી ક્ષય થતો હોય તો આપણી બાળાઓના કોમળ મગજની શકિત ક્ષીણ કરી નાખવાની જરા પણ ઈચ્છા નથી. પુરૂષોને તો સરકારી નોકરીઓ કરવાની છે, પરદેશી લોક સાથે ધંધો રોજગાર કરવાનો છે, એટલે એમને તો સરકારે સ્થાપેલી પદ્ધતિ પ્રમાણે શિક્ષણ લીધા શિવાય છૂટકો નથી. પણ સ્ત્રીઓને તેમ કરવાની શી જરૂર છે? આપણામાં વિચારશકિત અને originality માલૂમ પડતી નથી તેનું પણ એ જ કારણ છે. કદાચ આટલી અવક્રિયા છતાં પુરૂષોને કદાપિ એ દ્વારા શિક્ષણ આપવું પડે તો હજી જુદી વાત છે, પરંતુ સ્ત્રીઓને કાંઇ એવા કારણો નડતા નથી વળી તેમને થોડા વખતમાં ઘણું શીખવાનું છે માટે સ્ત્રીઓનો શિક્ષણક્રમ જૂદો હોવાની આવશ્યકતા છે.

સામાન્ય વ્યવહારૂ ઈંગ્રેજી જ્ઞાન આપવાનું ઘણું આવશ્યક છે તે માટે ઈંગ્રેજી સાહિત્યના શિક્ષણમાં ઘણો વધારો કરવાની જરૂર છે. ઈંગ્રેજી ભાષાનું અગર ગૂજરાતી ભાષાનું-કોઇ પણ શિક્ષણ આપવાનો હેતુ એટલો જ હોવો જોઇએ કે, શિષ્યના મનમાં બુદ્ધિયુકત જીજ્ઞાસા ઉત્પન્ન થાય. જો એ સ્થિતિ ઉત્પન્ન થશે તો જીવનવ્યવહારમાં પડયા છતાં જ્ઞાનમાં વધારો કરવાની ઇચ્છા હમેશ થશે જ. જો વ્યવહારૂ ( એટલે માત્ર તાર શરનામા વાંચતાં આવડે એટલું નહિ પણ સાહિત્યમાં પ્રવેશ કરી શકે, વાતચીત કરી શકે એટલું ) ઈંગ્રેજીનું જ્ઞાન આપવું હોય તો મૅટ્રિકમાં ઈંગ્રેજીનું શિક્ષણ અપાય છે

તેના કરતાં વધારે વિશાળ જ્ઞાન આપવાની જરૂર છે, અને તે આપવા માટે કન્યાઓના મગજને શ્રમ ન પડે માટે ઇતિહાસ, ભૂગોળ, સંસ્કૃત, ખગોળવિદ્યા ઈત્યાદિ વિષયો માતૃભાષાદ્વારા શીખવ્યાથી પ્રથમના ચાર વર્ષમાં પૂરાં કરી શકાશે. એટલે પાછળના બે વર્ષો માત્ર ઇંગ્રેજી અભ્યાસ માટે, ગૂજરાતી ઊંચા વાંચન માટે તથા સ્ત્રીઉપયોગી વિષયો માટે ઉપયોગમાં લઈ શકાશે. જે કન્યાની પાસે પૈસાનાં સાધન હોય, વખત હોય, બુદ્ધિશકિત હોય, અને ઇચ્છા હોય તો પુરૂષવર્ગ સાથે સ્પર્ધામાં ઉતરે. યુનિવર્સિટીની પરીક્ષાઓ આપે તો તેમાં કાંઇ વાંધો નથી. ઉલટું એવી સ્ત્રીઓ તો એક પ્રકારે આપણા જનસમાજની asset છે. માત્ર જનસમૂહમાં સ્ત્રીશિક્ષણનો પ્રચાર વધે, આપણી પરિસ્થિતિને અનુકૂલ, આપણા દેશને શોભા આપે એવાં સ્ત્રીરત્નો ઉત્પન્ન થાય એ પ્રકારની સ્ત્રીશિક્ષણપદ્ધતિ હોવા માટે શિક્ષણક્રમ જુદો હોવાની જરૂર છે. જે છોકરીઓને યુનિવર્સિટીની મેટ્રીકયુલેશનની પરીક્ષા આપવી હોય તે ભલે આપે, પણ જેને ન આપવી હોય તેને માટે તો અત્યારનો ક્રમ માત્ર મેટ્રીકયુલેશન પાસ કરાવવાના ઉદ્દેશનું જ લક્ષ્ય રાખીને કરેલો છે, એટલે આપણી છોકરીઓની જીવનયાત્રાને અનુકૂલ નથી અને બીજું બહુ ભારે છે માટે જે કન્યાઓને માધ્યમિક શિક્ષણ પૂરૂં કરીને અભ્યાસ પૂરો કરવો હોય, તેમને માટે જુદો ક્રમ હોવાની જરૂર છે. વળી છોકરીઓના અભ્યાસના વખતમાં પણ થોડો ફેર હોવાની જરૂર છે. કારણકે, સામાન્ય ઘરની સ્થિતિ હોય ત્યાં જોઇએ તેટલાં માણસ કુણસો હોતા નથી તેથી છોકરીઓને પોતાની માતાને કામમાં મદદ લાગવું પડે છે. તો તેમના અભ્યાસમાં સરળતા કરી આપવા માટે તેમને અનુકૂલ નિશાળનો વખત રાખવાની જરૂર છે. આમ થાય તો જ કન્યા કેળવણી લોકપ્રિય થશે ને તેનો પ્રચાર વધશે.

આ ઉપરથી એમ લાગે છે કે, છોકરાઓ અને છોકરીઓનો ક્રમ માધ્યમિક શિક્ષણમાં જૂદો રાખવાની જરૂર છે.

હવે બીજો પ્રશ્ન લઇએ કે અભ્યાસક્રમ જૂદો હોવો જોઇએ, તો કેવો હોવો જોઇએ? કયા કયા વિષયો અને કેવી રીતે દાખલ કરવા જોઇએ?

ગવર્નમેન્ટની નવી સૂચના પ્રમાણે કન્યાઓની માધ્યમિક શાળાઓનો શિક્ષણક્રમ છ ધોરણનો રાખ્યો છે, તેને બદલે એક ધોરણ ઉમેરીને સાત ધોરણોનો કરવો. એટલે તેર ચૌદ વર્ષની છોકરીને જે વિષયો સમજતાં મુશ્કેલ લાગે તે એક વર્ષ વધારે રહ્યાથી સારી રીતે સમજી શકાય. બીજું, ભૂગોળનો વિષય ઇંગ્રેજી ચોથા ધોરણમાં પૂરો કરી દેવો જોઇએ. એટલે ઇંગ્રેજી પહેલા ધોરણમાં હિંદુસ્થાનનું સામ્રાજ્ય, બીજા ધોરણમાં એશીઆ પૂરો અને બ્રિટિશ બેટો તથા બ્રિટિશ સંસ્થાનની વિશેષ માહિતી. ત્રીજા ધોરણમાં યુરોપ પૂરો; (તે શિવાય ભૂતળ હરેક ધોરણમાં અને આફ્રિકાનું સામાન્ય જ્ઞાન અને ચોથા ધોરણમાં અમેરિકા અને આગળના ધોરણોનું સામાન્ય પુનરાવર્તન.

ગૂજરાતી વાંચનમાં ત્રીજા ધોરણ પછી નવું સાહિત્ય કાંઇ નથી. તો ચોથા ધોરણમાં પ્રાચીન અને અર્વાચીન સાક્ષરોનાં ગદ્ય-પદ્યનું શિક્ષણ આપવું જોઇએ; પાંચમાં

ધોરણમાં, છઠ્ઠા ધોરણમાં, અને સાતમા ધોરણમાં શિષ્ટ ગ્રંથકારોનાં વાંચન શિવાય માસિક, ચોપાનિયાં, ન્યુઝપેપર્સમાંથી આર્ટીકલો વાંચીને તેનું વિવેચન કરવું જોઇએ.

ગણિતનો વિષય ચોથા ધોરણ સુધી ચલાવવો તેમાંથી મીટ્રિક સિસ્ટમ કહાડી નાંખવી અને નફો ને ટોટો ઉપરાંત મેન્સ્યુરેશન અને સ્ટૉકસ અને શેર્સ ઉમેરવા. પાંચમાં ધોરણમાં નવી સૂચના પ્રમાણે નામાનો વિષય ગણિતમાં દાખલ કર્યો છે તે કહાડી નાંખવો અને તે ગૃહવ્યવસ્થાના વિષયમા છઠ્ઠા ને સાતમા ધોરણમાં આવશે. એટલે પાંચમા, છઠ્ઠા અને સાતમા ધોરણમાં ગણિત સમૂળગું કહાડી નાખવું

ઇતિહાસ. ચોથા ધોરણ સૂધીમાં હિન્દુસ્થાનનો ઇતિહાસ પૂરો કરવો. પાંચમા ને છઠ્ઠા ધોરણોમાં ઇગ્લંડનો ઇતિહાસ પૂરો કરવો, અને સાતમા ધોરણમાં ઇગ્લંડ અને હિન્દુસ્થાનનો ઇતિહાસ સાથે શીખવીને, તેની સાથે ઇન્ડીઅન એડમીનીસ્ટ્રેશન, મ્યુનિસીપલ, ગવર્નમેન્ટ એ બાબતો શીખવવી.

ઍસ્ટ્રોનોમી—પાંચમા ધોરણમાં શીખવવી ભૂગોળને બદલે.

ભરત, ગુંથણ, શિવણ—ખાસ કરીને શિવણ ને વેતરકામ ઉપર વધારે લક્ષ આપવુ. ભરતગુંથણ આપણા દેશનું જ હોવું જોઇએ. કાઠીઆવાડ, કચ્છ, ભૂજનુ ભરતકામ દાખલ કરીને તે શીખવવું જોઇએ. શિવણમા થીગડા દેવાં, રફુ કરવું, પેરણ ખમીસ વગેરે શીવતાં વેતરતાં શાખવવું.

ગૃહવ્યવસ્થા–નવી સૂચના પ્રમાણે ચોથા ધોરણથી શરૂ થાય છે તેને બદલે પાંચમા ધોરણથી શરૂ કરવી.

ઇગ્રેજી નવી સૂચના પ્રમાણે સરળ વાંચન પાંચમા ધોરણમા રાખ્યું છે તેને બદલે સરળ વાંચન extra ચોપડીનું ચોથા ધોરણમાથી શરૂ કરીને પાચમા ધોરણથી જરા અઘરું સારા ગ્રથકર્તાનુ શરૂ કરવુ, અને તે જો અહીંના જીવનનું વાંચન હશે તો જરા અઘરી છતા સમજણ પડશે અને તે પ્રમાણે અઘરા વાચનમાં પ્રવેશ કર્યા પછી છઠ્ઠા ધોરણમા ઇગ્રેજી સાક્ષરોનું વાચન કરી શકાશે. છઠ્ઠા, સાતમા ધોરણને અન્ન રસ્કિન, સ્કૉટ, શેકસપીઅર વગેરે ગ્રન્થકારોના સરળ પુસ્તક વાચી શકે એટલુ જ્ઞાન હોવું જોઇએ આમ કરવાથી વાંચનની ટેવ પડશે, શિષ્ટ વાચનની કદર કરવાની ટેવ પડશે. વાંચન પસંદ કરવામા સરળતા થશે અને સાહિત્ય તરફ પ્રીતિ વધશે. સંસ્કૃત ચોથા ધોરણથી શરૂ કરીને સાતમા ધોરણ સુધી શીખવવું અને તેમા વ્યાકરણની ગોખણપટ્ટી કરતાં એકસર્સાઇઝ ઉપર વધારે લક્ષ આપવું. સાતમું ધોરણ પુરૂં કરી રહે એટલે સામાન્ય શ્લોકો, નાટકો સમજી શકાય ગૂજરાતી ભાષાના જ્ઞાનમા મદદ મળી શકે એટલે માર્ગોપદેશિકા, મન્દિરાન્ત: પ્રવેશિકા બન્ને પુસ્તકો ઉપરાત પંચાખ્યાન, હિતોપદેશ, ભર્તૃહરિનાં શતક, રઘુવંશનુ કાવ્ય, કાલિદાસ તથા ભવભૂતિના નાટકો, કાદંબરીનો સાર તથા ભગવદ્ગીતા આટલાનુ જ્ઞાન આવશ્યક છે.

સાયન્સમાં—સ્ત્રીઓ માટે ઘરગથ્થું અર્થશાસ્ત્ર, રસાયનશાસ્ત્ર, માંદાની માવજત, અકસ્માતના ઉપાય, બાળકોની સંભાળ, ખોરાક, ગૃહવ્યવસ્થા એ વિષયો છઠ્ઠા અને સાતમા ધોરણમા શીખવાય.

આરોગ્યવિદ્યા-બીજા અને ત્રીજા ધોરણમા શીખવાય.

હોમ હાઇજીન, ચોથા ધોરણમાં શીખવાય.

ફીઝીઓલોજી, બૉટની, અને કેમિસ્ટ્રીનું Elementary જ્ઞાન—પાંચમા ધોરણમાં અપાય.

હોમ હાઇજીનના વિષયમાં—ઘરની જગ્યા, સ્વચ્છ પાણીનાં સાધન, ઘરમાં તેમ જ આસપાસ તથા સરસામાનની સ્વચ્છના, ઘરના ખોરાકની સ્વચ્છતા તે સર્વ વિજ્ઞાનના નિયમોને આધારે સચવાય છે, અને તે પ્રમાણે ઘર રાખવું, બંધાવવું અને ચલાવવું જોઇએ. આ સર્વે વિજ્ઞાનના નિયમ વ્યવહારમાં મૂકી શકાય તો દેશનું આરોગ્ય ઘણું સૂધરે.

ફીઝીઓલોજી—પાચનક્રિયા, લોહીની સાથે મિશ્રણ થવું, તાકાત એકઠી કરવી, મળ કહાડી નાંખવો એ સહુને માટે ખોરાકની વસ્તુઓનો ઉપયોગ, શારીરિક ઉન્નતિ માટે હાઇજીનીક જીવનની જરૂર આ વિષય ફીઝીઓલોજીમાં આવવા જોઇએ.

આ પ્રમાણે અભ્યાસક્રમ પહેલા ધોરણથી સાતમા ધોરણ સૂધી નીચે પ્રમાણે થાય.

## પહેલું ધોરણ.

ગુજરાતી—ગર્વર્નમેન્ટની સૂચના પ્રમાણે તેમાં કાંઇ ફેરફારની જરૂર નથી.

ગણિત—એનું એ.

ઇતિહાસ—,,

ભૂગોળ—હિન્દુસ્થાનની વિશેષ હકીકત.

ઇંગ્રેજી— એનુ એ.

શીવણ કામ—,,

ડ્રૅાઇંગ } ફરજીઆત.
મ્યુઝીક. }

## બીજું ધોરણ.

ગુજરાતી—ફેરફારની જરૂર નથી.

મેથમેટીક્સ— ,,

ઇતિહાસ— ,,

ભુગોળ—એશીઆ પૂરો. બ્રિટિશ આઇલ્સ તથા બ્રિટિશ Possessions.

ઇંગ્રેજીમાં—કાંઇ ફેરફારની જરૂર નથી.

શિવણ— „

ડ્રૉઇંગ } ફરજીઆત.
મ્યુઝિક }

## ત્રીજું ધોરણ.

ગુજરાતી—કાંઇ ફેરફાર નહિ.

ગણિત— „

ઇતિહાસ—હિંદુસ્થાનનો સંપૂર્ણ ઇતિહાસ.

ભૂગોળ—યુરોપ, આફ્રિકા જવા ભૂતળમા જવાળામૂખી પર્વત, ધરતીકંપ, વગેરે કન્યા વાંચનમાળામાં પાઠો આપ્યા છે તે.

ઇંગ્રેજી—કાંઈ ફેરફારની જરૂર નથી.

આરોગ્યવિદ્યા— „

શિવણ— „

ડ્રૉઇંગ } ફરજીઆત.
મ્યુઝિક }

## ચોથું ધોરણ.

ગુજરાતી—પ્રાચીન અર્વાચીન સાક્ષરોનાં ગદ્ય,પદ્યમાથી વાંચન, ઇંગ્લીશમાંથી ગુજરાતી અને ગુજરાતીમાથી ઇંગ્રેજી તરજુમો.

ગણિત—મેન્સ્યુરેશનના સહેલા દાખલા અને સ્ટૉક્સ અને શેર્સ.

ઇતિહાસ—ઇંગ્લંડનો ઇતિહાસ પહેલેથી ટયુડર વંશ સુધીનો.

ભૂગોળ—અમેરિકા, Revision

ઇંગ્રેજી—સરળ ઇંગ્રેજીનું વાચન આપણા દેશના જીવનનુ વર્ણન (Tales from Mahabharata જેવું પુસ્તક કે સહેલાઇથી સમજી શકાય. બીજો ફેરફાર જરૂરનો નથી.

ડોમેસ્ટિક સાયન્સ—હોમ હાઇજીન.

શિવણ—કાંઇ ફેરફાર આવશ્યક નથી.

સંસ્કૃત—માર્ગોપદેશિકા ચોવીસ પાઠ સહેલી એક્સરસાઇઝ.

ડ્રૉઇંગ } ફરજીઆત
મ્યુઝિક }

## પાંચમું ધોરણ.

ગુજરાતી—વાંચન ચાલુ, ન્યુઝ પેપર્સ અને મૅગેઝીનમાંથી આર્ટીકલો વાંચવા અને તેની ચર્ચા.

ગણિત—કહાડી નાંખવું.

ભુગોલ— ,,

તેને બદલે

એસ્ટ્રોનોમી—

ઈતિહાસ—ઇંગ્લંડનો ઇતિહાસ, ટ્યુડરવંશથી જ્યોજ ૧

ઈંગ્રેજી—જરા અઘરા ગદ્યનું વાંચન. ૧૦૦ પાનાં જેટલું. ૨૦૦ લીટી કવિતાની સમજુતી સાથે.

સહેલી વાર્તાની ચોપડીઓનું વાંચન, પાઠના વિષયને લગતી વાતચીત, સહેલા કાગળ લખવા, ટુંકી વાર્તાઓનો સાર લખવો, કલાસમાં મૂકેલી વસ્તુનું વર્ણન લખવું.

સાયન્સ—ફિઝીઓલોજી, બાયોલોજી, કેમિસ્ટ્રીનું સામાન્ય જ્ઞાન

સંસ્કૃત—માર્ગોપદેશિકા પૂરી. મંદિરાન્ત, પ્રવેશિકાના સોળ પાઠ એકસરસાઇઝ. ભવભૂતિ વગેરેની શરૂઆત.

ડ્રોઇંગ—કહાડી નાંખવું.

મ્યુઝિક—ફરજીઆત.

## છઠ્ઠું ધોરણ.

ગુજરાતી—પાંચમા ધોરણની માફક શિષ્ટ સાહિત્યનું વધારે વાંચન

ઇંગ્રેજી—સારા શિષ્ટ ગ્રંથકારોની શરૂઆત ગદ્ય-પદ્ય.

ઇતિહાસ—ઇગ્લંડનો ઇતિહાસ પૂરો

શિવણ—પાંચમા ધોરણ જેવું જ.

સાયન્સ—ફર્સ્ટ એઇડ. હોમનર્સીંગ, ગૃહવ્યવસ્થા

તેમાં ખોરાક કેવો હોવો જોઇએ તેની પસંદગી. ખોરાક માટે કેટલા પૈસા ખરચવા, ખોરાકની મળની વસ્તુઓની પારખ, બનાવટથી થતા ફેરફાર, ખોરાકની કિંમત સરખી જ પુષ્ટી આપી શકે એવા થેરી કિંમતનો ખોરાક કેવી રીતે વાપરવો વગેરેની માહિતી.

અનાજ તથા ખોરાકની વસ્તુઓની સંભાળ

નામું લખતાં શીખવું.

પાકશાસ્ત્ર—ખોરાકનાં મિશ્રણ કેવી રીતે કરવું, સારી સ્વાદિષ્ટ અને દેખાતી સારી વાનીઓ કેવી રીતે બનાવવી.

પીસવું. કેવી રીતે તેનું થીઓરેટિકલ જ્ઞાન.

## સાતમું ધોરણ.

ગુજરાતી—છઠ્ઠા ધોરણ માફક.

ઈંગ્રેજી— ,, જરા વધારો કરવો.

ઇતિહાસ—ઈંગ્લંડ, અને હિંદુસ્થાનનો ઇતિહાસ-ઇન્ડીઅન એડમીનીસ્ટ્રેશન.

બાળકોની સંભાળ-તેમાં ચાઈલ્ડ સાઇકોલોજીનો સમાવેશ થવો જોઇએ.

ડાએટિક્સ—તંદુરસ્ત તબિયતમાં, તેમ જ માંદગી વખતે કેવો ખોરાક યોગ્ય છે, ઉમર, હવા અને ધંધાના પ્રમાણમાં ખોરાકમાં તેમજ તેની બનાવટમાં ફેરફાર કેવી રીતે કરવો.

૫. મંદવાડ વખતના ખોરાક કેવી રીતે તૈયાર કરવા.

૬. ગૃહવ્યવસ્થા.

૭. ગૃહ અને સામાજિક અર્થશાસ્ત્ર.

આજ ધોરણ ઉપર કૉલેજનો ક્રમ રખાય.

સૌ. શારદા મહેતા.

---

# પરસ્પર સહાયકારી મંડળીઓની પ્રગતિ.

'એક હાથે તાળી પડે નહિં', ઝાઝી કીડીઓ સાપને તાણે, ઝાઝા હાથ રળીઆમણા, એકથી બે ભલા' આ સર્વ કહેવતો બધાંને વિદિત છે અને બધા ત્હેનો પોતાના બોલવાના પ્રસંગોમાં છૂટથી ઉપયોગ કરે છે. પરન્તુ તે બધી બરોબર સ્હમજશકિતને ગ્રાહ્ય છે કે નહિ તે તો કેટલે અંશે તેમને કાર્યમાં ઉતારવામાં આવી છે તે પરથી જ જણાઇ આવે.

પહેલાં જ્યારે વ્યવહારનાં સાધન આટલાં બધાં નહોતાં, જ્યારે જનસમુહની જરૂરીઆતો ઘણી થોડી હતી, જીવનકલહ બહુ તીવ્ર નહોતો, તે સમયે મનુષ્ય એકલો પોતાની જ મહેનતથી કુટુંબનિભાવ બહુ સહેલાઇથી કરી શકતો. પરંતુ હવે સમય બદલાયો છે, જીવનકલહમા જે ફત્તેહમંદ નીવડે તે જ જીવી શકે તેમ છે. વ્યવહારના સાધનો આટલા બધા વધી ગયાં છે, દેશ દેશ વચ્ચેની સ્પર્ધા ઘણી વધી પડી છે અને જો રાષ્ટ્રજીવન સહિસલામત રાખવું હોય તો પરદેશમાં જે જે પ્રવૃત્તિઓ રાષ્ટ્રજીવનને સફળતા અપાવે છે, તે સર્વનું જોઈતા સર્વ ફેરફાર સાથે અનુસરણ થવું જોઇએ.

સર્વ સ્થળે ખેડુતની સ્થિતિ ઘણી દયાજનક હોય છે. હરેક રીતે મહેનત કર્યા છતાં તેઓ પેટ પૂરતું ખાવાનું પણ પ્રાપ્ત કરી શકતા નથી, એટલું જ નહિં પણ હમેશાં દેવામાં ડુબેલા જ રહે છે. દુષ્કાળ પડે એટલે ખેડુતો અને ખેતરો પર મજુરી કરીને જ નિર્વાહ કરનારા પહેલા ત્હેના ભોગ થઇ પડે છે. સહજ વરસાદની તાણ પડતાં ત્હેમની ચિન્તાનો પાર રહેતો નથી. ત્હેમની આર્થિક સ્થિતિ એવી ખરાબ હોય છે કે, પોતાનાં બાળકોને કેળવણી પ્રાપ્ત કરવાના આરંભમાંથી જ શાળા છોડાવવી પડે છે. જ્ઞાનરૂપી પ્રકાશ નહિ પામવાથી અંધકારમાં ગોથાં ખાયાં કરે છે અને આખું જીવન નિરાશા, ચિન્તા અને દુઃખમાં જ ગાળે છે.

પરંતુ દુઃખની પરાકાષ્ઠા એ સુખનો અરૂણોદય છે. ત્હેમનાં દુઃખ કોમળ હૃદયના મનુષ્યોમાં દયાનો સંચાર કરાવે છે. ખેડુતના અતિશય દુઃખોએ જર્મનીમાં રેફીસનના હૃદયમાં દયાનો ઝરો વહેવરાવ્યો અને ત્હેણે ખેડુતનાં દુઃખ દૂર થાય એટલું જ નહિ પરંતુ સ્વાવલંબી બને તે હેતુસર પરસ્પર સહાયકારી મંડળીની સ્થાપના કરી. ત્રીસ વર્ષની વિકટ કસોટીમાથી તે મંડળીને પસાર થવું પડ્યું; પરંતુ તે સમય પછી ત્હેના ભક્તો દેશેદેશમાં પેદા થયા. અત્યારે એવો એક પણ સભ્ય દેશ એવો નહિ હોય કે જ્યાં પરસ્પર સહાયકારી મંડળીઓ નહિ હોય.

હિન્દુસ્થાને એ દિશામાં પ્રયાણ ઘણું મોડું કર્યું છે. સને ૧૯૦૪માં હિંદુસ્થાનની સરકારે પરસ્પર સહાયકારી મંડળીઓનો કાયદો પસાર કર્યો, અને તે હિલચાલનો પ્રસાર કરવાને રજીસ્ટ્રાર નીમવાની પરવાનગી પ્રાંતિક સરકારોને આપવામાં આવી, એટલે એ હિલચાલ આપણા ઇલાકામાં શરૂ થયાં બાર વર્ષ થયાં. તે દરમ્યાન એ પ્રવૃત્તિ આપણા ભાગમાં કેટલી પ્રગતિ કરી શકી છે એ જાણવું ઘણું જરૂરનું થઈ પડશે

૧૯૧૫ ના માર્ચ ૩૧ સુધીનો સરકારી રિપોર્ટ બ્હાર પડયો છે તે પરથી જણાય છે કે, તે સમય દરમ્યાન ગ્રામ્ય મંડળીઓની કુલે સંખ્યા ૬૩૧ ની હતી. તે બધી રેફિસનના નિયમોને અનુસરીને કામ કરે છે. મેમ્બરોની થાપણ, સેન્ટ્રલ બૅન્ક અને ત્હેવી જ બીજી સંસ્થાઓ તરફથી ધીરવામાં આવેલી રકમોથી આ બધી મંડળીઓની થાપણ ઉભી કરવામાં આવી છે. થાપણ મૂકનારાઓને ૬½ ટકા વ્યાજ મળે છે જ્યારે બૅન્કોને ૭ વા ૮ ટકા વ્યાજ આપવું પડે છે. જ્યારે મંડળીઓ મેમ્બરો પાસેથી ધીરેલી રકમ પર ૯⅜ ટકા વ્યાજ લે છે, અને જે નફો આવે છે તે બધો કાયમ ફંડમાં લઇ લેવામાં આવે છે.

ગયા વર્ષથી મંડળીઓનું વર્ગીકરણ કરવામાં આવે છે. अ વર્ગની સોસાયટીઓ શ્રેષ્ઠ ગણાય છે. ब વર્ગની સામાન્ય, क વર્ગની ગરીબ અને ड વર્ગની ઘણી કંગાળ સ્થિતિમાં હોય છે. આવી વર્ગીકરણ થયેલી ૪૯૨ ગ્રામ્ય નાણા ધીરધાર કરનાર મંડળીઓમાંથી ૯૪ अ વર્ગમાં આવે છે, ૨૨૮ ब વર્ગની છે, ૧૪૫ क વર્ગની છે અને ૨૫ ड વર્ગમાં છે.

જુદા જુદા વિભાગમાં મંડળીઓની સંખ્યા અને સ્થિતિ નીચેના કોઠા પરથી સમજી શકાશે.

| સ્થલ. | | મંડળીઓની સંખ્યા. | કયા કયા વર્ગની કેટલી. | | | વપરાગમાં આવતી મૂડી. |
|---|---|---|---|---|---|---|
| | | | अ, | ब, | क तथा ड. | |
| ઉત્તર ગુજરાત. | | | | | | |
| અમદાવાદ | ... | ૩૮ | ૪, | ૧૪, | ૨૦, | ૯૦,૬૩૦ |
| ખેડા ... | ... | ૩૩ | ૨ | ... | ...... | ૧,૦૮,૯૨૭ |
| પંચમહાલ | ... | ૧૧ | ૨ | ... | ...... | ૨૮,૦૧૨ |
| ભરૂચ ... | ... | ૪૪ | ૩, | ૧૭ | ... .. | ૧,૫૩,૦૧૮ |
| સુરત ... | ... | ૮૩ | ૬, | ૨૫, | .. ... | ૩,૯૦,૩૩૪ |
| થાણા ... | ... | ૧૨ | ૩, | ૮, | ...... | ૪૫,૦૮૨ |
| નાસિક... | ... | ૧૮ | ૯, | ૪, | ...... | ૧,૦૩,૮૬૦ |
| પૂર્વ ખાનદેશ ... | | ૨૧ | ૨ | ... | ૯ | ૫૫૬૩૪ |
| પશ્ચિમ ખાનદેશ. | | ૯ | ... | ... | ૯ | ૬૦,૮૨૩ |
| પૂના ... | ... | ૪૬ | ... | ... | ...... | ૧૦,૦૨,૬૪૦ |
| અહમદનગર | ... | ૩૦ | ૩ | ૧૨ | ..... | ૧,૮૬,૭૬૦ |
| સોલાપુર | ... | ૨૫ | ૧૨ | ૮ | ૫ | ૯૮,૮૯૭ |
| સતારા | ... | ૫૪ | ૯ | ૨૨ | ૨૩ | ૧,૭૬,૮૬૧ |
| વિજાપુર | ... | ૪૧ | ૧૮ | ૧૪ | ૯ | ૧,૭૨,૬૭૫ |
| બેલગામ | ... | ૪૩ | ૧ | ૨૯ | ૧૩ | ૧,૩૩,૮૯૦ |
| ધારવાર | ... | ૮૭ | ૧૭ | ૫૬ | ૧૪ | ૬,૬૨,૬૩૨ |
| કાનડા | ... | ૧૬ | ૨ | ... | ...... | ૩૩,૬૨૫ |
| કોલાબા | ... | ૧૬ | ૬ | ... | ...... | ૯.૭૨૭ |
| રત્નાગિરિ | ... | ૧૮ | ૨ | ... | ...... | ૨૯,૩૧૪ |

ઉપરના કોઠા પરથી જોઇ શકાશે કે, ધારવારમાં સૌથી વધુ સંખ્યા છે. છતાં નાસિક, સોલાપુર અને બિજાપુરની મંડળીઓનું કાર્ય વધારે સંગીન છે. સુરતમા ૮૩ મંડળીઓની સંખ્યા છતા ફક્ત ૬ જ પહેલી પંક્તિમાં આવી શકે છે. ભરૂચની મંડળીઓની સ્થિતિ પણ તેવી જ છે. ખેડા જીલ્લામાં સંખ્યા પણ થોડી અને તેમા સંગીન કામ કરનારીનું પ્રમાણ ફક્ત ૬ ટકા જ આવે છે.

પૂના વિભાગમાં હડપસર કરીને એક ગામ છે અને ત્યાંના ખેડુતો શેરડીનો પાક પકવે છે. ત્યાં એક મંડળી સર્વન્ટ્સ ઑફ ઇંડિયા સોસાયટીવાળા મિ. દેવધરના પ્રયાસથી શરૂ કરવામા આવેલી. થોડાં જ વર્ષોમાં તે ઘણી આબાદ સ્થિતિ ભોગવે છે.

હેની પાસે રૂ. ૬૧,૩૫૦ ની મુડી છે જેમાંથી રૂ. ૧૬,૨૧૨ મેમ્બરોની થાપણના છે અને રૂ. ૩૫,૫૨૬ બહારના સદ્‌ગૃહસ્થો તરફથી થાપણમાં મૂકાયલા છે. ખેતીવાડી ખાતા તરફનાં ખેતીનાં ઓજારોની ડેપો સોસાયટીને હસ્તક છે અને હવે સોસાયટી પોતે જ પોતાની ડેપો કાઢવા માગે છે. સોસાયટી વળી સહકાર્યથી શેરડી પીલવાનો સંચો પણ ખરીદવાની તૈયારી કરે છે. ખેડા જીલ્લામાં આણંદની મંડળીમાં ૭૦૦ મેમ્બરો છે અને ત્હેની પાસે રૂ. ૫૮,૦૦૦ ની થાપણ છે.

ઉત્તર ગુજરાત, થાણા, પશ્ચિમ ખાનદેશ, અહમદનગર, અને સતારા જીલ્લાઓમાં મંડળીઓની સંખ્યામાં કંઇ વધારો થયો નથી, જ્યારે સુરતમાં ૬૮ થી ૮૩, નાસિકમાં ૧૪ થી ૧૮, પૂર્વ ખાનદેશમાં ૧૧ થી ૨૧, સોલાપુરમાં ૪ થી ૨૫, વિજાપુરમાં ૩૯ થી ૪૧, બેલગામમાં ૩૩ થી ૪૩, ધારવારમાં ૭૦ થી ૮૭, અને કાનરામાં ૯ થી ૧૬ ની સંખ્યા થઈ છે. ઉપરના આંકડા પરથી જણાશે કે સોલાપુરમાં સહકાર્યની પ્રગતિ સૌથી વિશેષ છે.

દરેક વિભાગની મંડળીઓની મૂડી તરફ દૃષ્ટિ કરતાં તરત જણાઇ આવશે કે પ્રમાણમાં પૂના વિભાગની મંડળીઓ સૌથી વધુમાં વધુ નાણાંનો ઉપયોગ કરે છે. પૂના વિભાગમાં સરકારે નહેર કામ સારૂં બનાવેલું છે અને પાણી પૂરતુ મળી શકવાથી શેરડીનો પાક સારો ઉતારી શકાય છે. શેરડીના પાકને ખર્ચ પણ ઘણું જોઇએ છીએ એટલે મંડળીઓનો સૌથી સરસ ઉપયોગ ત્યાં થાય ત્હેમાં નવાઇ નથી. જેવો પૂનાની આસપાસના પ્રદેશમાં શેરડીનો પાક ઉતરે છે ત્હેવી જ રીતે કાનમમાં કપાસ અને ચરોતરમાં તમાકુનો પાક અતિશય થાય છે. કપાસ કરતાં તમાકુની પાછળ ઘણું ખર્ચ કરવું પડે છે અને ખેડૂતોને પાણી પાવા વગેરેની ઘણી મહેનત કરવી પડે છે. કાનમમાં કપાસનાં ખેતરોને દર ત્રીજે વર્ષે વાસલ રાખવાં પડે છે. એટલે બન્ને પાક લેનારાને પૈસાની ઘણી જરૂર પડે છે. છતાં આપણે જાણીએ છીએ કે કોસ ખેંચી તમાકુ પકવનારા અને ખેતરો પર જાતમજુરીથી કપાસ પકવનારા સારી સ્થિતિમાં નથી. ત્યારે શુ કોઈ એમ કહી શકશે કે આ લોકોને નાણાં આપનાર સહકારી મંડળીઓની આવશ્યકતા નથી? જરૂર છે અને એ જો પૂરાય તો સખ્ત મજુરી કરી તમાકુ અને કપાસ પકવનારા પોતાની મહેનતનું પૂરેપૂરૂં ફળ પોતે પ્રાપ્ત કરી શકે.

વળી છેલ્લાં પંદર વર્ષથી લોકો દુષ્કાળની નિરંતર ધાસ્તીમાં રહે છે. દુષ્કાળ એ કંઇ અનાજનો નથી પરન્તુ નાણાંનો છે. વરસાદની તાણ પડે ત્યારે નાણાં વખતસર આવી મળતાં હોય તો નાશ પામતા પાકમાંથી પણ ખેડુત કંઇ પ્રાપ્ત કરી શકે. પકવેલી વસ્તુઓના બરાબર ભાવ ખેડુત મેળવી શકતા નથી, કારણ કે સાહુકાર અને અને સરકારનાં નાણાં ભરી દેવાને ત્હેમને ગમે તે ભાવે પાક વેચવો પડે છે. આ બધાં દુઃખમાંથી છૂટવાનો એક જ ઉપાય છે તે એ કે ખેડુતોએ પરસ્પર સહાય કરનારી મંડળીઓ કાઢી સ્વાવલંબી બનવું જોઇએ. જ્યાં સુધી આવી મંડળીઓ ગામે ગામ નીકળશે નહિ ત્યાં સુધી ખેડુતોના દુઃખનો પ્રશ્ન બરાબર ઉકેલી શકાશે નહિં.

ઉપરની હકીકત ખેતીવાડીને માટે ધીરધાર કરનારી પરસ્પર સહાયકારી મંડળીઓની છે. તે ઉપરાંત બીજાં કાર્યોને માટે પણ સહાયકારી મંડળો સ્થપાયલાં છે. સહાયકારી મંડળો ખાસ કરીને બે હેતુને માટે સ્થાપવામાં આવે છે. પહેલો હેતુ સોંઘે ભાવે ખરીદવું, બીજો પોતાનો માલ મોંઘે ભાવે વેચી વધુ નફો મેળવવો. સોંઘે ભાવે ખરીદ કરવાને માટે જે મંડળો સ્થપાયલાં હોય છે ત્હેમને ખરીદી કરનાર પરસ્પર સહાયકારી મંડળો કહેવામાં આવે છે.

ઉપલી જાતનાં મંડળોમાં સૌથી વધુ ફત્તેહમંદ નીવડેલું બીલ માહિમ મંડળ છે. તે ખાતર ખરીદવાને માટે સ્થપાયું છે, ત્હેના કાર્યવાહક રાવ બહાદુર દાંડેકર છે. તે મંડળમાં રૂ. ૩,૮૮૦ શેર તરીકે ભરાઇ ગયા છે. ગયા એપ્રિલમાં બીજી વધુ મૂડી એકઠી કરીને આ મંડળીએ રૂ. ૧૪,૦૦૦ નો ગુજરાતી એરંડીઓનો ખોળ, ખાતર માટે એકી વખતે ખરીદ્યો. જ્યારે બજારમાં તે ખાંડીના રૂ. ૨૨) લેખે વેચાતો ત્યારે આ મંડળે પોતાના સભાસદોને ખાંડીના રૂ. ૧૯) લેખે વેચ્યો. પરિણામે થોડી જ મુદતમાં વ્યાજે લીધેલાં નાણાં તરત આપ્યાં એટલું જ નહિ પણ નફા તરીકે રૂ. ૬૯૦) અનામત ખાતે લઇ જવામાં આવ્યા. શેરહોલ્ડરોને નવ ટકાની વહેંચણી મળી. પરસ્પર સહાયકારી વેચાણ કરનાર મંડળી—ડેરીનાં મંડળો હાલ આ પ્રકારનાં ૪ છે. થાણાના મંડળે ગયા વર્ષમાં કામ શરૂ કર્યું. બધાં ઢોર મંડળના મેમ્બરોની માલીકીનાં છે અને ત્હેમને સોસાયટીની માલીકીના જુદા તબેલામાં રાખવામાં આવે છે. થાણાનું મંડળ એટલું બધું સારૂં કામ કરતું થયું કે દૂધ લઇ જવાને માટે થાણા અને મુંબાઇ વચ્ચે કોઇ અનુકૂલ ટ્રેન દોડતી ન હતી તેથી સોસાયટીના આગ્રહથી રેલ્વે ખાતા તરફથી ખાસ ટ્રેન દોડાવવાની અનુકૂલતા કરી આપવામાં આવી છે. આ મંડળ દર માસે રૂ. ૭૦૦ નું દૂધ હાલ વેચે છે.

આ ઉપરાંત મરોલીમાં એક નવી જ જાતનું પરસ્પર સહાયકારી મંડળ સ્થાપવામાં આવ્યું છે ત્હેનો હેતુ ઉત્તમ ઢોર ઉછેરવાનો છે. મંડળમાં ૨૭ મેમ્બરો છે. ત્હેમણે એક આખલો ખરીદ્યો છે અને ગામની ગાયોને રસ્તે ફરતા બીજા આખલાઓથી બચાવવા ગોઠવણ કરી છે. એક વર્ષને માટે કોઈ સખી ગૃહસ્થે આખલાનું ખર્ચ આપ્યું છે પરન્તુ મેમ્બરો સારા ઉછેરની કિંમત સમજતાં બધું પોતાને માથે લઇ લેશે.

આપણા ભાગમાં પરસ્પર સહાયકારી ખેતીવાડીનાં મંડળો થોડાં છે. એક કારણ એમ આપવામાં આવે છે કે ગુજરાતના પાટીદારો થોડે વ્યાજે જોઇતું નાણું પ્રાપ્ત કરી શકે છે માટે આવાં મંડળોની ખાસ આવશ્યકતા નથી. એક વખત આ દલીલ સ્વીકારીએ છતાં આપણા ભાગમાં પણ પૈસા સિવાય ખાતર, બી, સુધરેલી ઢબનાં ઓજારો તથા ઢોરને સુધારવાને માટે આવાં મંડળોની ખાસ આવશ્યકતા છે એ વાતની કોઇથી ના કહી શકાય તેમ નથી. ગામડામાં રહેનાર સર્વ જાણે છે કે ખેડુતની સ્થિતિ એવી કંગાળ હોય છે કે ખેતરમાં જોઇતું બી પણ સંઘરી રાખવાને તેઓ અશક્ત હોય છે.

પરિણામે તેઓ મોંઘે ભાવે બી ખરીદે છે એટલું જ નહિ પરન્તુ રોગી અને દોષયુક્ત બી ખરીદે છે. દર વર્ષે આવા પ્રકારના બીના ઉપયોગથી જમીનમાં એ રોગ કાયમનો વાસ કરી રહે છે અને તે ભૂમીમાં ઉત્પન્ન થતી સર્વ વસ્તુઓ નિર્માલ્ય હોય છે. સારાં બી ખેડુતોને પૂરાં પાડવાને માટે જ જો મંડળો સ્થાપવામાં આવ્યાં હોય તો આખા દેશમાં કેવુ સારૂં અને કેટલું બધુ ધાન્ય પાકે તથા જનસમૂહ પર કેટલો ઉપકાર થાય એ કલ્પવું મુશ્કેલ નથી.

જેવો બીનો સવાલ છે ત્હેવો જ ઢોરની જાતનો છે. ગામડાંના વૃદ્ધ મનુષ્યો સાથે વાતો કરનાર ઘણી વાર સાંભળશે કે પહેલાંના જેવાં ઢોર હાલમાં જોવામાં આવતાં નથી તેઓ ઘણા નિર્માલ્ય દેખાય છે. કેટલાંક તો રોગથી પણ પીડાય છે પણ એ બધામાં આપણો દોષ મ્હોટો છે. જીવદયાનો સિદ્ધાન્ત આપણે બધા માનીએ છીએ છતાં વ્યવહારૂ રીતે ત્હેનો દુરૂપયોગ થાય છે. ગુજરાત, કાઠીઆવાડમાં ઘણે સ્થળે પાંજરાપોળો હોય છે પરન્તુ તે સર્વ ફક્ત ખોડાં ઢોર સંઘરવા માટે જ હોય એમ ચાલે છે. એ ઢોર સારાં થયા પછી પણ કામમા લેવા દેવામાં આવતાં નથી, એટલું જ નહિ પરન્તુ સારાં ઢોર ખોડાં ન બને ત્હેનો ઉપાય લેવો એ પણ ત્હેમના કર્તવ્યની બ્હાર હોય છે. સારાં ઢોર તેથી પણ વધુ સારા બને તે વિચાર તો પાંજરાપોળના કાર્યવાહકોના મગજ સુદ્ધાંમાં આવી શકતો નથી. ખેડુત લોકો અજ્ઞાન છે એટલે મંડળોના લાભ ઝટ સ્હમજી શકે તેમ નથી. જીવનકલહ અને દેશ દેશ વચ્ચેની સ્પર્ધા એટલી બધી તીવ્ર બનતી જાય છે કે, એ લોકો સ્હમજે ત્યાં સુધી થોભાય તેમ પણ નથી. પાંજરાપોળના કાર્યવાહકો ભણેલાગણેલા વણિક ગૃહસ્થો હોય છે, તેઓ જો ધારે તો દશ જ વર્ષની અંદર ઢોરની જાતમાં જોઇ શકાય ત્હેવો ફેરફાર કરી બતાવે. એ કામ ઉપાડવું એ પણ દયાધર્મના સિદ્ધાન્તનું જ કાર્ય છે. રસ્તે ફરતા આખલાઓ લોકોને પજવે છે, છોકરાં રમતાં હોય તો ત્હેમને નુકશાન કરે છે, ગમે તે વસ્તુઓ ખાઇ રોગી બને છે અને તે રોગ પોતાના વંશજોને વારસામાં સોંપે છે, ખેડુતોનાં ખેતરોમાં પેસી જાય છે અને ત્હેમને નુકશાન કરી ત્હેમની આંતરડી કકળાવે છે. જો પાંજરાપોળના કાર્યવાહકો આવા સાંઢને પાંજરાપોળમાં રાખે, એકંદરે સારો ખોરાક આપે, ગામની ગાયોને બીજા રોગી સાંઢમાંથી બચાવે તો તેઓ ખેડૂતોની. અને ન્હાનાં બચ્ચાંઓનાં માબાપોની ખરા અન્તઃકરણની આશિષ મેળવશે. ઉપરાંત દેશનાં ઢોર સુધરશે અને તેથી જે ફાયદો થશે તે માટે દેશનો જનસમૂહ પણ ત્હેમનો ઋણી બનશે. પાંજરાપોળો જો આ કાર્ય ન કરી શકે, તો મરોલીમાં સ્થપાઇ છે ત્હેવાં થોડાંક મંડળો સ્થપાશે તો તેથી થતા લાભ સ્પષ્ટ જોઇ શકાશે.

ખેતીવાડીનાં મંડળો સિવાય બીજી જાતનાં પણ પરસ્પર સહાયકારી મંડળો હોય છે. ત્હેમના સિદ્ધાન્ત પહેલા પ્રકારનાં મંડળો કરતાં જૂદા હોય છે. તે મંડળોમાં શેર રાખવામાં આવે છે અને જોખમદારી મર્યાદિત હોય છે. સામાન્ય રીતે એક સ્થળે રહેનારા જ મેમ્બરો હોઇ શકે છે. આ મંડળોમાં સર્વન્ટ ઑફ ઇન્ડિયા સોસાયટીવાળા શ્રીયુત દેવધરે સ્થાપેલી પત પેઢીઓ ખાસ જાણવા લાયક છે.

મુંબાઈમાં ગીલમજુરો, મેઘવાળ (ઢેડ) અને ભંગીની વસ્તીનો ઘણો ભાગ દેવામાં ડુબેલો રહે છે અને રૂપિયે એક આનો, બે આના જેવું ભારે વ્યાજ ભરે છે. પરિણામે એ લોકો દેવામાંથી બીલકુલ મુક્ત થઈ શકતા નથી એટલુંજ નહિં પરંતુ ખાસ જરૂરી ગણાતી ચીજોનો ત્યાગ કરીને વ્યાજ આપવું પડે છે. આવા લોકોની આર્થિક સ્થિતિ તપાસી શ્રીયુત્ દેવધરે આગેવાન ગણાતા સરકારી અમલદારો તેમજ શહેરીઓ આગળ રિપોર્ટ વાંચ્યો અને હેમને દેવામાંથી મુક્ત કરવા પત પેઢીઓ સ્થાપવાની યોજના રજુ કરી. એ યોજના પ્રમાણે ભારે વ્યાજ ભરનારા પછાત વર્ગોના લોકોને રૂપિયે અર્ધો પૈસા પ્રમાણે વ્યાજે નાણાં ધીરવા અને હેમને જુનાં દેવામાંથી મુક્ત કરવા. તે ઉપરાંત એવા લોકોને ધીરેલા પૈસાને જોખમ ન આવે તથા સોસાયટીનું દેવું પાછું આપ્યા પછી અકસ્માત વખતે કામમા આવે એવા હેતુથી સોસાયટીના દરેક મેમ્બરને રૂ. ૨૫૦) નો વીમો ઉતરાવી આપવાની યોજના કરી. એ ઉપરાંત સોસાયટીના મેમ્બરોને કચેરીમાં કેસ ચલાવવાને માટે વગર ખર્ચે વકીલ મળે તથા મફત દવાખાને દવા મળે તે માટે હિંદ સેવક સમાજે વ્યવસ્થા કરી છે. રિપોર્ટવાળા વર્ષમાં આવા પ્રકારની ચૌદ મંડળીઓ છે જુના ભારે દરના દેવામાંથી મુક્ત થતાંની સાથે એવા હલકા લોકોમાં પણ નવજીવનનો સંચાર થયો છે, દુર્વ્યસનમાંથી છૂટા થતા જાય છે અને કરકસર અને પરસ્પર સહાય તથા વિશ્વાસના ઉમદા ગુણો શીખતા જાય છે

આ ઉપરાંત બીજી ઘણી જાતનાં મંડળો છે. વણકરોનાં મંડળો સ્થપાય અને તે સારાં ચાલે એ સરકારની ખાસ ઇચ્છા છે, પરન્તુ ઉત્તર વિભાગમાં ફક્ત બોરસદમાં જે જરા સારી સ્થિતિમાં છે તે મંડળમાં ૨૯ મેમ્બરો છે અને રૂ ૭,૩૭૦ હેની મૂડી છે. વિશેષમાં રજીસ્ટરની દેખરેખ નીચે સાત વણકરોની શાળા ચાલે છે, ત્યાં વણાટકામ ઉપરાંત વાંચન લેખન વગેરે પણ શીખવવામાં આવે છે વળી સરકાર વણાટકામને માટે પ્રદર્શન જેવી પ્રવૃત્તિ ચલાવે છે હેમાં બે વણાટકામ જાણનારને રોકવામાં આવ્યા હતા.

ગ્રામ્ય મંડળોને મદદ કરવાને માટે મુંબાઈમાં એક સેન્ટ્રલ બૅન્ક કાઢવામાં આવી છે. આ બૅન્કમાં ૧૪,૦૦૦ શેર દરેક રૂ. ૫૦ ) ની કિંમતના કાઢવામાં આવ્યા છે અને અર્ધી રકમ એટલે રૂ. ૫૦,૦૦૦ શેરથી એકઠી કરવામાં આવી છે. તે ઉપરાંત ચાર ટકાની ગેરંટીવાળાં રૂ. ૧૦૦૦ નાં ૬૩૦ ડિબેન્ચર્સ કાઢવામાં આવ્યાં છે. હેમાં પાંચ ટકા વ્યાજની રૂ. ૬,૮૧,૮૦૮ થાપણ છે. બૅન્કે રૂ. ૧,૮૨,૯૧૦ જુનાં દેવા પાછાં વાળવા ધીર્યા હતા રૂ. ૪,૬૪,૯૯૩ શેરડી અને નહેરોવાળાં ખેતરો માટે આપ્યા હતા. રૂ. એટલે રૂા. ૩૮,૨૫૨ ચોખ્ખો નફો રહ્યો.

એકંદરે જોતાં સહકાર્યનું કામ આગળ વધ્યું છે પણ તે જોઇએ તેટલા પ્રમાણમાં નહિ. મુંબાઇ ઇલાકામાં ૨૬,૦૦૦ ગામ છે. હેમાં ફક્ત ૬૩૧ ખેતીવાડીનાં પરસ્પર સહકારી મંડળો છે, એટલે હજુ સહકારી મંડળીના કાર્ય કરનારાઓને ઘણું કરવાનું

બાકી છે. ખેડુત પ્રજા હજુ નિરાશામાં જ ગોથાં ખાય છે. ઋતુ પ્રમાણે સખ્ત મહેનત કર્યા છતાં બાર માસનું પેટ પુરતું પણ મેળવી શકતા નથી. જ્યારે હેમની મહેનત-થી પકવેલી વસ્તુઓનો વ્યાપાર, દલાલી વગેરે કરનારા એકંદરે સુખી જીવન ગાળે છે. જ્યાં સુધી ખેડુતો દેવામાંથી મુક્ત થઈ પોતાની મહેનતનું પોતે ભોગવી શકે નહિ ત્યાં સુધી સમગ્ર જનસમૂહ સુખી છે એમ કહી શકાય નહિ. છતાં શરૂઆત થઈ છે, તો ભવિષ્ય ઉજ્વળ નીવડશે એમ આશા રાખી શકાય.

અંબાલાલ મોતીભાઈ પટેલ.

---

# માસ્તર નંદનપ્રસાદ.

રવિવાર છે, નિશાળમાં રજા છે માસ્તર નંદનપ્રસાદને આજે મગજમારી નથી. છ છ દિવસ થયાં લખવા વાચવાના કરેલા મનસુબા આજે અમલમા મૂકવાના છે. આજનો દિવસ વીતી જશે તો પછી પાછી આવતા રવિવારે વાત જવાની અને વચમાં વળી છ દિવસનો ગાળો વધવાનો. આવડી ભયંકર ચિંતા છતાં આજે કેમ કોણ જાણે માસ્તર સાહેબ સ્તબ્ધ જેવા છે. રાહ જોતા મનોરથો રાહ જ જોયા કરે છે વાંચવા માટે એકઠાં કરેલાં પુસ્તકો ટેબલપર ખડકાઇ પડ્યાં છે. પૂઠાં પરનાં નામો તેમનું ચિત્ત-તેમની દૃષ્ટિ માત્ર આકર્ષવા શણગારથી સજ્જ છે. રોજનીશીમાં લખેલી અથવા "ફાઇલ" કરેલી ટિપ્પણીઓ, નિબંધો કે વાર્તાઓ કે કાવ્યોમાં શરીરી થવા તલપાપડ થઇ રહી છે પણ વ્યગ્ર નંદન કોઇની પરવા કરતો નથી. તેના શેખચલ્લી મગજમાં આજે બુદ્બુદો ઉઠતા નથી. તેની કલ્પના સ્વપ્નોની મનોહર સૃષ્ટિપરંપરા આજે રચતી નથી. તેની મહેચ્છાઓ આજે ભવિષ્યને વર્તમાન કરવા દોડતી નથી. તેની લાગણીઓ આજે કોઇ સુંદર કે પુણ્ય વસ્તુ માટે વહેતી નથી.

ક્યા છે એના મુખ પર પથરાઇ રહેલી ગંભીરતા? સુજનતા? સંસ્કારિતા? સૌમ્યતા? ગ્લાન તેજસ્વિતા? આજ ક્યાંથી આવી છે વ્યગ્રતા? કાલિમા? નિસ્તેજતા? નિરૂત્સાહિતા? પિશાચતા? માસ્તર સાહેબ શી ગડમથલમાં ગૂંચાયા છે?

ખુરશી પરથી ઉઠી ગાદીતકીએ પડયા પણ ત્યાંએ ચહેન નહીં. ત્યાંથી ઉઠી ટેલવા માંડયું. નદી પરથી આવવા ઘંડા પવનનો ઠંડાળો આવ્યો. પડયા ગીછાનામાં. 'કાન્તના સહદેવ! આપણી સરખી "અવસ્થા છે." એવું બબડયા આમ તેમ આળોટયા. ઓશીકાં માથાં તળે મૂકયાં; ત્યાંથી લઇ પગ તળે મૂકયાં; વળી ઉંચકી છાતી પર રાખ્યાં, પડખે ગોઠવ્યાં પણ સ્વસ્થતાની વીજળી કયાંએથી શરીરમાં ન આવી. પગ પછાડયા; હાથ અફાળ્યા; રોવાનું મન કર્યું પણ આંસુ સૂકાઇ ગયાં હતાં. પથા-

ઈમાંથી સફાળા ઉઠયા, ' બુકકેસ ' માંથી " કાવ્યમાધુર્ય " કહાડ્યું અનુક્રમણિકા પરથી " અભિજ્ઞાન " શોધી વાંચ્યું. " સહદેવ ! કંઇ સુરા હું પીઉં ? "

૨

શહેરના કોટની ગંગે રાંગે નંદનપ્રસાદ ચાલ્યા જતા હતા. પગ ચાલતા હતા કે એમનું આખું શરીર ચાલતું હતું ? ગતિમાં નહોતો વેગ, નહોતી સ્વસ્થતા. લક્ષ્યહીન, નિરુદ્દિષ્ટ ગતિ હતી. ઉત્સાહ નહોતો પણ હતાશા, યંત્રણા દરેક પગલામાં જણાતાં. માસ્તર સાહેબના નિઃશ્વાસમાંથી ઊંડી મર્મવેદના નીકળતી હતી. દુનીઆ પોતાના તાનમાં ગુલતાન હતી કે પોતાનું દુઃખ રોવામાં મશગુલ હતી. રસ્તાએ અને કોટે અનેક આત્માની સુલતાની જોઇ હતી. પ્રણયગોષ્ઠિ સાંભળી હતી, પ્રણયના વિલાસ જોયા હતા, દયાદાનના પ્રેમ ગો. ઝિલ્યા હતા; વિયોગ, ચોરી, લૂંટ, મારફાડ, ધાડ, લડાઇ, હલ્લો, કાપાકાપી પણ અનુભવ્યાં હતાં. ધૂળ આખરે પત્થરની જ દિકરી. બધું પત્થરનું જ હતું. લાગણી કયાંથી હોય ? શા માટે નંદનપ્રસાદને આશ્વાસન આપે ?

એવામાં ખંડીએર મસીદ આવી. સ્વયંચલ પૂતળાની પેઠે નંદન તેમાં ગયો. ત્યાંની મલીનતા, દુર્ગંધ, મુસલમાનોની દરિદ્રતા; ધર્મના વાતાવરણની ન્યૂનતા, કાળે વર્તાવેલો કેર; આદિએ તેને પાછો ધકેલ્યો. ચાલ્યો અસલના રસ્તા પર. ગરીબ ફેરવતા કે ગિલ્લીદંડા રમતા કે દોડાદોડી કરતા કે અપશબ્દોની લ્હાણી કરતા છોકરાઓ તેની ગતિનો નિરોધ કરી શકયા નહીં. રસ્તે હજારો રાહદારી જતા. છોકરાંઓ હમેશ રમતાં. કોને કોની દરકાર હોય !

રોતા ભાઇને છાનો રાખવા એક છોકરી ઘડીમાં મંદિરનો ઘંટ વગાડતી તો ઘડીમાં પાંચીકા ઉછાળતી. ઘંટ વાગે એટલો વખત છાનો રહેતો છોકરો, બ્હેન રમતી એટલે જોરથી ભેંકડા કહાડતો. આ તમાસાથી માસ્તર સાહેબ મંદિરમાં ગયા. હનુમાનના દર્શન કરવા હાથ જોડવા ગયા પણ જાણે આંચકો લાગ્યો હોય તેમ એકદમ સ્તબ્ધ ઉભા. મનમાં ને મનમાં બબડવા લાગ્યા " જહાનમમાં જાઓ આ અંગ્રેજી ભણતર ? બધામાંથી ઉડાડી મૂકી શ્રદ્ધા. આ મૂર્તિઓ પત્થરથી વધારે ઉપયોગી મને, ગમે તેટલો પ્રયાસ કરૂં છું છતાં, લાગતીજ નથી. જુગુપ્સા થાય છે એમને જોતાં. મંદિરોમાં નથી મળતી સ્વસ્થતા કે પ્રેરણા ? કયાં જઇ હૃદયની યાતના સમાવું ? મંદિરોની ક્રિયાઓ બાલિશ ક્રીડાઓ લાગે છે. અંગત અનુભવ નથી, જાત માહિતી નથી, છતાં મંદિરો દુરાચારના અખાડા છે એવું વર્ષોથી માનું છું. મંદિરોમાં જતો નથી...... મંદિરના દેવો પડો ખાડમાં."

( ૩ )

" આ તે કાંઇ ઓછી દુર્દશા છે ? કયાં અમારે ઇશ્વર સાથે યોગ સાધવો ? લાખો અને કરોડો મંદિરોમાં એક પણ અનુકૂલ નથી. ભટકું છું, ભટકું છું પણ કયાંએ મન ઠોળતું નથી. બધું દર્તર કેમ નથી થઇ જતું ? મંદિરો, બ્રાહ્મણો, બાવાઓ જમીનમાં સમાઇ કેમ નથી જતા ? ધરતીકંપનો એક આંચકો બધાને પૃથ્વીના ઉદ

રમાં લઇ લે તો એમનાં કોયલા થશે તો ભવિષ્યમાં કોઇ સાહસિક પ્રજાના કાર ખાનાં ચાલશે—"ફોસિલ" થશે તો કોઇ વૈજ્ઞાનિકનો ઉદરનિર્વાહ કરાવશે. પણ મને કેમ સતાવે છે? કેમ મને આશ્વાસન નથી દેતાં? કેમ મને નિરાંતે ઠરવા નથી દેતાં? કેમ મારું લોહી ઉછળતું નથી રાખતાં? ...બધું આ બ્રાહ્મણોનું કારસ્થાન છે. નથી અગ્રેજી વિદ્યાનો વાંક. ધર્મનો રાખ્યો છે એમણે ઇજારો. મ્યુનિસિપાલીટી જેટલું અને જ્યારે પાણી આપવું હોય ત્યારે આપે છે. બ્રાહ્મણો પણ ધર્મ એવી જ રીતે આપે છે. ઘરાક પ્રમાણે દૂધમાં દૂધવાળો પાણી ઓછુંવત્તું ઉમરે છે તેમ બ્રાહ્મણ ખરીખોટી ક્રિયા કરાવે છે ન સસ્કૃત આવડે એને કે ન આવડે અમને. બધી પુજામાં ગણેશ અને દેવીના સહસ્ર વાર આહ્વાહન અને વિસર્જન. એમાં અમારા ઘણા વિદ્વાનોને સૂઝે છે રહસ્ય, લાગે છે ઊંડું અધ્યાત્મચિંતન. હશે, મને કાઇ લાગતું નથી. જે ક્રિયા એક ભાવ પણ જગાડે નહીં તે કર્યા વિના છૂટકો નહીં. ના કરીએ તો સમાજમા હુડેતૂતૂ થઇએ સગાંવ્હાલાંને ખોટું લાગે. સાચી, ઊંડી, અધ્યાત્મ રહસ્યવાળી ક્રિયાઓ કરાવનાર કોઇ મળે તો મનના મેલ ધોવાય. પણ તેવા કયાં છે? જીંદગીમાં જે ભાવ, જે ઉર્મિ, જે વિચાર, જે મહેચ્છા, જે કલ્પના, પછી પુણ્ય કે પાપનાં ભર્યાં છે તે નિરાળા અને ધર્મની ક્રિયાઓ નિરાળી. બન્ને વચ્ચે ન મળે સંવાદ કે એકરાગ છતા એવું નભાવી લેવું કેવું દાસત્વ! છૂટ, સ્વતંત્રતા, વ્યકિતવિકાસ એ બધી ભ્રમણા છે. જ્યાં જુઓ ત્યાં બંધનો છે. દિવાલો છે. બેડીઓ છે, પાંજરાં છે."

૪

અંતરમાં ઉન્મત્ત જેવા, કેન્દ્રભ્રષ્ટ જેવા માસ્તર સાહેબ ચાલ્યા જતા હતા. ભાડ ભુજાને ત્યાં ધાણી ફુટે તેમ વિચારો ફુટતા હતા. સાબુવાળા પાણીમાં બરૂ મારફત ફુંક મારવાથી ઉડતા ફીણના પરપોટા જેવા વિચારો ઉઠતા હતા, એકબીજામાં ભળી જતાં, ભાગી જતા. વાદરાની પેઠે વિચારો કૂદતા વિષયોની જે ડાળો હાથ આવતી તે પર દોડાદોડ કરતા. એવામાં મુસલમાનોનું ચહાખાનું આવ્યું. દુકાન ઘરાકોથી છલાછલ ભરાઇ ગઇ હતી.

"ખુદા કહેત મુસલમાન થયો હોત તો, રહેત કશી ફીકર પછી? ખાવાપીવાની પંચાત મુઝવત તો નહીં. મળે ત્યારે મીર અને નહીં ત્યારે ફકીર થઇ મઝા કરત. કાલની ચિંતાથી બળત નહીં આજનો લ્હાવો આજે માણી લેત જીંદગીની પૂરેપૂરી સ્હેલ એક દિવસ ભોગવી લેત. હૈયામાં સળગતી હોળી નથી ભસ્મ કરતી કે નથી ભોગ ભોગવવા દેતી કે નથી ઓલવાતી. વોરો થયો હોત તો દિવાસળી વેચત, સ્લેટપેન વેચત, ખાલી ઘાસલેટના ડબ્બા એકઠા કરત, લોખંડની નકામી પડેલી ચીપો ટીપી-ટીપી કામની કરત, બૂટ વેચત, દીવા વેચત, કાગળ વેચત, ચોપડી વેચત, ખીલા વેચત, સિંગાપોરની સફર કરત, ઊંઝણીએ જાત, નાટક જોત પણ માસ્તર તો ન થાત. અંગ્રેજી ભણત નહીં ને દુઃખી થાત નહીં

જન્મતી વખત પસંદગી કેમ નથી કરવા દેવામાં આવતી? જો હું બંગાળામાં જન્મ્યો હોત તો વધારે સુખી હોત. કવિતા, વાર્તા કે નાટક લખી અથવા વિજ્ઞાનના અન્વેષણો કરી નોબેલ પારિતોષિક તો મેળવત, રાજા મહારાજા કહેવાત, બેરિષ્ટર થાત, સમર્થ વક્તા થાત, પ્રભાવશાળી તંત્રી થાત અને ભારતવર્ષ આખું ધ્રુજાવત. સિમલામાં કે લંડનમાં અંગ્રેજોને નિરાંતે ઊંઘવા દેત નહીં. હાઇકોર્ટનો જજ થાત, યુનિવર્સિટીનો વાઇસ ચાન્સેલર થાત, કોંગ્રેસનો પ્રમુખ થાત, ધારાસભામાં જઇ બિરાજત, સિમલાના સેક્રેટરીએટમાં મ્હોટો અમલદાર થાત, એ બધું ન થાત તો C. I. D. માં અમલદાર થાત અને કોઇ anarchist ની ગોળીથી સ્વધામ જાત. બહુ વાંકા હોત તો anarchist થાત, મોટરમા જઇ ધાડ પાડત, ગામ ભાંગત, કોઇનું ખૂન કરત અને ફાંસીએ જાત. નવી બંગાળી પલટણમાં જાત. ફુટબોલની મેચ રમત. રંગભૂમિ પર નાટક કરત રામકૃષ્ણ મઠનો સાધુ થઇ યુરોપ અને અમેરિકાને વેદાંતી બનાવત. મેદાનમાં ફરત, ટ્રામમાં બેસત કે મોટરમાં સહેલ કરત. કાંઇ નહીં તો આસામમાં ચહાના બગીચાનો ‘કુલી’ થાત પણ આ નિર્જીવ ગુજરાતમાં માસ્તર ન થાત

પંજાબમાં જન્મ્યો હોત તો લશ્કરમાં રહેત, યુદ્ધમાં ઉતરત, વિકટોરીઆ ક્રોસ મેળવત, રંગુનમાં કે હોંગકોંગમાં સિપાહગિરિ કરત, બ્રિટિશ કોલંબીઆ જાત, આર્યસમાજી થાત, સનાતન ધર્મનો ઉચ્છેદ કરત, ગુરૂકુળ સ્થાપત, નહેરોનાં સંસ્થાનોમાં ખેડુત થાત, કે તિબેટ જોડે વહેપાર કરત પણ માસ્તર તો ન થાત

મહારાષ્ટ્રમાં જન્મ્યો હોત તો ટીળક મહારાજની જે બોલાવત, કેસરીની ઢબનું છાપું કહાડત; ફર્ગ્યુસન કૉલેજમાં પ્રોફેસર થાત, નિષ્કામ કર્મમઠમાં કે ભારતસેવક-સમાજમાં જાત સ્વદેશી અને રાષ્ટ્ર વિષે ભાષણો કરત, નાટક લખત, વાર્તા લખત, ગણપતિના મેળા માટે પદો રચત, રંગભૂમિ પર હૅમલેટ કે બ્રુટસ થઇ અભિનય કરત, સંગીત શાળા કાઢત, સરકસ લઇ હિન્દુસ્તાનમા ફરત, વનિતાવસ્રભાંડારની દુકાન કહાડત, સુગંધિ સામાનનું મ્હોટું કારખાનું કહાડત, પૈસાફંડ ઉઘરાવત, લડાઇમાં જઇ મરાઠા લેંટ્રિનો જય બોલાવત, વડોદરા-ઇંદોર-ગ્વાલીઅરનો દીવાન થાત, માળી થઇ ફુલ ઉગાવત, નાશિકમાં કે પંઢરપુરમાં ગોર થાત, વિધવાશ્રમ કહાડત, ઘાટી જન્મત તો મુંબાઇમાં ચાલોમાં નોકરી કરત, મિલમાં જાત, પોલીસ થાત, રામોસી થાત; મહાર જન્મત તો સિંદેની ભિફારસથી લશ્કરમાં જાત, ઊજડ જમીન ખેડી ખેડુત થાત, દરજી થાત, સુતાર થાત, બુકબાઇન્ડર થાત; કોળી જન્મ્યો હોત તો મુંબાઇમાં માછલાં લાવી વેચત, રોજ દરીઆમાં રખડત પણ ગુજરાતમાં માસ્તર તો ન થાત.

વિલાયતમાં જન્મ્યો હોત તો હિન્દુસ્તાનનો વાઇસરોય થાત, આમની સભાનો નાયક થાત, નૌકાસૈન્યનો અધિપતિ થાત, એમ્બેસેડર થાત, કયસર થઇ આખું યુરોપ કંપાવત, દારૂગોળા બનાવત, વીજળી અને વરાળની મદદથી લક્ષાધિપતિ થાત, સાહિત્યદ્વારા ધનાઢ્ય થાત—કીર્તિ પામત, ‘મિશનરી’ થઇ લાખો મનુષ્યોને ખ્રિસ્તી કરત, ઉત્તરધ્રુવ ખોળત; અમેરિકામાં જન્મ્યો હોત તો લિંકન કે બુકર વૉશિંગ્ટન,

એમર્સન કે થોરો થાત; મેક્ષીકોના કે દક્ષિણ અમેરિકાના કોઇ સંસ્થાનનો પ્રમુખ થાત; ફીલીપીનોને સ્વરાજ્ય માટે લાયક થવાની તાલિમ આપત; યુનિવર્સિટિ સ્થાપત; વેદાંત, જૈન, ઝરથોસ્તી, ઇસ્લામ ધર્મોનું શ્રવણ મનન કરત, મોરમન થાત; કંઇ કંઇ થાત પણ ગુજરાતમાં માસ્તર તો ન જ થાત. પરમેશ્વરનો જુલ્મ ઓછો નથી. પૂછયાગાછયા વિના ફેંકે છે જીવોને ગમે ત્યાં."

૫

ઉન્મત્ત પ્રલાપનો અંત જ આવત નહીં. આવા તરંગના ઘોડાપર ઘોડા ઉછળ્યાં જાત. મીયાં બહુ ખીલ્યા હતા. કમાન છટકી ગઇ હતી. શેખચલ્લીઓને કશાનું ભાન નથી હોતું. ચકરડી ઘુમરડી લીધી કે એ અને એમની દુનીઆ ભમવા લાગવાની. વિચારમા ને વિચારમાં કેટલો રસ્તો કાપી નાંખ્યો તેની માસ્તર સાહેબને ફ્રામ રહી નહીં. દરવાજે આવી પહોચ્યો. ભાગોળની બજારમાં ધમાલ હતી અને નહીં હતી. નંદનપ્રસાદની નજર પડી ચોપડી વેચનાર પર ગયા તેની દુકાને, ચોપડીઓ ઊથલાવામાં કલાક ગાળ્યો. નાનાલાલ માસ્તરની ચંપાની વાર્તા, કેવડાની વાર્તા, હીરાની વાર્તા માણેકની વાર્તા, એવી એવી ચોપડીઓ લીધી. ચાલ્યા ત્યાંથી પાછા કોટની રાંગે રાંગે. છૂટયા પાછા વિચારના ઘોડા. "સાહિત્યસેવા નવરાનું કામ. અમારે માસ્તરોને ઓછી મગજમારી છે કે વળી સાહિત્યની મગજમારી કરીએ? જોડણી સંભાળવી પડે નહીંતર જાગતાજોધ ચર્ચાપત્રી નરસિંહરાવ ખબર લેવા તત્પર જ છે. સંસ્કૃત શબ્દો બહુ વાપરીએ તો સાહિત્યના તંત્રી સપ્ત ઠપકો આપતાં ચૂકે એવા નથી. કવિતા લખીએ અને સંસ્કૃત કાવ્યશાસ્ત્ર પ્રમાણે તે નિર્દોષ ન હોય તો કમળાશંકર તેને નીરસ જોડકણું કહ્યાવિના છોડે એમ નથી અને તનસુખરામ તેમાંનુ 'અનૌચિત્ય' વિવેચી હેરાન કરવાના તે તો જુદું. નવી ઢબની કવિતા હશે તો "ગુજરાતી" પત્રને ખૂંચશે અને જૂની ઢબની હશે તો રમણભાઇને એમા રસ નહીં પડે. સંઘવી એમાં ધ્વનિ કે નીતિઅનીતિ શોધવા નીકળશે અને પ્રસંગ આવે પટકી પણ નાંખે કેટલાક માસિક તે છાપશે અને કેટલાંક નહીં છાપે. બંધન, બેડી, ત્રાસ, જ્યાં જુઓ ત્યાં, એક જમાનાની બુદ્ધિ તે સાચી બુદ્ધિ. તેના જોહુકમ પ્રમાણે ચાલો. તમારી બુદ્ધિને ક્રીતદાસી રાખો, જરા ચીલો છોડયો કે સાહિત્યના પોલીસો બૂમાબૂમ કરી મૂકશે

કવિતાના સ્વરૂપ માટે જેવી હાડમારી તેવી જ વિષય માટે. આજે બધાંને ટુંકાં કાવ્યો જોઇએ છીએ. લાંબાં કાવ્યો છાપવાની અનુકૂલતા માસિકોમાં નથી તેમ વાંચનારને ફુરસદ કે ધીરજ પણ નથી. ટુંકા કાવ્યો લખીએ તો ...કાર તેને લાગણીનો લલકાર કહી તુચ્છકારી કાઢે છે. ધીરા કે અખાની પેઠે વેદાંત પદ્યમાં લખીએ તો અંગ્રેજી ભણેલા તે નહીં વાંચે અને અંગ્રેજી નહીં ભણેલા કહે છે કે અમારે માટે અખો અને ધીરો બસ છે. હવે બીજાની જરૂર નથી.

બધા ગુજરાતીઓને એકદમ બહાદુર થવું છે. યાહોમ કરી કેસરીઆં કરવાં છે. ઇતિહાસમાં નામ અમર કરી જવુ છે. વીરરસની કવિતા જોઇએ છીએ. અમે વીર

નથી તો પછી વીરરસની કવિતા કયાંથી લખવી ? નથી પકડતાં આવડતી કટાર કે તલવાર કે બંદુક કે પિસ્તોલ. તોપનો ધડાકો સાંભળતાંજ શરીર થંડુંગાર થઇ જાય છે. જનોએ માંસાહાર તજાવ્યો છે. શિકાર કરવાનું નિષિદ્ધ ગણાવ્યું છે. અંગ્રેજી ભણતરે હોળીના તોફાનો જડમૂળ કહાડી નાંખ્યાં છે, અખાડા ઉજડ કર્યા છે. અમારી જાતનું રક્ષણ નથી કરી શકતા તો પછી બહાદૂરી બીજા માટે કયાંથી પ્રકટાવીએ. અમારી તો વાણીઆમૂછ-નીચી. બાપ થઇને નહીં પણ દીકરો થઇને ખાવાનું. ભૃગુ લાત મારે તો તેના પગ અમારે ચાંપવાના છે. સ્વતંત્રતા, સ્વાવલંબન, સામર્થ્ય બધું મૃગતૃષ્ણા છે. એ મેળવવા અમારે મથવાનું નથી. અમારા બાપદાદાના ગુલામ થઇ અમારે રહેવાનું છે. એમણે જે રીવાજ પાડયા છે તે મૂંગે મ્હોંએ પાળવાના છે. ગુલામગિરિમાંથી છૂટવા પ્રયત્ન કરવો એ સંસારનું અપમાન કરવા જેવું છે, વડવાઓનો દ્રોહ કરવા જેવું છે.

આવું આવું છતાંએ અમારે વીરરસ જોઇએ છીએ. ઠીક, અંગ્રેજો અને હિંદીઓના યુદ્ધના પ્રસંગો લઇએ તો રાજદ્રોહી ગણાઇએ. હિંદુ મુસલમાનના લઇએ તો મુસલમાનો અને હિન્દુઓના રાષ્ટ્રીય ઐકયમાં વિક્ષેપ આવે; ધર્મના ઝનુન જાગી ખુનરેજી ચલાવી લોહીની નદી વહેડાવે. હિન્દુ હિન્દુના પ્રસંગો લઇએ તો પ્રાંત પ્રાંત વચ્ચે વૈમનસ્ય થાય. પરદેશીઓના પ્રસંગો લઇએ તો પારકા ઇતિહાસમા કોઇને રસ નહીં પડે, વિદેશી નામ, ભાવ વિચિત્ર લાગે અને આકર્ષણ કરી નહીં શકે. આટલું આટલું છતાએ વીરરસની કવિતા રચીએ છીએ. વિવેચકો તેને વિદ્યાર્થીઓના નિરંકુશ પ્રલાપ કહે છે. વખતે દાદાભાઇ જયંતીને દહાડે એમાંથી કોઇ ખંડ ગવાય છે. વખતે કોઇ નાટકવાળા એનું અવતરણ રંગભૂમિ પર કરે છે. વખતે લગ્નગાળામાં કે ગરબામાં કોઇ સુંદરી તે ગાઇ સાક્ષર કુટુમ્બ સાથેનો સબંધ પ્રકટ કરે છે. હાલરડાં તો હવે ગવાતાં બંધ થતાં જાય છે એટલે ઝોળીમાં વીરરસ બાળકને સાંભળવાની તક રહી નથી.

પણ અફસોસ એ છે કે લડાઇમાં જતી વખતે કે લડતી વખતે મરાઠા કે શીખ એ કવિતા સાંભળતાં નથી. બધી મહેનત ધૂળધાણી થઇ જાય છે.

આખી 'સાક્ષર' આલમ સામી છે છતાં શૃંગારની કવિતા લખાય છે અને વંચાય છે. વધારામાં સુખ મ્હોટું એ છે કે બધા કવિઓની પત્નીઓ જુવાનીમાં સ્વર્ગે સંચરે છે. વિરહનાં કવન તેથી સારી રીતે રચી શકાય છે. બાકી આપણે માટે તો એ ખાસ રસ્તો નથી. વહુ હોત તો તેને idealise કરી કાવ્યોના ડુંગરો ઉભો કરત છતૂ છતૂ અસત્યનો આશ્રય કરવો. મૂળમાં ન હોય કાંઇ અને તેને કરવું idealise. પછી નીરસ જોડકણાં જ લખાય. જેના પરથી કવિતા રચીએ તેને તેમાં ગતાગમ નહીં; તેની ખબર પણ નહીં.

પ્રેમ કર્યા વિના પરણવાનું. સંવનન નહીં પછી પ્રણયગીતો કેવી રીતે ગવાય? પરણ્યા પછી પ્રાપ્તિનો ઓડકાર—તલબ નહીં. પ્રણય નહીં પછી વિરહ શા અને મિલન શા ? કુંવારી 'યૌવના' ઓ પણ દેશમાં નહીં કે તેમનાથી મોહપામી પ્રેમનું

કવન કરીએ. પરણેલી સ્ત્રીઓની સાથે પ્રેમ થઇ શકે નહીં કારણ કે તે પાપ ગણાય. હવે પ્રેમ ક્યાં કરવો ? અને શૃંગારની કવિતા ક્યાંથી લખવી ? કલાપી રાજા હતો. એક પર બીજી પરણી શકતો હતો એટલે સ્નેહરાશીના વિરહની કવિતા કરી શક્યો. પ્રેમ મેળવ્યા વિના—પ્રેમ મેળવવાનાં સાંસા હોવાથી અમારા સરસ્વતીચંદ્રો જીવન્મુક્ત—વાસનાહીન થઇ જાય છે; અમારા જયન્તો 'આત્મલગ્ન'ની ઇન્દ્રજાળમાં લપાય છે. નીતિ, મર્યાદા, સંયમ, લાજ જ્યાં જોઇએ ત્યાં નડતા ને નડતાં. મુસલમાન કે અંગ્રેજ જન્મ્યા હોત તો કંઇ કંઇ લાવણીઓ અને ગઝલો ઇશ્કની ગાત—બાયરન અને ગૅટેને પગલે ચાલત પણ આ દાસત્વ, આ બંધન તો ન હોત. પાંખો કપાઇ તો નહીં જાત. ફાવે ત્યાં ઉડી તો શકત. યા અલ્લા! પરવરદિગાર! ક્યારે તોડીશ બેડીઓ અને સાંકળો ?"

૬

માસ્તર સાહેબ ધૂનમાં ને ધૂનમાં ચાલ્યા જતા હતા. દારૂના પીઠાની દુર્ગંધથી વિચારમાં વિક્ષેપ પડયો. અંતરમાં વળેલાં ચક્ષુ પાછાં બ્હાર જોવા લાગ્યાં. "વ્યસની હોત તોએ સુખી હોત—લ્હેર ઉડાવતા હોત. જેટલી વાર દારૂ પીધો તેટલી વાર સ્વર્ગના દેવ. પરમેશ્વરના એ પરમેશ્વર. કોણ જાણે ક્યાંથી નાનપણથી નીતિના સંગમાં ઉછર્યો? ન પીવો દારૂ, ન પીવી ભાંગ, ન પીવી ચીરૂટ કે સિગાર, ન ખાવો તંબાકુ, ન સૂંઘવી તપખીર, ન ખાવું કોકેન, ન પીવું કોલન વૉટર, ન વાપરવી માજમ કે ન પીવો કસુંબો, ન ગગડાવવો હુક્કો. ઘોડાની 'રેસ' માં જુગાર રમવા ન મળે પૈસા કે હિમ્મત. બિલીઅર્ડના જુગારખાનામાં જતા થાય સંકોચ. પછી ક્યાથી હોય સ્વાસ્થ્ય, સ્ફૂર્તિ, સ્વતંત્ર વિચારશકિત? એમાંએ નીતિનું દાસત્વ. મગદૂર નહીં કે તોડાય એના કાયદાઓ.

અમારૂં વ્યસન વાંચવાનું. ચોપડીઓ વાંચીએ, વર્તમાનપત્રો વાંચીએ, માસિકો વાંચીએ. ઉઠતાં વાંચીએ, સૂતાં વાંચીએ, જાજરૂમાં વાંચીએ, ન્હાતાં વાંચીએ, ચાલતાં વાંચીએ, રસ્તામાં વાંચીએ, મળવા જઇએ ત્યાં વાંચીએ, ફરવા જઇએ ત્યાં વાંચીએ, ટ્રેનમાં વાચીએ, ટ્રામમાં વાંચીએ, મોટરમાં વાંચીએ, એરોપ્લેનમાં વાંચીએ; વાંચીએ નહીંતર નાટક જોઇએ, સિનેમા જોઇએ પણ આંખ માત્ર અમારી મોકળી. બધો લ્હાવો એનાથી માણવાનો સંગીતમાં ગુજરાત એટલું બધું ઉસ્તાદ છે કે પૂછો જ ન વાત. સંગીતપ્રિય કર્ણ જ નહીં. એટલે એ બિચારો સ્વતંત્ર દુકાળ ઓછા પડે છે કે પુષ્ટ થાય અને પરિમલથી ઘ્રાણેંદ્રિયને તૃપ્ત કરે? "એટો મોહિની," હીનાનું કે ખસનું અત્તર, સેન્ટ કે અરગજા, કુલનો ખોટ પૂરવા કયાં તહેનાતમાં નથી? અમારામા સુગંધ નહિ, અમારા વસ્ત્રમાં નહીં, દેહમાં નહીં, ભૂમિમાં નહીં, વાતાવરણમાં નહીં એટલે સેન્ટ છાંટી પરિમલ ફેલાવીએ. હાય પરાધીનતા! એમા એ પાછું 'ટેસ્ટ' પ્રમાણે. જે 'સોસાયટી' માં ભમીએ તેના 'મીજાજ પ્રમાણે મેન્ટ વાપરવું.- એ નવી પરતંત્રતા. દુનીઆમાં સ્વતંત્રતા જ નથી, મુકિત નથી."

૭

એવામાં આવી પહોંચ્યું યુરોપીઅન જીમખાના. "આ પોલીસ કોઇ દિવસ આપણુને સલામ કરવાનો નહીં પણ આવવા દો ગોરી ચામડી. કયા પાપે કાળા જન્મ્યા ? રોજ સાંઝે ઑફીસમાં મડમ તેડવા આવત, જીમખાનામાં ટેનીસ રમત, બિલીઅર્ડ રમત, બૉલમાં નાચત, શિકારે જાત, જ્યાં જાત ત્યાં પહેલી હારમાં ખુરસી મેળવત, રેલ્વેના પ્લેટફોર્મ પર વગર પાસે જાત, બધાની સલામો ઝીલત, અમલ ચલાવત, સલતનતનો બધો ભાર એક માથા ઉપર વહેત, રાજદ્રોહ શોધી કાઢત, તુંદ બીજાજ રાખી સૌને ગાળો દેત. સ્થાનિક સ્વરાજ્ય માટે હિંદીઓને નાલાયક ઠેરવત, મોટા મોટા દરબારો ભરી રૂઆબ બેસારત. આ બધું થાત પણ એ દિન ક્યાં કે શીયાંના પાઉંમાં જૂનીઆ ? ...મેકોલે! મેકોલે! તેં અંગ્રેજી વિદ્યા ન દાખલ કરી હોત તો અમે કેટલા સુખી હોત? તમે પણ હતે. અમે અમારે પાણિનીનાં સૂત્રો, શાંકરભાષ્ય, ખંડનખાદ્ય, ચિત્સુખી, રઘુવંશ, શિશુપાલવધ, રસગંગાધર, અમરકોશ, ચરક, ભાગવત, મહાભારત, યોગદર્શન, માનવધર્મશાસ્ત્ર, વીરમિત્રોદય, અમરૂશતક, ભોજપ્રબન્ધ, કામન્દકીય નીતિ, ભર્તૃહરિના શતકો, બૃહજ્જાતક, ગ્રહલાઘવ સાથે માથું ફૂટ્યા કરત. સ્વરાજ્યની વાતો નહીં કરત રાષ્ટ્રીય ભાવના કલ્પત નહીં. બાળલગ્ન અટકાવવાની, વિધવાવિવાહ કરવાની, નાતો તોડી એકાકાર કરવાની ચળવળ કરત નહીં સ્વદેશીની હાકલો પાડત નહીં, ઇંગ્લંડ અને બીજા પરદેશોના માલ સામે જકાત નાંખવાની હિમાયત કરત નહીં, આફ્રિકામાં, ફિજીમાં, ગિયાનામાં, કોલંબીઆમા જેટલો જુલ્મ પડત તે સહેત—ન સહેવાત તો સમૂળગા નાશ પામત પણ "સત્યાગ્રહ" થી અમલદારોને પજવત તો નહીં."

૮

"આજે શું થયું છે મને? શો રોગ થાય છે? આ માસ્તરની જીંદગી તોબા છે. બી. એ એમ. એ. થઇ નાના પોટ્ટાઓને A. B. C. શીખવવી; હિન્દુસ્તાનનો ઇતિહાસ શીખાવવો, ભૂગોળનાં નદીગામ નકશામા બતાવવા અને બજારમાં ખરીદી કરવા જાય ત્યાં ભાવ, માપ, તોલના હિસાબ કરતા ન આવડે એવી રીતે વ્યાજના, શેરના, રેલ્વેના દાખલા શીખવવા. રોજ પાંચ કલાક લેવાદેવા વિના માથું પકવવું. દશ વર્ષ વૈતરૂં કરીએ ત્યારે પાંચ કે દસનું પ્રમોશન મળે. રોજ બપોરનું વૈતરૂં ઓછું હોય તેમ સાંઝે ક્રીકેટ રમવા કે રમાડવા જવું, ડ્રીલ કરાવવી, સવારે ઘેર વળી એક્ષરસાઇઝો તપાસવી. ઉપરાંતમાં સમાજસેવાનુ લફરૂં વળગ્યું હોય તે જૂદું ક્યાંક ભાષણ કરવાનાં હોય, સાંભળવાનાં હોય, વ્યવસ્થાપક કમિટિમાં હાજર રહી વ્યવસ્થા કરવાની હોય, વર્તમાન પત્ર કે માસિકની ભેટની ચોપડી લખવાની હોય, ખાસ અંકોને માટે લેખો લખવાના હોય, નાતના ચોપાનીઆ માટે વાર્તા લખવાની હોય, સનાતન ધર્મની કે આશિક્ષણની કે સાહિત્ય પરિષદની પરીક્ષા લેવાની હોય, જે ન હોય તે ઓછું. લડાઇના કારણોથી લોકોને વાકેફ કરવા ભાષણો કરવાનાં અને તરજૂમા કરવાના તે વળી જૂદું જ. લેડી વિલીંગ્ડનના ફંડ માટે કે બેલ્જીઅન બાળકો માટે ફંડ ઉઘરાવવાનું એમાં પાડ કોનો? "પ્રાઇઝ ડિસ્ટ્રિબ્યુશન"ના પ્રસંગ માટે "રેસિટે-

શન ” તૈયાર કરાવવામાં અઠવાડીઆનાં અઠવાડીઆં ગાળવાં, હોલીકા સંમેલન, જુગાર નિષેધક, નાતીની પરિષદ એ બધામાં ઘૂમવાનું, ભાષણો પર ભાષણો કરવાનાં એના દુઃખ વળી કયાં રોવાં?

આટલું આટલું કરીએ તોએ અમારી ગણત્રી નહીં; અમને સુખ નહીં, વૈભવ નહીં, વિલાસ નહીં; પ્રતિષ્ઠા નહીં, કીર્તિ નહીં, માન નહીં, અકરામ નહીં, જીંદગીમાં મીઠાશ નહીં, હોંસ નહીં, ઉલટ નહીં, આગ્રહ નહીં, શ્રદ્ધા નહીં, પરોણો નહીં, અંકુશ નહીં, ઉત્તેજન નહીં, ઉલ્લાસ નહીં. હતાશા, ઠઠવાશ, મુઝવણ, યંત્રણા, સ્તબ્ધતા, પ્રવચના, સભ્ય દોંગાઈ રેંસી નાંખે છે. જીવતા લાગતા અમને શબ જેવા ફેરવે છે

આમાં મારો તો પત્તોજ નથી ખાતો. Ennui ખાઈ જાય છે. Lotos eaters ના દ્વિપમાં જઈ વસવાની ઉમેદ શેખચલ્લીઓની ઉમેદ જેવી જન્મે છે તેવી જ નાશ પામે છે. Vanity છે. પ્રભુ! Vanitas Vanitatum.

આપઘાત કરી છૂટવામાં જ બહેતર છે. દેહનાં બન્ધન નહીં, સંસારના નહીં, દેશનાં નહીં, કાળનાં નહીં, રાજ્યનાં નહીં, સગાંનાં નહીં, વ્હાલાંના નહીં, જંજાળો નહીં, ઉપાધિ નહીં, આધિ નહીં, વ્યાધિ નહીં. આત્મા સંપૂર્ણ સ્વતંત્ર, છૂટો, મુક્ત. કોઈનું દાસત્વ તો નહીં જ. નરસિંહરાવ કહે છે કે આપઘાતીઅ સૂર્ય લોકમાં જાય છે. સારૂં, સૂર્યલોકની બેડીઓ તો ત્યાં નથી એ ઓછું સુખ છે?

મારી મૃત્યુનોંધ કેવી લખાશે? નથી હું મહા કવિ, સેનાની, રાજ્યપુરુષ, ઉદ્યોગવાહક, વૈજ્ઞાનિક કે કલાવિશારદ. કોઈ નહીં લખે કે Ennui અને Vanity થી આપઘાત કર્યો? નોંધ જાતે તૈયાર કરી પછી મરવું એ પણ જમાનાની તાસીર.”

રણજીતરામ વાવાભાઈ

---

# મહારાષ્ટ્રમાં પ્રાથમિક સાથે ખેતીની કેળવણીના અખતરો.

હિંદવાનીઓનું આજીવિકાનુ મ્હોટુ સાધન ખેતી છે, તેટલા જ માટે હિંદને આબાદ કરવાની ઇચ્છા રાખનારાઓએ બીજા ધંધા પહેલા ખેતી સુધારવા પ્રયત્ન કરવો જોઇએ " ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર અને કનિષ્ટ ચાકરી ” એ કહેવત ઉપરથી એમ માલુમ પડે છે કે એક વખતે ખેતીનો ધંધો ઉત્તમ મનાતો હતો પરંતુ એ માન્યતા હાલ નાબૂદ થયલી જોવામા આવે છે અને તેને બદલે નોકરી સર્વને પ્રિય લાગે છે. આજકાલ લોકોમા એમ જ ઠસી ગયલું છે કે ખેતી કરવી તે હલકા વર્ગનું કામ છે તેમાં

ફક્ત અંગમહેનતની જરૂર છે અને મગજ વાપરવાની બિલકુલ જરૂર નથી. પણ એ સમજ ભૂલભરેલી છે. હલકા વર્ગના હાથમાં જ ખેતી રાખવાથી અને તેમાં મગજશક્તિ નહિ વાપરવાથી આજ આપણી ખેતીની અવનતિ થઇ છે. આવી સ્થિતિ માલુમ પડતાં હિન્દનાં ગામડાંને માટે નામદાર સરકારે પ્રાથમિક શાળાઓ શરૂ કરી તે દ્વારા ખેડુત વર્ગની માનસિક શક્તિ સુધારવા પ્રયત્ન કરવા માંડયો. પરંતુ તેનું પરિણામ એ આવ્યું કે તે શિક્ષણપદ્ધતિ ખેડુતના છોકરાઓને પોતાના ધંધા પર વધુ લક્ષ આપવા બદલે તેઓને નોકરી તરફ દોરવા લાગી અને ચાલતી ખેતીની રૂઢીમાં ખાસ ફેરફાર જણાયો નહિ. ત્યાર બાદ ખેતીવાડી ખાતું સ્થાપવામાં આવ્યું અને તે દ્વારા ખેતીનો સુધારો કરવાનો પ્રયત્ન થવા માંડયો; પરંતુ ઉપર જણાવ્યા પ્રમાણે હાલની કેળવણી યુવાનોને નોકરી તરફ દોરતી હોવાથી ખેતીવાડી ખાતું સારી રીતે ફત્તેહ મેળવી શકયું નહિ. ઉંચી જાતની ખેતીની કેળવણી આપવા માટે પૂનામાં ખેતીવાડીની કૉલેજ સ્થાપવામાં આવી; પરિણામે તેમાં અભ્યાસ પૂર્ણ કરી બ્હાર પડતા ગ્રેજ્યુએટો શારીરિક કામનો કંટાળો, ખાસ ખેતીના શોખનો અભાવ, સાધનોની ખામીઓ અને નોકરી તરફનો જનપ્રવાહ વગેરે કારણોથી ખેતીના ધંધામાં પડતા નથી અને નોકરી જ ખોળે છે અને સામાન્ય ખેડુત વર્ગ આ ઉંચી કેળવણી ઘણી ખર્ચાળ હોવાથી તેનો લાભ લઇ શકયો નહિ. ખેતીના હિમાયતીઓએ આ મુશ્કેલી જોઇ ખેડુતના છોકરાઓને પ્રાથમિક કેળવણી સાથે જ ખેતીનું જ્ઞાન આપવાની યોજના કરી અને મુંબાઇ ઇલાકાના ખેતીવાડી ખાતાએ અખતરા દાખલ પૂના પાસે લોનીમાં આવી શાળા શરૂ કરી.

આ શાળામાં ખેડુત વર્ગના છોકરાઓને જ દાખલ કરવામાં આવે છે. બધા વિદ્યાર્થીઓ વસતિગૃહમા રહે છે અને રહેવાજમવાનો ખર્ચ સરકાર આપે છે. બધું શિક્ષણ મરાઠી ભાષામાં અપાય છે. મરાઠી સરકારી શાળામાં ચાર ધોરણ અભ્યાસ કર્યા પછી આ શાળામાં દાખલ થઇ શકાય છે. આ શાળામાં શાસ્ત્રીય (Scientific) જ્ઞાન અપાતુ હોવાથી તે સમજવા માટે વિદ્યાર્થીએ મરાઠી ચાર ધોરણ અભ્યાસ કરવો જરૂરનો હોવાથી આ પદ્ધતિ રાખી છે. તેમાં હાલ ૪૩ વિદ્યાર્થીઓ છે ( ખર્ચ માટે જૂઓ પરિશિષ્ટ ત્ર ). આ શાળા હજી અખતરા તરીકે જ છે, ફત્તેહમંદ જણાય છે અને આવી કેળવણીનો લાભ સેંકડો ખેડુતો કેવી રીતે લઇ શકે તે વિષેના સરકાર વિચાર ચલાવે છે. પરન્તુ સૂક્ષ્મ નિરીક્ષણ કરનારાઓને એમ લાગ્યું કે સરકારના પ્રયત્નની સાથે આવો પ્રયત્ન ખાનગી ગૃહસ્થો તરફથી થવો જોઇએ. આ પ્રમાણે વિચાર કરી અલીબાગના સરદાર રાવસાહેબ બિવલકરે ખેતીવાડીની કેળવણીના અનુભવીઓની સલાહ લઇ અને **૧૯૧૨** માં અલીબાગ પાસે વેશ્વી ગામમાં પોતાને ખર્ચે તેવી શાળા શરૂ કરી.

ખેતી ઉપર આજીવિકા ચલાવનાર વસતીના મધ્ય ભાગમાં આ શાળા આવેલી છે અને નજીકનાં દશ ગામડાંમાંથી વિદ્યાર્થીઓ આવે છે. શરૂઆતમાં ચાળીસ છોકરાઓને દાખલ કરવામાં આવ્યા હતા અને બે શિક્ષકો રોકી ત્રણ ક્લાસો ખોલ્યા. કુદરત તરફ

સરદાર ખીલલકરની યોજના એવી છે કે દસ માઇલમાં આવી ચાર પાંચ શાળાઓ કાઢવી અને તે શાળાઓ એક હેડમાસ્તરના હાથ નીચે રાખવી, કારણકે આવા પદવીધર હેડમાસ્તરનું કામ વિદ્યાર્થીઓને શિખવવાનું નથી હોતું પણ બીજા શિક્ષકોને કામની પદ્ધતિ બતાવી તેમની પાસે કામ કરાવવાનું હોય છે આ પ્રમાણે હેડમાસ્તરનો ખર્ચ ભારે પડશે નહિ. ( ખર્ચ માટે પરિશિષ્ટ વ જુઓ ).

રાવ સાહેબ ખીલલકરે આ અખતરો ફત્તેહમંદ કરી બતાવ્યો છે અને તેઓશ્રીએ ના. સરકારને વિનતિ કરી છે કે "અલીબાગ તાલુકાની બધી પ્રાથમિક શાળાઓ, મ્હારા તાબામાં સોપો અને તે બધી હું ઉપર જણાવેલી પદ્ધતિથી ચલાવી શકીશ."

ગુજરાતમાં ના. મુંબાઈ સરકાર આવી જાતની શાળા ગોધરામાં ખોલવાનો વિચાર ચલાવે છે તેમજ વડોદરાના શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ પણ તેવી શાળા મ્હેસાણા પાસે જગુદનમાં શરૂ કરવાના પ્રયત્નો કરે છે. આવી શાળાઓ ઠેકઠેકાણે થશે તો જરૂર ખેડુત વર્ગને ફાયદો થઈ ખેતીના સુધારો જલદી થાય એ સ્વાભાવિક છે.

---

## પરિશિષ્ટ अ.

### લોની શાળાનો હિસાબ.

સન ૧૯૧૩-૧૪

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૨૨૫૧—૨-૧ | સ. ૧૯૧૨-૧૩ ની શીલીક. | ૧૮૨૦—૦-૦ | નોકરોનો પગાર |
| ૭૬૦૮—૦-૦ | સરકારી મદદ. | ૩૧૦૨—૨-૯ | વિદ્યાર્થીઓની ખોરાકી. |
| ૨૩૫૨—૦-૦ | લોકલ બૉર્ડ મદદ. | ૧૮૨—૦-૦ | ઢોરની ખરીદ. |
| ૫૩—૮-૦ | અનાજ વગેરેનું ઉત્પન્ન. | ૧૦૦૧—૬-૩ | તબેલાનું મકાન, તથા ખેડાણ ખર્ચ. |
| | | ૪૮૪—૮-૧ | ઢોરને માટે ઘાસ, અનાજ વગેરે. |
| ૧૨૨૬૪-૧૦-૧ | | ૧૩૪૩—૦-૦ | મકાન ભાડું વિગેરે. |
| | | ૯૭-૧૪-૬ | લાકડ સામાન અને પુસ્તકો |
| | | ૨૪—૦-૦ | ટપાલ ખર્ચ. |
| | | ૫૧—૨-૦ | વિદ્યાર્થીઓનું મુસાફરી ખર્ચ. |
| | | ૨૪૬-૧૨-૦ | શિક્ષકોનું મુસાફરીખર્ચ. |
| | | ૬૫૮—૦-૦ | ઑફીસ ખર્ચ. |
| | | ૧૧૯૯-૧૩-૩ | તારની વાડ. |
| | | ૧૫૦—૩-૦ | ખેતીનાં ઓજારો. |
| | | ૫૩—૮-૦ | અનાજનું ઉત્પન્ન તિજોરીમાં મોકલ્યું. |
| | | ૧૦૪૧૦—૫-૫ | |
| | | ૧૮૫૪—૪-૮ | શીલીક બાકી |
| | | ૧૨૨૬૪-૧૦-૧ | |

સને ૧૯૧૪-૧૫

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૧૮૫૪—૪-૮ | સ ૧૯૧૩-૧૪ની શીલીક | ૧૯૩૯—૫-૩ | નોકરોનો પગાર |
| ૭૭૨૦—૦-૯ | સરકારી ગ્રાન્ટ. | ૩૧૧૨-૧૪-૩ | વિદ્યાર્થીઓની ખોરાકી |
| ૯૩૬—૦-૦ | લોકલ બૉર્ડની મદદ | ૨૧૫-૧૦-૦ | ઢોરની ખરીદી |
| ૭૫૦—૦-૦ | સર સાસુન ડેવીડ ટ્રસ્ટ ફંડમાથી મદદ. | ૭૧૦—૨-૨ | ખેતીના ઓજારો |
| ૨૦૭—૭-૬ | પાકનું ઉત્પન્ન. | ૭૪૫—૧-૩ | ઢોરને માટે ઘાસ અનાજ વગેરે. |
| ૩૩-૧૫-૦ | હળનુ ભાડું | ૨૦૧-૧૧-૯ | બગીચાનું ખર્ચ. |
| | | ૨૦—૪-૩ | લાકડી સામાન અને પુસ્તકો |
| ૧૧૫૦૧-૧૧-૧૧ | | ૪૦—૦-૦ | ટપાલખર્ચ. |
| | | ૩૨૪—૮-૦ | મુસાફરીખર્ચ. |
| | | ૧૨૩૭—૨-૦ | પાકો રસ્તો બ ધાવ્યો |
| | | ૧૨૩૫—૦-૦ | વર્કશોપ બ ધાવી. |
| | | ૮૧—૬-૦ | |
| | | ૭૧૫-૧૪-૬ | ઑફીસ ખર્ચ. |
| | | ૧૦૪૬૮—૫-૫ | |
| | | ૧૦૩૩—૬-૬ | શીલીક |
| | | ૧૧૫૦૧-૧૧-૧૧ | |

## પરિશિષ્ટ વ.

### સરદાર બિંવલકરની વેથીશાળાનો ખર્ચ

સને ૧૯૧૩-૧૪

ચાલુ ખર્ચ

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૨૬૬-૧૩-૭ | પાકનું ઉત્પન્ન. | ૨૨૦—૫—૯ | ખેતરનો ખર્ચ, મજુરી, બી, ખાતર વગેરે, |
| ૩-૧૫-૮ | મરઘાની આવક | ૧૦૬૯-૧૨—૧ | શાળાના નોકરનો પગાર |
| ૨૭૦—૩-૪ | | ૫૮૮-૧૫—૦ | વસતિગૃહનો ખર્ચ |
| | | ૧૧—૭—૦ | મરઘાની ખરીદી તથા તેમની ખોરાકી વગેરે |
| | | ૧૮૯૦—૨-૧૦ | |
| | | ૨૭૦—૩—૪ | |
| | | ૧૬૧૯ ૧૫—૬ | ચોખ્ખ વાર્ષિક ખર્ચ |

કાયમનું ખર્ચ.

| | |
|---|---|
| ૫૦૦૦—૦—૦ | શાળાનું મકાન. |
| ૧૨૦૦—૦—૦ | વસતિગૃહનું મકાન. |
| ૧૨૦૦—૦—૦ | હેડમાસ્તરને માટે મકાન. |
| ૧૫૦—૦—૦ | તારની વાડ. |
| ૧૦૭—૦—૦ | પાકો રસ્તો. |
| ૨૦૦—૦—૦ | જમીન સાફ કરાવી બાગ બનાવ્યો. |
| ૩૦૦—૦—૦ | મરઘાં માટે ન્હાનું મકાન. |
| ૩૫૦—૦—૦ | શાળાનો લક્કડ સામાન. |
| ૧૭૫—૦—૦ | વસતિગૃહનો લક્કડ સામાન. |
| ૭૬૮૨—૦—૦ | |

અંબાલાલ હરિભાઇ પટેલ.

## નીતિ અને પ્રજા.*

કેટલીક મનુષ્ય વ્યકિતઓ વચ્ચે નૈતિક સંબંધ છે એમ સ્વીકારવામાં હરકત નથી. આ સંબંધ આર્થિક કે શારીરિક સંબંધથી ભિન્ન છે. પરંતુ વ્યકિતઓ કાંઇ એક બીજાથી સાવ અળગીજ નથી, કારણકે કુટુંબ, પ્રજા, રાજ્ય, મંડળીઓ વગેરે અનેક જાતના સંઘો અસ્તિત્વમાં છે. અને એક જ સંઘના સઘળા સભાસદો વચ્ચે નૈતિક સંબંધ હોય છે, તેમજ કેટલાક જૂદા સંઘોના સભાસદો વચ્ચે પણ તેવો સંબંધ નજરે પડે છે. સઘળા સંઘોના સઘળા સભાસદો વચ્ચે પણ આવો સંબંધ હોઇ શકે; પરંતુ સાધારણ રીતે વ્યવહારમાં તે સ્વીકારાતો નથી, અને એટલું તો ખરૂં જ કે એક જ રાજ્યના લોકો વચ્ચેનો નૈતિક સંબંધ જૂદા જૂદા રાજ્યોના લોકો વચ્ચેના નૈતિક સંબંધ કરતાં કાંઇક જુદો જ જણાય છે.

સંઘનીતિ અથવા તો પ્રજાઓ કે રાજ્યો વચ્ચે હોઇ શકે તેવી એક ચોકસ પ્રકારની નીતિનો વિચાર અહિં ઉદ્દભવે છે. મંડળો અને મંડળીઓની માફક રાજ્યો પણ ખરૂં ખોટું કરતાં હોય એમ બોલાય છે. અલબત હકીકત તો એ છે કે વ્યકિતઓ કોઇ વખત, પોતાના અમુક સંઘના લાભને માટે, તેના નામથી કેટલાંક કાર્યો કરે છે, અને

* સી. ડી. બર્ન્સ ના "પ્રજાઓની નીતિ" નામના પુસ્તક પરથી.

આવે પ્રસંગે તેમના પોતાના ખાનગી લાભની પ્રવૃત્તિને માટેના નિયમો કરતાં કાંઇક જૂદા જ નિયમોથી તેમનાં કાર્યો દોરાય એ સંભવિત છે પણ સંઘનીતિ એ કાંઇ માત્ર પ્રતિનિધિઓનાં કાર્યોને નિયમમાં રાખનાર સિધ્ધાંતો જ નથી, પરંતુ ખરેખર તે કેટલેક અંશે સંઘના સઘળા સભાસદોની નીતિ જ છે અને તે એટલા પૂરતી જ કે તેઓ પોતાના લાભને માટે અમુક કાર્યો થવા દે છે, અથવા તો તેઓ તે કાર્યોથી થતો લાભ સ્વીકારવાને ખુશી હોય છે; જો કે પછી તે કાર્યોના આધારભૂત સિદ્ધાંત એવા પણ હોય કે તેઓ વ્યવહારની બ્હાર તેમને નાકબૂલ હોય. દાખલા તરીકે એક મંડળીની નીતિ તે તે મંડળીના પ્રતિનિધિઓ તેમજ તેમના કાર્યોમાં સામેલ થનાર અથવા તો તેના પરિણામમાં ભાગ લેનાર સર્વેની જ નીતિ છે

કેટલાક એવું પણ કહેનારા હશે કે પરદેશીઓ સાથેના સંબંધને માટેના સિદ્ધાંતો એક જ દેશના લોકોની વચ્ચેના સંબંધને માટેના સિદ્ધાંતો જેવા જ હોવા જોઇએ. ગમે તેમ હો, પણ જૂદા જૂદા સંઘોના અસ્તિત્વથી નીતિમાં ફેર તો પડવો જ જોઇએ અને તેથી આપણે એમ ધારવાને દોરવાઇએ કે દાખલા તરીકે એક એલચી પોતાના ખાનગી વ્યવહારમાં બીલકુલ નિઃસ્વાર્થી હોય પરંતુ જેના પ્રતિતિધિ તરીકે તે કામ કરતો હોય તેના લાભની વાત બીજા કોઇના લાભને ખાતર મૂકી દઇ શકે નહીં, સિવાય કે અલબત્ત જ્યારે કેવળ ન્યાયને ખાતર તેમ કરવાની સાફ જરૂર પડે. અથવા, વળી જ્યાં ઘણાં માણસોના લાભનો વિચાર કરવાનો હોય એવા રાજ્ય કે મંડળીના કાર્યોને માટે એક વ્યક્તિ, પોતાના અંગત લાભના કાર્યો માટેના કરતાં ઓછો જ જવાબદાર ગણી શકાય.

અહિંઆ પ્રતિનિધિઓના કાર્યો તથા જવાબદારીનો આખો પ્રશ્ન જ ચર્ચાનો વિષય છે અને એ સંબંધમાં હવે એમ લાગે છે કે નીતિ વિષે વિચારકોએ કાલ્પનિક વ્યક્તિ પરત્વે જોઇએ તે કરતાં વધારે વખત સુધી લખ્યાં કર્યું છે, કારણકે આપણા નીતિવિષયક કાર્યોમાંથી પણ ઘણાં થોડાં જ કેન્ટના જૂના અર્થમાં વ્યક્તિવાચક જણાય છે. પણ અહિંઆ આપણે આવી (સંઘ) નીતિના માત્ર રાજકીય જીવન અને સંસ્થાઓ સાથે સંબંધ ધરાવતા વિભાગ સંબંધી જ વિચાર ચલાવીશું. એક જ દેશના લોકો વચ્ચેના તથા પરદેશીઓ સાથેના સંબંધને માટે કેવા સિદ્ધાંતો પ્રચલિત છે તથા તે કેવા હોવા જોઇએ, તે વિષે ચર્ચા ચલાવવાની જરૂર છે, અથવા તો એમ કહીશું કે આપણો હેતુ રાજ્યો કે પ્રજાઓના અસ્તિત્વને લીધે નીતિમાં શું ફેરફાર થાય છે તે શોધી કાઢવાનો છે.

આ પ્રશ્ન કેટલેક અંશે હ્યુગો ડી ગ્રુટે પ્રથમ ઉપસ્થિત કર્યો હતો. તેને તપાસ કરતાં જણાયું કે કાયદાશાસ્ત્રીઓએ માત્ર (૧) રાજ્યોનો આંતર વહીવટ સંબધી કાયદાઓનો તથા (૨) સઘળા રાજ્યોના કાયદાઓના સામાન્ય તત્વોનો જ વિચાર કર્યો હતો, પરંતુ (૩) રાજ્યે રાજ્ય વચ્ચેના સંબંધ માટેના કાયદાઓ તરફ તેમનું ધ્યાન ખેંચાયું નહોતું અને તેણે તેના સમયની વૃત્તિ અનુસાર કાયદાના અભ્યાસની સાથે નીતિની ચર્ચાનો આરંભ કર્યો. તેની પછી પ્રજાઓના પરસ્પર વ્યવહાર સંબંધી કાયદાના અભ્યાસ તથા વિકાસનું કાર્ય. ઘણા વિચારકોએ ઉપાડી લીધું છે પરંતુ તે

સબંધી નીતિના અભ્યાસને માટે કશુ પણ થયુ નથી છતા આ કાયદાનુ અસ્તિત્વ, કાયદો હાલ નિર્બળ છે છતા પણ, એક પ્રકારની નીતિની નિશાની તરીકે ગણી શકાય આપણને આજે પ્રજાઓના પરસ્પર વ્યવહાર સબધી કાયદાને માટે કુદરતના નિયમોનો આધાર શોધવો પડતો નથી, પરતુ માત્ર તે તે રાજ્યોની સમતિજ મેળવવી પડે છે આ કાલ્પનિક કુદરતી કાયદાઓને દાબી દેવાથી જો આપણને એક રીતે લાભ થયો છે તો તે નીતિ કે જે એક યા બીજા અર્થમા કેટલેક અશે કાયદાઓમા સ્વીકારાયેલા સિદ્ધાતોની જ બનેલી હોવી જોઇએ, તે નીતિની અવગણના કરવાથી આપણને હાનિ પણ થઇ છે

કાયદો આ નીતિની નિશાની છે, પરતુ આ નીશાની ભયસૂચક છે, કારણકે કાયદાઓ મોટે ભાગે નીતિ વિરૂદ્ધ ગુન્હાઓની ખબર લે છે તેનો સબધ વ્યાધિ સાથે છે નીતિને માટે વધારે ચોકસ સાબીતી તો ખાસ વ્યવસ્થા વગરનો, લખાણ વરગનો લોકોની પસદગી નાપસદગીનો વિચાર છે પ્રજાઓ માટે સુરચિત સિદ્ધાતોનો લેખિત નીતિ સગ્રહ નહિ હોય, પરતુ ખચીત જ સસ્કારી માણસના મગજમા વ્યકિતઓના કાર્યોની માફક સબધકાર્યોને માટે પણ અમુક થવુ જોઇએ, અમુક નહિ થવુ જોઇએ એવો વિચાર હોવો જ જોઇએ, અને આ ખરાખોટાનો વિવેક અને તેના આધારભૂત કારણો તથા પૂરાવાઓ રાજ્યોનો પરસ્પર સબધ કેટલે અશે નીતિમય છે તેનો વિચાર કરવાથી મળી આવશે

આટલા માટે આપણે જે સઘો એકબીજાના સબધમા આવેલા હોય તેનો પ્રથમ વિચાર કરવો પડશે કારણકે તેમના કાર્યોને માટેના નિયમોની કીમત સબધી અભિપ્રાય બાધતા પહેલા, તેમના રૂપ વગેરે કોઇ પણ રીતે નક્કી થવા જોઇએ પણ સાધારણ વપરાશમા આવેલો "ઇન્ટર નૅશનલ"—પ્રજાઓના પરસ્પર વ્યવહાર સંબંધી—શબ્દ અમુક પ્રકારનો કાયદો સૂચવે છે અને તેથી અમુક પ્રકારની નીતિ પણ દર્શાવે છે એમ ગણી શકાય રાજ્ય અને પ્રજા વચ્ચેના વરસોથી ઉતરી આવેલા ગુચવાડાને લીધે આપણે "ઇન્ટર સ્ટેટ" એટલે રાજ્યના પરસ્પર વ્યવહાર વિષે બોલતા નથી આ કારણને લીધે આપણે પ્રથમ પ્રજાના રૂપ વિષે ચર્ચા ચલાવીશુ.

પ્રજાત્વની ભાવના કે જે હાલ લગભગ સર્વત્ર સ્વીકારાએલી છે તે પ્રમાણમાં નવી જ છે, અને તે એટલા જ માટે કે જે હકીકત તે રજુ કરે છે તે હકીકત પણ નવીજ છે. જો કે એક રીતે પ્રજાઓ લાબા સમયથી અસ્તિત્વ ભોગવે છે અને પ્રજાત્વની ભાવના પણ ઘણા વખતથી સ્વીકારાએલી છે, છતા એ શબ્દો આજે કાઇક જૂદા જ અર્થમા વપરાય છે આ નવીન અર્થમા પ્રજાઓ નવી જ છે, અને પ્રજાત્વની ભાવના એ એક નવીન સિદ્ધાત છે.

આ સબધી પૂરાવાનો ટુક સાર અત્રે આપવો જોઇએ, જો કે વિગતવાર હકીકત તો ઇતિહાસકારોને માટે જ રહેવા દેવી પડશે કારણકે અહિંઆ તો ઇતિહાસની હકીકતની ચર્ચા ઇતિહાસના કરતા કાઇક જૂદા જ સિદ્ધાતોના સંબધમા ચલાવવાની છે. છતાં જે વસ્તુ ઉપર આપણે વિચાર ચલાવવાનો છે, તે વસ્તુ ઐતિહાસિક છે આપણે અ

નામના સંઘનો વિચાર કરવાનો છે, અને તે અમુક બીનાઓના સંબંધમાં કે જે બીનાઓ તે સમૂહના વિકાસની પગથીઓ છે. અને આપણા આ વિષય સંબંધી વસ્તુના દાખલા તરીકે આપણે જર્મની, ઇટાલી, અને બેલજીયમ લઇશું.

શરૂઆતમાં ભૂગોળ રૂપી ભૂતનો વિચાર કરીશું. પ્રજાઓ વચ્ચેના વિરોધનો વિચાર કરતાં નકશાઓની આપણા મગજ ઉપર એટલી બધી અસર થાય છે કે આપણે જર્મની કે ઇટલી એટલે પૃથ્વીની સપાટીના અમુક ભાગો જ વિચારવા લાગીએ છીએ. પ્રજાઓ વચ્ચેના ભેદ સ્થળને લઇને જ છે, અને જે 'દેશ'નો વિકાસ આપણે ઇતિહાસમાં તપાસતાં હોઇએ, તે દેશ અમુક સ્થળે જ છે એમ આપણે બેદરકારીથી ધારવા માંડીએ છીએ. પણ જર્મની અને ઇટલી વચ્ચેની લડાઇમાં કાંઇ માટીના ઢેફાંઓ લડતા નથી, પછી લડવૈયાઓના લોહી અને હાડકાંને તે દેશોની જમીન સાથે ગમે તેટલો થોડો સંબંધ હોય ભૂગોળનું ભૂત વાસ્તવિકને બદલે કોઇ કાલ્પનિક વિચાર તરફ દોરે છે અને તેટલા જ પૂરતું તે હાનિકારક છે. જો આપણે ભૂગોળ નહિ પણ ઇતિહાસને માટે ઇંગ્લંડ, જર્મની, વગેરે શબ્દોને સાચો અર્થ આપીએ, તો આપણને સ્પષ્ટ રીતે સમજાવું જોઇએ કે પ્રજા તે સ્ત્રીપુરૂષોનો સમૂહ છે. નકશાના રંગ તે લોહીના રંગ છે, અને જ્યાં આ વાત લાગુ પડતી નથી ત્યાં એક જ લોહીનો પ્રવાહ રાજ્યોની સીમામાં ફેરફાર કરવાની વૃત્તિ ધરાવે છે. એક જ લોહીના સ્ત્રીપુરૂષો, રાજ્યના અમુક રૂપ હેઠળ હો કે નહિ, પણ તેઓ સાથે મળીને જ કામ કરવાની વૃત્તિવાળા હોય છે. તેથી પ્રજા એટલે પ્રથમ તો શારીરિક સંબંધથી જોડાએલા સ્ત્રીપુરૂષોનો સમૂહ. આવા સમૂહોની પ્રવૃત્તિ તપાસતા સુધી આ શબ્દ વિષે વધારે વિવેચન રહેવા દઇશું, કારણ કે શારીરીક સંબંધથી જ લગભગ સઘળી સમર્થ પ્રજાઓ ઉદ્દભવી છે.

આપણે પ્રથમ અર્વાચીન જર્મનીનો દાખલો લઇશું. જે સ્ત્રીપુરૂષોના સમૂહને હાલમાં આપણે જર્મની નામથી ઓળખીએ છીએ, તે સમૂહના વિકાસની હકીકત યુરોપિયન ઇતિહાસના ઝાંખા આરંભકાળથી માંડીને આજ સુધી આપણને જણાયેલી છે; પરંતુ તે આરંભકાળના જર્મન ટોળાંઓના જગવિખ્યાત પરાક્રમો કે ત્યાર પછીના સમયના જર્મન શહેરો તથા રાજ્યોની મુશીબતોનું અહીં વર્ણન કરવાની જરૂર નથી અત્રે તો માત્ર એટલુંજ જણાવવું બસ છે કે, તેમની ઉત્પત્તિની આ હકીકત પ્રીન્સ બ્યુલો જેવા રાજદ્વારીને પણ અત્યંત અગત્યની લાગતી હોય એમ જણાય છે. અર્થાત શારીરિક સંબંધ એ અર્વાચીન પ્રજાના એક અગત્યના આધાર તરીકે સ્વીકારાય છે. ૧૬ મી સદીમાં પણ મીડલ એજીસના નામથી ઓળખાતા ત્યાર પહેલાંના ૧૦૦૦ વરસોની દુનિયાના આ વિભાગમાં ચાલતી આવેલી મુસીબતોનો અંત આવ્યો નહોતો. તે સમયમાં પણ હાલની જર્મન પ્રજાના વડવાઓ શારીરિક સંબંધથી બંધાયેલા છતાં, ભાષા અને અંગત સ્વાર્થના સાંકડા વિચારને લીધે જૂદા જૂદા વિભાગોમાં વહેંચાયેલા હતા, અને ફ્રેન્ચ રેવોલ્યૂશનની શરૂઆતમાં એટલે કે ૧૮ મી સદીના અંતમા, આ વિભાગોની સંખ્યા લગભગ ૮૦૦

ની હતી. પરંતુ નેપોલીયને ચલાવેલી લડાઇઓના પરિણામે આ વિભાગો વચ્ચેના ભેદ તૂટી ગયા. આવા પરિણામની કલ્પના સરખી પણ તે વિજયી સરદાર ભાગ્યે જ કરી શકયો હશે. એ વિભાગોને એકત્ર કરી, તેણે તેમને મજબૂત કર્યા; વંશપરંપરાથી ઉતરી આવેલા ભેદો દૂર કરી, કોમમાં અસ્ખલિત વ્યવહારનો માર્ગ સરલ કરી, તેણે આ જૂદા પડી ગયેલા વિભાગોને તેમનું સામાન્ય હીત સમજતા કર્યાં પરંતુ થોડાક સમય સુધી નેપોલીઅને ઉભી કરેલી નવીન દીવાલોને લીધે આ ભરતીનું જોર પ્રકટપણે જણાયું નહિ; વળી તે ઉપરાંત થોડાક જૂના વિભાગો પણ હજુ રહી ગયા હતા ૧૮૧૫ થી ૧૮૩૦ સુધી જર્મનો એક પાસથી પોતાની ભૂતકાળની જૂદા રહેવાની વૃત્તિ તથા બીજી પાસથી ભવિષ્યમાં એકત્ર થવાની ભાવના વચ્ચે ઝોલાં ખાતાં રહ્યાં. ૧૮૩૦ થી ૧૮૪૮ સુધી જર્મન અધિકારી વર્ગ આ વિભાગોની હીલચાલની વિરૂદ્ધ હતો, પરંતુ છેવટે તેમને જણાયું કે આ હીલચાલનો પણ લાભ લઇ શકાય એમ હતું. આથી વળી આ જૂદાજૂદા વિભાગોનું બંધારણ કયા સિદ્ધાંતોને અનુસરીને થવું જોઇએ, એ સવાલ ઉભો થયો, અને પ્રશીઆ અને ઑસ્ટ્રીઆની પ્રવૃત્તિ વચ્ચે વિરોધ દેખાવા લાગ્યો.

સ્લેસ્વીગ હોલસ્ટાઇન માટેની ડેન્માર્કની સામેની ૧૮૬૪ ની લડાઇથી આ સવાલનું સમાધાન થયું નહિ. કારણકે મિત્રરાજ્યોમાં મતભેદ પડયો. પછી ૧૮૬૬ ની લડાઇ ચાલી, અને ઉત્તરના જર્મન વિભાગો પ્રશીઆને હાથ ગયાં. ત્યારથી ૧૮૭૧ સુધીના ઇતિહાસમાં એક જ પ્રજા તરીકેની સામાન્ય ભાવનાઓની વૃદ્ધિ તથા માંહે માંહેના વિરોધની ક્ષીણતા જ આપણું ધ્યાન ખેંચે છે. ફ્રેન્કો-જર્મન લડાઇએ જૂદા રહી ગયેલા સઘળા વિભાગોને ઐકયતાના લાભોનું ભાન કરાવ્યું અને પરિણામે જર્મન સામ્રાજ્યની સ્થાપના થઇ. બેશક, આ હીલચાલનો નેતા બીસ્માર્ક જ હતો; પરંતુ આ નવીન બળનો તે માલીક દેખાતો હોવા છતાં તે એક રીતે તે જ બળના હાથમાં માત્ર હથિયાર સમાન હતો. જર્મન પ્રજાનો જન્મ થતો હતો, પરંતુ તેનો સ્વભાવ કે રૂપરેખા તેના કહેવાતા પિતાની બુદ્ધિ કદી પણ સમજી શકી નહોતી. *જે સ્ત્રીપુરૂષોના વડવાઓ પોતાના અંગત હિતના સાંકડા વિચારથી જૂદા પડી ગયા* હતા, તે સ્ત્રીપુરૂષોના સમૂહો આજે, એક પ્રજા તરીકેની ઉચ્ચ અભિલાષાઓ અનુભવવાને માટે પોતાના છુટાછવાયા લાભોને ગૌણ પદ આપવામાં સંતોષ માને છે. આજ તે બળ છે કે જે આજે પ્રજાના નામથી ઓળખાય છે.

ઇટાલીના ગઇ સદીનાં ઇતિહાસમાં પણ કાંઇક એવા જ લક્ષણો નજરે પડે છે, સિવાય કે અંહીંઆ વધારામાં પૂર્વના રાજકીય ઐકયના સ્મરણો અને રાષ્ટ્રીય ઉન્નતિ માટે પરદેશી સરકાર સામેની લડત વધારે ધ્યાન ખેંચે છે. જર્મન ઐકય સાધવામાં રોમની પહેલાંની જાહોજલાલીના જેવા પ્રબલ વિચારની મદદ નહોતી; અને જર્મન સામ્રાજ્ય સ્થપાયાં પહેલાં કાંઇ ઘણા જરમનો પરદેશી અમલ નીચે નહોતા. પરંતુ ઇટાલીમાં શારીરિક સંબંધ અને ભાષાનાં સામ્ય કરતાં પણ આજ કારણાં જૂદાં પડી ગયેલા સમૂહને એકત્ર કરવા વધારે મદદ

રૂપ થઈ પડયાં. અહીં પણ નેપોલીઅનની લડાઈઓથી જુના ભેદો શિથિલ થયા. અને ફ્રેન્ચ રેવૉલ્યુશનની ઝાંખી ભાવનાઓએ પણ લોકોના મન ઉપર અસર કરી. પરંતુ જ્યાં સુધી ઓસ્ટ્રીઆ સામેના વિજયથી લોંબાર્ડી સ્વતંત્ર થયું અને ગેરીબોલ્ડીએ નેપલ્સમાં પગ મૂકયો, બલકે જ્યાં સુધી ત્રીજા નેપોલીઅનની પડતીથી ઉત્તરના ઇટાલીઅનો રોમમાં દાખલ થઇ શકયા ત્યા સુધી જે નવા બળને આપણે ઇટાલીઅન પ્રજા તરીકે ઓળખીએ છીએ તે અસ્તિત્વમા આવેલું ભાગ્યે જ ગણી શકાય; વળી અહીં એ પણ જોવાનું છે કે આ ઓીપુરૂષોના જુદા પડી ગયેલા સમૂહો ધીમે ધીમે સમજવા લાગ્યા કે જેમ તેમના વંશપરંપરાથી ઉતરી આવેલા રીતરીવાજો વગેરે એક સરખા જ હતા તેમ તેના લાભો પણ સાથે રહેવામા જ વધારે સચવાય એમ હતું. પણ તેમના ગુરૂ મેઝીની તાત્કાલિક પ્રવૃત્તિઓથી એટલા તો વેગળા હતા કે આ પ્રજાકીય અભિલાષાના અવ્યવસ્થિત તત્વોને ધારેલી દિશામાં વાળી શકયા નહિ તેમની ભાવના પ્રમાણે પ્રજાએ માત્ર પોતાની ઉન્નતિ કે ગૌરવ જ નહિ પરંતુ એક જૂદા સમૂહ તરીકે સમસ્ત મનુષ્યજાતિની સેવા બજાવવાના હક્ક માંગવા જોઈએ છતાં પરિણામે ઇટલીનું બળ કાંઇ ખાસ ભાવનામય વૃત્તિવાળું નીવડયુ નહિં પરંતુ એક બળ તરીકે તે વૃદ્ધિ પામતુ જાય છે અને હાલમાં કદાચ પોતાની પ્રગતિનો પાટો શોધે છે.

હવે આપણે આજ પ્રકારના બળના દાખલા તરીકે બેલજીયમ લઇએ. ૧૯૧૫ ની સાલમાં બેલજીયમને હૉલૅન્ડની સાથે વિના કારણે જોડી દેવામા આવ્યું. પરંતુ ડચ પ્રજાથી તેમના અંતરના વધતા જતા ભાન તથા અસંતોષને પરિણામે લીયેજ, લુવેન અને બ્રસલ્સમા બંડ ઉઠયા અને છેવટે યુરોપની સંમતિથી બેલજીયમના લોકોનું એક જૂદું જ રાજય સ્થપાયું. એક જૂદી પ્રજા તરીકેના પોતાના હક્કને માટે લડત ચલાવનારા આ લોકો કાંઇ એક જ લોહીના કે એક જ ભાષા બોલનારા નહોતા પરંતુ તેમના વંશપરંપરાથી ઉતરી આવેલા રીતરીવાજો, તેમની ભાવનાઓ એક જ હતી. અત્રે જાણવા જેવી હકીકત તો એ છે કે ૧૮૬૦ પછીના દશકમા નેપોલીયન અને બીસ્માર્ક આગલા જમાનાની પ્રજાકીય ભાવનાના જન્મ પહેલાંની રાજનીતિ અનુસાર બેલજીયમને ફ્રાન્સ સાથે જોડી દેવા સંબંધી તકરારકરતા હતા; પરંતુ છેવટે આ નવીન સમૂહ તેમાંથી બચવા પામ્યો અને ૧૯૧૪ ના ઓગસ્ટની જર્મન ચઢાઇના સામાન્ય ભયને વખતે ત્યાંની જૂદી જૂદી કોમો એક જ પ્રજા તરીકે લડવાને તૈયાર થઇ.

હકીકત આ પ્રમાણે છે અને આ તો નવીન બળના માત્ર થોડા વખત ઉપરના જ દાખલાઓ છે. કારણકે દરિયા પારના બ્રિટિશ સંસ્થાનો, ફ્રાંસ, રશિયા વગેરેના લોકોમા સંઘબળની ઉત્પત્તિને માટે પણ લગભગ આવું જ કહી શકાય. આ દાખલાઓ પરથી આપણે જેને પ્રજા કહીએ છીએ તેના રૂપ સ્વભાવ વગેરે સમજી શકાશે, અને સહકાર કે વિરોધ ગમે તે માટે આ બળને જ આજે આપણે રાષ્ટ્રીય ભાવના તરીકે ઓળખીએ છીએ.

મનુ ગયા ૮

# હોમ રૂલ લીગ.

નવજીવનના તંત્રી સાહેબ,

આપના ઓક્ટોબરના અંકની નોંધમાં આપે હોમરૂલ લીગ સંબંધી જે ટીકા કરી છે તે પરથી જણાય છે કે આપને એ સંસ્થાના ઉદ્દેશો સામે કોઇ પણ વાંધો નથી; પરંતુ રાજકીય ચળવળને માટે કૉંગ્રેસ કમિટીઓ હોવા છતાં આ નવી સંસ્થા શા માટે ઉભી કરવામાં આવી છે તે આપને સમજાતું નથી એ સંબંધી નીચલો ખુલાસો આપને મોકલવાની રજા લઉં છું, અને તે આપના હવે પછીના અંકમાં પ્રકટ કરવા મહેરબાની કરશો.

આ નવી સંસ્થા સ્થાપવાને માટે આપે જણાવેલા બે કારણોમાંથી પ્રથમ તો નકામું એટલે કે તે અમારી સંસ્થા તરફથી રજુ થયું જ નથી. કૉંગ્રેસ સ્વરાજ્ય માટે માગણી નહિ કરે એમ અમે કહેતા જ નથી. અમે પણ તમારી માફક જાણીએ છીએ કે ગઇ કૉંગ્રેસે તે માટે યોગ્ય ઠરાવ પસાર કર્યો છે, અને વધારામાં તો આપને ધ્યાનમાં જ હશે કે એ ઠરાવને ટેકો આપવાનું માન અમારી આ નવી સંસ્થાનાં પ્રમુખ મિસિસ બેસન્ટને મળ્યું હતું.

આપે દર્શાવેલું બીજું કારણ બરાબર છે, અને આપ પોતે પણ કબૂલ કરો છો કે કૉંગ્રેસની મજબૂત ભલામણ છતાં રાજકીય ચળવળ માટે કૉંગ્રેસ કમિટીઓ તરફથી કાંઇ ખાસ પ્રયત્ન થયા નથી. આ હકીકતથી અમે કોઇ પણ રીતે ખુશી નથી. અમે પણ તમારી માફક તે માટે દિલગીર છીએ. પરંતુ આપ કહોછો કે, નવી સંસ્થાની જરૂર જ નથી, શાંતે ધીરજ તથા કળથી જુની સંસ્થાઓ મારફતે તેટલુ જ કામ થઇ શકે તો તે સર્વાંશે ખરૂં નથી. અમે કાંઇ એમ કહેવા માંગતા નથી કે બધી જૂની સંસ્થાઓ નકામી જ છે, કારણકે અમને પણ તમારી માફક જુની સંસ્થાઓ માટે પક્ષપાત છે. વળી અમે જાણીએ છીએ કે કોઇ કોઇ જુની સંસ્થાઓ તરફથી સારૂં કામ થાય છે અને તમે માનશો કે તેમાથી ઘણીએકમાં અમે પણ સારો ભાગ લઇએ છીએ પરંતુ અમારો એવો પણ અનુભવ છે કે કેટલુંક કામ આ સંસ્થાઓ મારફતે કરવામાં ઘણી મુશ્કેલીઓ નડે છે, અને કોઇ કોઇ વખતે તો કશુ પણ થઇ શકતું જ નથી. આવી હકીકત કેટલીક વખત બની છે, અને, તે માટેનો એક જ દાખલો અત્રે આપવાની રજા લઉં છું

આપને માલમ હશે કે ચાર પાંચ મહીના ઉપર જ્યારે મિસિસ બેસન્ટ પાસેથી તેમના છાપખાના માટે જામીનગીરી લેવાઇ ત્યારે પ્રેસ એકટ સામે આખા હિંદમા મજબૂત પોકાર કરવામાં આવ્યો હતો. લગભગ બધા હિંદી છાપાંઓએ તે વિષે સખત લખાણ કર્યાં હતા અને અનેક શહેરો તથા ગામોમાં પણ તે માટે જાહેર સભાઓ ભરાઇ હતી. આજ બાબત સંબંધી અમારા કેટલાક મિત્રોએ મુંબઇની પ્રેસિડન્સી એસો

સિએશનની કાઉન્સિલની ખાસ સભા બોલાવી, સરકારના આ પગલા સામે પોકાર ઉઠાવવા એક જાહેરસભા ભરવાનો આગ્રહ કર્યો હતો; પરંતુ આપણા કેટલાક નરમ વિચારના આગેવાનો સામા થવાથી કાઉન્સિલે જાહેરસભા બોલાવવાની સૂચના રદ કરી માત્ર સરકારને જ અરજી કરી સંતોષ માન્યો હતો. સદ્ભાગ્યે થોડાક વખત થયા પ્રેસ એસોસિએશન જેવી સ્વતંત્ર વિચાર ધરાવનારી સંસ્થા ઉભી થઇ હતી એટલે તે સંસ્થા તરફથી જાહેર સભા બોલાવવાનું બની શક્યું હતું. વિશેષમાં આપ જાણો છો કે એ સભામાં જ્યારે મી. નત્રાજન જેવા અસાધારણ સાવચેતીથી કામ કરનારા ગૃહસ્થે આગળ પડતો ભાગ લીધો હતો ત્યારે ઑ. મી. વાચ્છા, ઑ. મી. ઝીન્હા, ઑ. મી. સેતલવડ, જેવા આપણા લોકમાન્ય આગેવાનોએ એ સભામાં હાજરી આપવાનું પણ દુરસ્ત ધાર્યું નહોતું.

આ વાતથી અમે આ સંસ્થા કે તેના કાર્યકર્તાઓ ઉપર કોઇ પણ જાતનો આરોપ મૂકવા માગતા નથી. તેઓ પ્રમાણિકપણે અમારાથી જુદા વિચાર ધરાવતા હોય એમ અમે અંતઃકરણપૂર્વક માનીએ છીએ. પરંતુ આવા પ્રમાણિક મતભેદના પ્રસંગ ઘણી વખત આવે છે અને તેથી કરીને સ્વરાજ્ય સંબંધી ખંતભરી ચળવળ કરવા જેવા તાત્કાલીક અને ખાસ અગત્યના કાર્યમાં ખલલ પડે છે એ જો આપ સમજી શકતા હો તો આ નવી સંસ્થાની જરૂરીઆત વિષે આપનો અભિપ્રાય બદલી શકશો.

કૉંગ્રેસને માટે આપની ભલામણની જરૂર નહોતી, છતાં તે માટે આપનો આભાર માનીએ છીએ. અમે પણ તમારી માફક કૉંગ્રેસના ચુસ્ત હીમાયતી છીએ. પરંતુ કૉંગ્રેસ લીગ કે બીજી કોઇ પણ સંસ્થા માટે અમારો પક્ષપાત એટલો મજબૂત નથી કે જેથી કરીને દેશોન્નતિના કાર્યને તેમના કરતાં ઓછું અગત્યનું ગણી શકીએ.

મુંબાઇ, તા. ૧૯-૧૦-૧૬

લી. શંકરલાલ જી. બેન્કર
ઑનરૅરી સેક્રેટરી
હોમ રૂલ લીગ
મુંબાઇની શાખા.

---

# ગુજરાતમાં જાહેર જીવન.

---

## અમદાવાદ.

તા. ૨-૧૧-૧૯૧૬.

### ૧૯ મી પ્રાંતિક પરિષદ.

સ્વદેશાભિમાન, સંપ, સમાધાન વૃત્તિ, વ્યવહારકુશળતા, સ્વમાન તથા જાહેર હિંમત વગેરે ગુણોથી સજ્જ થઇ, દેશ સમસ્તના રાષ્ટ્રીય જીવનને પુષ્ટ કરવાની ઉચ્ચ અભિલાષાથી પ્રેરાઇ અમદાવાદે ૧૯ મી પ્રાંતિક પરિષદનું કાર્મ સંપૂર્ણ ફત્તેહમંદીથી

ભાષણ બહુ સ્વતંત્ર વિચારવાળું અને વિદ્વતાભર્યું હતું. હૉલ ચિકાર ભરાઇ ગયો હતો. ભાષણ બાદ પ્રો. બળવંતરાય ક ઠાકોર, રા. બા રમણભાઇ તથા પ્રમુખે વિવેચનો કર્યાં હતા—બધો પ્રસંગ બહુ બોધક અને ઉચ્ચ પ્રતિનો આનન્દ આપનારો નીવડ્યો હતો. પ્રસંગોપાત આવા સુયોગો લાવી આપવા માટે બ્રધરહુડને ધન્યવાદ ઘટે છે.

## મહિલામંડળનું કલાકૌશલ્યનું પ્રદર્શન

કૉન્ફરન્સોની ધમાલ છતા પહેલાંની ગોઠવણ મુજબ તા. ૨૨ થી ૩૦ મી ઓક્ટોબર સુધી આ પ્રદર્શન ખુલ્લું રાખવામાં આવ્યું હતું. સ્ત્રીઓનું ચિત્રકાળ, ભરત કામ, શીવણ, ગુંથણ તથા પ્રેમચંદ રાયચંદ ટ્રેનીંગ કૉલેજના "સ્લોઇડ વર્ક" અને "ક્લે મોડલીંગ" ના નમૂના બહુ સરસ હતા. કીડીઆનાં દેવળો, હીંડોળો, તથા મોતીના ચક અને તોરણો વીજળીક લાઇટમાં બહુ શોભતા હતાં. ચિત્રકાર મી. પટેલનું "સુલોચના" નું ચિત્ર બહુ હૃદયવેધક હતુ. મીસ્ત્રી રણછોડ પીતાંબરનો લાકડાની કી તથા કિંટ કારીગરીના ઉત્તમ નમૂના હતા. ઍંગ્લો ગ્લાસ મેન્યુફેક્ચરીંગ કંપનીનાં રમકડા તથા પ્રાંતીજવાળા માસ્તર છોટાલાલ ગણપતરામના પ્લાસ્ટર ઑફ પેરીસના રંગીન પોપટ તથા શ્રીકૃષ્ણ વગેરેનાં પુતળા બહુ આકર્ષક હતાં. મી. મેહેતાનું સ્વામી વિવેકાનંદનું મીણનું પુતળું અને શ્રવણની છબી સારાં હતાં અને એકંદરે બહુ વસ્તુઓ આવી શકી ન્હાની છતા પ્રદર્શનની રચના બહુ આકર્ષક અને સુન્દર કરવા માટે મહિલા મંડળનાં મંત્રીઓ તથા વ્યવસ્થાપક મંડળને ધન્યવાદ ઘટે છે. પ્રદર્શનનો લાભ લગભગ ૧૦૦૦ માણસોએ લીધો હતો અને ઉત્તમ નમૂના માટે ઇનામ તથા સર્ટીફીકેટો બાબત ગોઠવણ ચાલે છે. આશા છે કે દર વર્ષે મહિલા મંડળ આ કાર્ય વિશેષ અને વિશેષ ઊત્સાહથી ચાલુ રાખશે અને ગુજરાતમાં લલિત કલા તરફ પ્રીતિ ઉત્પન્ન કરવાનું અને રસિકતા કેળવવાનું પૂણ્ય કાર્ય એમના હાથે વર્ષોવર્ષ વધારે સફળતાથી થશે.

ગુજરાતી.

## સુરત.

તા. ૩૦-૧૦-૧૬

અત્રેની આર્ય સમાજના સાહસિક પગલાએ સુરતની નવીન પ્રવૃત્તિઓને જબરો આઘાત કર્યો છે. સમાજ સેવા મંડળ તથા વિદ્યાર્થી સમાજની દરેક પ્રવૃત્તિ આર્ય સમાજના મકાનમાં થતી હતી પરંતુ આર્ય સમાજના કાર્યવાહકોએ એકાએક કોઇ પણ પ્રકારનું કારણ આપ્યા વગર મંદિરનાં દ્વારો ઉપલી સંસ્થાઓ માટે બંધ કર્યાં અને તેને પરિણામે હાલ તુરત તો આ સંસ્થાઓની જાહેર પ્રવૃત્તિ એકદમ બંધ થઇ ગઇ છે. રોમ રોમ વ્યાપી રહેલી દેશભક્તિ વારંવાર પ્રતીત કરનારા મહર્ષિ દયાનન્દના ઉદાર અનુયાયીઓએ આવું પગલું શા કારણથી લીધું તે સમજવું મુશ્કેલ છે. સમાજ સેવા મંડળે તથા વિદ્યાર્થી સમાજે રાજકીય બાબતોથી તટસ્થ રહેવાનો ઉદ્દેશ રાખ્યો છે અને તે તરફ સર્વ સમાજના કાર્યવાહકોનું ધ્યાન ખેંચવામા આવ્યું

હતું. વિદ્યાર્થી સમાજના પ્રમુખ રેવરંડ. ડૉ. સ્ટીલ મીશનરી ગૃહસ્થ છે અને તેઓ કોઈ પણ જાતની રાજદ્વારી ગંધ વિદ્યાર્થીસમાજને આવવા દે એમ ન હતું તે જણાવ્યા છતાં પણ આ પગલું લેવાયું એ વધારે શોકજનક છે

### સમાજસેવા મંડળ.

આ મંડળે પોતાની એક જાહેર સભા અત્રેના મહિલાવિદ્યાલયના મકાનમાં રાખી હતી અને દર અઠવાડીઆની બેઠક ડૉ. કરસુખ વી. હોરાના દવાખાનામાં મળે છે. વિદ્યાર્થી સમાજની સભા માટે સ્થળ મેળવવા પ્રયાસ ચાલે છે અને આશા છે કે વિદ્યાર્થી સમાજ અણધાર્યા અંતરાયથી ડરી ન જતા પોતાનું કાર્ય ચાલુ રાખશે. આમ એ બે સંસ્થાની જાહેર પ્રવૃત્તિઓ એકાએક બંધ થઇ જવાથી આ સંસ્થાઓ ગત માસમાં કાંઇ ખાસ કરી શકી નથી

આ મંડળની એક સભા રા. મગનલાલ શેઠના પ્રમુખપણા નીચે મહિલાવિદ્યાલયના મકાનમાં મળી હતી. અને તેણે ફરતી લાયબ્રેરી તથા અંત્યજ શાળા સંબંધી થોડું ઉપયોગી કામ કર્યું હતું. પ્રજાનો વિશ્વાસ મેળવવા માટે આ મંડળે કાંઇ લોકોપયોગી પ્રવૃત્તિ ઉપાડી લેવી જોઇએ. આર ભમાજ શિથિલતા એ અશુભ ચિહ્ન છે.

### સ્ત્રી સમાજ

આ મંડળની પ્રવૃત્તિઓ અવ્યાહત છે આરોગ્યના વર્ગો ગીતા ભજન આદિના વર્ગો તેમજ જાહેર ભાષણો ચાલુ છે. તા. ૧૧ તથા ૧૮ મી ઓકટોબરને દીવસોએ ડૉ. કરસુખ વી. હોરાએ "મિસિસ બેસન્ટ" નું જીવન ચરિત્ર પર બે વ્યાખ્યાનો આપ્યાં હતાં આ મહાન વ્યકિતના જીવનના મોટા તથા નાના પ્રસંગોનું વર્ણન તથા ચરિત્રનો ચિતાર સ્ત્રી વર્ગને પ્રિય થઇ પડયો હતો. ફરતાં પુસ્તકાલયની પેટીઓ શહેરના સ્ત્રીવર્ગમાં ફરતી થઇ ગઇ છે.

### મેડીકલ યુનીઅન

શહેરના તબીબોમાં ભ્રાતૃભાવ વધે અને પોતાના ધંધામાં એકબીજાને ઉપયોગી થઇ પડવાના હેતુથી ઉપલા નામનું એક મંડળ એક વર્ષ થયાં હસ્તીમાં આવ્યું છે. જેના સેક્રેટરીઓ તરીકે અત્રેના તંદુરસ્તી ખાતાના વડા ડૉ. પીન્ટો તથા ડૉ. કરસુખ વી. હોરા છે. તબીબી વિષયો પર ચર્ચા ચલાવવા ઉપરાંત શહેરના આરોગ્યના લગતા સવાલ પર પણ આ મંડળ ધ્યાન આપે છે. ગયા જુન માસમાં ભરવામાં આવેલા આરોગ્ય પ્રદર્શનમાં ઉપલે મંડળે ઘણો ઉત્સાહથી ભાગ લીધો હતો.

### સાર્વજનિક યુનીઅન.

સાર્વજનિક હાઇસ્કુલના આગળના અને હાલના વિદ્યાર્થીઓએ તરફથી સાર્વજનિક યુનીઅન નામનું એક મંડળ બંધુત્વ ખીલવવાને, ગરીબ છોકરાઓને પૈસા પુસ્તકની મદદ કરવાને, તથા સાર્વજનિક સોસાયટીના કેળવણીના કાર્યમાં સાહાયભુત થવાને ગયા જુન મહિનાથી કહાડવામાં આવ્યું છે આ મંડળ તરફથી નીકળનારા "સાર્વજનિક" નામના છ માસિકનો પહેલો અંક આવતા નવેમ્બર માસમાં નીકળશે. આપણે આશા રાખીશું કે સાર્વજનિક સ્કુલના વિદ્યાર્થીઓને ઉપલું મંડળ ઉપયોગી થઇ પડશે.

### મહિલા વિદ્યાલય

સંખ્યા વધીને ૨૨૫ ની થઈ છે. વિદ્યાલયના નિયમો તથા કોર્સ તૈયાર થઇ ગયા છે. આ સંસ્થાએ ટુંક સમયમાં સારી લોકપ્રિયતા મેળવી છે.

### સુરત કૉલેજ.

આના કાર્યવાહકોનો પ્રયાગ ચાલુ છે. ગયા મહિનાની નોંધમાં આવી ગયેલી એક ભૂલ તરફ મ્હારૂં ધ્યાન ખેંચવામાં આવ્યું છે જે હું આ વખતની નોંધમા સુધારીશ કૉલેજના ફંડમાં રૂ. ૨૫,૦૦૦ નો ઉદાર રકમ ભરનાર નારણદાસ પરસોતમદાસની કંપની છે. નારણદાસ રાજારામની કંપની તરફથી હજી સુધી કાંઇ રકમ ભરાઇ નથી. સાંભળ્યા પ્રમાણે મુંબાઇની કમિટીએ સારી રકમ કોલેજ માટે ભેગી કરી છે.

કરસુખ વી હોરા.

### ભરૂચ.

તા. ૨૩-૧૦-૧૯૧૬

...ભરૂચ ડીસ્ટ્રક્ટ ઍસોસીએશનની જાહેર સભા અત્રેના દાદાભાઇ હૉલમાં તા. ૭-૯-૧૯૧૬ ને રોજ સાંજના ૫-૩૦ કલાકે સરદાર રાવબહાદુર મોતીલાલ ચુનીલાલ દેસાઇના પ્રમુખપણા નીચે, ભરૂચ અને જીલ્લાના લોકોની એક જાહેર સભા ભરૂચ ડીસ્ટ્રીક્ટ ઍસોસીએશન તરફથી બોલાવવામા આવી હતી, જેમાં, ભરૂચ ડીસ્ટ્રીક્ટ જજ કૉર્ટમાં કામ પુરતુ ન હોવાને લીધે ત્યાથી ડીસ્ટ્રીક્ટ જજ કમી કરી અને માત્ર આસીસ્ટન્ટ નીમી, મજકુર ડીસ્ટ્રીક્ટ કોર્ટને સુરત ડીસ્ટીક્ટ કોર્ટ સાથે જોડી દેવાની વાત બહાર આવવાથી, સર્વાનુમતે ઠરાવ કરવામાં આવ્યો, કે, ભરૂચ ડીસ્ટ્રીક્ટ કોર્ટને હાલ મુજબ જ ચાલુ રાખવા,- તથા જ્યારે ખેડા જીલ્લામાં અલાહેદી ડીસ્ટ્રીક્ટ કોર્ટ સ્થાપનાર છે અને તેને ગોધરા પંચમહાલનું દીવાની કામ સોપવામાં આવનાર છે, તેને બદલે, ગોધરા પંચમહાલનું ફોજદારી કામ ભરૂચ ડીસ્ટ્રીક્ટ જજને સોપાયલું હોવાથી, સાથે સાથે ગોધરા પંચમહાલનું દીવાની કામ પણ ભરૂચ ડીસ્ટ્રીક્ટ કોર્ટનેજ સોંપવા, પ્રમુખની સહીથી એક અરજી નામદાર સરકારને કરવા ઉપર જણાવ્યા મુજબ કરવામા આવેલી અરજીનો નામદાર સરકાર તરફથી જવાબ ફરી વળ્યો છે કે ભરૂચ ડીસ્ટીક્ટ કોર્ટના બંધારણમાં કશો ફેરફાર કરવા હાલ સરકારનો વિચાર નથી

### ભરૂચ 'બાર' એસોસીએશનની સભા.

ભરૂચ ડીસ્ટ્રીક્ટમાં વકીલાતનો ધંધો ચલાવતા ગૃહસ્થોમાં ભ્રાતૃભાવની લાગણી પ્રસરે અને વકીલાત જેવા ઉમદા ધંધામાં જોડાયલા વકીલવર્ગનું યોગ્ય માન જળવાય તથા તેમનો ધંધો માનભરી રીતે ઉત્તમ પ્રકારે ચાલે તે અર્થે અન્ય સ્થળોની માફક અત્રે પણ એક સારી 'બાર' ઍસોસીએશનની આવશ્યકતા હતી જે સુભાગ્યે બાર પડી છે. તા૦ ૨૯-૩-૧૯૧૬ ને રોજ અત્રેની લૉ લાયબ્રરીમા વકીલ મી૦ એમ એફ. આલમશાના પ્રમુખપણા નીચે મળેલી સભામાં રૂલ્સ કમિટીએ ઘડેલા 'બાર' ઍસોસીએશનના નિયમો પસાર કરવામાં આવ્યા હતા અને ઍસોસિએશનમાં જોડાવા ઇચ્છતા સભાસદોની સંમતિ મેળવી લેવામાં આવી હતી. તા૦ ૩૦-૯-૧૯૧૬ ને રોજ ઉપલે જ સ્થળે અત્રેની 'બાર' ઍસોસિએશનના પ્રમુખ સરકારી

વકીલ રા. રા. અંટોળદાસ હરગોવિનદાસ બી એ, એલએલ બી ના પ્રમુખપણા નીચે ઍસોસિએશનની એક સભા ભરવામાં આવી હતી જેમાં જંબુસર તથા વાગરાના વકીલોએ પણ ભાગ લીધો હતો. સભામાં, 'બાર' ઍસોસીએશનની સ્થાપના તા ૨૯-૩-૧૯૧૬ ને રોજથી થઇ છે એમ જાહેર કરવામાં આવ્યું હતું અને વકીલ મી. છબીલદાસ માણેકલાલ માસ્તરને ઍસોસિએશનના સેક્રેટરી નીમવામાં આવ્યા હતા તથા રા. સા. અંબાશંકર ઉત્તમરામ મલજી વકીલ, વકીલ મી એમ એફ. આલમશા અને વકીલ મી મોતીલાલ સાંકરલાલ ઠાકોરને ઍસોસિએશનની મેનેજીંગ કમિટીના સભાસદો નીમવામાં આવ્યા હતા ત્યારબાદ ઍસોસીએશનના પેટા નિયમો (Bye-laws) ઘડી જાહેર કરવા અને ક્રીમીનલ પ્રોસીજર કોડમાં સુધારો થનાર છે તેથી તે સંબંધી જરૂરી સૂચનાઓ ઘટતે સ્થળે લખી જણાવવા ઠરાવ થયો હતો ઍસોસિએશનમાં ડીસ્ટ્રીકટના લગભગ તમામ વકીલો જોડાનાર છે અને જો ઍસોસિએશનનું કાર્ય ઐકયભાવે, ખરા દિલથી, ઉચ્ચ કર્તવ્યબુદ્ધિ દાખવી અને સ્વાર્થવૃત્તિને તીલાંજલી આપી, કરવામાં આવશે તો જ ઍસોસિએશનનો વાસ્તવિક હેતુ સફળ થશે

## ભરૂચ કેળવણી મંડળ.

અત્રેના 'દાદાભાઈ હૉલ' માં તા ૧૫-૧૦-૧૯૧૬ ને રોજ સાંજના, ખાન બહાદુર આદરજી મંચેરજી દલાલના પ્રમુખપણા નીચે ભરૂચ કેળવણી મંડળની જનરલ કમિટીની એક સભા મળી હતી જેમાં સેક્રેટરી મી. હરિભાઈ ઝવેરભાઇ અમીને ગઇ મીટીંગનો અહેવાલ વાંચી સંભળાવ્યો હતો ત્યારબાદ સર્વાનુમતે એવો ઠરાવ કરવામાં આવ્યો કે, મ્યુનિસિપાલીટીના તાબાની ગુજરાતી ચોથી ચોપડી પછી રૂ ૧) નો માસિક ફીઝ્રેક વિદ્યાર્થી પાસે લઇ, અન્ય સ્થળોની માફક, પહેલાં ત્રણ અંગ્રેજી ધોરણો શીખવવાનું તેમનાથી બની શકે એમ છે કે કેમ તે મ્યુનિસિપાલીટીને પૂછાવી જોવું અને એ કામ માટે, રૂ ૧) ની માસિક ફી ઉપરાંત મ્યુનિસિપાલીટીને નાણાંની વિશેષ જરૂર જણાય તો કેળવણી મંડળે તેને પોતાનાથી બનતી મદદ આપવી વિશેષમાં રા રા મોતીલાલ સાકરલાલ ઠાકોર બી એ, એલએલ બી. વકીલને વધારાના સેક્રેટરી તરીકે નીમવા ઠરાવ્યું અને 'ગુજરાત કેળવણી પરિષદ્'ની બીજી બેઠક ભરૂચ ખાતે ભરવાની, વિનંતિ કરવાની સત્તા રા. સા અંબાશંકર ઉત્તમરામ મલજી વકીલને આપવાનો સર્વાનુમતે ઠરાવ થયો.

## 'દાદાભાઈ' લાયબ્રેરીની ૮ મી વાર્ષિક જાહેર મીટીંગ.

અત્રેની 'દાદાભાઇ નવરોજજી ફ્રી રીડીંગ રૂમ અને લાયબ્રેરી' માં તા ૨૦ ૧૦ ૧૬ ને રોજ સાંજના પાંચ કલાકે, ઉપરોકત સંસ્થાની ૮ મી વાર્ષિક જાહેર મીટીંગ, તથા ઉકત સંસ્થાને સુંદર મકાન રૂ. ૫૦૦૦) ખર્ચી બંધાવી આપનાર મુંબઇ નિવાસી મર્હુમ સ્વ શેઠ દામોદરદાસ ગોરધનદાસ સુખડવાળાની, 'સુખડવાળા સ્મારક' ફંડમાંથી તૈયાર કરાવેલી, ઑઇલ પેન્ટીંગ છબી, મુકવાની ક્રિયા મુંબઇ કોરપોરેશનના પ્રમુખ અને ધારાસભાના સભાસદ ઑનરેબલ મી. ચુનીલાલ વી. મહેતા, એમ. એ, એલએલ. બી ના પ્રમુખપણા નીચે થઇ હતી

ભરૂચી

# પુસ્તક પરિચય.

ભૂગોળ (ગુજરાતી ચોથા ધોરણ માટે) લેખક રા. હિંમતલાલ ગણેશજી અંજારીઆ એમ એ, એલએલ બી કિંમત ૦-૬-૦ પૃષ્ઠ ૧૦૫

રા અંજારીઆએ ઉચિત અને ઉપયોગી પાઠય પુસ્તકો ... ગુજરાતી વિદ્યાર્થી વર્ગની જે સેવા શરૂ કરી છે ત્હેનો આ તાજો નમૂનો છે. જે નવીન ધોરણ ઉપર મુંબાઇ શહેરની ભૂગોળ તેમણે લખી છે તે જ ધોરણને વિસ્તારીને ત્હેમણે આ રમણીય ...તક લખ્યુ છે "આ ભૂગોળ પોથીમા વિગતો ઝાઝી માલમ નહિ પડે"—એ જ ...પ સ્પષ્ટ રીતે સૂચવે છે કે વિદ્યાર્થીઓના મગજ અને ખાસ કરીને યાદદાસ્તી ઉપર ...ો બોજો મૂકવાની જુની પદ્ધતિનું ત્હેમણે અનુસરણ કર્યું નથી બીજી પાસ કેવા... ...નકારનુ અતિ ઉપયોગી અને ...સમય વસ્તુ આ પુસ્તકમા મૂક્યું છે ત્હેનું સૂચન, ત્હેમણે પ્રસ્તાવનામા ટાંકેલા નીચેના મુદ્દા ઉપરથી જણાશે —

૧ પાતે રહે છે તે તાલુકા કે સસ્થાન અને વિભાગ કેવડો મોટો છે? તેનુ ઇલાકામા હિન્દુસ્થાનમા અને પૃથ્વીમા સ્થાન કયા છે? વગેરે

૨ પોતાના તાલુકા કે રાજ્યની અને આખા ઇલાકાની જમીન કેવી છે? ઉચી નીચી કયા છે? વગેરે.

– તાલુકા રાજ્ય તથા ઇલાકાની વસ્તી કેવી છે? ત્હેમા બોલાતી ભાષા કેવી છે? વગેરે

૪ વિભાગ તથા ઈનાકામા દોડતી રેલ ગાડીઓ કઇ કઈ છે? વગેરે

૫ વિદ્યાર્થીઓ દેશી રાજ્યમા રહેતા હોય તો દેશી રાજ્યનુ તથા સરકારી ખાલસા મુલકમા રહેતા હોય તો મુબાઇ ઇલાકાનુ રાજ્ય બધારણ કેવુ છે? વગેરે

૬ રાજ્યની કે વિભાગની અને આખા ઇલાકાની પૂર્વ સ્થિતિ, તેનો કંઈક ઇતિહાસ વગર

૭ મુબાઇ ઈલાકા વિષે સામાન્ય જ્ઞાનની વાત કહી છે તેવુ જ પણ જરા ઓછી વિગતવાળુ— હિ...સ્થાન વિષે જ્ઞાન.

૮ હિંદુસ્થાનમા રાજ્ય કરનારા અગ્રેજે ક્યાના રહીશ છે? તેમનો દેશ દ...મા કયા છે? વગેરે

આ વિષયો ચર્ચવાનુ જે વચન લેખકે પ્રસ્તાવનામા આપ્યું છે, તે ત્હેમણે પુસ્તકમા ઘણી જ સફળ રીતે સિદ્ધ કર્યું છે દરેક વિભાગ પૂરો થતા એક ન્હાની ટીપ આપવામા આવી છે જે મુખ્ય મુદ્દાઓ ગોખવાને નહિ પણ સમેટવાને ઘણીજ ઉપયોગી થઈ પડે

લેખક જણાવે છે તે પ્રમાણે આ પુસ્તકનુ ખાસ લક્ષણ એ છે કે, ત્હેમા સ્થળે સ્થળે જોઇતા નકશા આપવામા આવ્યા છે—જે ભૂગોળ સમજવાને આવશ્યક છે જ નકશાની છપામણી હજી બહુ સારી નથી, પણ અમારી ખાત્રી છે કે બીજી આવૃત્તિમા કંઇક સુધારો થશે

આ પુસ્તક વાંચતાં અમને એક જ પ્રશ્ન થાય છે કે, જો કે નદીઓ અને ગામોની વિગતો નથી આપી ત્યારે તેને બદલે આપવામાં આવેલી વસ્તી, ભાષા, રેલ્વે અને ખાસ કરીને સજળ ધોરણની વિગતો ચોથા ધોરણના વિદ્યાર્થીઓ માટે જોઇએ તે કરતાં વધારે નથી? કદાચ યોગ્ય રીતે શીખવવામાં આવે તો વધારે ન પણ લાગે. આના સંબંધમાં બીજી એ વાત જણાય છે કે, ઉત્તર વિભાગના બધા જીલ્લાના નામ આપવામાં આવ્યાં છે, પણ ત્હેના બધા તાલુકાનાં નામ આપવામાં આવ્યાં નથી. વિગતો ઓછી આપવાની ઇચ્છા અહીંઆ તો સપ્રમાણ લાગતી નથી.

પ્રસ્તાવનાને અંતે શિક્ષકોને ઘણી કીંમતી સૂચનાઓ આપવામાં આવી છે અને પુસ્તકની કીંમત કદના પ્રમાણમાં ઘણી જુજ છે એથી આ પુસ્તક વિદ્યાર્થી મંડળને તેમ જ સરકારી ખાતાને ઘણું જ આવશ્યક બનશે એવી આશા છે.

કિન્ડરગાર્ટન સંબંધે છ લેખો—લેખક રા. હિંમતલાલ ગણેશજી અંજારીઆ પૃષ્ઠ ૮૨.

"બાળ કેળવણીના વિષય સંબંધે હજી એટલી બધી ગેરસમજ છે" તે દૂર કરવાના હેતુથી અનુભવી લેખકે આ લઘુ પુસ્તક લખ્યું છે. કિન્ડરગાર્ટન એ શિક્ષણનો વિષય નથી, પણ ન્હાનાં બાળકો માટે યોજાયેલી શિક્ષણની ખાસ પદ્ધતિ છે અને ત્હેના ઉપયોગથી નિશાળ બંધીખાનું મટી આનંદજનક આશ્રમ બને છે—એ પહેલાં બે પ્રકરણોમાં સમજાવવામાં આવ્યું છે. ત્રીજા પ્રકરણમાં એ સવાલ વિચારવામાં આવ્યો છે કે આપણા હાલના સંયોગોમાં આ પદ્ધતિ—જે કંઇક ખર્ચાળ છે—તે યોજી શકાય ખરી? અને લેખક એવા નિર્ણય ઉપર આવે છે કે આ પદ્ધતિના મુખ્ય સિદ્ધાન્તો તરતમાં જ અનુસરવાની જરૂર છે. આ પદ્ધતિ સફળ કરવાના કેટલાક વ્યાવહારિક ઉપાયો ચોથા પ્રકરણમાં વર્ણવવામાં આવ્યા છે. પાંચમા અને છઠ્ઠા પ્રકરણમાં જુદી જુદી બક્ષીસો અને તે શીખવવાની રીતોનું વિગતવાર વર્ણન આપવામાં આવ્યું છે.

પ્રાથમિક શાળાના સર્વે—ટ્રેન્ડ અને અનટ્રેન્ડ—શિક્ષકોએ આ પુસ્તક વાંચવાની ખાસ જરૂર છે. ઉપરાત યુનિવર્સિટીની પદવી ધરાવતા અને પ્રાથમિક કેળવણીના વિષયમાં રસ લેના સર્વે ગૃહસ્થોને પણ આ અતિ ઉપયોગી પુસ્તક વાંચવા અમારી ખાસ ભલામણ છે. પુસ્તકની કીંમત તેના ઉપર મૂકવામાં આવી હોત તો વાચકોને ઘણી સગવડ પડત એમ લાગે છે.

ગુજરાત હિન્દુ સ્ત્રી મંડળના સભાસદોને બે બોલ—લેખક સૌ. શારદા મ્હેતા બી. એ. પૃષ્ઠ ૧૩.

દર વર્ષે દીવાળીને દિવસે ગુજરાતના ઉત્તમ સ્ત્રીપુરુષો પાસે સ્ત્રીઓને સંબોધન રૂપ સંગીન લેખ મેળવવાની જે શુભ પદ્ધતિ મુંબાઇનું હિન્દુ સ્ત્રી મંડળ અનુસરે છે ત્હેને આપણે આ લઘુ લેખ માટે આભારી છીએ. આ ઢબના કેટલાક લેખ અને

(૫) જકાત વગેરે અમુક બાબતો શિવાય પોતાના કાર્યક્ષેત્ર સંબંધી બધા વિષયો વિષે કાયદા ઘડવાની સત્તા વડી અને પ્રાંતિક ધારાસભાને સોંપવી જોઇએ

(૬) હિન્દી વજીરની સભા રદ કરવી જોઇએ અને બને ત્યાં સુધી સંસ્થાના મંત્રી જેટલીજ પદવી હિન્દી વજીરની હોવી જોઇએ

(૭) સામ્રાજ્યના કોઇ પણ બંધારણમાં હિંદે પસંદ કરેલા પ્રતિનિધિઓને સ્થાન આપવું જોઇએ

(૮) ૧૯૧૧ના ડીસ્પેચમાં જણાવ્યા પ્રમાણે પ્રાંતિક સરકારને સ્વતંત્રતા આપવી જોઇએ

(૯) સંયુક્ત પ્રાંતો માટે તેમજ બીજા પ્રાંતો માટે ઇંગ્લંડથી ગવર્નરની અને કારોબારી સભાની નીમણુક કરવી જોઇએ

(૧૦) સ્થાનિક સ્વરાજ્ય ઘણીજ સંપૂર્ણ રીતે સત્વર આપવું જોઇએ

(૧૧) યુરોપીઅનના જેવી જ શરતોએ હથીઆર ધારણ કરવાનો હક હિન્દીઓને આપવો જોઇએ

(૧૨) હિન્દમાં એક સ્થાનિક લશ્કર સ્થપાવું જોઇએ અને તેમાં સ્વયંસેવકો તરીકે જોડાવાનો હક હિન્દીઓને આપવો જોઇએ

(૧૩) યૂરોપીઅનોની શરતોએ હિન્દીઓને લશ્કરમાં કમીશન આપવા જોઇએ

અમદાવાદ ખાતે મળેલી ૧૬ મી પ્રાંતિક પરિષદે તેમજ મદ્રાસની મહાજન સભાએ આ યોજનાને પોતાની સંપૂર્ણ સંમતિ આપી છે અને અમે ઇચ્છીએ છીએ કે આખા દેશના સર્વ રાજકીય મંડળો તરફથી અને છેવટે કોંગ્રેસ અને મુસ્લીમ લીગની આવતી બેઠક તરફથી તેને મજબૂત ટેકો મળે—જેથી સમસ્ત હિન્દની ખરી માગણી રૂપે સરકાર તેને ગણી શકે

કોંગ્રેસ અને મુસ્લીમ લીગની બેઠક લખનૌમાં મળે તે પહેલાં આ યોજના સરકારને આગાળ રજુ કરવાની યોગ્યતાના સંબંધમાં ઑ. ગી શ્રીનીવાસ શાસ્ત્રીએ એ ખુલાસો આપ્યો છે કે વિગ્રહ પછી હિન્દમાં કરવા જોઇતા સુધારાનો પ્રશ્ન હિન્દી વજીર અને હિન્દી સરકાર વચ્ચે હાલ ચર્ચાય છે એમ જણાવાથી જ હિન્દના પ્રતિનિધિઓના વિચાર સાથે સાથે સત્વર રજુ થાય એ અમને ઇષ્ટ લાગ્યું હતું આ ખુલાસો સર્વને ઘણો સંતોષકારક લાગશે એવી અમારી ખાત્રી છે

## અમદાવાદની પ્રાંતિક પરિષદ

સોળમી પ્રાંતિક પરિષદની જે બેઠક ગયા માસની ૨૧-૨૩ તારીખે અમદાવાદમાં મળી હતી તે સર્વ રીતે સફળ થઇ હતી એમ સહુ કોઇ એક અવાજે સ્વીકારે છે

સ્વાગત મંડળોના પ્રમુખનાં તેમજ પરિષદના પ્રમુખનાં ભાષણો, પસાર થયેલા ઠરાવો અને તે વિષે થયેલાં વિવેચનો, બ્હારગામથી આવેલા અતિથિઓની તેમજ અમદાવાદ શહેરના પ્રેક્ષકોની સંખ્યા અને એકંદર પ્રાન્તકીય ઉત્સાહ તથા રાજકીય જુસ્સો–એ બધી દૃષ્ટિથી આ બેઠક ખરેખર સંતોષકારક હતી. આ ઉપરાંત જો ધ્યાનમાં લઈશું કે શીત અને ઉગ્ર પક્ષોની સંયુક્ત પરિષદ આ પહેલી જ હતી અને ત્હેના પ્રમુખપદે હિન્દુ અને મુસલમાન બન્નેનો વિશ્વાસ મેળવનાર રાજપુરૂષ ઑ. મી. ઝીણા બીરાજ્યા હતા તો આ બેઠકના મહત્વનો કંઇક ખ્યાલ આવશે.

કોઇ પણ પરિષદની કીંમત ત્હેના પ્રમુખના ભાષણ ઉપરથી અંકાય છે, માટે આપણે મી. ઝીણાના ભાષણ તરફ જરા નજર ફેરવીશું. રાજનીતિના મહાન્ સિદ્ધાન્તો કે રાજકીય પ્રશ્નોનો ઉંડો અભ્યાસ આપણને તેમાં મળશે નહિ. પણ સમગ્ર હિન્દમાં જે મહાન વિષયોની ચર્ચા એક વર્ષથી પણ વધારે સમયથી ચાલી રહી છે, ત્હેમના હિંમતભર્યા અને સુસ્પષ્ટ વિવેચન માટે તે રાજકીય ભાષણોમાં ઘણું ઉંચું સ્થાન મેળવશે. તેમણે સ્વરાજ્યના વિષયની ઘણી લાંબી ચર્ચા કરી હતી એ ઘણું સ્વભાવિક છે; પણ હવે સ્વરાજ્યના સિદ્ધાન્ત ઉપર આપણી ભવિષ્યની માગણી રચાવી જોઇએ એ મત વિષે એકંદર દેશના વિચારવંત વર્ગમાં બહુમતિ હોવાથી તેમણે સમ્રાજ્ય વિવેચન કરવાને બદલે આ પ્રાંતિક પરિષદ હોવાથી—પ્રાંતિક સ્વરાજ્યની કંઇક રૂપરેખા દોરી હતી. ટાઇમ્સ ઑફ ઇન્ડિયામાં અને તે પછી બીજા પત્રોમાં તે વિષે ઘણું વિવેચન થયું છે, માટે તેમની યોજનાના ચાર મુખ્ય મુદ્દા નીચે ટાંકીશું:—

(૧) પ્રાંતના રાજતંત્રના ઉપરી તરીકે ઇગ્લંડથી ગવર્નરની નીમણુંક કરવી જોઇએ.

(૨) કારોબારી સભામાં છ સભાસદો નીમવા જોઇએ અને તેમને (ક) પ્રાંતિક (કાયદા, ન્યાયખાતું વગેરે) (ખ) નાણાંખાતું (ગ) ખેતી વગેરે (ઘ) કેળવણી (ઙ) સ્થાનિક સ્વરાજ્ય (ચ) વેપાર અને ઉદ્યોગ— આ છ ખાતાં સોંપવાં જોઇએ.

(૩) ધારાસભામાં વધુ ભાગના સભાસદો લોકો તરફથી ચુંટાએલા હોવા જોઇએ.

(૪) ધારાસભાને અમુક મર્યાદાઓમાં પ્રાંતના આવક ખર્ચ સંબંધી સંપૂર્ણ સત્તા મળવી જોઇએ......પણ ધારાસભાની બહુમતિ ઉપર કોઇ પણ રીતે કારોબારી સભાની સભાસદો આધીન રહેશે નહિ.

આ યોજના ઉપર બે જાતની ટીકાઓ કરવામાં આવી છે: પ્રથમ તો કારોબારી સભામાં ત્રણને બદલે છ સભાસદોની નીમણુંક કરવાથી લાભ નહિ જેવોજ છે, જ્યારે ઉંચી પદવી ભોગવતા અમલદારોની ઉપર થતા ખર્ચમાં તેથી ફક્ત ઘણો વધારો જ થશે એમ જણાવવામાં આવ્યું છે. આ સાથે નીચી પદવીવાળા અમલદારોની પ્રમાણમાં ઓછી સંખ્યા અને તેમના ટુંકા પગાર તરફ ઘણી દયામણી નજર નાંખવામાં આવી છે. હવે, આ સંબંધમાં ખરો પ્રશ્ન તો એ જ વિચારવો જોઇએ કે ઉપરનાં છ ખાતાં જુદાં પાડી દરેકને માટે કારોબારી સભામાં એકેક સભાસદની જરૂર છે કે નહિ? આ વિચારતાં અમને યાદ આવે છે કે, કેળવણી ખાતા માટે જુદા સભાસદની

માગણી કરતાં મી. ગોખલેએ સ્પષ્ટ રીતે જણાવ્યું હતું કે, હોમ મેમ્બરના સર્વ આહી હાથમાં એક પાસ પોલીસ અને જેલખાતાં અને બીજી પાસ કેળવણી અને આરોગ્ય ખાતાં એક બીજા સાથે હરીફાઇ કરતાં હતાં; અને અમને જોઇને સંતોષ થાય છે કે "ટાઇમ્સ ઑફ ઇન્ડીઆ" કેળવણી માટે જુદા સભાસદની અગત્ય સ્વીકારે છે. આથી બે ખાતાં વિષે તકરાર રહી:—(૧) ખેતી અને (૨) વેપાર ઉદ્યોગ. આમાંના પહેલાની અગત્ય વિષે તે પત્રે કંઇ જ કહ્યુ નથી પણ બીજા વિષે ઘણી વિચિત્ર ટીકા કરી છે. જે વખતે આખા દેશના ઉદ્યોગોની તપાસ માટે સરકારે મ્હોટું કમીશન નીમ્યું છે અને ઇલાકાના સ્વદેશી હુન્નરોની તપાસ માટે પ્રાંતિક સરકારે ખાસ કમિટિ નીમી છે તે વખતે આ ખાતાની ખરી કીંમત આપણે આંકવી જ જોઇએ. ઉપરાંત આ કમિટી માટે પાસ મંત્રીની અને વધારે ખર્ચની માગણી ઑ. મી લલ્લુભાઇએ આપણા ઇલાકાની ધારાસભામાં કરી હતી એ પણ આપણા સ્મરણમાં જ છે. જો હિન્દી કમીશન પણ સફળ થવાનુ હોય તો ત્હેની ભલામણોને પરિણામે હિન્દના ઔદ્યોગિક વિકાસ માટે ઘણાં વિશાલ અને ખર્ચાળ પગલાં સરકારને ભરવાં પડશે. અને આ બધું કાર્ય એક જુદા સભાસદ શિવાય કેમ બની શકશે?

આમ જો વધુ સભાસદોની જરૂર હોય તો પછી ખર્ચનો પ્રશ્ન ઉત્પન્ન થાય છે પણ સીવીલ સર્વીસના હકની વકીલાત કરતા જે પત્ર કદી પણ થાકતુ નથી તે શરમાયા શિવાય ભાગ્યેજ ઉંચી પદવીધારીઓના વધુ ખર્ચ વિષે અને નીચા અમલદારોની ખરાબ સ્થિતિનો કંઇ પણ ઇશારો કરી શકે. આપણા આગેવાનોએ વર્ષોથી વારવાર જણાવ્યું કે સ્વર્ગમાથી સંચરતા સીવીલીઅનોને જેવો મ્હોટો પગાર આ દેશમા મળે છે, તેવો દુનીઆના કોઇ પણ દેશમાં ઉંચામાં ઉંચા અમલદારોને મળતો નથી અને તેમના અંતરમાં સ્વાર્થત્યાગની લાગણીનો જે નજીવો અંશ રહ્યો હોય, તે વાપરીને તેમણે ઓછા પગારે કામ કરવાને હવે તો કબૂલ થવું જોઇએ. જો ઓછા પગારે કામ કરે એવા સ્વાર્થત્યાગી નરો ઇંગ્લંડમાં બહુ નહિ હોય તો તેમની ખોટ દેશના રહીશો ઘણી સારી રીતે પૂરશે. પણ આ માર્ગ સ્વીકારવાને સરકાર તૈયાર ન હોય તો પણ સરકારે દેશના હિતની ખાતર વધુ સભાસદોનો ખર્ચ વેઠવો જોઇએ અને વધતા જતા મહેસુલનો થોડો ભાગ તે માટે વાપરવો જોઇએ.

## કારોબારી સભાના સભાસદોની નીમણુક

પરંતુ બીજી અને વધારે સક્ષોભ ઉપજાવનારી ટીકા તો એ છે કે કારોબારી સભા ધારાસભાને જવાબદાર થાય એવી કોઇ વ્યવસ્થા મી. ઝીણાએ નથી સૂચવી એટલુંજ નહિ પણ કારોબારી સભાના સભાસદો ધારાસભાની બહુમતિ ઉપર જરા પણ અધીન ન હોવા જોઇએ, એમ તેમણે સ્પષ્ટ રીતે જણાવ્યું છે. "ટાઇમ્સ ઑફ ઇન્ડીઆએ" રાજ્યબંધારણ વિષે વિદ્વતાભર્યા પુસ્તકોમાથી લાંબા ઉતારા આપી સર્વેને શીખવવાને પ્રયત્ન કર્યો છે કે જો ધારાસભાને નાણાં તેમજ રાજ્યવ્યવસ્થાની વિશાળ સત્તાઓ આપવામાં આવે અને છતાં કારોબારી સભાના સભાસદો

એમને નીમવાનો હક તેને આપીને રાજ્યના અમલ માટે તેને જવાબદાર બનાવવામાં આવે નહિ તો અવ્યવસ્થા થવાનો સંભવ રહે છે. આ જોતાં આપણને પહેલો પ્રશ્ન તો એ થાય છે કે તે ઠાવકું પત્ર પોતે શું એમ સૂચવે છે—જો કે પોતાના અગ્રલેખમાં તો વિનાશક ટીકાથી જ તેણે સંતોષ માન્યો છે—કે ઇંગ્લંડના જેવી પ્રધાનમંડળના જેવી સજ્જડ ધારણની પદ્ધતિ આપણે એક છલગે માગવી જોઇએ? પણ અમને ખાત્રી છે કે આવી આગળ પડતી માગણી કરવાને પ્રેરવાને બદલે કદાચ તે પત્ર એમ સૂચવવા ઇચ્છે છે કે, ઇંગ્લંડનું સંપૂર્ણ રાજ્યબંધારણ આ દેશમાં રોપી શકાય નહિ ત્યાં સુધી ધારાસભાને બહુ વિશાળ સત્તાઓ ન જ આપી શકાય!

કારોબારી સભા ધારાસભાને સંપૂર્ણ રીતે જવાબદાર થાય ત્યારે જ ખરૂં સ્વરાજ્ય મળે એ શીખવાને આપણે એ મગરૂબ પત્ર તરફ નજર નાખવાની જરૂર નથી. પણ હાલ તો આપણો પ્રશ્ન એ છે કે વિગ્રહ પછી સત્વર કયા સુધારા કાયદાના રૂપમાં પસાર થવા જોઇએ અને અમલમાં મૂકાવા જોઇએ? આ દૃષ્ટિથી જ વડી ધારાસભાના સભાસદોએ ઘડેલી સુધારાની યોજના તેમજ તેને અનુસરતી મી. ઝીણાની યોજના આપણે તપાસવી જોઇએ અને અમને લાગે છે કે તે બન્ને સંપૂર્ણ રીતે વ્યવહારિક છે, તેમજ તે અમલમાં મૂકાતાં કંઇ પણ ગંભીર કલહ કે અવ્યવસ્થા ઉત્પન્ન થશે નહિ. "બૉમ્બે ક્રોનીકલે" જણાવ્યું છે તે પ્રમાણે સન ૧૭૦૦ પહેલા સૈકાઓ સુધી ઇંગ્લંડમાં અને હાલ જર્મની અને અમેરિકામાં કારોબારી અમલદારો ધારાસભા તરફથી નીમાતા નથી અને છતાં કોઇ ગણ્યા ગાંઠ્યા અણીના પ્રસંગો સિવાય તેથી કંઇ મ્હોટી મુશ્કેલીઓ ઉત્પન્ન થઇ નથી. ધારાસભા રાજ્યના અમલ માટે જવાબદાર ન હોવાથી જો નાણાંના બીલ પસાર ન કરે તો શું થાય?—એ વાંધો વાસ્તવિક કરતાં કાલ્પનિક વધારે અને ગણવો જોઇએ. મુખ્ય અમલદારોના પગાર અને કેટલાક ખર્ચ કાયદાથી સ્થાયી કરી શકાય અને બાકી તો રાજ્યવ્યવસ્થા અને સુલેહશાંતિના શત્રુરૂપ બખેડા ધારાસભામાં દાખલ થાય તો જ આ ભીતિ ખરી પડે.

મી બાપટીસ્ટાએ એક બીજો વાંધો સૂચવ્યો છે અને તે દેખીતી રીતે ઘણોજ ભ્રમજનક છે તેઓ જણાવે છે કે વડી ધારાસભાના સભાસદોની જે યોજનાને મી ઝીણાએ સંમતિ આપી છે તેનાથી તેમના ભાષણમાં દર્શાવેલો વિચાર કંઇક વિરોધી છે, કારણ કે કારોબારી સભાના સભાસદો ધારાસભાના સભાસદો તરફથી કોઇ પણ પદ્ધતિસર ચુંટાવા જોઇએ એમ તે યોજનામાં જણાવવામાં આવ્યું છે, ત્યારે મી. ઝીણાએ તો તે બેની વચ્ચે કંઇક જ સંબંધ ન હોવો જોઇએ એવું સૂચવ્યું છે. 'પણ જો મી ઝીણાનું ભાષણ આપણે બારીકીથી તપાસશું તો આપણને માલુમ પડશે કે "ધારાસભાની બહુમતિ ઉપર કારોબારી સભાના સભાસદો આધીન રહેવા ન જોઇએ." એવા મુદ્દાનું વાક્ય મી. ઝીણાએ વાપર્યું હતું. અર્થાત્ ધારાસભાના સભાસદો કોઇ પણ પદ્ધતિથી કારોબારી સભાના હિન્દી સભાસદોની પસંદગીમાં ભાગ લે, અને છતાં એક વાર આમ પસંદ થયા પછી નિરંતર તેમના મત ઉપર

તેમને અધીન ન રહેવું પડે. આમ એક પાસ હિન્દીઓ પોતાને અનુકૂલ થાય એવા યોગ્ય ગૃહસ્થોને કારોબારી સભામાં નીમી શકે તો પણ ઇંગ્લંડના શિરસ્તા પ્રમાણે ધારા સભાના સભાસદો તેમના વિરોધી થતાં તેમને રાજીનામું આપવાની ફરજ ન પડે. આમ મી. ઝીણાનો વિચાર વડી ધારાસભાના સભાસદોની યોજનાથી વિરુદ્ધ નથી, પણ ફક્ત તેમણે એક એવી મર્યાદાનું સ્પષ્ટ નિરૂપણ કર્યું છે કે જે થોડાં વર્ષ સુધી તો આવશ્યક જ ગણાય. બાકી, જો ઇંગ્લંડનું રાજબંધારણ તરત જ અહીંઆ સ્થાપવાને પ્રયત્ન કરીએ તો સંભવ છે કે બિનઅનુભવને પરિણામે ઓસ્ટ્રેલીઆની માફક દરેક વર્ષે પ્રધાનમંડળોની ઘણી ફેરબદલ થયાં કરે અને પ્રધાનોની બિનજવાબદારીથી જે અવ્યવસ્થા સંભવિત છે તે કરતાં વધારે ગંભીર અવ્યવસ્તા નજરે પડે.

## પરિષદના ઠરાવો.

આ પરિષદે જે ઠરાવ પસાર કર્યા હતા તે ઘણા વિવિધ અને મહત્વના હતા, અને આ પ્રાંતમાં તથા વિશેષ કરીને ગુજરાતમાં પ્રકટેલા રાજકીય ઉત્સાહના સૂચક હતા. આ સંબંધમાં જણાવવું જોઇએ કે સત્કાર મંડળે લગભગ બે ત્રણ માસ અગાઉ ઠરાવોનો ખરડો ઘડવા માટે એક કમિટી નીમી હતી અને તે કમિટીએ પોતાનું કાર્ય યોગ્ય સમયમાં પૂરૂં કર્યું કે તરત ખરડાની છાપેલી નકલો આખા ઇલાકાની બધી જીલ્લા સભાને અને કેટલાક આગેવાનોને સૂચના માટે મોકલી આપી હતી. આથી કેટલાક ગૃહસ્થોએ અને મંડળોએ કેટલાક ફેરફાર અને કેટલાક વધારાના ઠરાવો સૂચવ્યા હતા અને કમિટીએ પોતાના ખરડામાં આમાના કેટલાકનો સમાવેશ પણ કર્યો હતો. આથી જ્યારે પરિષદની વિષય કમિટીની બેઠક મળી ત્યારે જ ઘણું ખરૂ કાર્ય તો સમાપ્ત થયું હતું, અને મુદ્દાસર સંગીન ચર્ચા માટે જ અવકાશ રહ્યો હતો. અમે ઇચ્છીએ છીએ કે આ પદ્ધતિ આવતી પરિષદના કાર્યવાહકો અને કોંગ્રેસના મંત્રીઓ અનુસરે અને વધારામાં આ મંડળોની બેઠક મળતાં પહેલાં તેઓ ઠરાવોનો કાચો ખરડો જાહેર પત્રોમા પ્રકટ કરે, જેથી જાહેર પ્રજા સૂચનાઓ કરી શકે અને રાજકીય હીલચાલોમાં વધારે રસ પણ લઇ શકે.

પસાર કરવામાં આવેલા બધા ઠરાવો એકંદર ઘણા ઉચિત હતા અને તેમાંના ઘણા—લોકલ બૉર્ડ, આબકારી, વીરમગામ કસ્ટમ વગેરેના—પ્રાંતિક અને તાત્કાલિક ઉપયોગિતાના પણ હતા. લશ્કરમાં કમીશન મેળવવા વિષે, અને સ્વયંસેવક થવાના હક વિષે, ગીરમીટનો કાયદો રદ કરવા વિષે અને પ્રેસ ઍક્ટ વિષે પણ જુસ્સાદાર ઠરાવો રજુ કરવામાં આવ્યા હતા—જે સમગ્ર હિન્દને લગતાં હતા. અમને બે ઠરાવો ખાસ મહત્વના લાગે છે. (૧) વડી ધારાસભાના સભાસદોએ રજુ કરેલી સુધારાની યોજના વિષે (૨) મુંબાઇ ઇલાકામાંથી મિસિસ એની બેસન્ટના બહિષ્કાર વિષે. આ બન્ને ઠરાવો પહેલીવાર પસાર કરવાનું માન આ પ્રાંતિક પરિષદને મળે છે એ ખાસ ધ્યાનમાં રાખવું જોઇએ: વડી ધારાસભામાં વિરાજતા આપણા પ્રતિનિધિઓએ સુધારાની જે યોજના નામદાર વાઇસરૉયને સુપ્રત કરી છે તેને દેશના દરેક દરેક રાજકીય મંડલ સભા અને પરિષદે

આમાં ટેકો રાખવાની જરૂર છે, અને તે વિષે કેટલાંક ઉતાવળીઆ પેત્રોએ કંઇક અણઘટતી ટીકા કરી છે એટલે આવા ઠરાવની ખાસ અપેક્ષા છે. આ સંયોગોમાં પરિષદે સુધારાની આ યોજનાને સંપૂર્ણ ટેકો આપીને ઘણો જ મહત્વનો ધર્મ બજાવ્યો છે અને તે પછી તરત મદ્રાસની મહાજન સભાએ પણ તે યોજનાને ખાસ ઠરાવથી સંમતિ આપી છે એ પણ યોગ્ય છે

ડીફેન્સ ઑફ ઇન્ડીઆ ઍક્ટનો અમલ ઘણી રીતે સુધારવાને અને મિસિસ બેસન્ટના બાહિષ્કાર સ્હામે મજબૂત વાંધો દર્શાવવાને જે ઠરાવ પસાર કરવામા આવ્યો હતો તે પણ ઘણો જરૂરનો હતો કારણ કે આ ઇલાકાના કોઇ પણ રાજકીય મંડળ કે જાહેર સભાએ હજી સુધી તે વિષે ચળવળ કરેલી જાણવામા નથી. ખાસ સંતોષની બીના એ છે કે આ ઠરાવ શ્રીયુત ગાંધી અને ઑ. મી શ્રીનીવાસ શાસ્ત્રી જેવા જવાબદાર આગેવાનોએ ઘણા જ જુસ્સાદાર ભાષણો કરી પરિષદ સમક્ષ રજુ કર્યો હતો લખનૌ ખાતે મળનાર કૉંગ્રેસ પણ આવો ઠરાવ મંજુર કરશે અને મધ્યપ્રાંત અને બીહારના ચીફ કમીશનરના તેવા જ પગલા સ્હામે પણ ખાસ વાંધો નોંધશે એવી અમારી આશા છે.

## ગુજરાત કેળવણી પરિષદ

આ પરિષદની પહેલી બેઠક તા. ૨૩ મી અકટોબરની સ્હવારે થઇ હતી અને તે દિવસે સભાજનોમાં જે એક ન્હાનું પુસ્તક વહેંચવામાં આવ્યું હતું ત્હેમા બે વસ્તુઓ સમાવવામા આવી હતીઃ—(૧) મ્યુનિસિપાલીટીઓ, દેશી રાજ્યો, માધ્યમિક શાળાઓ અને જીલ્લા તથા તાલુકા બૉર્ડને પૂછવામા આવેલા પ્રશ્ને ના ઉત્તરોના તારણ, અને (૨) " પ્રાથમિક અને માધ્યમિક શાળાઓના અભ્યાસક્રમ અને પાઠ્ય પુસ્તકોની યોગ્યાયોગ્યતાનો વિચાર કરવા અને તેના સુધારા માટે સૂચનાઓ " કરવાને જે કમિટી ગોખલે સોસાયટી તરફથી નીમવામા આવી હતી. તેનો રીપોર્ટ જવાબોના તારણમા થોડે અંશે ચોકસ હકીકત આકડાઓ વગેરે છે અને વધારે અંશે ભિન્ન ભિન્ન વ્યક્તિઓ અને મંડળોના અભિપ્રાય છે દૂર ગામડાઓમાં વસતા લોકલ બોર્ડના સભાસદો અને બ્રિટિશ વાતાવરણથી અલગ રહેતા દેશી રાજ્યોના અમલદારો, ન્હાના શહેરોની મ્યુનિસિપાલીટીના સભાસદો અને ખાનગી માધ્યમિક શાળાના ઉપરીઓ પોતપોતાના કેળવણીના ક્ષેત્ર સંબધી જે વિચારો ધરાવે છે તેનો કઇક પરિચય આ પરિષદને કરાવવાના હેતુથી તે સર્વેને પ્રશ્નપત્રો મોકલવામા આવ્યા હતા અને આ તારણો જોતાથી જણાશે કે આ પ્રવૃત્તિ કેવલ નિષ્ફલ થઇ નથી.

કમિટીનો રીપોર્ટ આથી પણ વધારે મહત્વનો ગણી શકાય. પ્રથમ તો એક બે વ્યક્તિના નહિ પણ કેટલાક પ્રતિષ્ઠિત અને અનુભવી પુરૂષોના વિચારો તે દર્શાવે છે ઉપરાંત માધ્યમિક શાળાના અભ્યાસક્રમ અને ખાસ કરીને પાઠ્યપુસ્તકોનો પ્રશ્ન હાલ ખાસ કરીને ચર્ચાય છે અને તેથી કેટલાક પુસ્તકોનું વિગતવાર અવલોકન

પણ ઉપયોગી નીવડે. કેટલાક સામાન્ય વિવેચન પછી રીપોર્ટમાં નીચેના સાત વિષયો ઉપર ચર્ચા કરવામાં આવી છે. (૧) ગુજરાતી વાચનમાળા (૨) હાઇસ્કુલમાં ગુજરાતીનું શિક્ષણ (૩) ગણીત (૪) ઇતિહાસ ભૂગોળ (૫) સંસ્કૃત (૬) ફારશી (૭) વિજ્ઞાન. ઇતિહાસ વિષે રીપોર્ટની ટીકા ઘણી જરૂરી હોવાથી તેમાંથી એક બે ફકરા ટાંકીશું. હાલનાં પુસ્તકોનો એક ગંભીર દોષ નીચેના શબ્દોમાં સૂચવવામાં આવ્યો છેઃ—

જે મહાન પુરૂષોનાં નામ હિન્દના ઇતિહાસનુ સ્મરણ કરતા આપણી જીભ ઉપર ચઢે છે અને જેમની જીંદગી અનેક અસાધારણ અને ચમત્કારિક બનાવોથી રંગબેરંગી બની છે તેમને આટલો થોડો અને પરચોગીઓ ન્યાય આપવામાં લેખક શા હેતુથી પ્રેરાયા હશે એ સમજવુ મુશ્કેલ છે હિન્દના સારા પુરૂષ વિષે થોડીજ વાર્તાઓ આપવી અને તેમાં પણ તેના જવલત રત્નોનુ વિસ્મરણ કરવુ એ ઇતિહાસની પદ્ધતિનો વિપર્યય છે

ચોથા પાંચમા અને છઠ્ઠા સાતમા ધોરણ માટે જે પુસ્તકો નિયત કરવામાં આવ્યાં છે તેમાં હિન્દના રાજ્યબંધારણ વિષે થોડી હકીકત આપવામા આવી છે. તેના વર્ણનમાં પણ જે દોષ જણાય છે તે નીચે પ્રમાણે રીપોર્ટમાં સૂચવવામાં આવ્યો છે:—

એકંદર રાજ્યના ઉપકારી કાર્યો વિષે ઘણોજ અતિશયોક્તિ ભરેલો હેવાલ સ્થળે સ્થળે આપવામા આવ્યો છે અને પ્રજા તરફથી જે દલીલો વારંવાર યોજવામાં આવી છે તેનુ ખંડન કરવાને આડકતરી રીતે પ્રયત્ન કરવામા આવ્યો છે હાલના બંધારણમા બ્રિટિશ રાજપુરૂષો સીવીલ સર્વીસના અમલદારો અને પ્રજાના પ્રતિનિધિઓને ચોક્કસ સ્થાન આપવામા આવ્યું છે તે બીનાને ગૌણ સ્થાન આપી વ્યક્તિગત પ્રજોપકારી રાજતંત્રની ભાવના ઉપર ખાસ ભાર મૂકવાનો પ્રયત્ન અમને સ્થળે સ્થળે નજરે પડે છે, અને તેથી બ્રિટિશ રાજનીતિના અતિશય મહત્વના રહસ્યથી વિદ્યાર્થીઓ બિલકુલ અજ્ઞાન રહે એનો સંભવ છે.

પરિષદના પ્રમુખના ભાષણમાં કેળવણી સંબંધી બ્રિટિશ રાજ્યનીતિનો ઇતિહાસ વિસ્તારથી આપવામાં આવ્યો હતો. રાજ્યનાં વચનોની ઉદારતા સ્હામે કેળવણીનાં હાલનાં સાધનોની દરિદ્રતાનો વિરોધ તેમણે દર્શાવ્યો હતો.

પ્રાથમિક કેળવણી વિષે આ પરિષદે જે ઠરાવો પસંદ કર્યા હતા તેને બે વિભાગમા મૂકી શકાય. પ્રથમ તો કેળવણીના પ્રચારના સંબંધમાં મફત અને ફરજીયાત કેળવણીની માગણી કરીને પરિષદે જણાવ્યું છે કે જે ગામોમાં ૨૦ છોકરાઓ ભણી શકે હોય તે દરેકમાં પાંચ વર્ષમાં નિશાળ સ્થાપવાની અને જ્યાં છોકરીઓ ભેગી ૨૦ છોકરીઓ ભણતી હોય ત્યાં જુદી કન્યાશાળાઓ સ્થાપવાની જરૂર છે બીજું, શિક્ષકો સુધારવા માટે અન્ટ્રેન્ડ શિક્ષકોનો ઓછામાં ઓછો માસિક પગાર રૂ. ૧૨ નો અને ટ્રેન્ડ શિક્ષકનો પગાર રૂ. ૧૫ નો હોવો જોઇએ તેમજ વધારે ટ્રેન્ડ શિક્ષકો મળી શકે માટે એક વધારે ટ્રેનીંગ કોલેજ સ્થાપવી જોઇએ. માધ્યમિક શિક્ષણ વિષે મુખ્ય બે જાતના ઠરાવો હતા. અભ્યાસક્રમના સંબંધમાં સૂચવવામાં આવ્યું છે કે ગણિત અને વિજ્ઞાનનો ક્રમ સરળ કરવો જોઇએ, ચોથા અને પાંચમાં ધોરણમા કેવળ ઇંગ્લંડનો ઇતિહાસ શીખવવો જોઇએ અને ગુજરાતીને બધાં ધોરણ તેમજ મેટ્રીક્યુલેશન પરીક્ષામાં બીજી ભાષા તરીકે દાખલ કરવી જોઇએ. તેમજ પાઠય પુસ્તકો એકંદર અસંતોષકારક છે એમ જણાવીને પરિષદે સૂચવ્યું છે કે સરકારે

પ્રો. શ્રી. પરાંજપેનો ઠરાવ અમલમાં મૂકવાને સત્વર પગલાં લેવાં જોઇએ, દર વર્ષે પુસ્તકો નિયત કરવાની પદ્ધતિ રદ કરવી જોઇએ, અને ઇતિહાસ તથા ઈંગ્રેજી માટે આ વર્ષે નિયત ઠરવામાં આવેલાં પુસ્તકો નિયત કરવાનાં પુસ્તકોની યાદીમાંથી દૂર કરવાં જોઈએ. ઉંચી કેળવણી પરત્વે પરિષદે વધારે કોલેજો સ્થાપવા સરકારને તેમજ દેશી રાજ્યોને વિનંતિ કરી છે અને વ્યાવહારિક કેળવણીના પ્રચાર માટે ખેતી ઉદ્યોગ વેપાર વધારેના શિક્ષણની ખાસ શાળાઓની જરૂર સ્વીકારી છે. શારીરિક કેળવણી અને અસ્પર્શ્ય વર્ગોની કેળવણીની સંબંધમાં પરિષદે જે ઠરાવો પસાર કર્યા છે તે પણ ધ્યાનમાં લઈને ચર્ચવા જેવા છે.

પણ કદાચ સૌથી વધારે અગત્યનો ઠરાવ તો ગુજરાત કેળવણી મંડલ (Gujarat Education League) સ્થાપવા વિષે હતો. આપણે વારંવાર સાંભળીએ છીએ કે આપણી પરિષદો અને સંમેલનો એ ફક્ત ત્રણ દિવસના તમાશા જેવાં છે અને વર્ષપર્યંત ચર્ચા અને ચળવળ ચાલુ રાખે એવાં મંડલોની ખાસ જરૂર છે. કેળવણીનાં સંબંધમાં નિશાળો કૉલેજો વગેરે સંસ્થાઓ સ્થાપવાના હેતુથી ગુજરાતના જુદા જુદા જીલ્લામાં કેટલાંક મંડલો સ્થપાયા છે પણ કેળવણીના પ્રશ્નો સંબંધી કોઇ ખાસ મંડલ ગુજરાતમાં હસ્તી ધરાવતું ન હોવાથી આ મંડલ સ્થાપવાની જરૂર પડી છે. આ મંડલ રચવાને જે કમિટી નીમવામાં આવી છે તેના તરફથી મંડલનું જે પ્રવેશ પત્ર પ્રકટ કરવામાં આવ્યું છે તેમાં જણાવવામાં આવ્યું છે કેઃ—

આ મંડળમાં સૌ કોઇ (૧) સભાસદ, અથવા (૨) સહાયક તરીકે જોડાઈ શકશે. મંડળના સભાસદ થઇને જેઓ સરકારના કેળવણીના વહીવટ સંબંધી કે બીજા પ્રકારની ચળવળમાં ભાગ લઇ શકે એમ ન હોય તેઓ સહાયક થઈ શકશે અને ત્હેમને મંડળ તરફથી પ્રકટ થતી પત્રિકાઓ, અરજીઓ રીપોર્ટ વગેરે મળશે

યુનિવર્સિટીના અને લોકલ બોર્ડના સભાસદો, ખાનગી શાળાના વ્યવસ્થાપકો અને શિક્ષકો, કેળવણી મંડળોના અગ્રેસરો અને કાર્યકર્તાઓ, બ્રિટિશ તથા દેશી રાજ્યના કેળવણી ખાતાના અમલદારો, ગુજરાતી શાળાના શિક્ષકો, તેમજ કેળવણીની પ્રગતિમાં રસ લેતા સર્વેને આ મંડળમાં કોઇ પણ રીતે જોડાવા અમે આગ્રહપૂર્વક વિનતિ કરીએ છીએ.

સભાસદો તેમજ સહાયકો માટે ઓછામાં ઓછી વાર્ષિક ફી રૂ. ૧ રાખવામાં આવી છે

આ વિનંતિનો સત્કાર કરી ગુજરાતના ઘણા યુવકો અને નાગરિકો આ ઉગતી સંસ્થામાં જોડાશે એવી અમારી આશા છે.

---

## રેલ્વે જુલમ.

ત્રીજા વર્ગના રેલ્વે ઉતારૂઓ ઉપર પડતી હાડમારીઓ બંધ કરાવવાના હેતુથી ગોપ્ત ક્રોનિકલમાં ખંતથી ચર્ચા ચલાવનાર ગૃહસ્થની સૂચના મુજબ અમોએ અમારા માસિકમાં જે જાહેર ખબર આપી છે તે ઉપર વાચકનું ધ્યાન ખેંચીએ છીએ. અમને આશા છે કે અમારા વાચકો એ દિશામાં પોતાથી બનતું કરવા ચૂકશે નહિ.

# નોટીસ.

દરેક રેલ્વે ઉતારૂને જાણવાની જરૂર છે કેઃ—

(૧) તે ઉતારૂના ડબ્બામાં ધારા કરતાં વધારે માણસ ભરવાની કોશેશ કરતા રેલ્વે પોલીસના માણસ કે રેલ્વે નોકરની સામે થવાનો તેને હક છે.

(૨) આ હકથી અજ્ઞાન એવા બીજા ઉતારૂઓમાં તે વિષે માહિતી ફેલાવવી એ દરેક સુશિક્ષિત ઉતારૂની ફરજ છે.

(૩) પોતાના તથા પોતાની સાથે મુસાફરી કરતા બીજા કમનસીબ ઉતારૂઓના લાભને ખાતર-આ હકનો ઉપયોગ કરવાની દરેક સુશિક્ષિત ઉતારૂની ફરજ છે.

(૪) પહેલા કે બીજા વર્ગમાં મુસાફરી કરતો દરેક હિંદીવાન, ત્રીજા વર્ગના મુસાફરો ઉપર જુલમ થતો જોઇ તેમની મદદે જવા ચૂકશે નહિ એમ આશા છે.

---



---

# ગુજરાતી સાહિત્ય પરિષદ્ ભંડોળ કમિટિ.



તા. ૨૧-૧૦-૧૯૧૬ને સનિવારે અમદાવાદમાં મળેલી
વાર્ષિક બેઠકનો અહેવાલ.



**હાજરી.** કમિટિના સભ્યોમાંથી રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ, રા. રા. અંબાશંકર ઉત્તમરામ મળજી, પ્રો. આનંદશંકર બાપુભાઇ ધ્રુવ, પ્રો. હરિલાલ માધવજી ભટ્ટ, રા. રા. શંકરલાલ ધીરાભાઇ બેન્કર, રા. રા. રણજીતરામ વાવાભાઇ મહેતા, રા. રા. હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ, અને પ્રો. બળવંતરાય કલ્યાણરાય ઠાકોર હાજર હતા. ધિ ઓન. સર પ્રભાશંકર પટ્ટણી, ધિ ઓન. લલ્લુભાઇ શામળદાસ મહેતા, દિ. બ. રણછોડભાઇ ઉદયરામજી, રા. રા. મનુભાઇ નંદશંકર મહેતા, રા. રા. દલપતરામ ભગવાનજી શુકલ, અને રા. રા. રણછોડદાસ વૃંદાવનદાસ પટવારીએ બેઠકમાં હાજર ન થઇ શકવા માટે દિલગીરી જણાવેલી હતી. કમિટિનું કામકાજ સવારે બરાબર નવ વાગે શરૂ થયું, અને રા. રા. રણજીતરામ અને રા. બ. રમણભાઇની દરખાસ્ત સર્વાનુમતે સ્વીકારતાં પ્રો. આનંદશંકર બાપુભાઇ ધ્રુવ પ્રમુખસ્થાને બીરાજ્યા.

**કામ ૧લું.** ઉત્તરાભ્યાસ વાંચનમાળા માટે યોજના ઘડવા તથા તેના ખર્ચનો અંદાજો કરવાને માટે ભંડોળ કમિટિએ પોતાની ઇ. સ. ૧૯૧૨ની બેઠકમાં રા. રા. નરસિંહરાવ ભોળાનાથ દીવટિયા, રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ, અને રા. રા. બળવંતરાય કલ્યાણરાય ઠાકોર-મંત્રી-એઓની એક પેટા કમિટિ નીમેલી હતી એ પેટા કમિટિ તરફથી રજુ કરવામાં આવેલું નિવેદન વંચાયું. અને તે વિષે ચર્ચા થતાં સર્વાનુમતે ઠરાવવામાં આવ્યું કે—

ઠરાવ ૧.

ઉત્તરાભ્યાસ વાંચનમાળા માટે નીમવામાં આવેલી પેટાકમિટિએ જે તસ્દી લીધી છે, તે માટે તેઓનો ઉપકાર માનવામાં આવે છે, તેમનું આ નિવેદન ( જુઓ પરિશિષ્ટ ન ) મંજૂર રાખવામાં આવે છે, અને તે સાથે એમાં જણાવેલી યોજનાઓ પણ સાર રૂપે પ્રકટ કરવાનું ઠરાવવામાં આવે છે

**કામ ૨ જું** ગુજરાતી સાહિત્ય ચંદ્રક પરીક્ષાનો અહેવાલ વંચાતાં, પ્રો. ભટ્ટે કેટલીક મુશ્કેલીઓ જણાવી જે વિષે પ્રમુખ સાહેબે અને મંત્રીએ ખુલાસો કર્યો કિ,

ઉસમાન બચત ખુદાબુદિયાએ મંત્રીને કાગળ લખ્યો હતો કે ગુજરાતી મેલ અને ફીમેલ ટ્રેનિંગ કોલેજોના વિદ્યાર્થીઓ (સ્કોલરો)ને પણ આ હરીફાઈમાં સ્થાન મળવું ઘટે, અને તેઓ ફીમેલ ટ્રેનિંગ કોલેજના સુપરિન્ટેન્ડન્ટના હોદ્દા ઉપર હોવાથી મંત્રીએ તેઓને જવાબ લખ્યો હતો, તે બંને વંચાતા કમિટિનો અભિપ્રાય એવો થયો કે અંગ્રેજી બી.એ. દ્વારા બધી કેળવણી અપાય છે એવી કોલેજોના અંડરગ્રેજ્યુએટોમાંના ગુજરાતી વિદ્યાર્થીઓ પોતાની માતૃભાષાના સારા સાહિત્યનો કંઈક અભ્યાસ એમના કોલેજના વર્ષો દરમિયાન ચાલુ રાખે તેમને ઉત્તેજન આપવા પુરતીજ કમિટિની યોજના છે અને સર્વાનુમતે ઠરાવવામાં આવ્યું કે

ઠરાવ ૨.

ઇ. સ. ૧૯૧૫-૧૬ ની ગુજરાતી સાહિત્ય ચંદ્રક પરિક્ષાનો અહેવાલ [ જુઓ પરિશિષ્ટ ૪ ] મંજુર રાખવામાં આવે છે, અને આ હરીફાઈને લગતી પરીક્ષા ઇ. સ. ૧૯૧૬-૧૭ દરમિયાન પણ ગયે વર્ષે મંજુર કરેલા પેટા નિયમો મુજબ લેવાનું ઠરાવવામાં આવે છે, અને તેને લગતું સર્વ કામકાજ પ્રો. ઠાકોર, પ્રો ધ્રુવ અને પ્રો. ભટ્ટને સોપવામાં આવે છે

કામ ૩ જું ઇ સ ૧૯૧૫-૧૬ના વર્ષનો અહેવાલ અને હીસાબની તારીજ પ્રમુખ સાહેબે વાચી સંભળાવ્યાં. આ વિષે ચર્ચામાં પરિષદ્ અને ભંડોળ કમીટીના પરસ્પર સબંધ વિષે, ગયે વર્ષે કરવામાં આવેલા ઠરાવ ૮ મા વિષે, અને રા રા નરસિંહરાવના રાજીનામા વિષે સારી રીતે ચર્ચા થઇ, ઇ સ ૧૯૦૯ની પરિષદે ભંડોળ કમિટિ સ્થાપેલી તે ઠરાવ વચાયો [ જુઓ પરિશિષ્ટ ૧ ] ઇ સ ૧૯૦૯ની પરિષદ્થી માંડીને પરિષદ્નું બંધારણ રચવા માટે ખરડા ઘડાય છે, એ સવાલ સહેલો નથી, અને ઇ સ. ૧૯૧૫ની પરિષદે એ માટે એક કમિટિ નીમેલ છે, જેમાં ભંડોળ કમિટિના કેટલાક સભ્યો પણ સામેલ છે, વગેરે સર્વ હકીકત ધ્યાનમાં લઇને કમિટિ એક મત થઇ કે પરિષદ્ને શું રચનો અને શું નહીં એ વિષે કંઇપણ આગળથી માની ન લેવું તથા પરિષદ્ને માથે કોઇપણ રીતની જવાબદારી મુકવાની કે પરિષદ્ને કોઇપણ તરેહના બંધનમાં નાખવાની પોતાને સત્તા નથી, અને તદનુસાર નીચેનો ઠરાવ સર્વાનુમતે કર્યો.

ઠરાવ ૩.

ઇ. સ. ૧૯૧૫—૧૬નો આ તીજોરર અને આ. મંત્રીએ રજુ કરેલો અહેવાલ અને હિસાબ ( જુઓ પરિશિષ્ટ ૨ અને ૩ ) મંજુર રાખવામાં આવે છે, અને કમિટિના કામ કાજને વધારે પ્રસિદ્ધિ મળે અને કમિટિના ઉદ્દેશોને પ્રજા તરફથી વધારે ટેકો મળતો આવે એટલા માટે ઠરાવવામાં આવે છે કે કમિટિના આરંભથી આજ સુધીનો એક ટુંકો અહેવાલ બની શકે બનતી જગ્યાથી ગુજરાતી તેમજ ઇંગ્રેજીમાં પ્રસિદ્ધ કરવો

ઠરાવ ૪ થો.

તા ૨૯-૧૨-૧૬ ની મેડકનો ઠરાવ ૮ મો ( જુઓ પરિશિષ્ટ ૬ ) રદ કરવામા આવે છે અને ભંડોળ કમિટિનો વહીવટ અત્યાર સુધી ચાલ્યા કરયો છે તે પ્રમાણે ચલાવ્યા કરવાનું ઠરાવવામાં આવે છે

ઠરાવ ૫ મો.

Resolved that, excepting what may be needed for miscellaneous purposes, the funds of the committee be kept in current account with the Bank of India, Ld. Bombay, and that the Hon Treasurer and the Hon Secretary be and are here by authorized to operate on this account for the purposes of this Committee, either jointly or severally

But this Resolution shall not apply to capital permanently invested nor shall such investments be realized without a Resolution of the Committee

તરજુમો

આ ઉપરથી ઠરાવવામા આવે છે કે પરચુરણ કામ માટે જરૂર પડે તે સિવાયનું કમિટિનું ભંડોળ બેન્ક ઓફ ઇન્ડિયા લિમિટેડ, મુબાઇ, એ બેન્કમાં ચાલતુ ખાતુ [ કરન્ટ એકાઉન્ટ ] ઉઘાડીને તેમા રાખવુ, અને આ ચાલતા ખાતાને લગતો કમિટિના કામને માટે નાણાં ઉપાડવા વગેરેનો બધો વહીવટ કમિટિના ઓનરરી ખજાનચી અને ઓનરરી મંત્રી એ બને સાથે મળીને અથવા બેમાથી ગમે તે એક છૂટા છૂટા કરી શકે એવો તેમને અધિકાર આપવો, અને વળી આ ઠરાવથી એવો અધિકાર આપવામાં આવે છે

પણ આ ઠરાવ કમિટિની કાયમને માટે રોકેલી મૂડી [ ઇન્વેસ્ટેડ કેપિટલ ને] લાગુ પડશે નહીં, તેમજ તે ઇન્વેસ્ટમેન્ટ કમિટિના ઠરાવ વિના ઉપાડી શકાશે નહી.

**નોંધ**—કમિટિનો મૂલ ઠરાવ કયો ગણવો, ઇંગ્રેજી કે તરજુમો ?– એ સવાલ ઉત્પન્ન થવા ન પામે તે માટે ઠરાવવામા આવે છે કે ઇંગ્રેજી ઠરાવનેજ કમિટિનો મૂલ ઠરાવ ગણવો.

ઠરાવ ૬.

રા ર નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયા, બી એ, સી એસ ( રિટાયર્ડ ) પાંચમી ગુજરાતી સાહિત્ય પરિષદ્ના પ્રમુખ સાહેબ, ઇ સ. ?, એઓના રાજીનામા વિષે ઠરાવવામા આવે છે કે કમિટિ તરફથી આજના પ્રમુખ સાહેબે એમને પોતાનું રાજીનામુ પરિષદ્ના હિત ખાતર પાછુ ખેંચી લેવા વિનતિ કરવી

**કામ ૪ થું** પુસ્તકો માટેની ખોળ દરખાસ્તો વિષે ત્યારબાદ પ્રમુખ સાહેબે

અને રા રા ગુજરાતીને ભવિષ્યના કાર્યક્રમને માટે ધ્યાનમાં રાખવા જેવી કેટલીક કીમતી સુચનાઓ કરી, અને નીચેના ઠરાવો સર્વાનુમતે કરવામાં આવ્યા

ઠરાવ ૭.

સિસ્ટર નિવેદિતાકૃત ધિમાસ્ટર એસ આઇ સો હીમ The Master as I saw Him ' નો કમિટિ માટે વિના પારીતોષિક તરજુમો કરી આપવાની રા રા કેશવપ્રસાદ મણિલાલ કાઝીરની રા. ડ ઓફ ઇન્ડિયાની દરખાસ્ત કમિટિ ઉપકાર સાથે સ્વીકારે છે અને એ ચોપડી બનતી સસ્તી કીમતે પ્રકટ કરવાની એમની માગણી કમિટિ મજુર રાખે છે

ઠરાવ ૮

પ્રો મેકમિલન કૃત ' ધિ ઓરિજિન ઓફ ધિ વર્લ્ડ The Origin of the World ' નો ગુજરાતી અનુવાદ પ્રકટ કરવા માટે પ્રકાશકો પાસેથી રીતસરની પરવાનગી રા રા કલ્યાણરાય નથુભાઈ જોશી બી એ એમણે મેળવવી, અને મળી જતા એ પ્રકટ કરવાનું તથા તે બદલ એમને રીતસરનું પારિતોષિક આપવાનું ઠરાવ વામાં આવે છે

ઠરાવ ૯

રા રા પોપટલાલ ગોવિંદલાલ શાહ એમ એ ને ' વિજ્ઞાનની ભૂમિકા ' એ વિષય ઉપર એક સ્વતંત્ર સરળ અને રસ પડે એવું નહાનું પુસ્તક રચવાનું કામ સોંપવામાં આવે છે અને તે તૈયાર થયે પ્રકટ કરવાનું તથા તે બદલ તેમને રીતસરનું પારિતોષિક આપવાનું ઠરાવવામાં આવે છે

ઠરાવ ૧૦

*હેલ્પર કૃત ઇંગ્લિંડના લેખો, લીક, અને સાવર્ડકૃત ઇંગ્રેજી તરજુમાઓનો ગુજરાતી ગદ્યમાં તરજુમો કરવાનું* કામ રા રા સાકરલાલ અમૃતલાલ દવે બી એ ને સોંપવામાં આવે છે, અને પુસ્તક તૈયાર થયે તે પ્રકટ કરવાનું તથા તે બદલ તેમને રીતસરનું પરિતોષિક આપવાનું ઠરાવવામાં આવે છે

ઠરાવ ૧૧

ટેનીકૃત રીફ્લેક્શનો તરજુમો કરવાનું રા રા મણિશંકર રતનજી ભટ્ટ બી એ ને સોંપવામાં આવે છે અને પુસ્તક તૈયાર થયે તે પ્રકટ કરવાનું તથા તે બદલ તેમને રીતસરનું પારિતોષિક આપવાનું ઠરાવવામાં આવે છે

ઠરાવ ૧૨

મિસ્ટર સ્ક્રિવનર જગદ્ગુરુ કૃત ' હિન્દુસ્તાન ઇન્ફ્લુઅન્સ ઇન્ડિયા Influence નો તરજુમો પ્રકટ કરવા વિષે પ્રકાશકો પાસેથી રીતસરની પરવાનગી

રા. રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રીએ મેળવી, અને તે મળી જતાં એનો તરજુમો પ્રકટ કરવાનું અને તે બદલ એઓને રીતસરનું પારિતોષિક આપવાનું ઠરાવવામાં આવે છે.

ઠરાવ ૧૩

સર રવીંદ્રનાથ ઠાકુરકૃત ' જીવન સ્મૃતિ ' નો મૂળ બંગાળી ઉપરથી તરજુમો કરવાનું રા. રા. મોહનલાલ મગનલાલ મહેતા અને રા. રા. ભગવાનલાલ ગિરિજાશંકર ભટ્ટને સોંપવામાં આવે છે અને તે તૈયાર થયે પ્રકટ કરવાનું ઠરાવવામાં આવે છે, તથા પહેલી આવૃત્તિ તેઓ કમિટિને વિના પારિતોષિક આપી દેવા માગે છે તે માટે કમિટિ તેમનો ઉપકાર માને છે

ઠરાવ ૧૪

રા. રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી બી. એ. એલ એલ. બી., એડવોકેટ એઓની ટુંકી વાર્તાઓનો સંગ્રહ પ્રકટ કરવાનું ઠરાવવામાં આવે છે, અને પહેલી આવૃત્તિ તેઓ કમિટિને વિના પારિતોષિક આપી દેવા માગે છે તે માટે કમિટિ તેમનો ઉપકાર માને છે

ઠરાવ ૧૫

લિસ્ટકૃત ' નેશનલ સિસ્ટમ ઑફ ઇકોનોમિ—National System of Economy ' નો અનુવાદ રા. રા. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી, બી. એ. એલ એલ. બી. ને સોંપવામાં આવે છે અને પુસ્તક તૈયાર થયે તે પ્રકટ કરવાનું તથા તે બદલ તેઓને રીતસરનું પારિતોષિક આપવાનું ઠરાવવામાં આવે છે

ઠરાવ ૧૬

મોલિયર કૃત ' ધિ બ્લન્ડરર The Blunderer અને ધી એફેક્ટેડ લેડીસ The Affected Ladies ' એ બે નાટકોનો ગુજરાતી ગદ્યમાં અનુવાદ કરવાનું રા. રા. ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતાને સોંપવામાં આવે છે અને તે તૈયાર થયે તે પ્રકટ કરવાનું અને તે બદલ તેઓને રીતસરનું પારિતોષિક આપવાનું ઠરાવવામાં આવે છે

ઠરાવ ૧૭

ફિરિસ્તા કૃત ગુજરાતના મુસલમાની ઇતિહાસનો રા. રા. આત્મારામ મોતીરામ દીવાનજી બી. એ. નો તરજુમો પ્રકટ કરવાનું તથા તે બદલ તેમને રીતસરનું પારિતોષિક આપવાનું ઠરાવવામાં આવે છે

ઠરાવ ૧૮

કેમ્પબેલ કૃત મુંબઈ ઇલાકાના ઇતિહાસના ભાગ ૧, ૨, અને ૩ નો તરજુમો કરવાનું [illegible] ને સોંપવામાં આવે છે અને તે તૈયાર

આ માસીક મુંબાઇ નં° ૯૬, ચીંચપોકલી, પરેલ રોડ પર સેઠી નોર્થકોટ હિંદુ ઓર્ફનેજ કે. એન. સોલર પ્રેસમા. પોંડીબા નારાયણ બનારસેએ છાપ્યુ છે અને ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિકે સરવન્ટસ ઑફ ઇન્ડીયા સોસાયટી બીલ્ડીંગ, સેન્ડહર્સ્ટ રોડ ગીરગામ, મુબઇ નં. ૪માં પ્રસિદ્ધ કર્યુ છે.

# નવજીવન

અને

# સત્ય.

---

ડીસેમ્બર ૧૯૧૬



---


તંત્રી અને પ્રકાશક

ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક, બી. એ, એલએલ. બી

ગીરગામ—મુંબાઇ

વાર્ષિક સિવાજમ રૂ ૨-૦-૦; છુટી નકલ આના ૩

૩ અ.

# સ્ત્રીઓને ભુતનો વળગાડ !

## ૨૪ કલાકમાં ખસે !

### હીસ્ટિરિયા—વાયુમુક્તતા !

૨. નં. ૧૬૬. કીં. રૂ. ૪-૧૦-૦ પો. જુદું.

ગમે તે જાતનો હીસ્ટિરિયા, તેમજ આંકડી, ધ્રુણવું, મુગાં થવું, જડ બનવું, વગેરે ઉપાધિઓ ૨૪ કલાકમાં મટે છે અને આનંદ પ્રસરે છે. તે ઉપરાંત ફેફરૂં, પક્ષાઘાત, લકવા, ધનુર, પેટના દુખાવા, ચ્હેરાની ફીકાસ, જઠરની મંદતા, ગર્ભાશયનાં દદ, પ્રદર વગેરે ઉપર રામબાણ છે. સુવાવડી અને સગર્ભાને પણ દઇ શકાય. પૈસા બરબાદ ન કરવા હોય તો તુરત મંગાવો. ધાવણાં બચ્ચાની આંકડી માટે એક જ પડીકી બસ થાય છે. તેની કીંમત રૂા. ૨ા બે છે.

છગનલાલ લલ્લુભાઇ શાહ.
દેશીનામાવાળા ડભોઈ—વડોદરા.

---

# વાંચવાથી નુકશાન થવાનો ભય નથી પણ કાંઇક નવું જાણશો, જોશો, અને પૈસા પેદા કરશો.

હુન્નર દર્પણ—હેર ઓઇલ, કોસમેટીક, મેન્થોલ, દરાજ, મલમ, ટુથ પાવડર, સાર્સાપરિલા, વગેરે હુન્નર. કી૦ ચાર આના.

ઉદ્યોગ સંગ્રહ—સુગંધી સેન્ટો, અત્તરો, લાઇમજ્યુસ, અત્તરો, સેંટની ટેબ્લેટો, કોલ વાટર, ટોનીક પીલ્સ, સેનુસેન, મેડીકેટેડ સ્નફ વગેરે અનુભવિક હુન્નર. કી૦ ૪ આના,

હુન્નર કળા પ્રકાશ—સુગંધી હેરડાઇ, (ખીજાઓ) બારસોપ, સુગંધી એસેન્સો, શાહી, સ્લેટ, ડીલવેટર, લવેંડર, વગેરે હુન્નર કી૦ ૪ આના.

—હુન્નર શિક્ષક—સુગંધી અત્તરો, એનીલાઇન કલરો, વોટર કલરો, કાળો જાપાન બ્લેક, તથા સુરમાઓ, બદામની મીઠાઇઓ, કેકો, મેટલ પોલીસ, સાબુઓ કોપીંગ શાહી, બેકીંગ પાવડર વગેરે હુન્નર કી૦ છ આના.

આર. જી. કામદાર.
ઠે૦—ના૦ ૧૯ બનીયન રોડ, ઘોઘારી મોહોલ્લાના નાકા સામે, હુન્નરોદય બુક ડીપો.
મુંબઇ ના૦ ૯

---

# સરવે કોમને ખરીદવા લાયક પુસ્તકોની ટીપ.

| | |
|---|---|
| આર્ય સંસાર નવી વહુ એટલે વરવધૂઓને ખાનગી સલાહકાર દુનિયાના ચક્રમાં પ્રવેશ કરતાં જોડલાંઓને બોધ લેવડાવો... ... ... | ૦-૧૨-૦ |
| અનંત રંગ યાને અનંગ રંગ વિલાસ ભેદ ભરમોની ચાવી ... ... | ૦-૧૨-૦ |
| રતિશાસ્ત્ર એટલે સ્ત્રીઓના ગુપ્તભેદ ઉંડુંશાસ્ત્ર .. ... ... | ૨—૮—૦ |
| ધાત્રીશીક્ષા યાને પ્રસુતી વખતે ધ્યાનમા રાખવાના નિયમો ... ... | ૦-૧૨-૦ |
| વિવેક સાગર ... ... ... ... .. ... | ૧-૧૨-૦ |
| બાર ઉત્લાસોથી ભરપુર છે કોકશાસ્ત્ર શરીર સંરક્ષણ. .. ... | ૧—૪—૦ |

ઉપરના પુસ્તકો જેના ઘરમા હશે તેનો સંસાર સુખરૂપ નીવડવા સંભવ છે. દુઃખ શું છે, તેનો સ્વપ્ને પણ ખ્યાલ આવશે નહીં તે ચોક્કસ જાણશો માટે વૈદ્યવિદ્યાનો પુરેપુરો અનુભવ લેવો હોય તો ઉપરના ત્રણે પુસ્તકો ખરીદવા અચકાશો નહીં. તુરતજ લખો વખત જાય છે

ઠા૦ વસનજી પરમાનંદ બુકસેલર,
૩૪૧, ઝવેરબાગ પોષ્ટ નં. ૨—મુંબઇ.

# નવજીવન અને સત્યની સૂચનાઓ.

૧ આનુ વર્ષથી નવજીવનના પાના ૪૮ ને બદલે ૬૪ કર્યા છે

૨ પત્રવ્યવહાર કરતી વખતે ગ્રાહકોએ પોતાનો નંબર લખવો

૩ મનીઑર્ડરના કુપનમા મોકલનારનુ નામ અને પૂરેપૂરૂ ઠેકાણું (ગામના નામ) સાથે લખવ.

૪ કોઇ અંક ન મળે તો તે વિષે અમને મોડામા મોડી ખબર બીજો અંક મળેથી આપવી

૫ હિંદુસ્તાન તથા બ્રીટીશ સીલોનની બહાર વી. પી જઇ શકતુ નથી તથા ટપાલનો દર દર પેકેટ દીઠ એક આનો પડે છે, તેથી ત્યા આ પત્ર, અગાઉથી વર્ષના લવાજમના તથા ટપાલના મળી રૂા ૨-૯-૦ આગમચથી પોસ્ટલ ઑર્ડરથી મોકલી આપ્યા પછીજ, તેમનું ગ્રાહક તરીકે નામ નોંધવામા આવશે

૬ કોઇ પણ માસથી ગ્રાહક થઇ શકાય છે

૭ **વાર્ષિક લવાજમ (પોસ્ટેજ સાથે) રૂા ૨ રાખવામા આવ્યુ છે**

૮ આ પત્રમા શુદ્ધ ભાષામા, પત્રની એક બાજુએ, શાહીથી, તરત વાચી શકાય એવા અક્ષરે લખેલા લેખો તથા ચર્ચાપત્રો ઉપરજ લક્ષ આપી શકાશે.

૯ લખનારાઓ અમારી અંગત જાણ માટે પોતાનુ ખરૂ નામ, ઠેકાણુ સાથે લખી મોકલશે નહીં તો તેમના લખાણ ઉપર લક્ષ અપાશે નહીં

૧૦ રદ કરેલા લેખો તથા ચર્ચાપત્રો પાછા મોકલવા હમે બંધાતા નથી જેમણે જોઇએ તેમણે તે સારૂ પોસ્ટેજની ટીકીટ મોકલી મંગાવી લેવા.

## જાહેર ખબરના ભાવ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| આખુ પાનુ | એક વખ | રૂા ૪૦ | આખુ પાનુ | ૬ માસ | રૂા. ૨૫ |
| અર્ધુ પાનુ | ,, | ૨૫ | અડધુ પાનુ | ,, | ૧૮ |
| પા પાનુ | ,, | ૧૮ | પા પાનુ | ,, | ૧૨ |

પૂઠા ઉપરના ખાસ ભાવ માટે લખો —

ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક,
બી. એ, એલએલ-બી.
તંત્રી અને પ્રકાશક, નવજીવન અને સત્ય

સર્વન્ટસ ઓફ ઈન્ડિયા સોસાયટી બીલ્ડીંગ,
સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ—મુંબાઈ

# નવજીવન

અને

# સત્ય.

ડીસેમ્બર ૧૯૧૬.

---

## ભાષણ.

---

(પેટલાદ બોર્ડિંગના જૂના વિદ્યાર્થીઓના મંડળ—The Student's Association—સમક્ષ ધર્મજમાં તા. ૧૯ ને ૨૦ ઑક્ટૉબરે કરેલું).

આપના મંડળના સપ્તમ અધિવેશન પ્રસંગે પ્રમુખસ્થાન મને સોંપી જે કર્તવ્યની અપેક્ષા આપે રાખી છે તેનો સંતોષકારક નિર્વાહ આપ સૌની મમતા અને મદદથી થશે એવી મને આશા છે. મારી પોતાની કોઈ પણ પ્રકારની યોગ્યતા કરતાં આપની મમતાથી જ આ કર્તવ્ય મને સુપ્રત થયું છે, એટલે જ હું આટલો આશાવંત છું. સ્થૂલ સ્વરૂપે ગોચર થાય એવી કોઈ પણ દેશસેવા મેં કરી નથી; જેના ફુલરૂપે આવું સ્થાન મેળવવા હું ભાગ્યશાળી થાઉં. ત્યારે પ્રશ્ન થાય છે, કે કેવી રીતે આજે હું આપની અંદર આ પ્રતિષ્ઠા મેળવી શક્યો છું? રા. રા. મણિશંકર રત્નજી ભટ્ટની કૃપાભરી મિત્રતા આ પ્રતિષ્ઠાનું મૂળ કારણ છે. પ્રો. ગજ્જરે દ્વારા વડોદરામાં કલાભવનની સ્થાપના વર્તમાન ગુજરાતના જીવનમાં જેવો આકર્ષક અને પરિણામશીલ પ્રસંગ છે તેથી ભિન્ન રીતે એ કલાભવનની સાથે શિક્ષણશાળા (ટ્રેનીંગ કૉલેજ) નું સંયોજન કરી શિક્ષણશાળાના મુખ્ય અધ્યાપકપદે રા. રા. મણિશંકરની નીમણુક પ્રો. ગજ્જરે કરી એ પ્રસંગ પણ વડોદરા રાજ્યના કેટલાક વતનીઓના આંતર જીવનનો માત્ર રસિક જ નહીં પણ આધ્યાત્મિક પ્રસંગ નીવડ્યો છે. રા. રા.

મણિશંકરના સર્વે શિષ્યોના સમાગમમાં આવવાનો લ્હાવો મેં માણ્યો નથી; પરંતુ જે બે ચાર શિષ્યો અને તેમના દસ પંદર શિષ્યોના સહવાસમાં આવવાનું સુભાગ્ય પ્રાપ્ત થયું છે, તે ઉપરથી ઉક્ત કથન કરું છું. આજે જે જે પ્રવૃત્તિઓ તમે કરો છો તેનું મૂળ પ્રેરક બળ રા. રા. મણિશંકર કે તેમના પ્રિય શિષ્ય રા. રા કરૂણાશંકર નહીં હોય તો પણ તેમના આત્માનો પ્રભાવ આ પ્રવૃત્તિઓ ઉપર અંકાયા વિના રહ્યો નથી. રા રા. મણિશંકરને લીધે હું રા. રા. કરૂણાશંકરના સમાગમમાં આવ્યો અને એમણે મારો પરિચય તમને-એમના શિષ્યોને-કરાવ્યો. તમે પુણમાં ફરગ્યુસન કૉલેજમાં ભણવા ગયા અને મારે પણ ત્રણ વર્ષ પુણામાં રહેવાનુ થયું એટલે આપણી મિત્રતા જન્મી આ સર્વ સંબંધોના અંતરમાં રહેલાં સ્નેહથી તમે મને આજની સેવા સોંપી છે અને મેં પણ એ જ સ્નેહવશ થઈને સ્વીકારી છે તમારાં કાર્યમાં સલાહ આપી શકવાનો અનુભવ મને નથી તેમ એવી કોઇ સ્થચી દેશસેવા મારી નથી જેની સિદ્ધિમાં મારા ચારિત્ર્યનો પ્રભાવ જોઇ તમે તેને માર્ગદર્શક કરી શકો. પરંતુ તમે રીપોર્ટમાં એક સ્થળે બહુ રમ્ય વર્ણન કર્યું છે કે આવા મંડળોથી બીજી કાંઇ કાર્યસિદ્ધિ નહીં થતી હોય તોપણ એક કુટુંબનાં સગાંવહાલાંની પેઠે સૌ એકઠાં થઇ સ્નેહ અને સહલાં-જીવનનો આનંદ ભોગવે છે. તમારા કુટુંબના મેળાવડામાં હું પણ કુટુંબી તરિકે જ એવા આનંદનો લ્હાવો લેવા આવ્યો છું આપણે સાથે સૌ એટલું કરી શકીશું તો શોચને અવકાશ નહી રહે જ્યાં જ્યાં કુટુંબો સુખી અને સમર્થ છે, ત્યાં ત્યાં દેશોદય અને પ્રગતિ છે. તમે પ્રતિ વર્ષ આનંદ મેળવો છો, તો તમારી પ્રવૃત્તિઓનું ભવિષ્ય આશાવંત છે.

એ પ્રવૃત્તિઓનું જે વર્ણન આપના મંત્રીશ્રીએ હમણા કર્યું, તેનું સંક્ષેપમા સિંહાવલોકન કરીશ તો આજના કાર્યવ્યવહારમા આપણને પ્રકાશ મળશે.

આ અધિવેશનથી આપણા મંડળનું શિશુત્વ સમાપ્ત થાય છે અને કૌમાર્યનો આરંભ થાય છે. એના સભાસદોમાંથી અનેક વિદ્યાર્થીદશામાંથી ગૃહસ્થ થયાછે. એટલે હવે તમારી મહેચ્છાઓ પણ પ્રમાણમા વધશે અને અભ્રમય (nebulous) સ્વરુપને બદલે શક્ય આકાર તેઓ પામશે. પાછલા વર્ષોના સિંહાવલોકનથી જેવો આપને સૌને સંતોષ થાય છે તેવો જ યૌવનના પ્રારંભે કૌમાર્યના સિંહાવલોકનથી થશે એવી મારી શ્રદ્ધા છે.

તમારી પ્રવૃત્તિના ભિન્ન ભિન્ન અંગો પ્રત્યે હવે દૃષ્ટિ વાળીશું. ખાસ આકર્ષણ કરનાર અંગ સમાજસુધારણાના સંબંધમાં આજ લગી થએલી વ્યવસ્થા છે. તમારા સામાજિક જીવનમાં જે દૂષણો, જે ન્યૂનતા લાગી છે, તે વિષે તમે ચર્ચા કરો છો અને તેમનો ધ્વંસ કરવા પ્રતિજ્ઞારૂપી 'સત્યાગ્રહ' ધરવા તમે તત્પર થયા છો. સામાજિક જીવનના પ્રશ્નો સંકુલ હોવાથી તેમના ઉકેલ માટે તમે અલાહિદી સભા યોજી છે તે ઠીક થયું છે.

કેળવણીના સંબંધમાં માત્ર વિચારો કે પ્રતિજ્ઞાઓ આગળ અટકયા નથી પરંતુ સંસ્થાઓ સ્થાપી છે એ બહુ જ હર્ષજનક છે તમારી ચર્ચાઓમાથી અત્રોત્તર કેળવણી

મંડળ (Charotar Education Society) જન્મ પામ્યું છે અને તમારા સભાસદો પોતાની મેળે રાત્રિશાળા, પ્રાથમિક નિશાળ, વિદ્યાર્થીગૃહ આદિ ચલાવે છે એ સર્વ ઉજળા ભવિષ્યના પ્રકાશવન્તા કિરણો છે

ગયે વર્ષે સ્વદેશી ચીજોનું પ્રદર્શન ભરી આપણા દેશના આર્થિક પ્રશ્નના ઉકેલ પ્રત્યે તમારૂં લક્ષ તમે દોર્યું છે

આટલું આટલું કર્યાં છતાં તમારે ટીકાઓ સાંભળવી પડી છે, તમે આક્ષેપને પાત્ર થયા છો, તમારા ઉત્સાહનો ભંગ કરવામાં આવ્યો છે

૧

તમારા રીપોર્ટ ઉપરથી જણાય છે કે, એ આક્ષેપોથી તમને ઓછું આવ્યું છે. જેમણે કર્તવ્યપરાયણ થવા વ્રત લીધું છે અને પોતાની શકિત અને સંજોગોના પ્રમાણમાં વ્રત આચરવા માંડયું છે, તેમને આવું લાગે એ સ્વાભાવિક છે, છતાં મારૂં પોતાનું દઢ માનવું છે કે જ્યાં લગી આક્ષેપો, ટીકા નથી ત્યાં લગી ગતિ નથી. નવી પ્રવૃત્તિ આપણે ઉપાડીએ છીએ તે માત્ર આપણે પોતાને માટે નહીં પરંતુ સમસ્ત સમાજના હિત માટે. એ પ્રવૃત્તિમાં સમાજ રસ લેવા માંડે, પછી ભલે તે આક્ષેપથી રસ લે પરંતુ એથી એટલું પ્રતીત નથી થતું કે સમાજ તમારી પ્રવૃત્તિ પ્રત્યે ઉદાસીન નથી? તમને ઉત્સાહિત કરવા આ શું નાનીસૂની વાત છે? સમાજ આજે ઉદાસીન નથી તો કાલે સમભાવી થશે એવી શ્રદ્ધા આથી તમારા હૃદયમાં નિવસશે

પ્રવૃત્તિ આદરનાર પોતાના મનથી પોતાનું લક્ષ્ય નક્કી કરે છે, અને લક્ષ્યપ્રાપ્તિનાં સાધનો અને દરજ્જા યોજે છે. મનુષ્યસ્વભાવ વિવિધ અને માતબર હોવાથી સર્વે ટીકાકારો ઉક્ત લક્ષ્ય, સાધનો અને દરજ્જા પસંદ નહીં કરે અને તેમાં વાસ્તવિક કે કાલ્પનિક દોષ અથવા ન્યૂનતાનું આરોપણ કરે એ સમજી શકાય એવું છે. વસ્તુસ્થિતિ આવી હોવાથી નિરાશ થવાનું કે વિલાપના રૂપમાં પ્રત્યાક્ષેપ કરવાનું પ્રયોજન રહેવું ન જોઈએ. ટીકાઓથી આપણને નવાં સાધનો અને માર્ગો સૂઝે છે, ઉત્સાહ કજળતો હોય તો વધારે પ્રદીપ્ત થાય છે ટીકાઓ આપણને અને સમાજને માટે હિતાવહ છે

ટીકાઓનો મુખ્ય મુદ્દો એવો છે કે, વિચારો તો બહુ પ્રકટયા છે પણ હવે વિચાર પ્રમાણે આચાર થવા જોઇએ. આ ટીકા ગેરવાજબી અથવા હાનિકારક છે એવું કોઇ કહેશે નહીં છતાં એને જરા તપાસવી પડશે જે જે પ્રશ્નો તમે હાથમાં લેવા માંડયા છે તેમના સંબંધમાં આપણા દેશમાં ઉહાપોહ થએલો છે. તેમનું અગત્ય વિચારો વેરી સમજાવવામાં આવ્યું છે હવે એ વિચારો આચારમાં દઢ થાય ત્યારે જે જે લાભ એનાથી થવાનો ઘોષ કરવામાં આવ્યો હતો તે સે લાભ મેળવવા સમાજ ઉત્કંઠ છે. એ ઉત્કંઠા અધીરી બની તમારા પર પ્રહાર કરે તો મુંઝાશો નહીં, યુવાવસ્થામાં આપણે સૌ

અધીરા હોઇએ છીએ. દિલમાં જે જે વાંછના, મહેચ્છા, અભિલાષ, બુટ્ટા, તરંગ, શેખ ચલ્લીપણાં ઉઠે તે તે સર્વે સિદ્ધ થયેલાં જોવા અને આપણાં ઉપયોગમાં લેવા આપણે અતિશય આતુર હોઇએ છીએ. લોકસમૂહની ગતિ આપણને મંદ લાગે છે—ઘણી વાર સ્તબ્ધ હોય એવી લાગે છે અને એ ગતિને વેગવતી કરવા—માણસ જાત જેટલો વેગ આપી શકે એટલો વેગ ( ધક્કો ! ) આપવા આપણે થન થન થઇએ છીએ; આવી અધીરી ઉત્કંઠા સર્વે પ્રવૃત્તિઓના સંબંધમાં, પ્રવૃત્તિઓના પ્રવાહમાં ન ઉતરેલાં એવા દ્રષ્ટાઓમાં આવિર્ભાવ પામે છે. આપણા દેશમાં અત્યારે ધાર્મિક, સાહિત્યિક, રાજદ્વારી, સામાજિક, આર્થિક, કલાવિષયક, શિક્ષણવિષયક, જે જે પ્રવૃત્તિઓ જન્મે છે અથવા વ્યવહારમાં છે તેમના સંબંધમાં આવી અધીરાઇ પ્રગટ થતી કોણે અનુભવી નથી ? મનુષ્યસ્વભાવને એ સહજ છે. ખિન્ન કે ક્રુદ્ધ થવાનું એક જ કારણ છે. ટીકાકાર માત્ર ટીકા જ કરવા આપણું લક્ષ્ય એને ઇષ્ટ ન હોવા છતાં, આપણી પ્રવૃત્તિનો નાશ કરવા ટીકા કરતો હોય ત્યારે આપણો પિત્તો ઉછળ્યા વિના ન રહેવો જોઇએ. ટીકાકાર ટીકા કરી સંતોષ નહિ પામતાં આપણી પ્રવૃત્તિઓમાં સક્રીય સામેલ થતા હોય તો સોનાથી પીળું શું ? તમારા ટીકાકારો કેવી કોટીના છે તેનો નિર્ણય તમે જ કરજો.

વિચાર અને આચારની મ્હોટી તકરાર પરત્વે મારું એવું માનવું છે કે વિચાર વિપુલ અને સતત ન હોય ત્યાં લગી આચાર સંભવતો જ નથી. સમગ્ર વાતાવરણ વિચારથી પરિપૂરિત થાય છે ત્યારે આચારો સ્વયંભુ—કોઇ પણ પ્રકારના conscious પ્રયત્ન વિના ઘડાય છે. આચાર અને વિચારપર પરસ્પરનો પ્રભાવ પડે છે. વિચાર મંદ પડે છે તો આચાર જડ થઇ જાય છે. વિચાર તો નિરંતર પ્રવાહિત હોવો જોઇએ. જે જે પ્રશ્નો ઉઠે તેના ઔચિત્ય, આવશ્યકતા, લાભ માટે જેટલા વિચાર સતત ચાલ્યા કરે તેટલા હિતકારી છે. આપણા સામાજિક પ્રશ્નોનો પોતાની સમૃદ્ધ બુદ્ધિથી ગોવર્ધનરામે વિચાર કર્યો માટે ગુજરાતે હવે એમના સંબંધમાં વિચાર જ ન કરવો એ હાસ્યાસ્પદ અને વિઘાતક છે. આ જમાનામાં પીવાનું પાણી નળદ્વારા ઘેર ઘેર તો શું પણ ઓરડે ઓરડે પહોંચાડાય છે. દિવાનો પ્રકાશ પણ રાત્રિનો અંધકાર અજવાળવા જોઇએ એટલો અને જ્યાં જ્યાં જોઇએ ત્યાં પહોંચાડાય છે. એ જ પ્રમાણે વિચાર ન પહોંચાડાય ત્યાં બની આચાર શી રીતે ઘડાશે ? વિચારનો પ્રસાર સર્વત્ર જ્યાં લગી ન થાય ત્યાં લગી વિચાર કરવાને અવકાશ છે. મનુષ્યો ચીરંજીવ નથી હર પળે નવા મનુષ્યો જન્મતાં જાય છે અને હયાત મરતાં જાય છે. એક જમાનાનું જ્ઞાન બીજા જમાનાને વારસામાં રુધિરમાંસ પેઠે મળતું નથી. નવા અજ્ઞાનના છેદન માટે વિચાર સતત ચાલુ રહેવો જોઇએ. બીજી વાત લક્ષમાં લેવા જેવી છે, પાણી જે ભૂમિ પરથી વહે છે તે ભૂમિમાં રહેલાં રસાયણિક દ્રવ્યોવાળું તે જેમ થાય છે તેમ વિચાર જે આચારોને જન્મ આપે છે અથવા જેમની ભૂમિકા પર નિવાસ કરે છે તેનાથી રચાય છે. આચાર સાથેના સંઘર્ષણથી વિચારને અંગે ગંભીરતાની વધઘટ થાય છે, દ્રષ્ટિબિન્દુ નવાં ઉત્પન્ન થાય છે. વિચારના કયા અને કેવા સ્વરૂપને આચારમાં ઉતારવો તેની વ્યવહારુ ચર્ચા ચાલુ રાખવી હોય તો વિચારને કોઇ દિવસ તિલાંજલી અપાતી નથી.

વિચાર સામે જે આક્ષેપોનો પ્રહાર કરવામાં આવે છે તેનું બીજું મુખ્ય કારણ એવું છે કે વિચાર કરનારાઓના જીવનમાં વિચાર અને આચાર વચ્ચે એકતા કે એકરાગ જોવામાં આવતા નથી ઘણીવાર વિરોધ અથવા અંતર જોવામા આવે છે જે વિચાર આચારમાં ઉતરી શકતો નથી તે જાતે જ નિર્બળ અને નિરર્થક હોવો જોઈએ. જે માણસો પોતાના આચાર પોતાના વિચાર અનુસાર નથી કરી શકતા તે પરાક્રમહીન હોવાથી જુગુપ્સાને પાત્ર થાય છે. વિચાર અને આચાર જ્યાં વિરોધી હોય અથવા વિચારની ઝડપ પ્રમાણે આચાર ઝડપથી ફરતા ન હોય ત્યાં ટીકા થતી હોય તો તે સહન કરી અને પોતાનાં દોષો, ન્યૂનતા, સ્ખલનોની નિરીક્ષા કરી બને એટલું સામંજસ્ય જીવનમા લાવવા યત્નશીલ થવું જોઇએ.

ટીકાકારોનાં દૃષ્ટિબિન્દુ સમભાવની ઉદારતાથી આપણે જોયા ટીકાને પાત્ર જેઓ થાય છે તેમની સ્થિતિ પણ એવી જ રીતે જોવી ઘટે છે સ્વરક્ષણને માટે આપણા સમાજે કેટલાક નિયમો ઘડયા હતા અને અનેક સદીઓમાં તેથી તેની સંસ્થા અખંડ રહી શકી. પરિણામ આવું શુભ નીવડવાથી સમાજને એ નિયમોમા વિશ્વાસ બેસે અને તેમનો ત્યાગ કરવા તે તદ્દન અનિચ્છુ બને એ સ્વાભાવિક છે. પોતાને અનુકૂળ સ્થિતિ હોય, પોતાની શક્તિઓના પ્રમાણમા એ અનુકૂળતાનો લાભ લઇ પોતાના સુખવૈભવ વધારી શકાતા હોય તો બંધન જેવા નિયમોને વશ કોઇ સમાજ રહેતો નથી પણ પ્રતિકૂળ સંજોગોમાં જે નિયમોથી આત્મરક્ષા થઇ હોય તેનો વર્તમાન પરિસ્થિતિમા-જે પરિસ્થિતિના લાભાલાભની કસોટી કાઢવાનો અનુભવ પોતાના અતીત કાળના નિયમોની કસોટી કાઢવાના અનુભવ જેવો મળ્યો નથી એવી પરિસ્થિતિમાં એ નિયમોનો ભંગ અથવા ત્યાગ સહન ન કરી શકે તો ફરીઆદ કરવા જેવું નથી. જયારે એ નિયમો ઘડાયા ત્યારે આપણા આગેવાનોને એ હિતાવહ લાગેલા અને તેમને અમલમા મૂકવા એમણે શું શું કર્યું હશે તેનો ઇતિહાસ મોજૂદ ન હોવાથી આપણે એમની મુશ્કેલીઓ, વિટંબણાઓ અને હાડમારીઓથી અજ્ઞાન છીએ. જો અજ્ઞાન ન હોત તો હાલની મુંઝવણો વિષમ સાલત નહીં હાલ આપણને ઉક્ત નિયમો બંધનરૂપ લાગે છે અને નવી પરિસ્થિતિ સમાજના ઉત્કર્ષ માટે હિતાવહ લાગે છે. આપણે એ સાબીત કરવાનુ છે, પછી જનસમૂહ વગર વિલંબે એનો અખ્ત્યાર કરશે. પરંતુ આ સંક્રાન્તિ અને સંઘર્ષણના યુગમા શાણપણાને પણ સ્થાન હોય છે પરિસ્થિતિને તદ્દન વશ રહી-જૂના નિયમો પ્રમાણે આચારો રાખી નવા, હિતાવહ લાગતા વિચારો કરનારા ઘણા શાણાએ હોય છે. વિચાર અને આચાર વચ્ચેનું અંતર એમને ખેદ નથી ઉપજાવતું કારણકે વિચાર પ્રમાણે આચાર ફેરવવામાં મહાભારત આપદાઓ નડતી ઉભેલી તેઓ અનુભવે છે પણ તેઓ એવું માને છે કે વિચારનુ બળ એવું છે કે ગમે તેટલા સૈકાઓથી ચણાએલી સામાજિક ભીંતો ઢોળી થયા વિના રહેશે નહી. વિચારોનો સખત મારો હશે તો જ સમાજના અનિષ્ટ બંધનો તૂટશે

ઉત્સાહ ગમે તેટલો હોય પણ તે પ્રમાણે સિદ્ધિ મેળવવા શકિત જોઈએ. આંબાનું ઝાડ ઉગાડવાનો અને તેનાં મિષ્ટ ફળ ચાખવાનો ભભુકતો ઉત્સાહ હોય પણ શકિત, આવડત, તપશ્ચર્યા, સંજોગ વગર તે નકામો છે. આપણા દેશમાં ઉકત વસ્તુઓની ગેરહાજરીને લીધે ઘણા ઘણા ઉત્સાહો જન્મતાં જ સૂકાઈ જાય છે. ઉત્સાહ આવ્યો એટલે સિદ્ધકાર્ય થવાની એવી પ્રતીતિ આપણને અને બીજાને થઈ જાય છે. પરંતુ જેને માટે ઉત્સાહથી આવિષ્ટ થયા છીએ તે સિદ્ધ કરવા જોઈતી શકિત આપણામાં છે? શકિત હોય તો તેને કેળવવા જે તપશ્ચર્યા કરવી પડે તે કરવા તત્પર છીએ? કેળવાએલી શકિતને વાપરવાનું મનોબળ મેળવવા શું શું કરવું જોઈએ! મનોબળ હોય તો વર્તમાન સંજોગોમાં આપણાં કૃત્યોના દૂરગામી પરિણામ ભવિષ્યની પ્રજાને સુખ કે દુઃખકારક નીવડશે તે કલ્પવા થોભવું જોઇએ? ફેરફાર તે માત્ર એક વ્યકિતના ક્ષણિક વિલાસ માટે નથી. પરંતુ સમષ્ટના સામર્થ્ય માટે છે એવી જોખમદારી સમજાય છે? આવા આવા પ્રશ્નોના સમાધાન જ્યાં લગી નથી થયાં ત્યાં લગી ઉત્સાહ વ્યર્થ છે. પરંતુ જ્યાં સમાધાન થયાં છે, નવા વિચારોમાં રહેલું કલ્યાણ સર્વ રીતે આવશ્યક અને હિતાવહ છે એવી-દૃઢ પ્રતીતિ થઇ છે અને એ વિચારો પ્રમાણે જીવન ઘડવા ન કજળે એવો આગ્રહ જીવનમાં વ્યાપ્યો હોય તો ઉત્સાહ કેવાં પરાક્રમો કરાવે તેની કલ્પના ભવ્ય છે તો પછી તેમનો આવિર્ભાવ તો કેવોય ભવ્ય હશે?

વિચાર પ્રમાણે આચાર થતાં વાર લાગે તો બન્ને પક્ષે આ વસ્તુસ્થિતિ લક્ષમાં લેવી ઘટે છે. જેઓ વિચાર કરે છે તેમણે માત્ર વિલાસની ખતર વિચાર ન કરવો. વિચારથી બને તેટલું મનોબળ કેળવવું અને આગ્રહ પ્રાપ્ત કરવો. ટીકાકારોએ સમભાવ બતાવી તેમને પોતાના વિચારો પ્રમાણે આચરણ કરવાની અનુકૂળતા કરી આપવી. બને તેટલી મદદ આપવી. જો આવો સ્નેહ બન્ને વચ્ચે હશે અને બન્નેનું ઇષ્ટ લક્ષ્ય એક જ હશે તો પછી આચારમા વિચારોને મૂર્ત થએલા જોવાનો અવસર દૂર નહિ રહે.

પુનરાવર્તન કરતા અર્કરૂપે એટલું કહેવાનું પ્રાપ્ત થાય છે કે, વિચારના પ્રસારણની બહુજ જરૂર છે. વિચાર વિના આચાર દોષિત થાય છે. મનુષ્ય માત્ર બુદ્ધિપૂર્વક જ પોતાનો બધો સંસાર ચલાવતો નથી. જે પ્રવાહમાં પડયો હોય છે તેમાંના ગમે તેવા વ્હેણને વશ થઇ તે જીવનયાત્રા કરે છે. આવા વ્હેણને આપણે સંજોગો અથવા આર્થિક ભીંસ (economic pressure) કહીએ છીએ. તેમનો દોર્યા દોરાવવું પડે છે તે વખતે અખિલ વસ્તુસ્થિતિનો વિચારથી આમેહુબ ખયાલ નથી હતો તો બહુ હેરાન થવું પડે છે. સંજોગોને લીધે સંયુકત કુટુમ્બો વિચ્છિન્ન થતાં જાય છે આપણે બુદ્ધિપૂર્વક તેમને વિભકત નથી કરતા એટલે એવી સ્થિતિ પ્રાપ્ત થાય છે ત્યારે તેને અનુકૂળ જે સામગ્રીઓ, નવા વિભકત (વ્યકિતપરાયણ) કુટુમ્બોમાં હોવી જોઈએ તે મોજુદ નથી હોતી. આથી જબરી હેરાનગતિ ભોગવવી પડે છે પરંતુ જો વિચાર સતત ચાલતો

હોય તો આવી દુઃસ્થિતિના નિવારણના ઉપાયો ચર્ચાયા વિના રહે જ નહિ. તમે બાળલગ્ન બંધ કરવા પ્રયત્નશીલ છો. એ બંધ કરતાં બીજા પ્રશ્નો નવા ઉઠશે તેમનો વિચાર કરવાની જરૂર રહેવાની. બાળલગ્ન બંધ થતાં મ્હોટી ઉમ્મરે લગ્ન થાય તો (૧) બ્રહ્મચર્યપાલન (૨) છોકરાઓના મ્હોટી ઉમ્મરે લગ્ન તો છોકરીઓની તે પ્રમાણમાં કઇ ઉમ્મર લગ્નયોગ્ય ઠરાવવી તે (૩) મ્હોટાં થઇ છોકરીઓ અને છોકરાઓ પરણે તો સ્નેહથી પરણે કે કેમ? તે (૪) સ્ત્રીકેળવણી (૫) ભણેલા વરો માટે બહુ માંગણી થાય તો 'વરવિક્રય' નો રીવાજ ઉભો થવાનો સંભવ (૬) મ્હોટી ઉમ્મરે છોકરીઓ પરણાવવાની હોય ત્યારે કોઇને આજન્મ કુંવારાં રહેવાની વૃત્તિ થાય તો તે વગેરે વગેરે પ્રશ્નોના પ્રતીકાર અથવા નિરાકરણ માટે જો સતત વિચાર નહીં કરો તો તમે કેવી રીતે તૈયાર રહી શકો? બીજું, યૌવનમાં સંક્રાન્ત થતી પ્રજાના જીવનમાં પેઢીએ પેઢીએ નવા બળો ઉત્પન્ન થાય છે અને તેમને લીધે જીવનયાત્રાની દિશા નક્કી કરવાનાં દૃષ્ટિબિન્દુ બદલાય છે. એક સમયે આપણા સમાજને નીતિ અને અર્થશાસ્ત્રની દૃષ્ટિથી આપણે તપાસતા હતા અને જે દોષો લાગે તેના નાશ માટે ચળવળ કરતા હતા. આજે રાજ્યશાસ્ત્રની દૃષ્ટિથી સમાજને તપાસવાનો છે અને આપણી પ્રજાને સ્વાવલંબી આત્મશાસક થવામાં આપણો સમાજ કેવી રીતે ઉપયોગી થાય? ઉપયોગી થવામાં અંતરાય નાખે એવા સમાજમાં કોઇ દોષો છે? હોય તો તેમનું નિકંદન કેવી રીતે કરવું? એ પ્રશ્નો પૂછતું દૃષ્ટિબિન્દુ આવી ઉભું રહે છે. આવાં આવાં દૃષ્ટિબિન્દુથી સમાજની નિરીક્ષા કરતાં જે સુધારા ઉચિત લાગે તે અમલમાં મૂકવા જતાં જે અનુભવો થાય છે તેમને લીધે ઇતિહાસના, માનવશાસ્ત્રના, ચેતનશાસ્ત્રના, અર્થશાસ્ત્રના, ધર્મસંપ્રદાયોના, સંસ્કૃતિના અનેક તંતુમય દૃષ્ટિબિન્દુઓ ઉઠે છે અને તે સર્વેનું દાણ આપ્યા વિના આગળ જવાતું નથી. માટે મારો તમને આગ્રહ છે, બહુ વિચાર કરો, જેટલી ચર્ચા થાય તેટલી કરો, જીવનના પ્રશ્નો જેટલા દૃષ્ટિબિન્દુથી તપાસાય તેટલા દૃષ્ટિબિન્દુથી તપાસો. ટીકા કે ફરીઆદથી મુંઝાશો નહીં પણ ઉલટા અધિક ઉત્સાહવાળા થજો. માત્ર એક વાત લક્ષમાં રાખજો કે વિચાર વિલાસ નહીં થઇ જાય. વિચારને આચારમાં પરિણત કરવો છે એ નિશાન ચૂકશો નહીં અને તે માટે તમારા દિલમાં પ્રખર પ્રજ્વલિત અગ્નિ પ્રકાશ અને ઉષ્મા માટે જાગતી રાખજો.

૨

આપણાં સર્વે સંકટો, દુઃખો, આપદાઓ, આધિઓ, વ્યાધિઓ, મુંઝવણો, વિટંબણાઓ વગેરેનો ઉપાય આ જમાનામાં એક જ જડયો છે. જ્ઞાનનું પ્રસારણ થશે એટલે આ સર્વેનું નિવારણ થઇ શકશે. જ્ઞાન પ્રસારવા કેળવણી લેવાની જોગવાઇ કરી આપવી જોઇએ. આપના મંડળે તેવી કેળવણી પ્રત્યે જે લક્ષ આપવા માંડયું છે તે યોગ્ય જ કર્યું છે. નામદાર ગાયકવાડ સરકારે પણ તમને કેળવણી લેવા વિપુલ અનુકૂળતા કરી આપી છે અને કેળવણીના જ વાતાવરણમાં તમે રહો છો એટલે કેળવણી પ્રત્યે તમે ઉદાસીન રહો

એવો સંભવ જ નહોતો. તમારા પ્રયત્નો જાતે નિહાળવાનો જોગ નથી મળ્યો પણ તેમના વિષે જે કાંઇ કર્ણપરંપરાએ સાંભળ્યું છે તે અનુસાર ખુલ્લા દિલથી હું એ બાબત તમારા લક્ષ ઉપર લાવવા માંગું છું

નિર્વાહના સાધન તરિકે કેળવણીનો પ્રસાર આવશ્યક છે એ હકીકત બાજુપર રાખીએ. આપણા ચારિત્રના વિકાસ માટે, આપણી જીવનયાત્રા રસિક અને સુખી કરવા કેળવણી આ બુને જરૂરી લાગે છે અલબત આ હેતુથી કેળવણી આપણામાં વિરલ જનો લે છે પરંતુ નિર્વાહ માટે લીધેલી કેળવણીથી એ ઉકત મહેચ્છા અને સંપન્નતા કેટલેક અંશે આવે છે આપણે જેમ જેમ કેળવણી લેતા જઇએ છીએ તેમ તેમ આપણી આસપાસ આપણા સગાવ્હાલામા, આપણી જ્ઞાતિમા, આપણા પ્રાંતમા અને આપણા દેશમા આપણને પ્રાપ્ત થએલા જ્ઞાનનો પ્રકાશ ફેલાએલો જોવા માટે ઉત્સુક હોઇએ છીએ કારણકે એ પ્રકાશ વિના આપણે સુખી નથી થવાનાં અને આપણા લોકો અને આપણા દેશની પ્રગતિના જે સ્વપ્નામાં આપણે માણીએ છીએ તે તાદ્રશ નથી થવાનાં હિન્દુસ્થાનમા ખેતીનો ધંધો વિશેષ પ્રચારમાં છે અને તેથી શહેરો કરતાં ગામડા વધારે છે તમે પણ શહેરો કરતાં ગામોના વતની છો એટલે સ્વાભાવિક રીતે તમને ગામોમા કેળવણી ફેલાવવાનું મન થાય છે, પણ મને એવું લાગે છે કે તમારા જેવા મંડળે કન્યાઓ અને સ્ત્રીઓની કેળવણી માટે પ્રયાસ કરવો જોઇએ. તમે સૌ લગભગ એક જ જ્ઞાતિના છો, એક જ વિદ્યાલયમાં સંસ્કારી અને સુશિક્ષિત થયા છો, અમુક પ્રકારની સરખી ભાવનાઓથી પ્રચલિત છો, તમારૂં સૌનું લક્ષ પણ સરખું લાગે છે, તમારે સૌને સરખી મુંઝવણો કે વિટંબણાઓ ભોગવવી પડે છે એટલે તમે સૌ મળી આપણા સંસારનો આ વિકટ છતાં સર્વ રીતે આવશ્યક પ્રશ્ન ઉપાડી લો તો તમને પોતાને લાભ થશે પરંતુ તમારી જ્ઞાતિને અને ગુજરાતને પણ જેવો તેવો લાભ નહીં થાય તમારા મંડળે અથવા એમના ઉત્પાદક નેતાઓએ પોતાના કાર્યોથી તમારા પ્રદેશમાં પ્રતિષ્ઠા મેળવી છે એ પ્રતિષ્ઠાને લીધે સ્ત્રીકેળવણી પ્રત્યે અમુક સંજોગોને લીધે તમારા પ્રદેશમાં વિરોધ હશે તો તે પણ ઓછો થશે અથવા તદ્દન શાંત પડી જશે અને સહાયતા રૂપમાં ફેરવાઇ જશે. તમારી પ્રતિષ્ઠા ઉપરાંત તમારૂં સંઘબળ એ પ્રશ્નનું ફલ સત્વર ઉપજાવશે. આજ લગી કરેલાં કાર્યોમા વ્યવસ્થા (organisation)નો જે અનુભવ પ્રાપ્ત થયો હશે તે અનુભવ આ નવા કાર્યમાં ઉપયોગી થશે એ પણ ઓછો ફાયદો નથી. બાળલગ્ન, ક્રિયાઓ પાછળ થતા ખોટા બીનજરૂરી લખલૂટ ખરચો, વગેરે તમે અટકાવવા માગો છો. જેઓ એવા નિષિદ્ધ આચારો કરતા હોય તેમના પ્રત્યે અણગમો બતાવી આ પ્રશ્નોના સંબધમાં લોકમત જાગૃત કરવા ઉત્સુક છો. પુરૂષોનો લોકમત ગમે તેટલો જાગૃત થશે પણ જ્યાં લગી સ્ત્રીઓનો લોકમત જાગૃત નથી થયો ત્યાં લગી 'સત્યાગ્રહ' શીઘ્રત સફલ નહિ પરિણમે. સ્ત્રીઓનો લોકમત જાગૃત કરવા તમારે તેમને કેળવવી, તેમને પોતાની મેળે સારા નરસાનો વિચાર કરતી કરવી જોઇએ તમે જે ફેરફારો કરવાં માગો છો તે સિદ્ધ થવાનો આધાર 'સત્યાગ્રહ' કરતાં સંજોગો

ઉપર વધારે છે. સુરતઅમદાવાદની ઘણી નાતોમાં બાળલગ્ન આપોઆપ નાબૂદ થયાં છે, બીનજરૂરી લખલૂટ ખરચો પણ બંધ થયા છે. જે સંજોગોથી ત્યાં આવા ફેરફાર થાય છે તેવાજ સંજોગો તમારે ત્યાં પણ આવશે અને તમને ઇષ્ટ અનુકૂળતા આપશે. આવા ફેરફારો થાય ત્યારે સ્ત્રીઓને કેળવવાની તજવીજ કરી રાખવી જોઇએ. તે તજવીજ ન કરેલી હોવાથી એ નાતોને ગહન કરવું પડ્યું છે. સહન કરવું પડયું ત્યારે હવે સુરત અમદાવાદમાં મહિલાવિદ્યાલયો સ્થપાયાં. તમારી એવી સ્થિતિ ન થાય માટે તમે અત્યારથી ચેતો. મને પોતાને જાતમાહિતી છે કે તમારામાથી જેમને સેજ પણ જોગવાઇ મળી છે તેમણે પોતાની સ્ત્રીઓને કેળવવાની તજવીજ કરી છે. પણ એવા છૂટાછવાયા પ્રયત્નો કરતાં સુવ્યવસ્થિત પ્રયત્ન થવો ઘટે છે. તમારી સર્વે શકિતઓ એ જ ઉદ્દેશ પ્રાપ્ત કરવા વાપરજો. ચરોતરકેળવણીમંડળ આ સંબંધમાં શરૂઆત કરશે એવી અને મારી વિનંતિ છે. સ્ત્રીકેળવણી માટે તમે સક્રિય કાર્ય નથી કર્યું એ મારો પહેલો આક્ષેપ છે.

અંગત સુખને માટે કે દેશની ઉન્નતિ માટે તમે આ બધી હિલચાલ કરતા હો તો એક મહત્ત્વની વાત આપ સૌએ ધ્યાનમાં રાખવાની છે. જ્યાં લગી દંપતિજીવન—આપણાં ગૃહજીવન ઉન્નત અને રસિક થયાં નથી ત્યાં લગી સુખ કે ઉન્નતિ નથી. આ વિચાર ગુજરાતમાં નાના મ્હોટા લેખકો, કવિઓ, વિચારકો તરફથી પ્રસંગોપાત્ત ઉદ્ઘોષવામાં આવ્યો છે. એ વિચારને તમે સ્વીકારો અને તે પ્રમાણે આચરો. તમારા જેવી જ્ઞાતિ ગૃહજીવન ઉન્નત કરી શકશે તો ગુજરાતના પ્રજાજીવનમા કેવો અદ્દભુત રસ આવશે, કેવી ગતિ આવશે, કેવું સુખ આવશે !

૩

આપણો દેશ ગરીબ છે છતા આપણાં આગેવાનોને શ્રીમંત દેશોના જેવું ખરચાળ રાજ્યતંત્ર જોઇએ છીએ. જે લોકકલ્યાણ અને દેશોન્નતિ તેમનું લક્ષ્ય છે તે એવા ખરચાળ રાજ્યત ત્ર વિના શકય નથી માટે જ તેઓ તેનો સ્વીકારે કરે છે આવી સ્થિતિમા રાજ્યતંત્રના ખરચાળપણાંથી જે બોજો, કર અથવા બીજી મદદ રૂપે પ્રજાએ ઉપાડવો પડે છે, તે ઉપાડવાનું ત્યારે જ સુકર થાય છે જ્યારે પ્રજા કાં તો વેપારઉદ્યોગ અને કરકસરથી શ્રીમંત થાય છે અથવા પ્રજાનો મ્હોટો બુદ્ધિશાળી વર્ગ ત્યાગવૃત્તિથી દેશસેવા કરવા પ્રવૃત્ત થાય છે. મને પોતાને એવું લાગે છે કે આ સર્વેના આશ્રયથી આપણો ઉદ્ધાર છે, માત્ર એકાદનાથી નહીં. દુનીઆના સર્વે દેશોના સંબંધમાં, દુનીઆની સર્વે પ્રજાના સંબંધમાં, દુનીઆની સર્વે સંસ્કૃતિના સંબંધમાં હવે આપણે આવ્યા છીએ. વેપારઉદ્યોગની વૃદ્ધિ બીજે થાય છે ત્યારે આપણે ત્યાં કર્યા વિના છુટકો નથી. આપણે ત્યાં જે જે ઢોચો ઉત્પન્ન થાય છે તે સર્વેમાંથી ઉપયોગી માલ તૈયાર કરવાની તજવીજ આપણે ત્યાં જ થાય, તો (૧) એવો માલ તૈયાર કરવાનાં જ્ઞાન અને આવડત આપણાં દેશમા વધે (૨) આપણાં દેશના લોકોને નવા ધંધાથી રોજી મળે (૩) પરદેશ જતો પૈસો

આપણા દેશમાં રહે (૪) આપણા લોકોને રોજંદી જરૂરી ચીજો સસ્તી મળે વગેરે વગેરે ફાયદા થાય. આ ઉપરથી એટલું પ્રતીત થાય છે કે વેપારઉદ્યોગ માટે આપણે વધારે ઊંચું જ્ઞાન સંપાદન કરવાની જરૂર છે. રાજ્યતંત્ર આપણાં હિત માટે પરાયણ થાય તો જ પ્રગતિ થશે. રાજ્યતંત્રને આપણું હિતપરાયણ કરવા આપણા પુષ્કળ રાજપુરૂષો જોઇએ. એમની પદવી પામવા ઊંચું જ્ઞાન સંપાદન કરવાની જરૂર છે. અત્યારે મ્હોટામાં મ્હોટી જરૂર આપણા દેશની હોય તો દુનીઆમાં જ્યાં જ્યાં ઊંચામાં ઊંચું જ્ઞાન મળતું હોય ત્યાં ત્યાં જઇ વિદ્વાન થઇ આવવાનું છે. દુનીઆના બીજા દેશોમાં જેટલી ઊંચી વિદ્યા છે તેટલી ઊંચી વિદ્યા આપણા દેશમાં લાવી નહીં વસાવીએ ત્યાં લગી આપણો ઉદ્ધાર નથી. ઊંચી વિદ્યા આવશે તો આપણે ધનાઢ્ય અને સ્વાવલંબી થઇશું.

રાજદ્વારી કારણોસર સ્વર્ગસ્થ ગોખલેએ પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજીઆત કરાવવા ઉપક્રમ કર્યો ત્યારથી એ પ્રશ્ન પ્રજાના હૃદયમાં સ્થાન પામતો ગયો છે અને તેનો આવિર્ભાવ જુદે જુદે સ્થળે થાય છે. તમને પણ એ ચળવળનો અને નામદાર ગાયકવાડ સરકારે ફરજીઆત પ્રાથમિક શિક્ષણ માટે કરેલી વ્યવસ્થાનો પાસ લાગ્યો છે. તમે ઊંચામાં ઊંચી કેળવણી મેળવવા સર્વ શક્તિઓ વાપરવા કરતાં પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણના પ્રસારણ માટે યત્નશીલ થયા છો. મારૂં પોતાનું એવું માનવું છે કે જેમ કેટલાક કુટુંબોમાં અગવડો વેઠી એક દીકરાને ભણાવવામાં આવે છે અને તેની કમાણીથી આખું કુટુંબ સુખી થવા ઇંતેજાર હોય છે તેમ આપણે અત્યારે થોડાક માણસોને ઉંચામાં ઉંચું જ્ઞાન પ્રાપ્ત કરવાની જોગવાઇ અને પ્રેરણા આપવી જોઇએ. તેમના પ્રયાસથી દેશમાં પંડિતો વધશે અને ધન વધશે એટલે આપોઆપ ગામડાંઓમાં જ્ઞાન આવશે. સમસ્ત દેશ અગવડ વેઠી જેમને સમર્થ કેળવણી આપે તેઓ ત્યાગવૃત્તિથી દેશની અને લોકોની પ્રગતિ અર્થે પ્રયત્ન કરશે તો તેમને કેળવવા પાછળ ઉઠાવેલી જેહમતનો બદલો શતધા કે સહસ્રધા વધી જશે. તમારા મંડળનું ખાસ ધ્યાન આ પ્રશ્નપરત્વે હું સારાથી અને એટલા આગ્રહથી ખેંચું છું અને આશા રાખું છું કે એનું ફળ આવશે.

આ પ્રસંગે, અત્યાર લગી તમે જે જે સેવાઓ કરી છે અને જે જે સંસ્કારો કેળવ્યા છે તેમની હું ઉપેક્ષા બીલકુલ કરતો નથી. તમે આટલું કર્યું છે અને હજુ ઘણું કરી શકો એમ છે માટે જ મેં આ બે મહત્ત્વની બાબતો તમારી આગળ આગ્રહથી રજુ કરી છે.

જ્યારે તમારૂં આવું મંડળ છે, જ્યારે તમારામાં સંઘશક્તિ છે, જ્યારે તમારામાં ચેતન છે, જ્યારે તમે સેવાનિષ્ઠ છો ત્યારે આપણા ગુજરાત પ્રાંતની ભિન્ન ભિન્ન હાજતો પૂરી પાડવા સમર્થ એવા તમારા સભાસદોમાંથી થવા જોઇએ. તમને સૌનું રા. રા. કરૂણાશંકરે ગુજરાતી સાહિત્યનો પરિચય કરાવેલો છે. ગુજરાતી સારૂં લખતાં તમ

આવડે છે છતાં તમારી જન્મભાષામાં સારા પુસ્તકો લખવાની તમને ઉર્મિ ઉઠી હોય એવું અદ્યાપિ મેં જાણ્યું નથી. તમારા મંડળમા આટલા બધા સભાસદો છે તો શું તેમની ફરજ નથી કે જુદા જુદા વિષયો પરત્વે માત્ર એકેક પુસ્તક લખી ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કરે અને સાહિત્યદ્વારા જનસમૂહનુ અજ્ઞાન ફેડે? ગ્રામ પુસ્તકાલયોની સંસ્થા તમારી કોમને લીધે જ ગુજરાતમા જન્મી છે અને પ્રસાર પામી છે. એવી સંસ્થાઓ યોજતાં તમને ગુજરાતી સાહિત્ય અધૂરૂં, અલ્પ અને નિર્ધન નથી લાગ્યું? નિશાળો કાઢવાથી જ જ્ઞાન વધે છે એમ નથી પરંતુ ગ્રંથો લખવાથી પણ જ્ઞાન વધે છે. તમને સૌને મારી આગ્રહપૂર્વક વિજ્ઞાપના છે કે તમે તમારી જન્મભાષાના સાહિત્યને સમૃદ્ધ કરવાનું ચૂકશો નહીં. જ્ઞાન પ્રસારણનું બીજું મુખ્ય સાધન આ જમાનામા વર્તમાન પત્રો છે. આપણાં ગુજરાત પ્રાંતની અનેક દુર્દશામાની એક દુર્દશા તેને પોતાનાં રાષ્ટ્રીય વર્તમાનપત્રો નથી તેની છે. આપણા વર્તમાનપત્રોમા (૧) સરકારની રાજનીતિની કોંગ્રેસની દૃષ્ટિથી ટીકા અને (૨) દેશદેશાવરોના ખબરો સિવાય કાંઇ આવતું નથી. પ્રજાનું જીવન ઘડવાનો ઉત્સાહ કોઇમા નથી ઉલટું છાલકાપણુ, ગંભીરતાનો અભાવ બહુ દૃગ્ગોચર થાય છે. ગુજરાતના એવા કમભાગ્ય છે કે વર્તમાનપત્રો અલ્પ શિક્ષિત મનુષ્યો શરૂ કરે છે પછી તેમના નોકર તરિકે સંસ્કારી અથવા ગ્રેજ્યુએટ થએલા નોકરો તે વર્તમાનપત્રોના તંત્રીનુ કામ કરે છે આવી સ્થિતિમાં કોઈપણ વર્તમાનપત્રને આદર્શ કે લક્ષ્ય નથી હોતું. વર્તમાનપત્ર માત્ર પૈસા કમાવાનું સાધન થઇ રહ્યુ છે આવી સ્થિતિમાં તમારામાંથી અનેક જણને મારી વિજ્ઞાપના છે કે તમે વર્તમાનપત્રના તંત્રી થવાની લાયકાત મેળવો અને અંગ્રેજીમા તથા ગુજરાતીમાં વર્તમાનપત્ર ચલાવી શકો એવા સમર્થ થાઓ અને તમારી કલમથી ગુજરાતનુ નવજીવન રચવામાં મદદગાર થાઓ પ્રજાના રસ, વિલાસ, જ્ઞાન કેળવવાનુ મ્હોટું સાધન રંગભૂમિ છે એનાથી તમે વિમુખ નહીં રહેશો પણ એના પર ભજવાતા પ્રયોગોનું સૂક્ષ્મ નિરીક્ષણ કરજો. સમભાવથી તેમના દોષો બતાવો દૂર કરાવા પ્રયત્ન કરજો અને જેમનાથી શક્તિ કેળવાય તેઓ સારા નાટકો લખવાની શક્તિ કેળવજો.

આ યુગમા વિજ્ઞાનના જ્ઞાનની અનેક રીતે જરૂર છે. એનુ જ્ઞાન મેળવવામાં બેદરકાર રહીએ છતા એને લીધે સગવડવાળી થએલી વસ્તુઓ દિનપરદિન વપરાશમાં આવતી જાય છે. એ ખાતર તેમજ વિજ્ઞાનથી સત્તા, બળ, સામર્થ્ય મળે છે તે ખાતર વિજ્ઞાન સંપાદન કરવા આપણે કમ્મર કસવી જોઇએ વિજ્ઞાનનું જ્ઞાન ખેતીમા ઉપયોગી થશે, આમ્યજીવન નિરામય અને સુખી કરવામાં ઉપયોગી થશે, દેશમાં નવા ઉદ્યોગો ખીલવવામા ઉપયોગી થશે માટે તેનુ જેટલું જ્ઞાન મળે તેટલું લો. આ ઉપરાત રાજ્યનીતિનો સર્વાંગ અભ્યાસ તમે કરો અને રાજ્યતંત્રના પ્રશ્નો ચર્ચી સરકાર પાસે લોકહિત સધાવવા સમર્થ હોય એવા લોકનાયકો તમારામાંથી પાકો. તમે ઉંચી મહેચ્છા રાખો. તમારા સમાગમમા મને તમે બહુ નરમ અને વિનયી લાગ્યા છો પણ આ જમાનામા એ બહુ કામના ગુણો નથી. "દુનીઆના અમે સ્વામી થવા સરજાએલા છીએ, દાસ થવા નહીં" એવા વિચારથી પ્રેરિત થાઓ.

અંગ્રેજ સરકારે આપણાં હથીઆર છીનવી લીધાં એટલે આપણે પણ શાંતિથી સાધુવ્રત પાળ્યું. પરંતુ ગોવર્દ્ધનરામની ભવિષ્યવાણી પ્રમાણે જેણે હથીઆર લીધાં હતાં તેણે જ તે પાછાં આપવા માંડયાં છે અથવા પાછાં આપશે. સામ્રાજ્યના તેમજ આપણા ભારતવર્ષના રક્ષણ માટે આપણાં રાજ્યકર્ત્તાઓની સાથે આપણે પણ આયુધબદ્ધ થવું પડશે. આપણામા ક્ષાત્રોદ્રેક નહીં હશે તો જ્યારે એ પળ આવશે ત્યારે આપણે એનો લાભ નહીં લઇ શકીએ અને બીજા પ્રાંતોના પ્રમાણમાં ગુજરાતમાંથી સૈનિકો નહીં નીકળશે તો ગુજરાતને હિણપત લાગશે, ગુજરાતની પ્રતિષ્ઠા ઓછી થશે. તમે તમારી જાતને ક્ષત્રીની માનો છો [1] તો પછી ક્ષાત્રોદ્રેક પોષવો એ તમારો ધર્મ છે. મરાઠાઓ, શીખ, પઠાણ, પુરબીઆ વગેરે લશ્કરમાં લડે અને તમે નહીં એ તમને સાલતું નથી? તમારામાં લડવૈઆ થવાની શારિરિક કે માનસિક કમીના હોય તો તે દૂર કરો. શારિરિક બળમાં આપણે બહુ જ પછાત છીએ. શારિરિક બળ મેળવવા આપણે બીલકુલ ઇંતેજાર નથી. પુણામાં મેં જોયું હતું કે દક્ષિણી વિદ્યાર્થીઓ દરેક મરદાની રમતોમાં ભાગ લેતા ત્યારે તમે માત્ર ફરીને જ વ્યાયામ લેતા. મે તમને ઘણીવાર આ સંબંધમાં પ્રશ્ન પૂછયા હતા એ તમને સૌને સ્મરણમાં હશે. અખાડાઓ તમારે ત્યાં થવા જોઇએ. લડવૈયાને ખરની મરદાની રમતો વધવી જોઇએ. આજ આટલાં આટલાં વર્ષો થયાં કોઇ ગુજરાતીએ સરકસ કેમ કાઢયું નથી? કોઇ ગુજરાતીએ શિકારના લ્હાવા કેમ માણ્યા નથી? બંગાળી પ્રજાના શરીરબળને મેકોલેએ તુછકાર્યું હતું છતાં સરકસથી ઘણાં બંગાળીઓએ નામના મેળવી છે; શિકાર માટે દેશવિદેશ જઇ ખ્યાતિ મેળવી છે અને બંગાળી 'ભદ્ર' લોકો સામાન્ય સિપાહી તરીકે લડવા ગયા છે. તમે હવે જેટલો વિલંબ મરદાનગી મેળવવામાં કરશો તેટલો વિલંબ આત્મઘાતક થશે.

કેળવણીના ફેલાવા માટે જ્યારે જ્યારે તમે પ્રયત્નો કરો ત્યારે ત્યારે આ બધું યાદ રાખજો. કેળવણી મેળવતાં બે વાત ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે પુસ્તકો વાંચતાં શીખીએ ત્યારે આપણાં મનોવ્યાપાર પણ સંચલિત થવા જોઇએ. માનસિક વિકાસ થવો જોઇએ એટલું જ નહીં પણ માનસિક સમૃદ્ધિ પ્રાપ્ત કરવી જોઇએ. મનોબળ ખીલવવું જોઇએ. આ સર્વની સાથે શરીરબળ મેળવવા બીલકુલ ચૂકવું ન જોઇએ. આ સ્વરૂપને આપણે Self culture કહીશું. બીજું સ્વરૂપ equipment કહેવાય છે. જ્ઞાનના ભિન્ન ભિન્ન અંગો છે તે યથાસ્થિત સંપાદન કરવાં તે એ છે. આપણને હાલ પાઠશાળાઓમાં (Colleges) જે કેળવણી મળે છે તે આ બન્ને સ્વરૂપમાં ન્યૂન હોય છે. તેનો ઉદ્દેશ માત્ર તમારા મનોવ્યાપારને ગતિમાં મૂકવાનો છે. તમારી માનસિક સમૃદ્ધિ વધારવાનો નથી. ગ્રેજ્યુએટ થયા પછી તરતજ આપણાથી કોઇ પણ મહાભારત સેવા ઉપાડાતી નથી એનું કારણ હવે સમજાશે.

---

૧. આ મંડળના સભ્યો પાટીદારો જ હશે એમ માની આમ લખ્યુ છે પરંતુ માત્ર પાટીદારોજ નહી પણ બીજી જ્ઞાતિઓના સભ્યો આ મંડળમાં છે એવુ પછી મારા જાણવામા આવ્યુ છે

આપણને મળતી કેળવણી કેટલી ઓછી અને કેટલી અધૂરી છે તેનો ખ્યાલ સાર્વજનિક જીવનમાં પડી એ જીવનના વિવિધ પ્રશ્નોના ઉકેલ માટે આપણે પ્રયત્નો કરવા પડે છે ત્યારે આવે છે માટે કેળવણી ઉંચામાં ઉંચી, સમૃદ્ધમાં સમૃદ્ધ, વિવિધમાં વિવિધ મેળવવા જેટલી તજવીજ થાય તેટલી કરજો

૪

ગયે વર્ષે સ્વદેશી ચીજોનું પ્રદર્શન તમે ભર્યું હતું. તેની વીગતની મને ખબર નથી પણ આટલો જ સવાલ પુછુ છું: સ્વદેશી ચીજોના વધારે વેચાણ માટે કે એવી અને બીજી ચીજો સ્વદેશમાં ઉપજાવવાની જાગૃતિ લાવવા એ પ્રદર્શન હતું? માત્ર પરિચય કે વેચાણ માટે પ્રદર્શન હોય તો શરૂઆતના થોડાક વર્ષ તે ઉપયોગી થશે પણ હમેશ તેમ નહીં રહે. પરંતુ સ્વદેશમાં પરદેશ જેવી ચીજો બનાવવી હોય તો શું શું કરવું જોઇએ તેનો નિરાંતે વિચાર કરશો અને થાય એટલું કરવા પ્રવૃત્ત થશો તો વધારે લાભ છે. આ પ્રશ્નના સંબંધમાં આપણા દેશમાં જે જે ઉહાપોહ થાય છે તેથી વાકેફગાર થવા તમને મારી વિનંતિ છે. નવા નવા સ્વદેશી ઉદ્યોગો થતા હોય તેમના સાફલ્ય કે વૈફલ્યના કારણોથી માહિતગાર થવા વિનંતિ છે. નવા ઉદ્યોગો માટે કેવા જ્ઞાન, અનુભવ, દ્રવ્ય, આવડત, સંજોગો, રાજ્યસાહાય્ય વગેરેને કેવી અને કેટલી જરૂર છે તેનો કયાસ કઢાડવા અને થઇ શકે તેટલું કરવા વિનતિ છે આજે આ પ્રશ્ન વિષે અધિક બોલવા મારો વિચાર નથી.

ઉપસંહારમાં ફરીથી એટલું જ કહેવાનું છે કે પુષ્કળ વિચારો ચર્ચાઓ કરો.
સ્ત્રી કેળવણી માટે અને ઊંચામાં ઊંચી કેળવણી માટે તમારી સર્વ
શક્તિઓ વાપરો.

તમારા જીવન ઉપર અને તમારા મંડળ ઉપર જે દેશસેવકની ગાઢ છાપ પડેલી છે તેમનો પ્રત્યક્ષ નામનિર્દેશ અત્યાર લગી મેં નથી કર્યો. હવે તે ઉદારચિત્ત પુરૂષને– આપ સૌ જાણો છો કે કોણ ઉદ્દિષ્ટ છે—રા. રા. મોતીભાઇ નરસિંહભાઇ અમીનને, તમને સૌને ગુજરાતના સુપુત્રો થવા, ભારતવર્ષના ઉત્કર્ષમાં તમારી દ્વારા ગુજરાતને સામેલ કરવા તેઓ પોતાની વગ, પોતાનો અનુભવ, પોતાનું જ્ઞાન, પોતાનુ ચારિત્ર્યબળ, પોતાની દેશદાઝ આદિ સર્વનો સંપૂર્ણ લાભ આપવા સમગ્ર ગુજરાતની ખાતર મારી વિનંતિ છે.

જય જય ગરવી ગુજરાત.

રણજીતરામ વાવાભાઈ.

# કન્યાઓના માધ્યમિક શિક્ષણ માટે ખાનગી વિદ્યાલયોની અગત્ય.[1]

## પ્રાસ્તાવિક

આપણા આખા દેશની કેળવણી સબંધી સ્થિતિ અત્યારે કેવી છે, તે વિચારતા દરેક જણનુ હૃદય કંપી ઉઠે તેમ છે તેમાયે વળી સ્ત્રી કેળવણીના આકડા તપાસીએ, તો તો હૃદય ચીરાઇ જ જાય છે દસ પુરૂષે એક જણ લખી વાચી શકે તેવો છે, પણ સો સ્ત્રીઓમાથી તો નવાણુ સ્ત્રીઓ તદ્દન નિરક્ષર છે પ્રાથમિક કેળવણીની આ સ્થિતિથી આપણે તો શરમાવાનુ છે જ, પરતુ તેથીએ વધારે શરમાવાનુ તો, સો વર્ષથી આપણા ઉપર રાજ કરનાર, સસ્કૃતિમા આગળ વધેલી, કેળવણીની ખાસ હિમાયતી, સ્ત્રી પ્રત્યે બહુમાન ધરાવતી, બ્રિટિશ પ્રજાને છે

## માધ્યમિક કેળવણીની અગત્ય કેવી છે ?

આ તો પ્રાથમિક કેળવણીની વાત કરી પરતુ સ્ત્રીઓમા પ્રસરેલી માધ્યમિક કેળવણીની સ્થિતિ તો આથી ઘણી જ ખરાબ છે અને ખરેખરી ઉપયોગી કેળવણી, શુભ સસ્કારો પાડનારી કેળવણી, ફળદાયી કેળવણી તે તો માધ્યમિક કેળવણી જ છે પ્રાથમિક કેળવણીમા તો લખતા, વાચતા, અને થોડુક ખપજોગું ગણિતનુ જ્ઞાન મળેલુ હોય આ કેળવણી લીધેલી બાળા, પોતે જાતે કદાચ સુખી થઇ શકે કે વ્યવહારમા તેને થોડો ઘણો લાભ મળી શકે, પરતુ તે કેળવાયલી—ખરા અર્થમા કેળવાયલી—કે જ્ઞાની કહી શકાશે નહિ સ્ત્રીઓને જ્ઞાની બનાવવી હોય, તેમના જ્ઞાનની છાપ તેમની સતતિ ઉપર પડે તેવી ઇચ્છા હોય, સમાજમા તેમના *વ્યક્તિત્વની અસર કારગરી હોય, તો તો માધ્યમિક શિક્ષણની જ અગત્ય છે* તે વિના આ સર્વ અસભવિત જ છે

## પ્રાથમિક કેળવણી—એકદર સખ્યા

આપણી સ્ત્રીઓમા જો કે દેશની વસ્તિના પ્રમાણમા પ્રાથમિક કેળવણી ફક્ત એક જ ટકો છે, તો પણ આપણો દેશ ઘણો જ મોટો હોવાથી, આ જુજ ટકાની પણ પ્રાથમિક શિક્ષણ લીધેલી અને લેતી, સ્ત્રી અને કન્યાઓની સખ્યા, એકદરે, પ્રમાણમા નહિ, પણ સરવાળે, મોટી છે ગુજરાતના આપણા પાચ જીલ્લા તપાસીશુ તો આ વાત આપણે સહજ જોઇ શકીશુ કાઠિયાવાડ, અને એજન્સીઓ, આપણા ગુજરાતમા જ સમાઇ જાય, તો પણ અત્યારે તો, આપણે ફકત ઉત્તર વિભાગના થાણા શિવાયના પાચ ગુજરાતી જીલ્લાઓના જ આકડા તપાસીશુ

1 પ્રાન્તિક કેળવણી પરિષદ માટે

| | જીલ્લો | પ્રા કન્યાશાળાની સખ્યા | તેમા વિદ્યાર્થીની સખ્યા |
|---|---|---|---|
| ૧. | અમદાવાદ | ૭૭ | ૭૧૦૦ |
| ૨ | ખેડા | ૬૯ | ૫૬૫૦ |
| ૩ | ભરૂચ | ૩૯ | ૨૮૦૦ |
| ૪ | સૂરત | ૬૬ | ૫૩૫૦ |
| ૫ | ૫ચમહાલ | ૧૫ | ૧૧૦૦ |
| | | ૨૬૬ | ૨૨૦૦૦ |

આ ઉપરથી જોઇ શકાશે કે આ પાચે જીલ્લાના જુદા જુદા ગામોમા થઇને સરવાળે ૨૬૬ પ્રાથમિક કન્યાશાળાઓ છે, અને તેમા ૨૨૦૦૦ કન્યાઓ અત્યારે શિક્ષણ લે છે

## માધ્યમિક કેળવણીના આકડા

પરતુ આ કન્યાઓને આગળ વધીને માધ્યમિક કેળવણી લેવી હોય તો કેટલી સંસ્થાઓ છે, તેનો વિચાર કરીએ છીએ ત્યારે હૃદય નિરાશાથી ભરાઇ જાય છે ઉપર જણાવેલા જ પાચ જીલ્લાના બધાયે શહેરોમા થઇને ૧૯૧૪–૧૫ ના કેળવણી ખાતાના રિપોર્ટમા જણાવ્યા પ્રમાણે ફક્ત ગણુની પાચ જ સસ્થાઓ, કન્યાઓને માધ્યમિક કેળવણી આપે છે એક ફક્ત અગ્રેજીમાજ શીખવતી રેલ્વે મિડલ સ્કુલ અમદાવાદમા આ ઉપરાત છે ખરી, પણ તેમા મૂખ્યત્વે એગ્લો ઇંડિયનો જ ભણતા હોવાથી, તથા તે રેલ્વેના જ માણસો માટે હોવાથી, તેની ગણની કરી નથી ઉપરની પાચ શાળાઓમાથી બે અમદાવાદમા છે, બે સુરતમા છે, અને એક ભરૂચમા છે તેની વિગત નીચે મુજબ છે

| | | વિદ્યાર્થીઓની સખ્યા |
|---|---|---|
| ૧. | અમદાવાદ સરકારી (ટ્રેનિંગ કૉલેજ સાથે) | ૧૭૩ |
| ૨ | ,, કૉન્વેટ | ૯૮ |
| ૩ | ભરૂચ ખાનગી હાઇસ્કુલ | ૮૬ |
| ૪ | સુરત ,, ,, | ૬૮ |
| ૫ | ,, વનિતા વિશ્રામ | ૩૭ |
| | | ૪૬૨ |

## માધ્યમિક શિક્ષણ માટેની સસ્થાઓની તાણ

આ પ્રમાણે જે વિભાગમા બાવીસ હજાર કન્યાઓ પ્રાથમિક શિક્ષણ લે છે, તે જ ભાગોમા ફક્ત ૪૬૨ કન્યાઓ જ માધ્યમિક શિક્ષણ લેતી માલુમ પડે છે આ સંખ્યા ઘણી જ ન્યૂન હોવાનુ મૂખ્ય કારણ દેખીતુ જ છે આ પાચ જીલ્લાઓમા મ્યુનિસિપાલીટી ભોગવેલા લગભગ બાવીસ ગામ છે, અને તે ઉપરાત પણ બીજા મોટા ગામ છે, તો પણ

માધ્યમિક કેળવણી આપનારી સંસ્થાઓ તો ફક્ત ત્રણ જ શહેરોમાં છે. બાકીના બધાં ગામોમાં પ્રાથમિક શિક્ષણ પૂરૂં કરીને બેસી રહેલી સેંકડો બાળાઓ હશે, તેમને ભણવાનો અવકાશ હશે, ભણવાની ઇચ્છા હશે, તો પણ ભણાવનારને અભાવે તે સઘળી સરોજીની નાઇડુના કહેવા મુજબ Unlighted Lamps અપ્રકાશિત જ્યોતો જ રહેવાને સરજાયેલી છે. આ પાંચ જીલ્લાઓમાં વસ્તિપત્રક પ્રમાણે ૧૩,૪૯,૦૦૦ સ્ત્રીઓની સંખ્યા છે, તેમાંથી માધ્યમિક શિક્ષણ લેનાર ફક્ત ૪૬૨ બાળાઓ છે. માતાની અસર બાળક ઉપર કેવી થાય છે, તેના સંસ્કારની છાપ તેના સંતાન ઉપર કેવી પડે છે, સંસાર સુધારામાં સ્ત્રી વિનાના પ્રયત્નો કેવા નિષ્ફળ જાય છે, તે સઘળું જાણ્યા પછી, શું આપણો સઘળો આધાર ફક્ત આ ૪૬૨ બાળાઓ ઉપર જ રાખીને બેસી રહીશું? શું ફક્ત ત્રણ જ ગામની બાળાઓ માધ્યમિક શિક્ષણ લેશે તેથી પાંચે જીલ્લામાં પ્રગતિ, નવજીવન, નવા વિચારો, આવી શકશે? દર વર્ષે ગુર્જર ગ્રેજ્યુએટની વધતી જતી સંખ્યા માટે સહધર્મચારિણીઓ થવાને શું આ સંખ્યા પૂરતી છે? આ સ્થિતિમાં શહેર અને ગામે વચ્ચેનો સંબંધ અતડો થઇ જવાનો શું સંભવ નથી? આ સ્થિતિમાં તો ગુજરાતની પ્રગતિની વાત કરવી જ જાણે મિથ્યા લાગે છે.

## કરવું શું?

ત્યારે હવે કરવું શું? સરકારને તો આપણે ઓળખી છે તેનો સો વર્ષનો ગુજરાતની સ્ત્રીકેળવણીના કાર્યનું સરવૈયું આપણે ઉપર જોયું છે તે ઉપરાંત વળી ..ધ્યમિક કેળવણી તે સરકારને માથે નથી, તેવી જાહેર કરેલી રાજનીતિ આપણી યાનમાં છે. બહુ તો જીલ્લા દીઠ જેમ પુરૂષોની છે તેમ, સ્ત્રીઓની પણ એક એક હાઇસ્કુલ સરકાર કાઢશે. પણ તેથી આપણી તાણ મટશે નહિ 'આપણે ધાર્યું' ફળ મેળવી શકીશું' નહિ અને ઘણાઓના મત મુજબ આ કામમાં સરકારની મદદ— અથવા ખરૂં કહેતા સરકારની દખલ—આપણને જોઇતી નથી. હવે ભણેલા દેશીઓની સંખ્યા ઓછી નથી. તેમની વ્યવસ્થા શક્તિ પણ કાંઇ કમ નથી અને સરકાર જે આર્થિક મદદ આપે છે તે કાંઇ દરિયાપારના પૈસાથી આપતી નથી, તે વાત બધા સમજે છે. આપણા જ પૈસા છે, મૂખ્યત્વે દેશી જ અમલદારો છે, અને દેશીઓની ઘડેલી જ યોજનાઓ છે, સરકારની તો ફક્ત આડત જ છે અને એ આડત ઘણી જ ખર્ચાળ છે. વધારે વેરા વગર વધુ મદદ કેળવણીને—સ્ત્રી કેળવણીને મળનાર નથી. તો આ વેરો ઉઘરાવવામાં અને તે પાછો આપવામાં સરકારને આડતમા જ ઘણું ખર્ચ થવા સંભવ છે. માટે તેને બદલે આપણે જ તે કેળવણી કર તરીકે અથવા ફંડ તરીકે ઉઘરાવીએ તો વધારે લાભ થવા સંભવ છે. વળી સરકારને લોકોની—ખાસ કરીને સ્ત્રી કેળવણીની બાબતમાં લોકોની—ખરી પરિસ્થિતિનો ખ્યાલ નથી. તે માટે ખ્યાલ આવતા ઘણો વખત લાગશે અને ખ્યાલ આવ્યા પછી પણ તે પરિસ્થિતિને અનુકૂળ સ્ત્રી કેળવણી માટેની સંસ્થાઓ શરૂ કરતાં તેથી પણ વધારે વખત લાગશે અને ત્યાં સુધી બેસી રહેવાય નહિ જ.

## ખાનગી પ્રયત્નોની જરૂર.

માટે હવે તો આ કામ સારૂ ખાનગી પ્રયત્નોની ખાસ જરૂર છે. તેમ કર્યા શિવાય સ્ત્રીઓમાં માધ્યમિક શિક્ષણનો પ્રચાર બરોબર ફેલાવાનો બિલકુલ સંભવ નથી. જે જે ગામોમાં પ્રાથમિક શિક્ષણ લેતી કન્યાઓની સંખ્યા વિશેષ હોય, તે ગામોમાં માધ્યમિક શિક્ષણ સારૂં પ્રજાકીય કન્યાવિદ્યાલયો સ્થાપવાની ખાસ જરૂર છે. હું તો ત્યા સુધી કહું છું કે જે ગામમાં ત્રણ કન્યાશાળાઓ પ્રાથમિક શિક્ષણ માટે હોય ત્યાં એક વિદ્યાલય હોવું જ જોઇએ. જો આવાં વિદ્યાલયો સ્થપાશે તો ભણનાર તો અવશ્ય મળી આવશે જ. અમદાવાદ અને સુરતના વિદ્યાલયોમા, તે ચાલુ થતાં વાર જ ૧૫૦ ઉપરાંત કન્યાઓ થઇ ગઇ તે જ વાત આના પુરાવા રૂપ છે. વલસાડ, ગોધરા, અંકલેશ્વર, નડિયાદ, ભરૂચ, બોરસદ, કપડવંજ, વીરમગામ, ઉમરેઠ, વગેરે ગામોમાં આવા વિદ્યાલય જરૂર ભરાઇ જાય

## ખાનગી સંસ્થાની વિશેષતા.

અત્યારની કન્યા હાઇસ્કુલો કરતાં આ કન્યા વિદ્યાલયોમાં ઘણી વિશેષતા રહેશે. પ્રથમ તો છોકરાઓ, કે જેમને ઉદરપોષણ અર્થે કેળવણી લેવાની છે, અને જેમને આગળ વધી કૉલેજમાં જવાનો ઘણો સંભવ છે, તેમને માટે પણ અયોગ્ય ધરાતુ, વિષયોની અતિશયતાવાળું, મેટ્રીકનું ધોરણ તેમા રાખવાની જરૂર કે ફરજ રહેશે નહિ. ત્યારબાદ માતૃભાષાદ્વારા શિક્ષણ આપવાનું આ સંસ્થામાં શક્ય થઇ જશે. વળી ગુજરાતી સાહિત્યનું તથા ભાષાનું પદ્ધતિસર શિક્ષણ એમા આપી શકાશે. આરોગ્યશાસ્ત્ર કે ગૃહવ્યવસ્થા અને ભરતગૂંથણ વગેરે, સ્ત્રી ઉપયોગી વિષયોનો આ વિદ્યાલયના ક્રમમાં સમાવેશ કરી શકાશે. સૌથી લાભદાયક વાત તો એ બની શકશે કે ભવિષ્યની આર્ય ગૃહિણીઓની દેખરેખ, દેશની ભાવનાઓથી અજાણ દેશીઓના રીતરીવાજ થી અજ્ઞાન, અને વિચિત્ર વિચારોવાળી પરદેશી સ્ત્રીઓના હાથમાં નહિ રહેતાં, કન્યાઓની અડચણોથી માહિતગાર, તેમની તરફ અનુકંપાથી જોનાર, અને દેશના ઉજ્વળ ભવિષ્યમાં શ્રદ્ધા રાખનાર આર્ય સ્ત્રીઓ આ સંસ્થાઓની નિયામક રહી શકશે. વળી તે તદ્દન લોક નિયંત્રિત હોવાથી, આપણી રાષ્ટ્રીય ભાવનાની પોષક થશે

## વ્યવસ્થા માટે મંડળ.

આ વિદ્યાલયોની સ્થાપના માટે, આપણા પાસે જીલ્લાનું એકત્ર કન્યાકેળવણી મંડળ હોવું જોઇએ અને તે મંડળે અનેક ઉપાયે-મેમ્બરોની ફીમાંથી-અથવા ઉઘરાણાથી ફંડ કરવું જોઇએ અને ત્યાર બાદ જીલ્લા શાખાઓ અને તાલુકા શાખાઓ કાઢવી જોઇએ. ત્યાર પછી જુદે જુદે ગામ ફરી આવાં વિદ્યાલયોની અગત્ય તરફ લોકોનું ધ્યાન ખેંચવું જોઇએ અને જે પ્રદેશના લોકો અમુક રકમ ઉભી કરે, તેને મુખ્ય ફંડમાંથી બીજી અમુક મદદ મળે તેવી યોજના કરવી જોઇયે

## મંડળે કરવાનાં કામ.

વળી મુખ્ય મંડળ તરફથી આવા વિદ્યાલયો માટે અભ્યાસક્રમ વગેરેના મુખ્ય સિદ્ધાંતો મુકરર કરવા જોઇએ અને તેમા સ્થાનિક સંજોગોને અનુસરતા ગૌણ ફેરફાર કરવાની જીલ્લા કે તાલુકા મંડળોને સત્તા હોવી જોઇએ. તે ઉપરાંત આ મંડળે વિદ્યાલયની આંતર વ્યવસ્થા ઉપર દેખરેખ રાખવા માટે ઇન્સ્પેકટરોની યોજના પણ કરવી જોઇએ. તથા ફંડ આપવામા આવે તેટલે હિસ્સે ખર્ચની તપસીલ પણ તપાસવી જોઇએ અને જો જરૂર લાગે તો ખાસ વિષયોના ફરતા શિક્ષકો પણ રાખીને સઘળે મોકલવા જોઇએ.

વળી આ મુખ્ય મંડળને સામાન્ય, યા તો દરેક વિદ્યાલય દીઠ—ખાસ કરીને શરૂવાતમાં—કાંઇક ગ્રાંટ આપવાની પણ સરકાર તરફથી વ્યવસ્થા થવી જોઇએ પરંતુ આ ગ્રાટ કાંઇ પણ બંધનો રહિત જ જોઇએ ક્રમ શિક્ષકોની લાયકાત, શાળાનાં મકાન, કે તેવી બીજી કોઇ પણ જાતની શરતો સરકારે કરવી જોઇએ નહિ. ટુંકમાં ઍજ્યુ ઇન્સ્પેકટર સાહેબની સ્વારી આ ખાતામાં પધારવી જોઇએ નહિ, સરકારનો સંબંધ વિદ્યાલયો સાથે નહિ પણ મંડળો સાથે હોવો જોઇએ અને બાકીની વ્યવસ્થા તો મડળોના હાથમાં જ હોવી જોઇએ. આ ઉપરાંત જે જે સ્થળોમાં મહિલાવિદ્યાલયો નિકળે ત્યાંની મ્યુનિસિપાલીટી કે લોકલ બૉર્ડ તરફથી પણ બિનશરતે ફાળો મળવો જોઇએ. આ ખાતાઓ પુરૂષોની ઉચ્ચ કેળવણીમા તો ફાળો આપે છે તો સ્ત્રી કેળવણીનો પણ તેમના ઉપર હક્ક છે જ.

અંતના ધોરણ માટે જુદા જુદા મહિલાવિદ્યાલયો માટે પરીક્ષાની કાંઇક એકસરખી વ્યવસ્થા હોવી જોઇએ કે જેથી કરીને ધોરણોનું સરખાપણું સચવાય, એક વિદ્યાલયમાથી બીજામાં કન્યાઓ જઇ શકે. આ માટે કાં તો પૂનાની સ્ત્રીઓની યુનિવરસિટીનો લાભ લેવો; અથવા તો ગુજરાતની જુદી યુનિવરસિટીની વ્યવસ્થા કરવી. અગર તો મુખ્ય મંડળ જ યુનિવરસિટીનું સ્વરૂપ લઇ લે, અને પરીક્ષકો નિમિને પાસ- થનારને સર્ટીફીકેટો આપે.

## મેટ્રિક સંબંધી વિચાર.

હવે પ્રશ્ન જે ખાસ ઉભો થાય છે તે એ છે કે આ વિદ્યાલયોમાં ક્રમ કેવો રાખવો. હાલનો છોકરાઓનો ક્રમ, તેમને મેટ્રિકને માટે તૈયાર કરે છે. આ ક્રમ છોકરાઓને માટે પણ યોગ્ય નથી એમ બૂમ છે, તો જ્યારે સઘળી વ્યવસ્થા આપણા જ હાથમાં હોય ત્યારે આંધળીઆ કરીને તેજ ક્રમ આપણે સ્વીકારી લેવાની કાંઇ જરૂર નથી. છોકરાઓ કરતાં છોકરીઓની બુદ્ધિ કોઇ પણ રીતે કમ નથી એવું માનનારો હું છું. પરંતુ આપણો વ્યવહારૂ પણ થવું જોઇએ. સ્ત્રીઓના કર્તવ્યક્ષેત્રનો પણ વિચાર કરવો જોઇએ તથા આપણી સામાજિક પરિસ્થિતિ પણ ધ્યાનમા રાખથી જોઇએ. આ બધું જોતાં આ માહેલા વિદ્યાલયોનો ક્રમ, પ્રાથમિક શિક્ષણ પૂરૂ કર્યા બાદ, પાંચ વર્ષનો હોવો જોઇએ

એમ હું ધારૂં છું. પ્રમાણમાં ઓછા ઉપયોગી વિષયોને બદલે વ્યવહારૂ અને ઉપયોગી વિષયો દાખલ કરવાથી ઘણો લાભ થઇ શકે. માતૃભાષાદ્વારા કેળવણી આપવાનો સિદ્ધાંત સ્વીકાર્યાથી આ પાંચ વર્ષમાં છોકરાંઓને મળે છે તેટલું માધ્યમિક શિક્ષણ છોકરીઓને સ્હેલાઇથી આપી શકાશે. તેટલું એટલે તેવુ નહિ. ફેરફાર તો રહેશે જ.

કોઇ એમ દલીલ કરશે કે મેટ્રિક તો ઉચ્ચ શિક્ષણનું દ્વાર છે અને જે સ્ત્રીઓને હાલનું ઉચ્ચ શિક્ષણ લેવું હશે તેમને મેટ્રિક થવુ જરૂરનું છે. માટે મેટ્રિકનુંજ ધોરણ રાખવું. પરંતુ એક વાત ધ્યાનમાં રાખવાની છે કે ઉચ્ચ શિક્ષણ લેનારની સંખ્યા જુજ રહેવાની. છોકરાઓ પણ મેટ્રિકમાં બેઠેલામાંથી લગભગ સાઠ ટકા તો નપાસ થાય છે જ. અને પાસ થએલામાંથી કૉલેજમાં ઓછા જાય છે. તો પછી કૉલેજમાં જનાર સ્ત્રીઓની સંખ્યા એથીયે ઓછી હોય તેમાં કાંઇ જ નવાઇ નથી અને આ નાની સંખ્યાને માટે સરકારી ખાતાંઓ તો રહેશે જ અને તે ઉપરાંત ખાસ અગત્ય જણાય, અને ઘણી માંગણી થાય તો માંગણી વાળી જગોપરના વિદ્યાલયમાં પાંચ વર્ષનો ક્રમ પૂરો થયા બાદ, બાકીના બે વર્ષમાં મેટ્રિકનો અભ્યાસ પૂરો કરાવી શકાશે. આ રીતે જે ગામમાં હાલ નિશાળ નથી તે ગામોમાં પણ આ વિદ્યાલયો દ્વારા મેટ્રિકના દ્વાર ખુલશે.

## ક્રમ વગેરે બાબતો.

ઉપર જણાવ્યું તેમ આ વિદ્યાલયોમાં હાલ કરતાં વર્ષ અને ક્રમમાં તો અવશ્ય ફેરફાર કરવો જ પડશે. ધીમે ધીમે લોકો કેળવણીની કીમત સમજતા થયા છે, અને પંદર વર્ષ સુધી કન્યાઓને ભણાવે તેવો વખત કાંઇક આવ્યો છે, અને કાંઇક ટુંક સમયમાં આથી પહોંચશે અને જો આ સમયમાં લોકોની સગવડ ધ્યાનમાં રાખીને તથા સામાજિક સ્થિતિ સમજીને કામ લેવામાં આવશે, તો જરૂર કન્યાઓને પંદર વર્ષ સુધીમાં નિયમિત અભ્યાસ કરવાનો વખત મળી શકશે. ખાસ કરીને આવાં વિદ્યાલયોમાં કામ બાર વાગતાથી વ્હેલું શરૂ કરવું જોઇએ નહિ તથા હિંદુ પર્વોએ છુટ્ટી રજા પાળવી જોઇએ. વળી વિષયોનો ઘણો ગુંચવાડો ન કરતાં, બુદ્ધિ ખીલે તેવી તથા વ્યવહારૂ ઉપયોગી બાબતો શીખવવાનો જ હેતુ રાખવો. દેશભાવના જાગૃત થાય તેવું ઇતિહાસનું જ્ઞાન તેમાં મદદ રૂપ થાય તેટલી ભૂગોળ, અંગ્રેજીનું સંગીન જ્ઞાન બુદ્ધિની શક્તિયો ખીલે તે માટે વિજ્ઞાન, ખાસ કરીને સાહિત્ય રસિક થાય, અને શાળા છોડયા પછી પણ વાંચન ચાલુ રહે, તે માટે ગુજરાતી ભાષાનું પદ્ધતિસર શિક્ષણ, કામ જેટલા હિસાબ ઉપયોગી થાય તે માટે ભરત શીવણ અને ડ્રૉઇંગ, તથા સંગીત--લલિત કળાઓના વિકાસ માટે આ સાથે ચાલુ બનાવોથી માહિતગાર રહે તે માટે ચોપાનીઆનું વાંચન અને વિવેચન આ બાબતો જો ખાસ લક્ષમાં લેવાય તો જ્ઞાન સંગીન મળે. વળી માધ્યમિક શિક્ષણ પૂરૂં થયા બાદ પણ કોઇ કોઇ સ્થળે કન્યાઓને વિશેષ સમય મળે તેમ હોય, તો ત્યાં આગળ ઉચ્ચ શિક્ષણ માટે ત્રણ વર્ષના ક્રમવાળી અંગ્રેજીનું વધારે સારૂં અને સંગીન જ્ઞાન આપતી, અને બીજા વિષયો માતૃભાષાદ્વારા શીખવતી

કૉલેજો પણ કાઢી શકાશે જ્યા આખી કોલેજમા ભણવા જેટલો અવકાશ નહિ હોય ત્યા બપોરે એકથી ચાર વાગતા સુધીના બે વષ માટેના (continuation) પણ કાઢી શકાશે, પરંતુ આ બધું આજના વિષયમા ચર્ચાય તેમ નથી.

છેવટ

મારૂ કહેવાનુ હાલ તરત તો પૂરૂં થયુ છે સ્ત્રીઓ માટે માધ્યમિક શિક્ષણ કેટલુ બધુ અગત્યનુ છે, અને તે વિના સ્ત્રી કેળવણીની કાઈજ અસર નથી, તે વાત તરફ મેં ધ્યાન ખેચ્યુ છે. ત્યાર બાદ અત્યારની અધમ દશાયે પડી રહેલી પ્રાથમિક કન્યા કેળવણી કરતાયે, તેમની માધ્યમિક કેળવણી કેટલી વધારે અધમ દશામા છે, તે જણાવ્યુ છે અને અત્યારે પણ કેટલી બધી કન્યાજ્યોતો, માધ્યમિક શિક્ષણ આપ નારી સસ્થાઓને અભાવે જ, અપ્રકાશિત રહે છે તે નિવેદન કર્યું છે આ સ્થિતિ સુધારવા માટે સજોગોનુસાર અભ્યાસક્રમવાળા, અનેક-કન્યાવિદ્યાલયોની અગત્ય છે, તે બતાવ્યુ છે આટલે સુધી તો મને ખાત્રી છે કે સર્વ મારી સાથે એકમત થશે, પરતુ ત્યાર પછીની બાબતો, જેવી કે કન્યા વિદ્યાલયો કોણ સ્થાપે, ક્રમ કોણ ગોઠવે, પરીક્ષા કોણ લે, વગેરે સંબધી એકમત નહિ થાય.

આગ્રહ

આ બાબતોમા એકમત થાય નહિ તો ફીકર નહિ તે માટે ગમે તે યોજના કરો, ગમે તે રીતે કે ગમે તેની મારફતે, કન્યાવિદ્યાલયો કાઢો, કઢાવો કે કઢવડાવો અ દર ગમે તેવો ક્રમ ગોઠવો જોઇએ તો તેમા તેમને 'ઘરરખુ ગૃહિણીયો" બનાવો ફાવે તો Conscience clause વિના પણ તેમને ધર્મનુ શિક્ષણ આપો ગમે તો અંગ્રેજી તરફ ખાસ લક્ષ દ્યો અથવા અગ્રેજી બીજી ત્રીજી કે ચોથી ભાષા તરિકે શીખવો જોઇએ તો પ્રો કર્વેવાળી સ્ત્રીઓની યુનિવર્સિટી પાસે પરીક્ષા લેવડાવો, કે તમે પોતે ટચો ખાનગી સાહસથી સસ્થા ઉઘાડો, સરકારી ગ્રાટ ટચો કે ન ટચો ગમે તે કરો પણ ટુંક અરસામા, બનતી ઝડપે, સેવાબુદ્ધિથી, કર્તવ્યનિષ્ટાથી, માધ્યમિક શિક્ષણ આપતાં કન્યાવિદ્યાલયો ઠેર ઠેર ઉઘાડો જુજ મતમતાતર માટે લાબી લઢવાડો ન કરતા, મહિલાવિદ્યાલયો સ્થાપો સ્ત્રીઓના વિકાસ માટે, તેમની સતતિના લાભ માટે, સમાજની પ્રગતિ માટે આવા વિદ્યાલયો ચાલુ કરો

અજ્ઞાન સમો અધકાર નથી,
જ્ઞાન સમો પ્રકાશ નથી.

કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇ.

# રશિયા.

૨

એક સમય એવો હતો કે જ્યારે રશિયા યુરોપની દૃષ્ટિને ક્રૂરતાની મૂર્તિ સમુ દેખાતું. પોલંડનું રાષ્ટ્રીય જીવન તેણે છિન્નભિન્ન કરી નાખ્યું હતું. હંગેરીની આશાના અંકુર છુંદી નાખવામાં આસ્ટ્રીઆને તેણે મદદ કરી હતી. ક્રીમીઅન વિગ્રહમાં તેણે ટર્કી ઉપર હુમલો કર્યો હતો.

એ દિવસ પણ ગયા. રશિયામા તેજસ્વી નવજીવનનો ઝળહળતો પ્રકાશ પડવાનો સમય આવ્યો ન હોતો, હજુ પણ આવ્યો નથી; પરંતુ એ જીવનના ચમકાર થવા લાગ્યા અને દિન પ્રતિદિન એ ચમકારા વધારે ને વધારે સ્પષ્ટ દેખાયા.

રશિયાના પૂર્વ કથનમાં, ત્યાંના ખેડુત વર્ગના દાસત્વનો અંત આવ્યો, એ વાતનો ઇસારો કરવામાં આવ્યો હતો. અત્રે તેની પુનરોક્તિ કરી જણાવવું ઉચિત છે કે એલેકઝાન્ડર બીજાના સમયમાં આ કલ્યાણ માર્ગ સ્વીકારાયો (૧૮૬૧). ત્રણ કરોડ સર્ફ લોકોનો આ પ્રમાણે ઉદ્ધાર થયો. રાજ્યને ભારે ખર્ચમા ઉતરવું પડ્યું, કારણ કે આ ખેડુત વર્ગની ગણના જમીનદારની મીલકતમા થતી હતી. આ મીલકત ખરીદી લઇ ખેડુતોને મુક્ત કરવાના નવા ખર્ચને માટે નવા કર પણ નાખવા પડ્યા પરંતુ રશિયામાં નવું બળ આવ્યું.

આ પ્રમાણે એલેકઝાન્ડરની કારકિર્દિના આરંભમા વિકાસ મંત્ર (liberal policy)નો સ્વીકાર થયો પણ ૧૮૬૩ ના બનાવથી રાજ્યનીતિ બદલાઇ. આ વર્ષમાં પોલંડમા ભારે બળવો જાગ્યો. રશિયાની ક્રૂરતા પોલંડની રાષ્ટ્રીય ભાવના દબાવી દેવા અસમર્થ નિવડી હતી તેથી પોલંડનું સાંત્વન કરવાના પ્રયાસ અજમાવવામાં આવ્યા. આ પ્રયાસ નિષ્ફળ ગયા અને વિગ્રહ શરૂ થયો. ૧૮૬૪ મા રશિયાનો વિજય થયો. પોલંડની ગણના તાબાના મુલક તરીકે થવા લાગી અને યુરોપના મુકરાનમાથી એક રાજ્ય ઓછું થયું.

પોલંડના ઉપદ્રવથી એલેકઝાન્ડરની રાજ્યનીતિ બદલાઇ. રાજ્યદ્રોહને જડમૂળથી ઉખેડી નાખવા જેમ જેમ પ્રયાસ વધતા ગયા તેમ તેમ બળવા વધવા લાગ્યા. આખરે ૧૮૮૦ માં આ સર્વ પ્રયાસ મિથ્યા ફાંફાં જેવા લાગ્યા અને રાજ્યનીતિમાં એણે નમ્રતાના અને ઉદારતાના અંશ ભેળવ્યા. છુપા જાસુસ રાખવાની રીતનો એણે ત્યાગ કર્યો પણ પ્રજાને વિશ્વાસ આવ્યો નહિ. ૧૮૮૧ માં રાજ્ય પરિવર્તન ઇચ્છનાર-કોઇ મનુષ્યના બોંબથી એનું અવસાન થયું અને એલેકઝાન્ડર ત્રીજાને રાજ્ય મળ્યું (૧૮૮૧-૯૪).

નવા રાજાના મન પર આ ખુનની ભારે અસર થઇ હતી. પૂર્વ અને પશ્ચિમમાં પ્રચંડ વિસ્તાર પામેલા રશિયાના ઝારનું જીવન રસાયણ શાસ્ત્રનું બોંબ તુટ્યુ

જ્ઞાન ધરાવનાર અંધાધુની ઈચ્છનાર વ્યક્તિના હાથમાં જોઇ એલેક્ઝાન્ડરનું મન બહુ અસ્વસ્થ થયું. Nihilists ઉપર વધારે દેખરેખ રાખવામાં આવી. જરા પણ સંશય આવે કે તરત જ જાહેર સભા બંધ કરવામાં આવતી આવા કડક ઉપાયની સાથે લોકોને શાંત કરવાના હેતુથી તેમનાં દુઃખ દૂર કરવાને ખરા ખોટા ઉપાય પણ યોજવામાં આવ્યા.

યુરોપમાં પ્રગતિનાં મોજાં ઉછાળા મારે છે આ ઉછાળાના છાંટા રશિયામાં ઉડે છે, વર્તમાન સમયનું રશિયા પ્રગતિના વેગમાં મંદગતિથી ઘસડાય છે એ ખરૂં; તોપણ લોકસત્તાના મંત્રો ત્યાં ભણાય છે અને કાળક્રમે ફળે છે એ દર્શાવવા માટે નજીકનો ભૂતકાળની સ્થિતિનું આપણે સહેજ અવલોકન કરવું પડયું. હવે આધુનિક રશિયાની સ્થિતિ તપાસી જોઇએ.

રશિયાના રાજકીય પ્રશ્ન બરાબર સમજવા માટે એ વાત ધ્યાનમાં રાખવી જોઇએ કે ત્યાંના રાજકીય પ્રશ્નોમાં માત્ર party politics નો સમાવેશ થતો નથી. ત્યાંના પ્રજાજીવનમાં અનેક પ્રશ્નોના ઉકેલ કરવાના છે.

નિકોલસ બીજાના સમયમાં રશિયાના ઉદ્યોગનું પુનર્જીવન થવા માંડ્યું. આ ઔદ્યોગિક પ્રવૃત્તિને લીધે ગામડાંની વસતી શહેરમાં આકર્ષાવા લાગી. શહેરોમાં સાથે રહેવાથી મજુર વર્ગના લોકો સહકાર્યમાં જોડાતાં શીખ્યા. સરજીઅસ વીટની સલાહથી ૧૯૦૩માં એક જાહેરનામું બહાર પાડયું અને કેટલાક સુધારા કરવાનું વચન આપ્યું. પરંતુ આ સુધારતા પહેલાં પેલગ્વે નામના પ્રધાને કંઇ જુદી જ રાજ્યનીતિ ગ્રહણ કરી. રશિયા જેવા વિસ્તીર્ણ પ્રદેશમાં અનેક જાતનો સમાવેશ થાય છે. પેલહવેએ આનો લાભ લઇ ભિન્ન ભિન્ન જાતિઓમાં દ્વેષની લાગણી ઉત્પન્ન કરવાના ઉપાય યોજ્યા. પોલંડની પ્રજા નિર્બળ બનાવવાને તેનાથી બનતું તેણે કર્યું, પરિણામ એ આવ્યું કે પ્રજા જીવનને વિનાશક અંધાધુનિ આખા રશિયામાં એવી જામી કે યુરોપના દેશો ખળભળી ઉઠ્યા, અને તિરસ્કારના ઉદ્‌ગાર કહાડવા લાગ્યા. રૂસો જાપાનીસ વિગ્રહનાં વિધવિધ કારણોમાં રશિયન પ્રજાનું મન બીજી દિશામાં વાળવાની ઇચ્છા એ પણ એક કારણ હતું. વિગ્રહમાં ઉપરાઉપરી થતા પરાજયથી લોકો વધારે ઉશ્કરાયા અને પેલ્ગ્વેનું ખુન થયું. પ્રીન્સ મીર્સ્કીને પ્રધાનપદ આપવામાં આવ્યું. તેની ઉદાર વૃત્તિ અને દીર્ઘદૃષ્ટિને રાજ્યપદ્ધતિમાં મહત્વના ફેરફાર આવશ્યક જણાયા.

૧૭૯૩ માં ફ્રાન્સની જે દશા હતી તેવી જ ૧૯૦૫ માં રશિયાની જણાઇ. ઝારે કંઇ કર્યું નહિ. આખરે લોકો વિનતિપત્ર લઇને રાજમહેલની સામેના ચોગાનમાં એકત્ર થયા. પણ ઝારનું લશ્કર તૈયાર હતું. ત્રણ કલાક સુધી કતલ ચાલી આ દિવસ રક્તરંગી રવિવારને (red sunday) નામે ઓળખાય છે.

આખા દેશમાં ખળભો જાગ્યો. ઠામેઠામ મજુર વર્ગે કામ કરવાનું બંધ કર્યું, આખા દેશમાં અંધાધુની થઈ રહી અને મુકડનની લડાઈમાં થયેલા પરાજયથી તે વધી.

ઝારને હવે કંઇ કરવાની જરૂર જણાઇ. તેના તરફથી એક આજ્ઞાપત્ર પ્રસિદ્ધ કરવામાં આવ્યું. દુશ્મનની સામે એકત્ર થવાની જરૂર છે એવું એમાં જણાવવામાં આવ્યું હતું અને રાજકીય સુધારા કરવા માટે પ્રજાના માણસોનું એક મંડળ બોલાવવાનું વચન આપવામાં આવ્યું હતું. ડયુમા નામનું પ્રજાકીય મંડળ ઉભું કરવામાં આવ્યું. આ મંડળમાં પ્રજાકીય તત્વ જોઇએ તેવું નહિ હોવાથી વળી અસંતોષ થયો. હજુ સુધી પણ ડયુમાને સ્થાયીરૂપ આપી શકાયું નથી. પ્રતિનિધિ મોકલવાનો હક ઘણા થોડાને હતો. આ હક ધીમે ધીમે વધારે મનુષ્યોને આપવાનું વલણ જણાય છે.

## સાહિત્યમાં નવી ભાવના.

ઇ. સ. ૧૮૩૪ માં એક વિદ્વાને એવા ઉદ્દગાર કહાડયા હતા કે રશિયાને પોતાનું સાહિત્ય નથી પણ માત્ર પુસ્તકનો વ્યાપાર છે. આ ઉદ્દગારમાં ઘણું સત્ય સમાયલું છે. પણ વર્તમાન સમયનું રશિયાનું સાહિત્ય જોતાં કોને ખ્યાલ આવી શકે કે છેક ૧૮૩૪ સુધી રશિયન સાહિત્યની આવી સ્થિતિ હશે ? એનુ વર્તમાન સમયનું સાહિત્ય પ્રજામાં રહેલી ગુપ્ત શકિતનું ભાન કરાવે છે. વીસ ક્રોડની વસ્તીવાળી અને પચાસ ભિન્ન ભિન્ન પ્રજાઓના સમૂહની બનેલી એક પ્રજા—એક છત્ર નીચે રહેવાના આકસ્મિક સંજોગને લીધેજ બનેલી એક પ્રજા નવું સાહિત્ય ઉત્પન્ન કરી શકી, એ સાહિત્યમાં કળા કૌશલ્ય અને નૈસર્ગિક શકિતની પ્રતિભા પાડી શકી, લોક કલ્યાણના ઉત્કર્ષક મંત્રો ભણી શકી અને પ્રજામાં ઉપસ્થિત થયેલી નવજીવનની ભાવના દર્શાવી શકી તેમજ પોષી શકી—એ સમાજશાસ્ત્રીને અભ્યાસની વસ્તુ પૂરી પાડનારી બીના છે.

રશિયન સાહિત્ય ઉત્પન્ન કરનાર મહાન વ્યકિતઓના કાર્યનું દર્શન કરવા માટે સ્વતંત્ર લેખની જરૂર છે. આ સાહિત્ય ઉત્પન્ન કરનારનાં માત્ર નામ જાણવાથી કંઇ લાભ નથી. અત્રે એટલું જણાવવાની જરૂર છે કે રશિયન સાહિત્યનો ઉત્કર્ષ નિર્વિઘ્ને થયો નથી. રશિયાના નિરંકુશ રાજ્યકર્તાઓમાંથી કોઇ કોઇ નવા જીવનની ભાવનાને અમિત્ર દૃષ્ટિથી જોતા હતા અને કોઇ કોઇ તેને જડમૂળથી ઉખેડવા મથતા હતા. સાહિત્યની જે અસર ફ્રાન્સમાં થઇ તે કદાચ રશિઆમાં થાય એવો ભય રાજ્યકર્તાઓને રહેતો હતો. પરિણામે 'સેનસોર'નો હાથ જ્યાં ત્યાં પૂર જોસથી પડતો. રાજ્યવ્યવસ્થામાં માથું ન મારનાર અને માત્ર શિક્ષણ સુધારણાને માટે મથનાર એક વ્યકિત પણ 'સેનસોર'ના સપાટામા આવી ગઇ હતી અને દેશનિકાલની સજાને માટે યોગ્ય ગણાઇ હતી. મુદ્રાલયો તેના માલીકો અને છાપનારાઓને તલવારની ધારપર રહેવું પડતું. પરંતુ આવા સંજોગોમાં પણ રશિયન સાહિત્ય ખીલ્યું અને યુરોપના બીજા દેશોના સાહિત્ય સાથે મુકવા લાયક થયું.

## વ્યાપાર અને ઉદ્યોગ.

યુરોપના બીજા દેશો સાથે સરખાવતાં રશિયાના ઉદ્યોગનો વિકાસ જોઇએ તેટલો લાગતો નથી. દુનિયામાં સ્વાશ્રયી થઇ શકે એવા ભાગ્યશાળી દેશ ઘણા થોડા છે. રશિયાનો વિસ્તાર અને એનાં વિવિધ પ્રકારનાં સાધનનો વિચાર કરનારને સહજ જણાશે કે જ્યારે તેના ઉદ્યોગનો પૂરતો વિકાસ થશે ત્યારે પોતાને જોઇતી સર્વ વસ્તુઓ રશિઆ

જાતે જ પૂરી પાડી શકશે. રશિયાનો વિસ્તાર એવો મોટો છે કે યુરોપના બીજા દેશોની માફક વ્યાપારી હરીફાઇમાં ઉતરી દેશપરદેશમાં ઘરાકના ફાંફા તેને નહિ મારવા પડે. રાજ્યલોભથી પ્રેરાઇને કે બીજા કંઇ સંજોગોને વશ થઇને રશિયાને ભવિષ્યમાં વિગ્રહ વહોરવા પડે એ જુદી વાત, પણ માત્ર પેટની ખાતર જ સંસ્થાનોના અભિલાષ કરવાની તેમજ તે સંપાદન કરવાની અગર તેમનું સંરક્ષણ કરવાની જરૂર પડવાની નથી.

## સૈનિક બળ.

ચાલુ વિગ્રહમા રશિયાના સૈનિક બળનો ખ્યાલ સર્વને આવ્યો હશે. અણીને પ્રસંગે રશિયાએ જર્મન સૈન્યને બીજી દિશાએ દોરી ફ્રાન્સને બચાવ્યું. રશિયાનું જે સંખ્યાબળ મિત્રરાજ્યોને મદદ રૂપ થઇ પડે છે તે જ સંખ્યાબળ યુરોપના સઘળા દેશોને વારાફરતી અસ્વસ્થ કરતું આવ્યુ છે અને ભવિષ્યમાં કરશે. જગતની લડાયક પ્રવૃત્તિમા આજે જે મિત્રો હોય છે તે પ્રસંગ આવે શત્રુ થાય છે અને કટ્ટા શત્રુઓને પોતાનો સ્વાર્થ ગાઢ સંબંધમાં લાવે છે એ યુરોપના દેશોને અનુભવસિદ્ધ હોવાથી આપણા કરતાં વધારે સારી રીતે તેઓ સમજી શકે એમ છે. આ કારણને લીધે રશિયાના બળમાં વૃદ્ધિ કરે એવા જે જે સ્થળો હોય તે ઉપર આખા યુરોપની દૃષ્ટિ રહે છે. રશિયાના હાથમાં અગત્યના સ્થળ જવાથી તેના બેહદ સંખ્યાબળમા વૃદ્ધિ ન થાય અને એ મહાન રાજ્ય યુરોપની બીજી સત્તાઓને ભારે ન થઇ પડે એ આખુ યુરોપ જાગતી આંખે જોતું રહે છે.

રશિયાનો વિસ્તાર યુરોપને ભયનું કારણ ઉત્પન્ન કરે છે તેમજ તે વિસ્તારને લીધે યુરોપના કોઇ પણ દેશનો ભય રાખવાનું કારણ રશિયાને રહેતું નથી. એ ભૂત કાળનો ઇતિહાસ જણાવે છે અને વર્તમાન ઇતિહાસ એને અનુમોદન આપે છે. મહાન નેપોલીઅનનો હુમલો વિજયી નિવડયો નહિ, અને જર્મનીની ઇચ્છા પણ પાર પડી શકી નહિ જે વિસ્તાર આ પ્રમાણે બે ધારી તલવારનું કામ કરે છે તેનાથી યુરોપ ચેતતું રહે એમાં કંઇ નવાઇ નથી. જાપાને રશિયા પાસેથી પોર્ટ આર્થર પડાવી લીધું તે યુરોપના બીજા દેશોને અરૂચિકર તો નહોતું જ અને ડાડનલ્સમાં રશિયાની સત્તા હંમેશ રહે એ યુરોપને રૂચતું હોય તેવું ધારવાને આપણને કંઇ કારણ જણાતું નથી.

## રશિયાના આશય.

રશિયામા બળ તેમ જ નિબળતાના બીજ આપણે જ્યારે જોઇ શકીએ છીએ ત્યારે રશિયાના દેશભક્તોને તેની સંપૂર્ણ પ્રતીતિ થયેલી હોવી જોઈએ. રશિયાનાં આશય બે પ્રકારના જણાય છે. પ્રજાકીય જીવનની અનુકૂળતા અને જગતમાં સર્વોપરી સત્તા. ત્યાં રાજ્યકર્તાઓ જેટલી ઉદારતાથી પ્રજાકીય જીવનને ઉત્તેજન આપશે તેટલું રશિયાનું બળ વધતું જશે. સંશયથી પ્રેરાઇ, આ અભિલાષના સત્કારમાં જેટલાં વિઘ્ન નાખવામાં આવશે તેટલી અંતર્ગત નિર્બળતા રશિયા ઉત્પન્ન કરશે.

સર્વોપરી સત્તા થવાનો અભિલાષ એટલો સરળ નથી. એવી ઉમેદ બીજા પણ રાખે છે અને જે દેશોની એવી ઉમેદ નથી, તે દેશો પણ પોતાની સત્તા જાળવી રાખવાને તૈયાર થાય જ. ભવિષ્યમા કેવા દાવપેચ રમાય છે તે આપણે જોવાનું છે.

નરહિરાવ ...લાલ દેસાઈ

# લોકલ બૉર્ડ કમિટીનો રિપોર્ટ.

(૪)

## ઉપજ અને કર.

જેમ રાજકીય દૃષ્ટિથી લોકલ બોર્ડના બંધારણનો સવાલ ઘણો મહત્વનો છે, તેમ વ્યાવહારિક દૃષ્ટિથી તેની ઉપજનો વિષય પણ ઘણો જ ઉપયોગી છે અને છતાં નવાઈની બીના એ છે કે, તે વિષે કમિટીનું લખાણ અને સૂચનાઓ અત્યંત ગુંચવાડાભરેલાં અને કંઈક હાસ્યજનક છે. જુદા જુદા સિદ્ધાન્તો અને વિગતો વિષે શિથિલ ચર્ચા કરવામાં આવી છે અને પછી ઇંગ્લંડની રાજનીતિના કે કોઇ લેખકના વચનને આધારે એકદમ ચુકાદો આપવામાં આવ્યો છે. પરંતુ જે હેતુથી ઉપજનો સવાલ વિચારવામાં આવ્યો છે, તે હેતુ આ ચુકાદાથી સધાશે કે નહિ તેમ જ એ ચુકાદાનો અમલ કરતાં કંઇ મુશ્કેલીઓ ઉભી થશે કે નહિ તે તરફ કંઈ જ લક્ષ આપવામાં આવ્યું નથી. આટલે વર્ષે આવા વિષય સંબંધી સૂચનાઓ કરવાને કમિટી નીમવામાં આવે અને તે આવી રીતે મોટા સવાલો સાથે રમત કરે, એ આપણને જેટલું નુકશાનકારી છે તેટલું જ તેમને પણ અપમાનપ્રદ છે.

### ઉપજની વૃદ્ધિની રીતિઓ.

બોર્ડની હાલની આવકનું પૃથક્કરણ કરી કમિટી આ ચર્ચા શરૂ કરે છે. સને ૧૯૧૩-૧૪ માં આખા ઇલાકાનાં બોર્ડની કુલ આવક આશરે ૮૧ા લાખ રૂપીઆ હતી, જેમાં ૩૪ લાખ સરકારે ગ્રાંટ તરીકે આપ્યા હતા કુલ ખર્ચ ૭૭ા લાખનો કરવામાં આવ્યો હતો, જેમાંથી ૩૨ લાખ કેળવણી ખાતે, ૩૫ લાખ જાહેર બાંધકામ ખાતે અને ૫ લાખ ઇસ્પિતાલો ખાતે ખર્ચવામાં આવ્યા હતા. બાકીની રકમો ઑફીસના અને બીજા ચાલુ નિયમિત ખર્ચ ખાતે વાપરવી પડે છે. પરિણામે સ્પષ્ટ છે કે નવા રસ્તા, કુવા વગેરે બંધાવવાને તેમજ–જો કે આ વિષે કમિટી કંઇ કહેતી નથી– વધારે ને વધારે નિશાળો દર વર્ષે સ્થાપવાને માટે જે મોટી રકમો જોઇએ તે હાલની આવકમાંથી મળી શકતી નથી. આથી ઉપજમાં ઘણો જ મોટો વધારો થવો જોઇએ એ સ્પષ્ટ છે. તે કેવી રીતે કરવો એ જ પ્રશ્ન છે

ઉપરનો વધારો આ ચાર રીતે થઇ શકેઃ—

(૧) બોર્ડને નવા કર નાંખવાની સત્તા આપી શકાય.

(૨) કોઇ સરકારી મહેસુલ ઉપર વધારાનો કર (સેસ) નાંખી કે વધારી શકાય.

(૩) કોઇ સરકારી મહેસુલનો અમુક ભાગ બોર્ડને આપી શકાય; અને

(૪) સરકાર બોર્ડને વધારે ગ્રાંટ પોતાની સામાન્ય આવકમાંથી આપી શકે.

## નવા કર નાંખવાની સત્તા

કમિટી સાથે આપણે પણ સંમત થઇશું કે, સ્વરાજ્ય ભોગવતી સર્વ સંસ્થાઓને અને તે અનુસાર લોકલ બોર્ડોને નવો કર નાખવાની સત્તા આપવી જોઈએ. પ્રશ્ન એ નથી કે બોર્ડને કર નાખવાની સત્તા કેમ આપવી જોઇએ પણ એ છે કે તે કેમ ન આપવી જોઇએ? કારણ કે કર નાખવાનો અધિકાર મ્યુનિસિપાલીટીને પહેલેથી જ આપવમા આવ્યો છે અને તેનો ઉપયોગ પણ છૂટથી કરવામા આવ્યો છે મ્યુનિસિપાલીટી કરતા લોકલ બોર્ડની જરૂરીઆતો ઓછી છે એમ તો ભાગ્યેજ કહી શકાય ઉલટુ કેળવણી અને સુધારાના સામાન્ય સાધનો હજી ગામડાઓને જોઈએ તેટલા મળ્યા નથી તેથી લોકલ બોર્ડને આ અધિકારની ઘણી જ અગત્ય છે એ વાત આપણે સ્પષ્ટ રીતે સમજવી જોઈએ કે આ કરની ઉપજથી બોર્ડની આવકમા મોટો વધારો થશે, એમ કોઇ માનતુ નથી જમીન અને જમીનની શિવાયનો મોટી આવકો ઉપર સરકારે પોતાના કર નાખ્યા છે, એટલે બાકીની વસ્તુમાથી પ્રમાણમાં ઘણી થોડી ઉપજ મેળવી શકાય, અને છતા સ્વરાજ્યના એક આવશ્યક અગ તરીકે આ હક બોર્ડને મળવો જોઈએ એટલુ જ નહિ પણ લોકો આ હકના ઉપયોગથી પોતાના ઉપર જ કર નાખીને કેળવણી વગેરે વિષયોમા વધારે ખર્ચ કરવાની પોતાની ઉંડી ચીવટ સરકારને બતાવી શકે

## મર્યાદાઓનો વિચાર

આ સબધમા બે સવાલો ઉપસ્થિત થાય છે પ્રથમ તો કેવી મર્યાદાઓ સાથે આ અધિકાર લોકલ બોર્ડને આપવો જોઇશે આપણે આગળ જોઇશુ તે પ્રમાણે આ સવાલ જમીનના વધારે "સેસ"ના પ્રશ્ન સામે કમિટીએ ભેળવી નાખ્યો છે અને તેથી તેનો સાધારણ અભિપ્રાય સમજ્યો મુશ્કેલ છે છતા દેખીતી રીતે એક દર મ્યુનિસિપાલીટીના જેવી કંઇક મર્યાદાઓ લોકલ બૉર્ડના ઉપર પણ મૂકાવી જોઈએ નની કલનમા અમુક કરની જે તપસીલ આપવામા આવે તેમાથી જ બૉર્ડ નવા કરની પસદગી કરવી જોઇએ ઉપરાંત આખા બૉર્ડ કે ના વધુ મતથી આવો કર નાખવાનો ઠરાવ કરવો જોઇએ—એમ કેટલાક સૂચવે છે આ બાબત કઇક મહત્વની છે, પણ તે વિષે અનુભવી માણસો સહેલાઇથી એકમત ઉપર આવી શકે. આમ વધુ મતે અથવા ચોક્કસ મતે પસાર થયેલો ઠરાવ પ્રાંતિક સરકારની સંમતિથી અમલમા આવે એ દાખ મ્યુનિસિપાલીટીના સબધમા છે અને તે આપણે લોકલ બૉર્ડ માટે હમણા સ્વીકારવો પડશે

## કયા કર નાંખવા?

સરકારની સમ્મતિથી કયા કર નાખવાની સત્તા લોકલ બૉર્ડને આપવી જોઇએ, એ બીજો પ્રશ્ન છે—કમિટીએ (૧) લાઇસેન્સ, (૨) ઘર, (૩) ટોલ, (૪) જાત્રાળુઓ (૫) ઢોર અને (૬) ગાડી, ગાડા—એ ઉપર કર નાખવાની સૂચના કરી છે, જેમની

વાર્ષિક આવક રૂ. ૧,૦૦૦ થી ઓછી હોય તે લોકો—ખેડુતો શિવાય કંઇજ કર આપતા નથી, જ્યારે ખેડુતોને મહેસુલ ઉપર એક આની કર બૉર્ડને આપવો પડે છે આથી ખેડુતો શિવાય જે ધંધાદારીઓની ઉપજ રૂ. ૧,૦૦૦ થી ઓછી હોય તેમના ધધા ઉપર લાઇસન્સની પદ્ધતિથી કર નાંખવામાં આવે એ વાજબી છે. ઘર ઉપર કર આપવો, એ ગામડાના લોકોને મુશ્કેલીભરેલું લાગે; પણ આપણે યાદ રાખવું જોઇએ કે આ કર નાંખવાની નહિ પણ તે નાંખવાનો બૉર્ડને અધિકાર આપવાની જ સૂચના કરવામાં આવે છે. ટોલનો પ્રશ્ન વધારે વિવાદગ્રસ્ત છે. થોડા વર્ષથી ટોલ કાઢી નાખવાની પદ્ધતિ અનુસરવામાં આવી છે અને પરિણામે ટોલ હવે ભૂતકાળનો કર બની ગયો છે. આથી તેનું પુનર્જીવન કરવાની સત્તા પણ બોર્ડને આપવી, એ વાંધા ભરેલું લાગે. તેના ગેરલાભ દેખીતા છે ગામડામાં માલ લઇ જનાર ગામડીઆ માણસોને આ કર આપવો પડે છે પણ આપણે સમજવું જોઇએ કે, ગામડાંમાં ભરેલા માલ ઉપર જ તે ચઢાવવામાં આવે છે વધારે સખ્ત વાંધો તે કર ઉઘરાવવામાં વારંવાર થવા જુલમને લીધે છે, પણ તેના લાભમા જણાવવાનું કે મદ્રાસ ઇલાકાનાં બોર્ડ ટોલમાંથી રૂ. ૧૭ લાખની ઉપજ મેળવે છે. એ ઇલાકો આપણા કરતાં ઘણો મોટો છે. એ ધ્યાનમાં રાખ્યા પછી પણ આપણને એ જણાશે કે જેમ જેમ વધારે રસ્તા બોર્ડ બાંધશે તેમ ટોલની ઉપજ ઘણી જ વધશે અને હાલના સંયોગોમાં તે ઉપજ ઘણી ઉપયોગી બનશે. અમને લાગે છે, કે જો ટોલની ઉપજ નવા રસ્તા બાંધવા માટે જ વાપરવાનો ચોક્કસ નિયમ કરવામાં આવે તો તેની સામે અણગમો ઘટી જશે બીજા કરના વિષયો પ્રમાણમાં સાદા છે અને તે ઉપર કર નાંખવા સામે કંઇ પણ વિરોધ હોવો જોઇએ નહિ. વધારામાં ગામડાના બજાર ઉપર કર નાંખી શકાય, અને ઢોર ઉપર એકદમ કર નાખવાનું ઠિક ન લાગે તો ઢોર જ્યારે વેચાતા હોય ત્યારે તેની કીંમત ઉપર કર લેવાનો અધિકાર બોર્ડને આપવો જોઇએ.

## જમીન ઉપર વધુ કર

ઉપર સૂચવ્યા પ્રમાણે, સરકારી મહેસુલ ઉપર કેટલાક ટકા લેવા કે વધારવા એ લોકલ બોર્ડની ઉપજ વધારવાનો બીજો માર્ગ છે. હાલ આ કોટિમાં જમીનના મહેસુલ ઉપર એક આની કર (સેસ) લેવાય છે. આ સેસ ઉપર બીજી એક આની ચઢાવવાનો સવાલ નવા કર નાંખવાની સત્તા સામાન્ય પ્રશ્ન સાથે કમિટીએ કેમ ભેળવી દીધો છે,-એ સમજવું મુશ્કેલ છે. કોઇ પણ જાતના સરકારી મહેસુલ ઉપર એક આના કે વધારે ચઢાવવાનો સામાન્ય હક્ક બોર્ડને આપવાની સૂચના કરવામા આવી નથી; આથી સ્વાભાવિક રીતે કર નાંખવા માટે બોર્ડના અધિકારનો પ્રદેશ ઘણો ઇલાયદો છે. બીજી પાસ જમીનનો કર (સેસ) વધારવાનો સવાલ આબકારી, ઇન્કમ ટેકસ વગેરે ઉપર આની કે વધારે કર નાંખવાના પ્રશ્ન સરખો છે અને બધાનો સાથે જ વિચાર થવો જોઇએ.

સરકારી મહેસુલ ઉપર કઇક ટકા કર મૂકી તેની ઉપજ સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાને સોંપવાનો સિદ્ધાંત ઘણાખરા સુધરેલા દેશોમા પ્રચલિત છે તે અનુસાર

બૉર્ડના મહેસુલમા નહિ જેવો જ વધારો શક્ય હોવાથી તેમાંની હાલના કરતાં ઘણી વધારે રકમ કેળવણી માટે ખર્ચાવાનો સંભવ થોડો છે અને આથી સરકારને પોતાની ગ્રાન્ટમાં ભાગ્યેજ કંઇ વધારો કરવાની ફરજ પડશે. જો કુલ ખર્ચનો ⅔ ભાગ આપવાને સરકાર બંધાય તો કંઇ પણ ફાયદો થાય; કારણ તેથી બૉર્ડના પોતાના ખર્ચ કરતાં ત્રણ ઘણી રકમ સરકારને આપવી પડે. ઉપરાંત, ગરીબ જીલ્લાઓને પણ કમિટીના ધોરણથી કંઇ આશ્વાસન મળશે નહિ તેઓ પોતાની નાની આવકમાંથી મોટી રકમ કેળવણી માટે નહિ જ ખર્ચી શકે, એટલે સરકાર પણ તેને મોટી મદદ નહિ કરે. હાલના સંયોગોમાં કેળવણીની ગ્રાન્ટનું આથી વધારે અનિષ્ટ ધોરણ ભાગ્યેજ કલ્પી શકાય.

### બાંધકામની ગ્રાંટ.

બાંધકામની ગ્રાંટ વિષે કંઇ ખાસ ધોરણ મૂકવામાં આવતું નથી; પરન્તુ તરતમાં તો ૭ લાખની ગ્રાન્ટ કાયમ રહે એવું કમિટીનું સૂચન જણાય છે. નવા ફંડમાંથી વધારે ગ્રાન્ટ મેળવવી કદાચ મુશ્કેલ પણ પડે આથી આ પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે જે રસ્તાના વિશાળ સુધારા માટે ઉંડી ચિન્તા કમિટી વારંવાર દર્શાવે છે તે ક્યારે અને કઇ રકમથી બંધાશે ?

### સૂચવેલાં બે ધોરણની તપાસ.

નવા કરની ઉપજ જેટલી રકમ સરકારે ગ્રાન્ટ તરીકે આપવી જોઇએ, એવું બીજું ચોક્કસ ધોરણ કમિટીએ રજુ કર્યું છે કમિટીએ જમીન ઉપર વધારે એક આની કર નાંખવાની દરખાસ્ત મૂકી છે, અને તે બધાં બૉર્ડ સ્વીકારશે એમ ધારી લઇને તેની ઉપજના રૂ ૩ લાખ જેટલી જ સરકારી ગ્રાન્ટ કમિટીએ આંકી છે. ઉપરાંત "ઇન્કમટેક્સ સેસ" અને લાઇસન્સના કરની ઉપજ રૂ. ૨ લાખની અને તેટલી જ સરકારી ગ્રાન્ટ ગણવાનો ચાલ છે. આ પ્રમાણે બૉર્ડની આવકમાં કુલ વધારો ૧૦ લાખનો થાય અને સરકારી ગ્રાંટમાં ૫ લાખનો વધારો થાય. પરિણામે બૉર્ડની આવક જે હાલ ૮૧ લાખની છે—તે ૯૧ લાખ થશે, એમ કમિટી કહે છે આનો સ્પષ્ટ અર્થ એ જ થાય કે ૩૪ લાખની હાલની ગ્રાંટ ઉપરાંત ૫ લાખ વધુ ગ્રાંટ ઉમેરી કુલ ૩૯ લાખની ગ્રાંટ સરકાર આપશે. પરંતુ જમીન અને આબકારીના મહેસુલના હિસ્સાનું જે નવું ફંડ સ્થાપવામાં આવશે તે જ ૩૬| લાખનું થશ. આમ શરૂઆતથી જ ગંભીર પ્રશ્ન થાય છે કે બાકીના ૨॥ લાખ રૂપીઆ કોણ આપશે ? જો સરકાર તે આપવાની હોય તો ફંડની શી જરૂર ?

એક બીજી મુશ્કેલી પણ જેવી જોઇએ. આ ધોરણે જો ગ્રાંટ ફંડ કરતાં હમેશાં ઓછી રહે તો બાકીની રકમનુ શું થાય ? કદાચ તે જુદાં જુદાં બૉર્ડ વચ્ચે ઉદારપણે વહેંચવામાં આવે પણ વધારે સંભવ તો એ છે કે બાકીની રકમ સરકારની તીજોરીમા સડયાં કરે.

આમ સરકાર તરફથી બૉર્ડને આપવાની રકમ વિષે બે જુદાં જુદાં અને પ્રસંગે વિરોધ થાય એવાં ધોરણો મૂકવામાં આવ્યાં છે. તેમાં એક જમીન અને આબકારીના

મહેસુલના હિસ્સાનુ છે તે બનેની ઉપજનું જે ફંડ થાય તેની મર્યાદામા જ બોર્ડને ગ્રાંટ આપવાનો કમિટીનો આશય સ્પષ્ટ છે, પણ આજ ગ્રાન્ટનુ બીજુ ધોરણ બોર્ડની બાકીની આવકમાથી થતા ખર્ચ અને તેના નવા કરની ઉપજ ઉપર આધાર રાખે છે. કેળવણીના ખર્ચ માટે રૂપીએ બે રૂપીઆ અને કરની ઉપજના રૂપીએ રૂપીઓ આપવા સરકાર બંધાની જોઇએ હવે ગ્રાન્ટના આ બે ધોરણ એક બીજાથી તદ્દન સ્વતત્ર હોવાથી સ્વાભાવિક રીતે આ બે ધોરણે બે જુદી જુદી વધારે ઓછી રકમો પ્રાપ્ત થાય મહેસુલના હિસ્સાનું ફંડ હમેશા મ્હોટું જ રહે અને તેમાથી ચોકકસ કરેલે ધોરણે ગ્રાન્ટ હમેશા આપી જ શકાય, એવું ફલિત થતુ નથી. કમિટીએ જે ગણત્રી રિપોર્ટમા કરી છે તે પ્રમાણે જ ફંડના કરતા ગ્રાન્ટની રકમ વધી જાય આટલી ચર્ચાને પરિણામે નિશ્ચયપૂર્વક કહી શકાય કે કમિટીની સૂચના અત્યત ભૂલભરેલી અને અવિચારી છે, અને જો ગ્રાંટના સવાલને ઉપજના આખા વિષયમા વધારેમા વધારે મોટુ સ્થાન આપીએ તો કમિટીની આવી ચર્ચાને નિષ્ફળ અને ભ્રમજનક કહેવી પડશે

કમિટીની આવી યોજના નિર્માલ્ય હોવા છતા તેમા મહેસુલ અને આબકારીની ઉપજના હિસ્સા બોર્ડને આપવાની સૂચના ઘણી જ અમૂલ્ય છે ફકત બે બાબતો તેના સંબધમા ધ્યાનમાં રાખવી જોઇએ. પ્રથમ તો તેનુ જુદુ ફંડ ન કરતા દરેક જીલ્લામા ઉપજના મહેસુલનો હિસ્સો તેના લોકલ બોર્ડને આપવો જોઇએ. બીજુ — અને આ પણ તેટલી જ ઉપયોગી બાબત છે—કે આ હિસ્સા ઉપરાત આશરે દશ કે પંદર લાખની વધુ ગ્રાન્ટ જરૂરિયાત પ્રમાણે બધા બોર્ડ વચ્ચે વહેચવી જોઇએ.

આ ચર્ચા સાથે કમિટીનો રીપોર્ટ પૂર્ણ થાય છે પણ આ તાલુકા બોર્ડ અને પંચાયતોનો વિષય ઘણો મહત્વનો હોવાથી અને તે વિષે કમિટીએ છુટાછવાયા સૂચનો કરેલા હોવાથી તે વિષે એક લેખ લખી આ લેખમાલા સપૂર્ણ કરીશું.

---

# સામ્રાજ્યમાં સ્વરાજ્ય શા માટે ?*

## એક કારણ.

સ્વરાજ્ય પત્રિકા નં. ૨.

ગરીબમાં ગરીબ દેશને માટે મોંઘામાં મોંઘુ રાજતંત્ર

* લજપતરાય મૉડર્ન રીવ્યુમા એક હિન્દીવાનની સરેરાસ વાર્ષિક આવક

જાપાન તથા યુનાઇટેડ સ્ટેટ્સના પોતાના અંગત અનુભવને આધારે હિન્દમાં રૂપિયાની કીમત, જાપાનમાં યેન, તથા યુનાઇટેડ સ્ટેટસમાં ડોલર બરાબર ગણે છે પછી તે દુનિયાના સૌથી ગરીબ દેશમાં સરકારી અમલદારોને અપાતા પગાર જાપાન અને અમેરિકામાં અપાતા પગારો સાથે સરખાવે છે પરિણામ ખચિત જ ચોકાવનારૂ છે

સરકારના ઉપરી

| | વાર્ષિક દરમાયો |
|---|---|
| યુનાઇટેડ સ્ટેટ્સના પ્રમુખ | ૭૫,૦૦૦ ડોલર. |
| જાપાનના વડા પ્રધાન. | ૧૨,૦૦૦ યેન |
| હિંદના વાઇસરોય | ૨,૫૦,૮૦૦ રૂપિયા, તે ઉપરાંત બીજા મોટા લવાજમો. |

મંત્રીમંડળના સભાસદો

| | |
|---|---|
| યુનાઇટેડ સ્ટેટસ કેબીનેટ | ૧૨,૦૦૦ ડોલર. |
| જાપાન ,, | ૮,૦૦૦ યેન. |
| હિન્દના વાઇસરોયની કાઉન્સિલ | ૮૦,૦૦૦ રૂપિયા, |

કારોબારી ખાતાઓ

યુનાઇટેડ સ્ટેટસ.

| | |
|---|---|
| નેવલ ( નૌકા ) બૉર્ડના પ્રમુખ | ૧૩,૫૦૦ ડોલર |
| સોલિસિટર જનરલ | ૧૦,૦૦૦ ,, |
| એસિસ્ટંટ ,, | ૯,૦૦૦ ,, |
| ખજાનચી | ૮,૦૦૦ ,, |
| ખાતાઓના ઉપરી | ૮,૦૦૦ ,, |
| નૌકાબળના ઉપરી | ૮,૦૦૦ ,, |
| બીજાઓ | ૨૧૦૦ થી ૬૦૦૦ સુધી. |

જાપાન.

| | |
|---|---|
| બાદશાહી ઘરખરચ | ૫,૫૦૦ થી ૮,૦૦૦ યેન. |
| રેલ્વે બૉર્ડના પ્રમુખ | ૭,૫૦૦ ,, |
| ઓડીટ બૉર્ડના ,, | ૬,૦૦૦ ,, |
| પ્રીવી કાઉન્સિલના ,, | ૬,૦૦૦ ,, |
| બીજાઓ | ૩,૭૦૦ થી ૫,૫૦૦ સુધી |

હિન્દ.

| | |
|---|---|
| રેલ્વે બૉર્ડના પ્રમુખ | ૬૦,૦૦૦ થી ૭૨,૦૦૦ રૂપિયા. |
| ૨ સભાસદો | ૪૮,૦૦૦ દરેકને ,, |
| ૫ ખાતાઓના સેક્રેટરી | ૪૮,૦૦૦ ,, |

| | | |
|---|---|---|
| કેળવણી ખાતાના સેક્રેટરી | ૩૬,૦૦૦ | રૂપિયા |
| કંટ્રોલર ઑડિટર જનરલ | ૪૨,૦૦૦ | ,, |
| ડી. જી. પોસ્ટ અને ટેલીગ્રાફ | ૩૬,૦૦૦ થી ૪૨૦૦૦ | ,, |

### પ્રાંતિક સરકાર.

યુનાઈટેડ સ્ટેટસમાં—એક સ્ટેટ પોતાના ગવર્નરને દર વરસને ૧૨,૦૦૦ ડોલર આપે છે, પાંચ ૧૦,૦૦૦, એક ૮૦૦૦, એક ૭૦૦૦, ત્રણ ૬૦૦૦ અને બાકીના (૪૩) ૫૦૦૦ કે તેથી પણ ઓછું આપે છે.

જાપાનમાં—પ્રાંતિક ગવર્નરોને ૩,૭૦૦ થી ૪, ૫૦૦ યેન મળે છે અને ૪૦૦ થી ૬૦૦ યેન સુધી બીજું લવાજમ મળે છે.

હિન્દમાં—મુંબાઇ, મદ્રાસ અને બંગાલાના ગવર્નરોને દરેકને રૂ. ૧,૨૦,૦૦૦ મળે છે; લેફટનન્ટ ગવર્નરોને રૂ. ૧,૦૦,૦૦૦; ચીફ કમીશનરો, આસામ અને મધ્ય પ્રાંતમાં દરેકને રૂ. ૬૨,૦૦૦; દીલ્હીમાં રૂ. ૩૬,૦૦૦, તે ઉપરાંત સઘળાઓને બીજા મોટાં લવાજમો મળે છે.

આ આંકડાઓ ઉપર વધુ ટીકા કરવાની જરૂર નથી.

---

# કેળવણી અને સ્વરાજ્ય.*

### સ્વરાજ્ય પત્રિકા નં. ૩

સર્વે સુધરેલા દેશોએ પોતાની ઉન્નતિ માટે પ્રાથમિક કેળવણી મફત અને ફરજીયાત કરી છે. આવા કેટલાક દેશોના પ્રાથમિક કેળવણી સંબંધી આંકડાઓ સાથે આપણા દેશના આંકડા સરખાવતાં આપણે કેટલા પછાત છીએ તે સમજાશે.

| | નિશાળો. | વિદ્યાર્થીઓ. | વસ્તી. | વસ્તીના પ્રમાણમા વિદ્યાર્થીઓ. |
|---|---|---|---|---|
| ગ્રેટબ્રિટન | ૩૩,૦૭૧ | ૭૬ લાખ (૧૯૧૪) | ૪,૬૧ લાખ ૧૯૧૪ અંદાજથી | સેંકડે ૧૬' ૪૮ ટકા |
| જર્મની | ૬૨,૦૩૭ | ૧,૦૩ ,, (૧૯૧૧) | ૬,૪૯ ,, (૧૯૧૦) | ૧૫'૮૭ ,, |
| ફ્રાંસ | ૮૫,૮૦૩ | ૬૧ ,, (૧૯૧૩) | ૩,૯૬ ,, (૧૯૧૧) | ૧૬'૪ ,, |
| યુનાઇટેડ સ્ટેટ્સ | ૨,૬૪,૯૪૫ | ૧૮૦ ,, (૧૯૧૪) | ૧૦,૯૦ ,, (૧૯૧૪) અંદાજથી. | ૧૬'૫૧ ,, |
| જાપાન | ૨૫,૬૧૫ | ૭૧ ,, (૧૯૧૩) | ૫,૩૦ ,, (૧૯૧૩) | ૧૩'૩૯ ,, |
| હિન્દ | ૧,૩૧,૪૪૪ | ૫૫ ,, (૧૯૧૪) | ૨૪,૪૨ ,, (૧૯૧૨) | ૨'૨ ,, |

* આ લેખ સ્વરાજ્ય પત્રિકા નં. ૩ તરીકે પ્રકટ કરવામા આવ્યો છે

### પ્રાથમિક કેળવણી માટેનો ખરચ.

| | ખરચ. | આવક | આવકના પ્રમાણમાં ખરચ |
|---|---|---|---|
| ગ્રેટબ્રિટન | ૧,૮૬ લાખ પાઉંડ | ૧૯,૮૨ લાખ પાઉંડ | ૯·૩૮ ટકા. |
| હિન્દ | ૩૧ ,, ,, | ૮૫૨ ,, ,, | ૩·૬ ,, |

આ કમનસીબ સ્થિતિ સુધારવાને માટે ઑ. શ્રી. ગોખલેએ પ્રાથમિ કેળવણી મફત અને ફરજીયાત કરવાને એક અત્યંત વ્યવહારૂ યોજના સરકાર પાસે રજુ કરી હતી પણ તેનો સ્વીકાર થયો ન હતો. જો દેશની અંદરનો સઘળો વહીવટ પ્રજાના બહુમતથી ચુંટાયેલા એમના જેવા દેશભક્તોની બનેલી કારોબારી સભાને હાથમાં જ હોય—એટલે કે બ્રિટિશ અમલ હેઠળ, આપણને પણ સંસ્થાનોને જેવું સ્વરાજ્ય મળે તો આ સ્થિતિ તદ્દન બદલાઇ જાય એમાં શંકા નથી. ગઇ કોંગ્રેસે લડાઇ પછી આવા સ્વરાજ્ય માટે માંગણી કરી છે. તમે પણ સ્વરાજ્યના હીમાયત થઇ કોંગ્રેસના આ પ્રયાસને બનતી મદદ કરો.

---

## હિંદની ગરીબાઈ. *

### સ્વરાજ્ય પત્રિકા નં. ૪

સર રોબર્ટ ગીફન ( ૧૮૩૭–૧૯૧૦ ) એક બાહોશ વર્તમાન પત્રકાર અને અર્થશાસ્ત્રી હતા અને તેમના અનુભવ તથા અભિપ્રાયને ગ્રેટબ્રિટનમાં સર્વત્ર માન અપાતું. તેઓ રોયલ સોસાયટીના ફેલો, સ્ટેટીસ્ટીકલ સોસાયટીના પ્રમુખ તથા દેશની સ્થિતિ દર્શાવનાર વિગતવાર હકીકતને માટે બ્રિટિશ સરકારના મુખ્ય સલાહકાર હતા. તેમણે ૧૯૦૩ માં બ્રિટિશ સામ્રાજ્યના જુદા જુદા વિભાગોમાં લોકોની કુલ્લે દોલત તથા આવક સંબંધી અડસટ્ટા, બ્રિટિશ એસોસિએશનની સભામાં રજુ કર્યા હતા, અને તેમાં હિંદની કુલ્લે વાર્ષિક આવક ૬૦૦,૦૦૦,૦૦૦ પાઉંડની ગણવામાં આવી હતી. હવે હિંદની કુલ્લે વસ્તી ૩૦૦,૦૦૦,૦૦૦ ની ગણાય છે, એટલે હિંદીવાનોની માણસ દીઠ સરેરાસ વાર્ષિક આવક ૨ પાઉંડ એટલે કે રૂ. ૩૦ આવે છે. લગભગ આવો અડસટ્ટો લોર્ડ ક્રોમર અને લોર્ડ કર્ઝને પણ કાઢયો હતો. ઘણુંકરીને આ સઘળા અડસટ્ટા હિંદના રાજ્યતંત્રે પૂરા પાડેલા એક જ આંકડાઓ ઉપર રચાએલા હતા. હિંદી આંકડાશાસ્ત્રીઓ, તથા ડીગ્બી જેવા બ્રિટિશ આંકડા સંબંધી લખનારાઓ આ અડસટ્ટો ખરો હોય એમ માનતા નથી. તેઓ ધારે છે કે આ અડસટ્ટા હાલ છે તે કરતાં વધારે આશાજનક સ્થિતિ દર્શાવે છે. છતાં આપણે આ અધિકારી વર્ગ તરફથી રજુ થયેલો અડસટ્ટો ખરો છે એમ સ્વીકારીશું. પરંતુ આપણે ધ્યાનમાં રાખવાનું છે કે, ૩૦ રૂપિયા એ કાંઇ હિંદીવાનોની માણસ દીઠ ઓછામાં ઓછી વાર્ષિક આવક નથી. એ તો માત્ર એક સરેરાસ છે, એટલે કે જેમ કેટલાકની આવક એથી વધારે છે, તેમજ ઘણાએકની તેથી ઓછી પણ છે. હકીકતે લાખો હિંદીવાનોની વાર્ષિક આવક રૂ. ૩૦ કરતાં પણ ઓછી છે. વળી તે ઉપરાંત બીજા સંખ્યાબંધ માણસો એવા પણ છે કે જેમને કશી પણ

* આ પત્રિકા સ્વરાજ્ય લેખમાળા નં. ૪ તરીકે પ્રગટ થઇ હતી.

આવક જ નથી અને જેઓ સખાવત કે ચોરી ઉપર જ પોતાનું ગુજરાન ચલાવે છે. પરંતુ આપણા હાલના હેતુને માટે આપણે રૂ. ૩૦ ને હિંદીવાનોની માણસ દીઠ વાર્ષિક આવક તરીકે ગણીશું, અને તેને કેદીઓને માટે થતા સરકારી ખરચ સાથે સરખાવીશું.

કેદીઓને સુખ, આરામ કે મોજમઝાના સાધનો પૂરા પાડવાનો વિચાર તો કોઇ પણ દેશના કેદખાનાના નિયમોમા હોઇ શકે નહિ બધે ઠેકાણે તેમને કેવલ જીંદગીને માટે જરૂરની જ વસ્તુઓ પૂરી પાડવામાં આવે છે કે જેથી કરીને તેમની તન્દુરસ્તી સચવાય અને તેમને સોંપવામા આવેલુ કામ તેઓ કરી શકે. હવે આપણે જોઇએ કે કેદખાનામાં કેદીઓને જીંદગીને માટે જે ખાસ જરૂરની વસ્તુઓ પૂરી પાડવામાં આવે છે તે કેદની બ્હારના હિંદીવાનો મેળવી શકે એમ છે કે નહિ અહીંઆ આપણે કેદીઓને માટેનો તે સંબંધી ખાતા તરફથી થતો સઘળો ખરચ લઇશું નહિ. આપણે તો માત્ર દવાદારૂ, કપડાલત્તા, તથા ખોરાક એ ત્રણ બાબત સબંધી ખરચનો જ વિચાર કરીશું. નીચેના આંકડાઓ ૧૯૧૫ ના વરસના જેલખાતાના વાર્ષિક રીપોર્ટમાંથી લીધેલાં છે.

દર કેદી દીઠ કેદખાનાના વાર્ષિક ખરચની કેટલીક હકીકત—૧૯૧૫.

| પ્રાંત | ખોરાક | બીછાનું તથા કપડા | ઓસડ વગેરે | કુલ્લે |
|---|---|---|---|---|
| મધ્યપ્રાંત અને બીરાર | રૂ. ૩૧-૪-૯ | રૂ ૪-૨-૧૧ | રૂ. ૨—૧-૪ | રૂ. ૩૭-૯—૦ |
| સંયુક્ત પ્રાંત | ,, ૪૧-૩-૦ | ,, ૪-૭—૩ | ,, ૨-૧૧-૮ | , ૪૮-૫-૧૧ |
| બીહાર અને ઓરીસા | ,, ૪૩-૯-૯ | , ૪ ૧૦-૧૦ | ,, ૬-૧૩-૧ | ,, ૫૫-૧—૮ |
| બંગાલ પ્રાંત | ,, ૪૭-૭-૦ | ,, ૬-૨—૩ | ,, ૭-૧૦ ૧૦ | ,, ૬૧-૪—૧ |

મધ્યપ્રાંત તથા બીહારમા ખરચ સૌથી ઓછો હતો; પરંતુ ત્યા પણ આ ત્રણ જ વસ્તુ માટેનો ખરચ રૂ. ૩૭-૯-૦ હતો એટલે કે હિંદીવાનની સરેરાસ વાર્ષિક આવક કરતા રૂ. ૭-૯-૦ વધારે. વળી ઉપરના આકડાઓ પરથી જણાશે કે, ૩૦ રૂપીઆની વાર્ષિક આવક તો મધ્ય પ્રાત અને બીહારના એક કેદીના ખાધાખરચ માટે પણ પૂરતી નથી, તો પછી બીજા પ્રાંતો કે જ્યાં ખરચ વધારે છે તેની તો વાત જ શું કરવી? કદાચ એમ કહેવામાં આવે કે કેદખાનાની બ્હાર હિંદી વસ્તીમાં સંખ્યાબંધ બાળકોનો સમાવેશ થાય છે, અને તેમનો ખરચ પુખ્ત ઉમરના માણસ કરતાં ઓછો હોય છે, અને કેદીઓ સર્વાંશે નહિ તો ઘણે ભાગે પુખ્ત ઉમરના જ હોય છે. પણ સાધારણ રીતે મોટા થતા બાળકો માણસોના કરતાં કાંઇ ઘણું ઓછું ખાતા નથી; અને ઉપરના આંકડા પ્રમાણે ચારે પ્રાંતમા કુલ્લે ખરચ આ ૩૦ રૂપિયાની સરેરાસ આવક કરતાં તો રૂ. ૭-૯-૦, રૂ ૧૮-૫-૧૧, રૂ. ૨૫-૧-૮, અને રૂ. ૩૧-૪-૧ વધારે છે. વળી, એ પણ

રાખવાનું છે કે હિંદની તુરંગ બ્હારની વસ્તીને બીજો પણ ઘણો ખરચ કરવો પડે છે. તેમને તેમના ઝુંપડા ઝુપડીઓ બાંધવા સમારવા માટે ખરચ કરવો પડે છે, તેમને સ્ત્રીઓની સુવાવડ માટે ખરચ કરવો પડે છે, બાળકોની કેળવણી માટે ખરચ કરવો પડે છે—અથવા નહિ કરતા હોય તો કરવો જોઇએ—તેમની ધાર્મિક ક્રિયાઓ તથા જન્મ, લગ્ન, મરણ વગેરે સામાજિક પ્રસંગો માટે ખરચ કરવો પડે છે, તેમને તેમના ઉત્સવો ઉજવવાના હોય છે જાત્રાઓ કરવાની હોય છે, સંસારવ્યવહારને માટે મુસાફરીઓ પણ કરવી પડે છે.

ત્યારે હજારો, લાખો કંગાળ હિંદીઓ પોતાનો નિભાવ કેવી રીતે કરે છે? જવાબ સ્હેલો અને સ્પષ્ટ છે—“ નિભાવ કરી શકતા જ નથી—” બલ્કે છેવટે ઘોર કે સ્મશાનમા જ કરે છે.

કોઈ કહેશે કે આ તો માત્ર એક કવિની રમત છે—ખરો જવાબ નથી, હા, એક રમત જ છે—એક જાતનો ભયંકર કરૂણાજનક નાટક જ છે. હજારો લાખો હિંદીવાનોની અત્યંત ગરીબાઇ એ એક મોટી આફત છે પૂરતો ખોરાક, કપડાલત્તા તથા ઘરબાર વગર ચલાવી લેવુ પડે એ ભયંકર દુર્દશા સિવાય બીજું કશુંજ નથી પણ આપણી ગરીબાઇને લીધે બીજી અનેક મુશ્કેલીઓ ઉભી થાય છે, અને તેનો નિવેડો લાવી શકાતો નથી તંદુરસ્તી તથા કેળવણીનો વિકાસ વધતા જતા ખરચ વગર થઇ શકે નહિ. ...તુ તે માટે પૈસા લાવવા ક્યાથી? જ્યા સુધી લોકો શરીરે તંદુરસ્ત અને મજબૂત ...ય નહિ, જ્યા સુધી તેઓ હુશિયાર અને બુદ્ધિશાળી થાય નહિ ત્યાસુધી તેમની ગરીબાઇ ... જવાની જ નથી

હિંદની હાલની આવકમાથી પણ હિંદના બાળકોના લાભ માટે ઘણુ ઘણું થઇ શકે પણ દેશની આવક તથા તેના ...રચ ઉપર લોકોની સત્તા જ નથી એટલે હિંદની પ્રગતિ જ કાંઇ એકલો કે મુખ્ય હેતુ નથી. આનો હોમરૂલ યાને સ્વરાજ્ય એ જ એક ખરો ...વાર્પક ...સ્વરાજ્યની પ્રાપ્તિનો આધાર લોકોની સ્થિતિ ઉપર જ રહેલો છે. માટે ...હોમર અને ...આપણાથી બને તેટલા પ્રયત્નો થવા જોઇએ. આથી બધા જ પ્રશ્નોની ...રાજ્યતંત્રે ...પી જ છે એમ સમજવાનું નથી—કહેવાનો હેતુ માત્ર એટલો જ છે કે ...ઓ, તથા ડીગ...પક બીજા ઉપર રહેલો છે. બેશક હોમરૂલ યાને સ્વરાજ્ય તો હાલમા ...એમ માનતા ...અગત્યનો અને તાત્કાલિક રાજકીય અને આર્થિક પ્રશ્ન છે.

# મીલ મજુરોની શોચનીય સ્થિતિ.

મજુર વર્ગની સ્થિતિનો ખ્યાલ બધાને નહિ તો તમારામાંના કેટલાકને તો હશે જ. તેમનાં દુઃખો એટલાં બધાં છે કે છેવટે તેમણે આવી સામાજિક સુધારા પરિષદનું ધ્યાન ખેંચ્યું છે. પણ તેટલેથી તેમનો ઉદ્ધાર થાય તેમ નથી આવી પરિષદોમાં હજારો વખત હજારો માણસના મ્હોડેથી તેમની ખરી સ્થિતિનું વર્ણન અપાશે, તમે જાતે તેમનાં દુઃખો જોશો અને તેમને સુધારવા તે આપણા ફાયદાનું છે એટલું જ નહિ પણ મનુષ્યધર્મને ખાતર તે જરૂરનું છે તે સ્વીકારશો ત્યારે જ તે સ્થિતિને સુધારવા યત્નો થશે.

તેમની સ્થિતિ સુધારવાના કોઇ પણ વિચારોની સામે તેમના શત્રુઓ પડે છે તેમને અધમ અને નીચા રાખવાથી જેઓએ અત્યાર સુધી ફાયદાઓ મેળવ્યા છે તેઓ તેમના માણસ તરીકેના હક્કો સ્વીકારતા નથી. જેઓ રાષ્ટ્રીય સભા અને પરિષદોમાં નિડરતાથી લડે છે, જેમનામાં ઇંગ્લંડની પ્રજાના ન્યાય, સ્વતંત્રતા તથા સમાનતાના વિચારો આવ્યા છે તેવાઓ પાસે જ મજુર વર્ગની આશાઓ છે. સ્વતંત્રતા આપણે ચાહીએ છીએ, જુલમોની સામે પોકાર આપણે ઉઠાવીએ છીએ તો તે જ ન્યાયે તે જ સ્વતંત્રતાની દૃષ્ટિએ આ આખો પ્રશ્ન જોવા હું વિનંતિ કરૂં છું.

એક દિવસ એવો હતો કે જ્યારે આ ગરીબ વર્ગ પોતાના ઝુંપડામાં નાના નાનાં ઉદ્યોગો કરતા, તેઓ પોતાના કુટુંબીઓ સાથે વાતો કરતા, આનંદ કરતા અને કામ કર્યે જતા. અત્યારે આપણે મોટા મોટાં યંત્રોનો ઉપયોગ શીખ્યા. મોટાં કારખાનાં બાંધ્યાં. ખુલ્લી હવા અને કુટુંબ વચ્ચે કામ કરતા કારીગરને લલચાવી આવી ખરાબ હવાવાળા કારખાનામાં ઘસડી લાવ્યા. એક દીવામાં જેમ કુદું ઝંપલાય તેમ અનેક લાલચોથી લલચાઇ ગયા અને અંતે અનેક દુઃખોના ભોગ થયા.

તમારામાંના ઘણાએ ગઇ સદીના યુરોપનાં મજુરોની સ્થિતિનો ઇતિહાસ વાંચ્યો હશે. તેઓને પગાર પુરતા મળતા નહીં, ખોરાક મોંઘો હતો—સ્ત્રીપુરૂષો તેમજ છોકરાઓ બાર બાર કલાક કામ કરતા, ખાવાને પણ પુરતી રજા મળતી નહીં, અનાજનો કાયદો, પરસ્પર સહાયકારી મંડળીઓ અને કારીગરોનાં મંડળો તેમના રક્ષણે આવ્યાં. મજુર વર્ગની સ્થિતિ સુધારવાનો સવાલ જે સામાજિક હતો તે રાજકીય થયો. તે વખતે ત્યાંના મજુરોની જે સ્થિતિ હતી તેને લગભગ મળતી સ્થિતિ હાલ અહીંના મજુરોની છે.

જ્યારથી યાંત્રિકશક્તિ દાખલ કરવામાં આવી ત્યારથી ઘરગતુ ઉદ્યોગો ધીમે ધીમે નાશ થતા આવ્યા. ઘરગતુ ઉદ્યોગોના વખતમાં શેઠ અને કારીગર

લાગણી રહેતી હતી. તેઓ કારીગરને પોતાના ધંધાના મુખ્ય અંગભૂત ગણતા અને તેઓની સામાજિક અને આર્થિક સ્થિતિ માટે હમેશાં દરકાર રાખતા. કારખાંના દાખલ થયા પછી શેઠ અને મજુર વચ્ચેનો સંબંધ જતો રહ્યો. તેટલું જ નહિં પણ કારખાનાના માલીકો એમ સમજતા થયા કે મજુરો તેમને પૈસો પેદા કરી આપનારાં જીવતાં યંત્રો છે અને તેથી જેમ બને તેમ ઓછા પૈસા આપી વધારે કામ કરાવવું તે મીલના કારભારનો મુખ્ય સિદ્ધાંત થયો. પ્હેલાં તો કારીગર જ્યારે ધંધાનો અંગભૂત ગણાતો ત્યારે આજનો કારીગર એક બેદરકાર, આળસુ લુંટારો ગણાયો. મજુર વર્ગ એટલો અજ્ઞાન છે કે તે પોતાની સામાજિક, આર્થિક કે શારીરિક સ્થિતિનો વિચાર કરી શકયો નહીં. તેથી છેવટે તે ઘણી દયાજનક સ્થિતિમાં આવી પડયો. આવા કંગાળ મજુરોનું રક્ષણ કરવા ૧૮૮૧ માં પ્હેલો કારખાનાનો કાયદો ઘડાયો. છતાં તેમની સ્થિતિ જોઇએ તેવી સુધરી નહીં. અનેક લાલચોથી દોરાઇ તેઓ ઘણા લાંબા કલાકો કામ કરતા, લાંબા કલાકો અને કારખાનાની ખરાબ હવાથી તેઓના શરીર નબળાં પડયાં, આવી ઘણી બાબતોમાંથી તેમને બચાવવાને કારખાનાનો કાયદો ૧૯૧૧ માં ફરીથી ઘડાયો. આ કાયદો ૧૯૦૮ માં નિમાયલા કારખાનાઓની તપાસ કરનારા કમીશનની ભલામણના પરિણામે ઘડાયો છે તે કમીશન આગળ રજુ થયેલી જુબાની આપનારની નામાવલી ઉપરથી સ્પષ્ટ દેખાઇ આવે છે કે આમાં માત્ર મીલમાલીકોના દ્રષ્ટિબિંદુથી જ આખો સવાલ જોવાયો છે. મજુર વર્ગના હીમાયતીઓના નામ તેમાં જોવામાં આવતાં નથી. તેમજ એ કમીશને તેમની સ્થિતિનો પુરતો અભ્યાસ કર્યો નથી.

આવી જુબાનીઓના પરિણામે ઘડાયલો કાયદો મજુરોનું પુરતું રક્ષણ ન કરી શકે તે સ્વાભાવિક છે. દાખલા તરીકે આ કાયદા પ્રમાણે એક માણસ એક દિવસમાં બાર કલાક કરતાં વધારે કામ ન કરી શકે છતાં હિંદુસ્તાનની મીલમાં લાગટ ૭૨ કલાક કામ કરાવ્યાના દાખલા આપણે સાંભળ્યા છે. આવી રીતે ૭૨ કલાકો માણસ કામ કરી શકતા હશે કે તે શારીરિક અશકયતા હશે તે બાબત જુદી જ છે. જે બાબત બ્હારની દુનિયા માની શકતી નથી, તે ઘણી વખતે હિંદુસ્તાનની મીલોમાં થઇ શકે છે. બીજો તેવો જ એક દાખલો લઇએ. કારખાનાની અંદરની હવા સ્વચ્છ અને સારી ન હોય તો તે ગુન્હો ગણાય છે છતાં અંદરની ગરમ હવાથી ઘણા માણસો બેભાન થઇ જવાના અને કવચિત મરણ પણ પામવાના દાખલા આપણે સાંભળ્યા છે. વધારે અજાયબી જેવું એ છે કે આવી બાબતો કારખાનાંઓની તપાસણીના વાર્ષિક રિપોર્ટમાં આવતી નથી.

કારખાનામાં કામ કરતી સ્ત્રીઓ ૨૦ વર્ષની વયે ઘરડી થતી જોવામાં આવે છે. નવ વર્ષની વય ઉપરના કામે જતા બાળકોના શરીરો પણ કોઈ સુધારકે તપાસવા જેવાં છે.

આવી ટુંકી જીંદગી ભોગવતા મજુરોથી આપણા ઉદ્યોગની ખીલવણી શી રીતે થઇ શકે ... પણ કરવા જેવો છે. મીલનો ઉદ્યોગ આપણા દેશમાં આવે લગ

ભગ ૬૦ વર્ષો થઇ ગયાં છતાં આપણાં જ બજારમાં પરદેશીઓ પોતાનો માલ સારો અને સસ્તો માલ ત્યાથી વેચી ગયે છે તેના કારણો જો બરાબર શોધવામાં આવશે તો મજુરો આમાં મોટો ભાગ ભજવે છે તેની ખાત્રી થશે.

આપણે જોયું તેમ એક તરફથી ૧૯૧૧ નો કારખાનાનો કાયદો મીલ મજુરોનુ બરાબર રક્ષણ કરવાને પુરતો નથી તો બીજી તરફથી તેમની દુર્દશા તેમની અજ્ઞાન દશાને આભારી છે. તેમને કેળવણી આપવાની ખાસ જરૂર છે અને તેની સાથે તેમને પૈસાનો સદ્વ્યય કરતાં પણ શીખવવાનો છે. ઘણા કલાકો કામ કર્યા પછી લાગેલો થાક દારૂ લેવાથી ઉતરે છે તેવી તેમને ખોટી ભ્રમણા હોય છે. તેથી તેઓ તે વ્યસનમાં પડે છે. વળી આ વ્યસનનો બ્હોળો ફેલાવો આપણા આબકારી ખાતાને પણ આભારી છે

એક તરફથી દારૂની દુકાનો જાહેર રસ્તા અને મીલની નજીક રાખવામા આવે અને બીજી તરફથી તેને અટકાવવાને ભાષણો થયે જાય તો આ અજ્ઞાન મજુર વર્ગને આ બેમાથી કોની વધારે અસર થશે? માટે ભાષણોની સાથે આવી સંસાર સુધારા સંસ્થાઓએ સરકારને આબકારી ખાતું જડમૂળથી નાશ કરવા ભલામણ કરવી દારૂનું વ્યસન મજુર વર્ગને મોટા કરજમાં ઉતારે છે—તેઓના પૈસા દારૂમાં જાય છે તેમજ તેઓ દરેક ચીજ લેવામાં લુંટાય છે. તેમના પ્રસંગમા આવનારા દરેક દુકાનદારો તેમને છેતરે છે. વળી આવા મજુરો વ્યાજના દર કાંઇ આઠ, દસ કે બાર ટકા હોતા નથી પણ ૫૦–૧૦૦ કે ૩૦૦ ટકા જેટલા ઘણી વખત હોય છે.

કોઇ પણ ઉદ્યોગની ખીલવણીમાં મજુરની જીંદગી અગત્યનો ભાગ ભજવે છે. મજુર તે ઉદ્યોગનુ મોટું અંગ છે. તેમની જીંદગી જેમ લાંબી તેમ એ ઉદ્યોગની ખીલવણી મ્હોટો હીસ્સો આપે છે. વળી એમ પણ કહેવાય છે કે હાલનાં સાંચા કામને સંપૂર્ણતામાં લાવવાને એક સામાન્ય મજુર મોટો હીસ્સો આપ્યો છે.

ઘણી બાબતોમાં આપણે ઇંગ્લંડનું અનુકરણ કર્યું છે તેમાં મીલ ઉદ્યોગ પણ એક છે. આપણે અહીંના સાંચા ઇંગ્લંડથી લાવ્યા તેમજ તેના કારભારમા પણ આપણે તેમનું જ અનુકરણ કર્યું છે. ઇંગ્લંડના મીલ માલેકો મજુરોની સંભાળ લેતા નહિ તેવી જ રીતે આપણાં મીલ માલેકો પણ તેઓને માટે બેદરકાર છે શેઠીઆઓએ સંભાળ ન લીધી, તો તેને પરિણામે ઇંગ્લાંડમા કારીગરોના મંડળો થયા. એટલે માલીકોને બદલે આ મંડળોના કાર્યવાહકોએ તેઓની સંભાળ લીધી—પરિણામે ત્યાંના આવા મંડળો મજુર વર્ગને મહાન આશીર્વાદરૂપ નીવડયા છે વળી તેને લીધે ઉદ્યોગની ખીલવણી થઇ છે. હિંદુસ્તાનમા એવા મંડળો નથી અને કારખાનાના માલીકો મજુરોની દરકાર રાખવાનું, તેમના ફાયદાનું છે તેમ સમજતા નથી, બીજા કોઇ પણ કારણથી નહિં તો કેવળ આપણા ઉદ્યોગની ખાતર કાંતો મીલ માલીકોએ મજુરોની સંભાળ લેવી જોઇએ, નહીં તો ઇંગ્લંડના જેવા કારીગરના મંડળો બં-

આપણી જુની રીતિનો મહાન ફાયદો જો આ કારખાનાઓમાં લેવાયો હત મજુર અને શેઠ વચ્ચે કાંઇ પણ સંબંધ રહ્યો હત તો ઉદ્યોગની ખીલવણી કેટલી મોટી થઇ હોત?—પણ આપણે પારકાનું લેતા આપણું પોતાનું સારૂં પણ ગુમાવી બેઠા છીએ પણ મીલ માલેકોએ પોતાના નફાટોટા શિવાય બીજો પણ વિચાર કરવો જોઇએ. મજુરો પૈસાને ખાતર—સુક્કા રોટલાને ખાતર—તેઓની પાસે આવે છે છતા તેમનું હીત જોવું તે મીલ માલીકોની મોટી ફરજ છે. પૈસા ખાતર તેઓ કામ કરે અને તે પૈસા મીલ માલીકોએ તેઓને આપી દીધા એટલે એમની સ્થિતિ સુધારવાની જોખમદારી પુરી થતી નથી. જેઓ આટલેથી પુરી થતી માનતા હોય, જેઓને પોતાના નફા શિવાય બીજા વિચારો આ સંબંધમા આવી શકતા ન હોય, તેઓના હાથમાં મજુરોનું ભવિષ્ય કેવું હોઇ શકે તેનો વિચાર કરો.

જે દૃષ્ટિબિંદુથી હિંદુસ્થાનના ન્હેલાંના શેઠો કામ કરાવતા તે મહાન મંત્ર જપાન તેમજ બીજા દેશોમાં સમજાયો છે જ્યારે બીજા દેશો મજુર વર્ગને કેળવવામાં પોતાનો ફાયદો સમજ્યા છે ત્યારે અહિં એમ સમજાયું છે કે મજુરો ભણશે તો ઉદ્યોગને મોટું નુકશાન કરશે. જ્યારે અહીંનો મજુર પોતાના રોટલાનો ટુકડો મ્હોમાં રાખી કામ કરતો જોવામાં આવે છે ત્યારે બીજા દેશોમાં તેમને માટે જમવાને વિશાળ ઓરડાઓ અને ઉપહારગૃહો રખાય છે જ્યારે અહિનો મજુર ભાગેલી તુટેલી. ખડીમાં બિમાર પડેલો જોવામાં આવે છે ત્યારે ત્યાં તેઓને માટે ખાસ ઘરો અને ઇસ્પીતાલો રાખવામાં આવે છે. બીજા દેશોમાં જ્યારે અમુક વર્ષો કામ કર્યા પછી પન્શન અપાય છે, ત્યારે અહિઆ ગમે તેટલા વર્ષ કામ કર્યું હોય તોપણ કોઇ પણ જાતની નોટીસ આપ્યા વિના તેને કાઢી મૂકવામાં આવે છે અને પેન્શન તો શું પણ–unclaimed wages–નધણીઆતા મંજુરીના પૈસાનો પણ ઉપયોગ થતો નથી.

અમદાવાદ અને મુંબાઇની મીલોમાં કામ કરતા મજુરોમાથી કેટલાક બીજી મીલોમાં જાય છે ત્યારે તેમના પગાર મીલોમાં પડી રહે છે. આવી જાતના unclaimed wages જો માત્ર અમદાવાદની મીલોના જ ગણીશુ તો વરસે એક લાખ રૂપીઆ જેટલા થશે. આ પૈસા કે જે માત્ર મજુરોના જ પૈસા છે તેનો ઉપયોગ તેઓના કલ્યાણાર્થે થાય તો કેટલો મોટો લાભ થાય? આ રકમ જો તેઓની કેળવણી પાછળ ખર્ચાય તો તેમાંથી લગભગ ૧૨૫ મોટી શાળાઓ નભી શકે.

મજુરોની કેળવણી માટે એક ખાસ મંડળ સ્થાપવું જોઇએ. તેઓએ મીલ માલીકો પાસે આ–unclaimed wages–નધણીઆતા મજુરીના પૈસાની માંગણી કરવી જોઇએ. જો તે મેળવવામાં તેઓ નિષ્ફળ નિવડે તો મીલ માલીકો આજે, નહિ તો ભવિષ્યમા મદદ કરશે તે આશામા બેસી રહેવા કરતાં એક જાહેર ફંડ ઉઘાડવું જોઇએ.—જેને તે વર્ગ માટે સહાનુભૂતિ હશે, તે પોતાનો જુજ ફાળો પણ ભરશે. ભ્રાતદયા અને લાગણી વધારે સુતથી ભરેલી દરેક પાઇ પણ વગર લાગણીથી આપેલા લાખો રૂપીઆ કરતા નિવડશે.

અમદાવાદમાં મુખ્ય ઉદ્યોગ મીલોનો છે. વેપારીઓ, શેર હોલ્ડરો, દલાલો વગેરે તમામ માણસો સીધાં કે આડકતરી રીતે મીલના ધંધા સાથે જોડાયલાં છે. આ અમદાવાદની જાહોજલાલી, તેના સુશોભીત ઘરો અને બંગલાઓ શહેરમાં ફરતી મોટરો અને ગાડીઓ, માધવબાગ અને સાયન્સ કૉલેજ એ બધાં મજુરોને જ આભારી છે; છતાં મોટરો, ગાડીઓ કે સાંચા જેટલી પણ તેઓને માટે સંભાળ લેવાય છે?

જે શહેરમાં સ્વરાજ્યના હકો માટે પ્રાંતિક પરિષદો ભરાય છે જે શહેર સંસાર-સુધારાની માતૃભૂમિ છે તે જ શહેરને પૈસાદાર બનાવવામાં જે લોકોએ પોતાનું લોહી રેડ્યું છે તેઓની આ દુર્દશા હોય તે કેટલું શરમાવા જેવુ છે?*

---

# આણંદમાં જાહેર જીવન.

ગુજરાતમાં સર્વથી વધારે રસાળ ભાગ, ચરોતરમાં આ ન્હાનું શહેર આવેલું છે. રેલ્વેનું મ્હોટું જંકશન હોવાથી આ શહેરને ઘણું મહત્વ મળ્યું છે અહિંથી ચારે દિશામાં—ઉત્તર, દક્ષિણ, પૂર્વ અને પશ્ચિમે રેલ્વેની સડકો છે, અને તેથી એ ઘણા મોટા શહેરના સ્ટેશન જેવું આ સ્ટેશન દેખાય છે શહેરની વસ્તિ ફક્ત દસ હજારની છે, પણ વસ્તિ ઉજળી તથા ઉદ્યોગી હોવાથી, વેપારરોજગાર શહેરના પ્રમાણમાં ઘીકનો છે રેલ્વેનું જંકશન હોવાને લીધે, શહેર દિન પર દિન વધતું જાય છે, તથા આર્થિક સ્થિતિ સારી થતી જાય છે.

## કેળવણી (ચરોતર મંડળ.)

આ શહેરમાં ઇ. સ. ૧૮૮૯ થી મ્યુનિસિપાલીટી સ્થપાએલી છે, તથા પ્રાથમિક કેળવણી તે મંડળને હસ્તક છે. છોકરાઓ માટે મ્હોટી બે નિશાળો છે, અને તેમાં આડીચારસો વિદ્યાર્થી ભણે છે. કન્યાશાળા એક જ છે, અને તે ગામના મધ્યમાં હોવાને બદલે ગામની બ્હાર સ્ટેશનના રસ્તા ઉપર બાંધેલી છે. આ શાળા આટલી દૂર હોવાને લીધે લોકપ્રિય થાય નહિ તેમાં આશ્ચર્ય શું? લોકોને છોકરીઓની કેળવણી ઉપર મૂળ તો અભાવ હોય, અને તેમાં આવું કારણ મળવાથી તેનો બહુ જ થોડો લાભ લેવાય તે દેખીતું છે. તેમાં ફક્ત ૮૯ બાળાઓ, એટલે કે છોકરીઓની સંખ્યાથી પાચમા ભાગથી પણ ઓછી સંખ્યા ભણે છે. ન્હાની કન્યાઓને માટે એક બે ધોરણ સુધીની

* ગયા નવેમ્બર માસમા અમદાવાદમા મળેલી સામાજિક સુધારા પરિષદ પાસે આ લેખ વાચવામા આવ્યો હતો. લેખક ગર્ભશ્રીમંત કુટુંબના હોઇ ગરીબોના ભલા માટે અતિ શ્રમ કરે છે

અધિપતિ.

ગ્રામ્ય શાખાની તો શહેરના મધ્ય ભાગમાં ખાસ જરૂર છે, પણ ગામમાં ભાડે અથવા મૂલ્યે શાળાને માટે ઘર જ મળતાં નથી એમ કહેવાય છે. આવા શહેરમાં જ આવી સ્થિતિ છે, તો ન્હાના ગામડાંમાં શાળાના મકાનો માટે કેટલી મુશ્કેલીઓ પડતી હશે?

અત્રેથી થોડે દૂર આવેલું ડાકોર જેમ જાત્રાનું મ્હોટું ધામ છે, તેમ આણંદ ખ્રિસ્તી મિશનનું મ્હોટું ધામ છે. અહિં આયરિશ પ્રેસ બિટિરીઅન, મુક્તિ ફોજ, અને રોમન કેથૉલિક એ ત્રણ મિશનો કામ કરે છે. અંગ્રેજી તથા ગુજરાતી નિશાળો ચલાવવા ઉપરાંત પહેલાં બે મિશન મોટી ઇસ્પીટાલો તથા દવાખાનાંઓ ચલાવે છે અને નાબારસ ખ્રિસ્તી છોકરાંઓને માટે અનાથાશ્રમ પણ ચલાવે છે. પહેલાં મિશનની અંગ્રેજી સ્કુલ ચાર ધોરણ સુધીની છે, અને તેમાં ૨૦ ખ્રિસ્તી તથા ૧૫ અન્ય ધર્મના છોકરાઓ ભણે છે. ત્રણે મિશનો અકેકી પ્રાથમિક શાળા ચલાવે છે, અને તેમાં અંત્યજ વર્ગના છોકરાઓને સારો લાભ મળે છે. હિન્દુ ધર્મે અસ્પર્શ્ય ગણી દૂર કરેલા આપણા આ કમનસિબ બન્ધુઓને ખ્રિસ્તીઓ સ્વીકારે છે, ને તેમના બન્ધુત્વમાં દાખલ કરે છે. હિંદુ ધર્માધિકારીઓને આવી શાળાઓ ચલાવવા માટે હજી કેટલા સેંકડા જોઇશે?

શહેરના લોકો તરફથી એક ખાનગી અંગ્રેજી શાળા ઘણા વર્ષથી ટગુમગુ ચાલતી તી. તથા થોડા વખત પહેલાં તો મૃતપ્રાય થઇ હતી, તેને સજીવન કરવાને ગયે ર્ષે સ્થપાએલા ચરોતર કેળવણી મંડળની સહાય શહેરવાસીઓએ લીધી છે, ને તેથી ઉમેદ છે કે આ શાળા દિન પર દિન વૃદ્ધિ પામશે, એટલું જ નહિ પણ ચાર પાંચ વર્ષમાં વધીને હાઇસ્કુલ થશે. આ મંડળના બે ગ્રેજ્યુએટો હાલ ત્યાં કામ કરે છે, અને વિદ્યાર્થીની સંખ્યા ૯૦ સુધીની પહોંચી છે શહેરના ગૃહસ્થોએ આ સ્કુલને માટે રુપિયા ત્રીશ હજાર એકઠા કર્યા છે, તથા દસ વિઘા જમીન લેવાનું નક્કી કીધું છે. ને તે બધું ચરોતર મંડળને સ્વાધીન કરશે. એકઠી થએલી રકમમાંથી નિશાળનું મકાન વિદ્યાર્થીઓ માટે વસ્તિગૃહો, વગેરે બાંધવાની યોજના છે વડોદરાવાળા રા. મોતીભાઇ અમીન જે આ મંડળના ઉત્પાદક છે, તેમની દેખરેખ નીચે થોડા વર્ષમાં આણું અંગ્રેજી કેળવણીનું મોટું સ્થાન થશે, એમ સહુ કોઇ આશા રાખે છે.

## મ્યુનિસિપાલીટી.

શહેર સુધારા મંડળમા ૧૨ સભાસદો છે, તેમાંથી અર્ધા સરકારે નીમેલા ત અર્ધા લોકોએ ચુંટેલા છે મંડળના પ્રમુખ સરકારી અધિકારી—તાલુકાના મામલતદ છે. આ મંડળની ઉત્પન્નનું મુખ્ય સાધન ઘરવેરો છે, ને તેમાંથી રૂ ૬,૫૦૦ ની આ ઘાય છે. સરકાર અને લોકલ બૉર્ડ તરફથી રૂ. ૪,૨૦૦ ની ગ્રાન્ટ મળે છે, અને બી પરચુરણ ઉપજ મળીને કુલ ઉપજ રૂ. ૧૨,૫૦૦ થી થોડી વધારે ૧૯૧૪-૧૫ માં હ આ ઉત્પન્નમાંથી મુખ્ય ખર્ચ કેળવણી, પાછળ રૂ. ૪,૫૦૦ અને દવાખાના પાછળ ૧,૬૦૦ થાય છે શહેર સુધરાઇ પાછળ જોઇએ તે કરતા ઘણો થોડા રૂ. ૨,૩૦૦ છે શહેરમાં ઠેકઠેકાણે કચરાના ઢગલાઓ દૃષ્ટિએ પડે છે. વળી રસ્તા દુરસ્તીને

બાતજ કરવી નહિ! શહેરની અંદરના રસ્તાઓ ધૂળથી ભરેલા રહે છે, અને તેને કાંકરી પાથરી પાકા બનાવવા કે પાણી છંટાવવું તેનું નામ નિશાન પણ દેખવામાં આવતું નથી. નાના શહેરોની મ્યુનિસિપાલીટીઓની સ્થિતિ લગભગ બધે ઠેકાણે આવી જ હોય છે. પ્રાથમિક કેળવણીનો ખર્ચ દિનપરદિન વધાર્યા વગર છૂટકો થતો નથી; અને દવાખાનાનું ખર્ચ તો સરકાર મારફતે જ થાય છે, એટલે તેમાં ઘટાડો થવાનો સંભવ જ હોતો નથી, પરિણામ એ આવે છે; કે શહેરસુધારો જે આવા મંડળોનું ખાસ કામ ગણાય છે, તેને માટે બહુ જ થોડા પૈસા વપરાય છે, અને તેમાં દોષ કોને દેવો તે નક્કી કરવું મુશ્કેલ થઇ પડે છે. આવી નાની મ્યુનિસિપાલીટીઓ તે શહેર સુધારા મંડળ મટી જઇને પ્રાથમિક કેળવણી મંડળ બની જાય છે. આ સ્થિતિ ઇષ્ટ નથી, અને સરકારે તેમાં સુધારો કરવાની જરૂર છે. પ્રાથમિક કેળવણી માટે મળતી ગ્રાન્ટમાં સારો વધારો કરીને શહેર સુધારામાં ખર્ચવાને વધારે પૈસ બચે તેવી ગોઠવણ કરી આપવી જોઇએ.

## કેસીનનાં કારખાનાં.

અહીંની આસપાસનો પ્રદેશ રસાળ હોવાથી લોકો ઢોરઢાંખર સહેલાઇથી રાખી શકે છે, અને દૂધાળા જાનવરો ખાસ કરીને ભેંસો રાખવાનો સાધારણ રિવાજ થઇ ગયો છે. વળી થોડા વર્ષોથી સરકારના લશ્કરી ખાતાએ માખણ બનાવવાનું કારખાનું (ડેરી) અત્રે નાખ્યું, તેથી ચારે તરફના ચાર પાંચ ગાઉ સુધી છેટેના ગામનાં લોકો ભેંસો રાખીને તેનું દૂધ આ કારખાનામાં વેચે છે દૂધમાંથી નીકળતી મલાઇ લશ્કરના ઉપયોગને માટે મુંબઈ મોકલાય છે. તથા જરૂરીઆત પ્રમાણે તાજું દૂધ પણ જથ્થાબંધ અત્રેથી મુંબાઈ રવાના થાય છે. ઘણી વખત નો પંદરસોથી બે હજાર મણ દૂધ આ કારખાનામાંથી હમેશાં ચઢે છે દૂધમાથી માખણ કાઢી લીધા, પછી જે પ્રવાહી બાકી રહે છે તેને (Separate) સેપરેટ કહે છે. તેમાં કાંઇ પૌષ્ટિક તત્વ રહેતું નથી. તે મોટા જથ્થામાં નીકળતું હોવાથી તેનું દહીં બનાવીને તેમાંથી "કેસીન" કરવાનો ઉદ્યોગ એક જર્મન વેપારી ચાર પાંચ વર્ષ સુધી ચલાવતો હતો. યુરોપી યુદ્ધ થતાં આ જર્મન વેપારીને કેદ કરવામાં આવ્યો, અને ત્યારથી જ આ ધંધાનો સાધારણ લોકોમાં ફેલાવો થયો વળી તેને માટે એક મોટી અંગ્રેજી કંપની પણ સ્થપાએલી છે, અને તેને માટે સાંચાકામ વિલાયતથી આવે છે. સેપરેટનું દહીં કરીને તેમાંથી નીકળતા દહીંના ફોદાને કોથળાઓમાં ભરવામાં આવે છે, અને આ કોથળાઓને પ્રેસમાં દબાવ્યાથી તેમાંનું પાણી નીકળી જાય છે. કોથળામાં રહેતા કણીદાર આ ખાટામાવાને સૂકવી નાખવામાં આવે છે, અને તેને જ કેસીન કહેવામાં આવે છે. આ પદાર્થને ઇગ્લાંડ તથા અમેરિકા ખાતે ચડાવવામાં આવે છે, અને તેની અનેક સફેદ ચીજો છરીના હાથા, બટન તથા સેનેટોજન નામનો ખોરાક પણ બનાવે છે, તેમ કહેવાય છે. આપણા સાયન્સના ગ્રેજ્યુએટોએ આ કેસીનનો ઉપયોગ અહિં જ કરવાને માટે લક્ષ દોડાવવું જોઇએ છે.

પરચુરણ.

ઓછે વ્યાજે લોકોને નાણાં ધીરવાને માટે અત્રે એક મોટી " કોઓપરેટીવ " સોસાયટી છે તેના ૭૫૦ સભાસદો છે, અને તેનો વહીવટ ૩૦,૦૦૦ રૂપિયાનો છે. અહિંના એક ગૃહસ્થ પટેલ ગોરધનભાઇ કેશવલાલ આ પત પેઢીના મુખ્ય વ્યવસ્થાપક છે.

અત્રે મામલતદારની અને મેજીસ્ટ્રેટની કોર્ટો છે. સબ-જજની નથી, છતાં આ શહેર પાંચ છ વકીલોને નિભાવી શકે છે. દરેક શહેરમાં વકીલ મંડળ રાજકીય બાબતોમા આગળ પડતો ભાગ લે છે, પરંતુ અત્રે તેવું કંઇ દેખાતું નથી. વકીલોનો મોટો ભાગ અહિંના વતની નથી, તથા શહેરની સાથે ગાઢા સંબંધમા બીલકુલ આવતા નથી. મામલતદારની કચેરી જે રેલ્વે સ્ટેશનની પાસે અને ગામથી એકાદ માઇલ દૂર છે, તેથી વકીલોએ વીશીવાળાની માફક સ્ટેશનની પાસે પોતાની ઑફીસો રાખેલી છે, અને શહેરના શહેરીઓ બનવાની દરકાર કરતા નથી.

આ શહેરમાં વેપારવણજ ધીકતો છે, અને વધતો જાય છે, તુવેરના વેપારનુ મુખ્ય સ્થાન અત્રે છે. અને દરસાલ લગભગ ૫૦,૦૦૦ મણ તુવેર આ શહેરમાંથી નીકાશ થતી કહેવાય છે. દૂધ તથા કેસીનનો ઉદ્યોગ પણ ઘણો ફાયદાકારક છે.

શહેરની અંદર એક નાની સરખી લાયબ્રેરી છે પણ તેમાં રાખેલા પુસ્તકો તથા વર્તમાનપત્રોની રાખેલી સંખ્યા શહેરના પ્રમાણમાં બહુજ ન્હાની છે. મ્યુનિસિપાલ ઑફીસની એક લાયબ્રેરીનો ઓરડો બાધવામા આવ્યો છે, પણ તે શહેરથી દૂર હોવાને લીધે બીલકુલ નિરૂપયોગી છે

વસ્તી પાટીદાર, કણબી, ખેડાવાળ બ્રાહ્મણ તથા ધારાળા કોળીની છે. પાટીદાર ઉદ્યોગી, પણ અનિષ્ટ સામાજિક રીવાજોથી દબાએલા છે. ધારાળા કોળીને સરકાર ગુન્હા કરનારી જાત તરીકે ગણે છે પણ હવે ચોરી કરવાનો ધંધો તેઓ છોડી દે છે, અને ખેતી તથા નોકરીથી પોતાનો શાન્તિથી ગુજારો કરે છે. શહેરથી બે ત્રણ માઇલ દૂર મંગળપુરા નામના પરામા ધારાળાના છોકરાઓ માટે ખાસ પ્રાથમિક નિશાળ છે, અને તે ઠીક ચાલે છે.

અ. વિ. ઠક્કર.

---

# હિન્દમાં બાળવિધવાઓનું પ્રમાણ.

---

જે દેશમા બાળલગ્ન પ્રચલિત છે, ત્યા બાળવિધવાઓ હોવાની જ. તેથી આપણા દેશમા બાળવિધવાઓ અસંખ્ય હોય તો તે બીલકુલ પણ આશ્ચર્યજનક નથી, કારણ કે દર વર્ષે હજારો બાળલગ્નો અહીં થાય છે. બાળવિધવાઓનું પ્રમાણ કેટલું ભયંકર છે તે નીચેના આકડાઓ પરથી જણાશે.

| વય. | મરદો. | | | |
|---|---|---|---|---|
| | પરણેલા. | વિધુરો. | | વિધવાઓ. |
| ૦—૧ | ૧૦,૧૧૪ | ૪૩૨ | ૧૩,૨૧૨ | ૧,૦૧૪ |
| ૧—૨ | ૯,૬૭૫ | ૪૭૩ | ૧૭,૭૫૩ | ૮૫૬ |
| ૨—૩ | ૨૧,૧૫૩ | ૧,૦૪૪ | ૪૯,૭૮૭ | ૧,૮૦૭ |
| ૩—૪ | ૬૪,૬૪૭ | ૨,૯૧૭ | ૧૩૪,૧૦૫ | ૯,૨૭૩ |
| ૦—૫ | ૧૫૧,૫૧૮ | ૬,૬૬૮ | ૩૦૨,૪૨૫ | ૧૭,૭૦૩ |
| ૫-૧૦ | ૮૧૦,૫૭૭ | ૯૧,૯૯૫ | ૨,૨૧૯,૭૭૮ | ૯૪,૨૭૦ |
| ૧૦-૧૫ | ૨,૪૦૩,૧૩૬ | ૧૭૭,૬૯૪ | ૧૦,૦૮૭,૦૨૪ | ૨૨૩,૦૩૨ |

આ પ્રમાણે અત્યારે હિંદુસ્તાનમાં ૧૫ વર્ષની વયની અંદરની ૩,૫૦,૦૦૦ વિધવાઓ છે, જેમાંની ૧૭,૦૦૦ વિધવાઓ તો પાંચ વર્ષની વયની નીચેની છે. આ આંકડાઓ ૧૯૧૧ના વસ્તી પત્રક પ્રમાણે છે અને ૧૯૦૧ના આંકડાઓ તપાસતાં આ આંકડાઓ ઘણા સંતોષકારક લાગે છે. ૧૯૦૧માં ૫ વર્ષની વયની નીચેની ૧૯,૪૮૭ અને ૧૫ વર્ષની વયની નીચેની ૩,૯૦,૦૦૦ વિધવાઓ હતી. પરંતુ જો મનુષ્યના પ્રયત્ન વડે જ દશ વર્ષમાં ૧૧ ટકા જેટલું વિધવાઓનું પ્રમાણ ઓછું થયું હોતે તો આપણે આપણી જાતને અભિનંદન આપી શકતે. પરંતુ જ્યારે પરણેલાઓના આંકડા તરફ દૃષ્ટિ ફેંકીએ છીએ ત્યારે માલમ પડે છે કે તે દશકામાં પરણેલાનું જેટલું પ્રમાણ હતું તેટલું જ રહ્યું છે અને તેથી જે સુધારો થયલો માલુમ પડે છે તે બાળમરણના ઓછા થવાથી થયો છે. હિંદુસ્તાનમાં જે ભાગમા વધારેમા વધારે બાળવિધવાઓ થતી હતી ત્યાં ઘણા સારા પ્રમાણમાં બાળમરણમાં ઘટાડો થવાથી આ સ્થિતિ આવી હતી. પરંતુ ગમે તેમ ઉપલા આંકડાઓ કંઇક, આશાનું ચિહ્ન બતાવે છે. દેશની વસ્તિમાં સાત ટકા જેટલો વધારો થયો અને ૫ અને ૧૫ વર્ષની વયમા પરણેલા બાળકોનો આંકડો તેનો તે જ રહ્યો એ બતાવે છે કે કંઇક સુધારો થતો હતો અને તે ખરી દિશામાં હતો. જો કે આ સુધારામાં થોડે ઘણે અંશે તેણે ભાગ ભજવ્યો હોય તો પણ સામાજિક સુધારકે ખાસ અભિમાન લેવાનું કારણ નથી. કારણ કે જે પ્રચંડ અને વિશાળ કાર્ય તેના આગળ પડેલું છે, તે તરફ જોતાં આ સુધારો કંઇ હિસાબમાં નથી

બાળવિધવાઓ ખાસ કરીને હિંદુઓ અને મુસલમાનોમાં જ છે અને તે પણ કેટલાક પ્રાંતોમાં જ. પાંચ વર્ષની વયની નીચેની બે, દશ વર્ષની અંદરની છ અને ૧૫ વર્ષની નીચેની બાર વિધવાઓ જ પારસીઓમાં છે. હિંદુસ્તાનમાં બૌદ્ધ ધર્મ પાળનારા ઘણા સારા પ્રમાણમાં છે પરંતુ તેઓમાં બાળવિધવાઓનું પ્રમાણ ઘણું જ ઓછું છે. તેઓમા ફક્ત એક જ બાળવિધવા છે, દશ વર્ષની અંદરની ૧૮ અને ૧૫ વર્ષની નીચેની ૧૭૬ વિધવાઓ છે. જૈનો, જેઓનો ધર્મ ઘણે અંશે બૌદ્ધ ધર્મને મળતો આવે છે તેઓમાં વિધવાઓની સંખ્યા ઘણી મોટી છે સાડા

પરચુરણ.

ઓછે વ્યાજે લોકોને નાણાં ધીરવાને માટે અત્રે એક મોટી "કોઓપરેટીવ" સોસાયટી છે તેના ૭૫૦ સભાસદો છે, અને તેનો વહીવટ ૩૦,૦૦૦ રૂપિયાનો છે. અહિંના એક ગૃહસ્થ પટેલ ગોરધનભાઈ કેશવલાલ આ પત પેઢીના મુખ્ય વ્યવસ્થાપક છે.

અત્રે મામલતદારની અને મેજીસ્ટ્રેટની કોર્ટો છે. સબ-જજની નથી, છતાં આ શહેર પાંચ છ વકીલોને નિભાવી શકે છે. દરેક શહેરમાં વકીલ મંડળ રાજકીય બાબતોમાં આગળ પડતો ભાગ લે છે, પરંતુ અત્રે તેવું કંઇ દેખાતું નથી. વકીલોનો મોટો ભાગ અહિંના વતની નથી, તથા શહેરની સાથે ઘાડા સંબંધમાં બીલકુલ આવતા નથી. મામલતદારની કચેરી જે રેલ્વે સ્ટેશનની પાસે અને ગામથી એકાદ માઇલ દૂર છે, તેથી વકીલોએ વીશીવાળાની માફક સ્ટેશનની પાસે પોતાની ઑફીસો રાખેલી છે, અને શહેરના શહેરીઓ બનવાની દરકાર કરતા નથી.

આ શહેરમાં વેપારવણજ ધીકતો છે, અને વધતો જાય છે, તુવેરના વેપારનું મુખ્ય સ્થાન અત્રે છે. અને દરસાલ લગભગ ૫૦,૦૦૦ મણ તુવેર આ શહેરમાંથી નીકાશ થતી કહેવાય છે. દૂધ તથા કેસીનનો ઉદ્યોગ પણ ઘણો ફાયદાકારક છે.

શહેરની અંદર એક નાની સરખી લાયબ્રેરી છે પણ તેમાં રાખેલા પુસ્તકો તથા વર્તમાનપત્રોની રાખેલી સંખ્યા શહેરના પ્રમાણમાં બહુજ ન્હાની છે. મ્યુનિસિપાલ ઑફીસની એક લાયબ્રેરીનો ઓરડો બાંધવામાં આવ્યો છે, પણ તે શહેરથી દૂર હોવાને લીધે બીલકુલ નિરૂપયોગી છે

વસ્તી પાટીદાર, કણબી, ખેડાવાળ બ્રાહ્મણ તથા ધારાળા કોળીની છે. પાટીદાર ઉદ્યોગી, પણ અનિષ્ટ સાંસારિક રીવાજોથી દબાએલા છે. ધારાળા કોળીને સરકાર ગુન્હો કરનારી જાત તરીકે ગણે છે પણ હવે ચોરી કરવાનો ધંધો તેઓ છોડી દે છે, અને ખેતી તથા નોકરીથી પોતાનો શાન્તિથી ગુજારો કરે છે. શહેરથી બે ત્રણ માઇલ દૂર મંગળપુરા નામના પરામા ધારાળાના છોકરાઓ માટે ખાસ પ્રાથમિક નિશાળ છે, અને તે ઠીક ચાલે છે.

અ. વિ. ઠક્કર.

---

# હિન્દમાં બાળવિધવાઓનું પ્રમાણ.

જે દેશમા બાળલગ્ન પ્રચલિત છે, ત્યા બાળવિધવાઓ હોવાની જ. તેથી આપણા દેશમાં બાળવિધવાઓ અસંખ્ય હોય તો તે બીલકુલ પણ આશ્ચર્યજનક નથી, કારણ કે દર વર્ષે હજારો બાળલગ્નો અહીં થાય છે. બાળવિધવાઓનું પ્રમાણ કેટલું ભયંકર છે તે નીચેના આકડાઓ પરથી જણાશે.

# ગુજરાતમાં જાહેર જીવન.

## અમદાવાદ.

તા૦ ૨૦-૧૧-૧૬.

### સર ફીરોઝશાહ મેહેતાની જયંતિ.

તા૦ ૫ મી નવેમ્બરે, સર ફીરોઝશાહ મેહેતાની મૃત્યુતીથિ હતી. સ્વદેશી મિત્ર મંડળ તરફથી, અત્રેની મ્યુનિસિપાલીટીના નવા વાઇસ પ્રેસિડન્ટ, રા. મૂળચંદ આશારામ શાહ, બી. એ., એલએલ. બી. ના પ્રમુખપદ નીચે, તે દિવસે પ્રેમાભાઇ હૉલમાં, એક જાહેર મેળાવડો કરવામાં આવ્યો હતો. સર ફીરોઝશાહની છબીને હાર પ્હેરાવી, હૉલના મધ્યભાગ ઉપર સુન્દર રીતે શણગારીને મૂકવામા આવી હતી. મુખ્ય ભાષણ, રા. ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિકનું હતું. ભાષણકર્ત્તાએ મહૂમના યશસ્વી જીવનમાથી, મુંબાઇ મ્યુનિસિપાલીટી, યુનિવર્સિટી, ધારાસભા વગેરેમાં કરેલી એમની સેવા સંક્ષિપ્તમાં જણાવી "વડી ધારાસભામા નિડરતા અને જાહેર જુસ્સો પ્રથમ દાખલ કરનાર એ જ હતા" એમ કહ્યું અને "કોન્ગ્રેસ તથા કોન્ફરન્સો મારફતે દેશ સમસ્તમાં જે પ્રજાજીવન ઉછળે છે, તે પ્રથમ ઉત્પન્ન કરનારામાંના એ એક મુખ્ય હતા" એમ પણ જણાવ્યું. "દેશમા છેલ્લા દસ વર્ષમાં જે નવચેતના જાગી છે, તે સાથે કોઇ કારણથી એ સમભાવ ન રાખી શકયા એ ખરૂં પરન્તુ તેથી શું ? ઘણા મહા પુરૂષોમાં એવી વૃત્તિ જોવામાં આવી છે" વગેરે કહી એમની સ્વદેશ ભક્તિ અગાધ વિદ્વત્તા, વિશળતા, દીર્ઘદૃષ્ટિ અને અડગ નિડરતાના વખાણ કરી ભાષણ કર્ત્તાએ પોતાનું ભાષણ સમાપ્ત કરતા યુવક વર્ગને એમના જીવનનું અનુકરણ કરવાનો બોધ કર્યો.

પારસી કરતાં પોતાને એ હિંદી પ્રથમ માનતા અને પ્રજામત વિરૂદ્ધ હોય તેવે પ્રસંગે પણ ખોટી લોકપ્રિયતાની દરકાર નહીં કરતાં પોતાના શુદ્ધ અંતઃકરણ પ્રમાણે વર્ત્તવાની એમની વૃત્તિનાં વખાણ પ્રમુખે કર્યા. સભાસ્થળ યુવકો અને વિદ્યાર્થી શ્રોતાજનોથી ભરાઇ ગયું હતું અને મંડળ તરફથી સર ફીરોઝશાહની સુન્દર છબીઓ વેચવાની ગોઠવણ કરવામા આવેલી, તે ફત્તેહમંદ નીવડી હતી.

### ગુજરાત સાહિત્ય સભા.

રાં. ભોગીન્દ્રરાવ, રતનગવ દીવટિયા બી એ. એ, રા. હરિપ્રસાદ પીતાંબરદાસ મેહેતાના પ્રમુખપદ નીચે "બાળ સાહિત્ય" એ વિષે ગુજરાત સાહિત્ય સભામાં જાહેર ભાષણ આપ્યું હતું. ગુજરાતમાં બાળકોને માટે પુસ્તકો, માસિકો તથા વર્ત્તમાનપત્રોની આવશ્યકતા વિષે બહુ લાગણીથી વિવેચન કરવામાં આવ્યું. સરળ ભાષા તથા ચિત્રો એમા બહુ જરૂરના છે, એ જણાવ્યું અને છેવટે ગુ. વ. સોસાયટી જેવી સંસ્થાઓને ભલામણ કરી કે, ભવિષ્યની પ્રજાની ઉન્નતિનું આ કાર્ય એમણે માથે લેવું જોઇએ.

ડૉ. હરિપ્રસાદે આ અર્થમા સ્વાશ્રય પર જ આધાર રાખવાની જણાવી અત્યારના બાળકો તરફ જે પ્રેમ લાગણી રાખી શકશે, એમના ભાવ, મનોવેગ વગેરેનો ઉંડો અભ્યાસ કરી બાળકો જેવા જ જે થઈ શકશે, તે બાળસાહિત્ય ઉત્પન્ન કરી શકશે એમ જણાવ્યુ ' ઇંગ્રેજી ભાષાદ્વારા જ્ઞાનના વિધવિધ પ્રદેશોનુ જે જ્ઞાન આપણે મેળવ્યું છે, તે ઉપર એક વાર ઉંડુ મનન કર્યા બાદ બાળકોને માટે તદ્દન સાદી અને સરળ ભાષામા એ બધા વિષયો લખવા પડશે અને બીજુ કંઈ ન બને તો મી આર્થરમીનો ચીલ્ડ્રન્સ સાઇક્લોપીડીયાનો ગુજરાતીમા અનુવાદ પણ થાય તો ઓછામા ઓછા ૧૦ વર્ષ એ કામ ચાલશે એમ સૂચવ્યુ હતુ

## સ્ટુડન્ટસ બ્રધરહુડ

ઉત્તર વિભાગના ડીસ્ટ્રીક્ટ સેનીટરી કમીશનર ડૉ. મુનશીએ સ્ટુડન્ટસ બ્રધરહુડ તરફથી રા. મૂળચંદ આશારામ શાહના પ્રમુખપદ નીચે "શારીરિક આરોગ્ય" એ વિષે અંગ્રેજીમા પ્રેમાભાઇ હૉલમા એક જાહેર ભાષણ આપ્યુ હતુ

## બીજી કૉલેજની યોજના

અમદાવાદમા બીજી કૉ. જ સ્થાપવાની યોજના તરફ સહાનુભૂતિ ધરાવનારાઓની એક સભા શેઠ અંબાલાલ સારાભાઇના પ્રમુખપદ નીચે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની ઑફીસમા મળી હતી તે વખતે મકાન, પ્રોફેસરો, તથા વ્યવસ્થા વગેરે બાબત કંઇ ચર્ચા થયા બાદ ભંડોળ એકઠું કરવા એક કમિટિ નીમવામા આવી છે

## મહિલા મંડળ

સૌ. શારદા મ્હેતાએ, "નવા વર્ષના બે બોલ" એ વિષે, મહિલા મંડળમા પોતાનો લેખ વાંચ્યો હતો હુન્નર કલાના પ્રદર્શન માટે ઉત્તમ નમૂનાઓના ઇનામો તથા સર્ટીફીકેટો નક્કી કરવામા આવ્યા છે

## રાત્રિશાળાઓ

સમસ્ત ગુજરાત પૈકી ... ના નરોડા ગામે ગુજરાતી વર્નાક્યુલર સ્કુલના મકાનના એક ઇંગ્રેજી રાત્રિશાળા કાઢવામાં આવી છે ત્યાના વિદ્યાર્થીઓ ખેતી, ધીરધાર, નેસ્તીની દુકાન વગેરે પરચુરણ ધંધાઓ કરે છે અને લગભગ બધાએ ગુજરાતી સાત ધોરણોનો અભ્યાસ કરેલો છે એમને માટે સામાન્ય જ્ઞાનના વિષયો પર અત્રેના વિદ્વાનો પાસે વર્ષમા ૨૫-૩૦ ભાષણો અપાવવાની ગોઠવણ કરવામા આવી છે નરોડાને માટે આ રાત્રિશાળાનું નીકળવુ તે, એ ગામને માટે બહુજ શુભસૂચક ચિહ્ન છે આ યુવકો ઇંગ્રેજી વિદ્યાના તથા સામાન્ય જ્ઞાનના સંસ્કારથી જરૂર ગામની સેવા કરવામા ઉપયોગી થઇ પડશે એટલુ જ નહીં પણ સારા દેશજનો પણ નીવડશે દીલ્હી દરવાજા રાત્રિશાળામા ડૉ. હરિપ્રસાદે "વખતનો સદુપયોગ" એ વિષયપરનો એક લેખ વાંચ્યો હતો અને સાક્ષર શ્રી મણીશંકર રત્નજી ભટ્ટના "વસંતવિજય" નામના કાવ્યનું વાચન કર્યું હતુ.

ખાડીયા રાત્રિશાળામા, રા. ભોગીન્દ્રરાવ દીવટિયાએ " દાનની પ્રણાલી અને આપણા દેશના બાવાઓ " એ વિષયપર અને રા. હરિપ્રસાદ મહેતાએ " સંસાર સુધારાના કેટલાક વિષયો " પર ભાષણો આપ્યાં હતાં. દીલ્હી દરવાજા રાત્રિશાળા હવે એક ભવ્ય મકાનમાં બેસે છે. ખાડીયા રાત્રિશાળા પણ સડકપર, ખુલ્લી હવા અજવાળા વાળા, જુદી જુદી કલાસોની સવડવાળા, સુન્દર મકાનમાં આવી છે. બન્ને સ્થળે ઇલેક્ટ્રીક લાઇટ લેવામાં આવ્યું છે અને સામાન્ય જ્ઞાન આપવામાં તથા બીજા અભ્યાસની બાબતમાં પણ ઘણા સુધારા વધારા કરવામાં આવ્યા છે

## ગુજરાત સભા

તા. ૧૭ મી નવેમ્બરે ગુજરાત સભાની સામાન્ય સભા હતી. તે વખતે નવું અધિકારી મંડળ નીમવામાં આવ્યું છે. પ્રોવિન્શિયલ કોન્ફરન્સના કામમાં દીલોજાનીથી કામ કરનાર રા. ગણેશ વાસુદેવ માવળંકરને એક સેક્રેટરી તરીકે ચુંટી કાઢવામાં આવ્યા છે તે માટે એમને અમે અંતઃકરણપૂર્વક અભિનંદન આપીએ છીએ અને આશા રાખીએ છીએ કે એમના આવ્યાથી સભાના કામને ઘણો લાભ થશે.

## મીલમજૂરોની સહાયકારી મંડળી.

સ્વર્ગસ્થ સર ચીનુભાઇ વાળી માધવલાલ મીલના હાલના મેનેજર મી. રેબેના પ્રયાસથી એ મીલના મજુર વર્ગને માટે એક પરસ્પર સહાયકારી મંડળી ખોલવામાં આવી છે. એ કામની શરૂઆત કરવામા રા. અમૃતલાલ ઠક્કરે સહાય આપી હતી. તે કોઓપરેટીવ ક્રેડિટ સોસાયટીના ઑડીટર રા. સા. ગુણવંતરાય હીરાલાલ દેસાઈ, અને અન્ય સદ્‌ગૃહસ્થોએ મીલના મજુરોને સહાયકારી મંડળના લાભ સમજાવવા ગઇ તા. ૧૩ મી ને રોજ ગયા હતા. ત્રણ ચ્યાર દિવસ મીલમાં ફરી મજુર, મુકાદમ વગેરે સાથે પુષ્કળ વાતચીત કર્યા બાદ એક પ્રયોગ તરીકે આ મીલમાં આ મંડળી કાઢવામા આવી છે. ત્યાં જો તે ફત્તેહમંદ થશે તો બીજી મીલોમાં પણ આનો લાભ જરૂર લેવડાવવા તજવીજ થઇ શકશે એમ આશા રાખવામાં આવે છે. આ શહેરને માટે મીલમજુરોની સ્થિતિનો પ્રશ્ન બહુ અગત્યનો થતો જાય છે. અને વેળાસર એમના ઉદ્ધારના પ્રયત્નો આરંભવામા આવશે તો ફેક્ટરી જીવનનાં દુઃખ વધવા નહીં પામે એમ સંભવ રહે છે

## અમદાવાદ પાર્લામેન્ટ.

ગોખલે સોસાયટી તરફથી અમદાવાદ પાર્લામેન્ટ નામની એક રાજકીય વિષયોની ચર્ચા કરનારી સંસ્થા શરૂ કરવાનો નિશ્ચય થયો છે અને તા. ૧ લી ડીસેમ્બરે રાતના નવ વાગે એની પહેલી બેઠક થશે તે ઉપરાંત આવતા ગુરૂવારથી ગોખલે સોસાયટીમા એક અભ્યાસ કરવાનો વર્ગ પણ ખોલવામાં આવ્યો છે તેમાં રા. કૃષ્ણલાલ નરસીલાલ દેસાઇએ પ્રથમ પુસ્તક વાંચવાનું અને તે ઉપર ચર્ચા ચલાવવાનું માથે લીધું છે. આ વર્ગો પણ દર પંદર પંદર દિવસે રાતના મળશે. પુસ્તક વંચાયા બાદ એ ઉપર વાદ-

વિવાદ પણ થઇ શકશે અને ગોખલે સોસાયટીના ઉદ્દેશમાં જે અભ્યાસ અને સેવા એ બે મુખ્ય આશયો છે તેમાંથી અભ્યાસનો ઉદ્દેશ પાર્લામેન્ટ દ્વારા અને આ વાંચનો દ્વારા અને આ વાચનો દ્વારા ફલીભૂત થશે એમ આશા રાખવામાં આવે છે.

## સત્યાગ્રહ આશ્રમ.

તા. ૧૯ મી રવિવારે સાંજના સાત વાગે સત્યાગ્રહ આશ્રમમાં વિદ્યાર્થી વર્ગ ભરાય છે. દક્ષિણ આફ્રિકાથી શ્રીયુત ગાંધીના પરમ મિત્ર અને સહાયક મી. પોલોક આવી પહોંચ્યા છે એ અને એમની સાથે અમદાવાદના સુપુત્ર રા. સુરેન્દ્ર મેઢ જેઓ શ્રીયુત ગાંધીના લેફ્ટેનન્ટ હતા અને ફીનીક્સ ફાર્મમાં રહે છે તે પણ બેઠા છે. પીતળની દીવીમાં દીવેલની દીવેટો બળે છે અને એનો ઝાંખો પ્રકાશ શહેરના વીજળીક દીવા છતાં અહિં ઓછો ગણવામાં આવતો નથી. શ્રીયુત ગાંધીના આશ્રમને ઘાસલેટનાં "ડીઝ" ફાનસો કરતાં આ દીવો વધારે પ્રિય હોય એમ લાગે છે.

ગાંધી સાહેબ આજે પૂર્ણ ઉલ્લાસમાં છે. કારણ કે એમની સાથે આજે મી. પોલોક અને મેઢ બન્ને હાજર છે. રસ્કીનનું "Unto the last" વંચાવવા માંડ્યું પણ ગાંધી સાહેબ આજે આગળ વાંચી શકતા નથી. શ્રીયુત ગાંધી કહે છે "આ પુસ્તક પ્રથમ મ્હને પોલોકે આપ્યું. એને પુસ્તકો વાંચવાની અને સારાં સારાં ખરીદવાની બહુ ટેવ છે. તે વખતે હું ડરબનથી જ્હોન્સબર્ગ જતો હતો રેલ્વેમાંજ મ્હેં એ વાંચ્યું અને પુરૂં કરતા સુધી હું વચમાં એ પુસ્તક છોડી શક્યો નહિં. વંચાઇ રહ્યા પછી તરત જ મ્હેં નિશ્ચય કર્યો કે હવે આ પુસ્તકમાં રહેલા રહસ્ય પ્રમાણે આપણે વર્તવું જાઇએ. તરતજ ફીનીક્સ ફાર્મ અને છાપખાનું અમે ખરીદી લીધાં અને એમાં કામ કરનારા મજૂરો, શેઠો બધાના સરખા હક અને સરખી મહેનત એવી ગોઠવણ રાખી. મી. પોલોકને મ્હેં આવીને જ્યારે આ વાત કરી ત્યારે એ પણ બહુ ખુશીથી એમાં જોડાયા અને ઇન્ડિયન ઓપિનિયનના એડીટર તરીકે કામ માથે લીધું. પાછળથી એ કામ છોડી પાછા વકીલાતમા પડયા એને માટે જોખમદાર હું છુ. એનું ચારિત્ર્ય શુદ્ધ નીતિ ચોક્ખી છે અને ગૃહસ્થ તરીકે પણ એમનું રહેવુ મનોનિગ્રહવાળુ, સ્ત્રીસંગ પ્રજા માટે જ માનનારા અને તે પ્રમાણે વર્તનારા છે. આપણા દેશને માટે તો એમણે ઘણું કર્યુ છે. સત્યાગ્રહમા એ અમારી સાથે જ જેલોમાં પણ ખરા. અને હજી પણ પૈસા તો કંઇ બચાવ્યા નથી છતાં વિચાર એના કઇ રીતે હિન્દની સેવા કરૂં તે જ ચાલી રહ્યા છે. ભાઇ મેઢને, તો ત્હમે જાણોછો. હું પહેલીવાર અહિં આવ્યો ત્યારે અમદાવાદને તીર્થ કહ્યુ હતું તે અમદાવાદ મેઢનું તે માટે. જેલોમા જવામાં હવે એનો નંબર પેહલો આવી ગયો છે. Unto the last નો અનુવાદ મ્હેં "સર્વોદય" નામથી ગુજરાતીમાં કર્યો હતો પણ તે તો સરકારે જપ્ત કર્યું છે" વગેરે. પછી સૈયદ સાહેબે કહ્યુ, "બાપુજી, પોલોકની ઉમ્મર તો ૩૫-૩૬ પણ એના વાળ આપે ધોળા કરી નાંખ્યા." આ સાંભળી સઉ હસી પડયા.

ગુજરાતી.

## સુરત.

તા. ૨૦-૧૧-૧૬

### 'વિદ્યાર્થી સમાજ.'

વિદ્યાર્થી સમાજે ભાષણોની-હારમાળા ગોઠવી છે, જે રજા ખુલતાં શરૂ થશે. આપણો માટે સાર્વજનિક મીડલ સ્કુલનો હોલ મેળવવાનો પ્રયાસ ચાલુ છે. આશા છે કે, સાર્વજનિક સોસાયટી આર્ય સમાજની માફક વિદ્યાર્થી સમાજને નાસીપાસ નહીં કરે. રેવરંડ ડૉ. સ્ટીલને મેનેજીંગ કમિટિના પ્રમુખ તથા સરકારી વકીલ મી. ચુનીલાલ માણેકલાલ ગાંધીને ઉપ-પ્રમુખ નીમવામાં આવ્યા છે.

### 'સ્ત્રી સમાજ.'

તા. ૧-૧૧-૧૬ ને દિવસે રા રા. મધુવચ્છરામ બાળવચ્છરામ હોરાએ 'ભક્તિ' એ.વિષય પર સાદું પણ ઉચ્ચ વિચારોથી ભરપુર એક ભાષણ આપ્યું હતું. તા ૮-૧૧-૧૬ ને દિવસે રા. રા. નર્મદાશંકર બાળાશંકર પંડયાએ 'ગુજરાતની સ્ત્રીઓ' પર એક જુસ્સાદાર ભાષણ આપી નવીન હિન્દુસ્થાનમા ગુજરાતની સ્ત્રીઓ પણ પોતાનો ફાળો આપશે એવી આશા દર્શાવી હતી. રવિવાર તા. ૧૯-૧૧-૧૬ ને દિવસે અત્રેના સુત્રાવડખાતાના ડા. રૂખમાબાઈએ સેન્ટ જોન એમ્બ્યુલન્સ સોસાયટી તરફથી સ્ત્રી સમાજના 'આરોગ્યશાસ્ત્ર' ના વર્ગની પરીક્ષા લીધી હતી. મુલાકાત લઇ પોતાનો સંતોષ પ્રદર્શિત કર્યો છે.

### 'સુરત કૉલેજ.'

કાગળ પર સવા દોઢ લાખની રકમ ભરાયાથી તે જમે કરાવવા કાર્યવાહકો મંડયા છે, તથા સાથે સાથે શિક્ષકો માટે સારા યોગ્ય વિદ્વાનો આકર્ષવા માટે મહેનત ચલાવે છે. સને ૧૯૧૭માં કોલેજની શરૂઆત થાય તે જોવા તેમના કાર્યવાહકો ઉત્સુક છે.

### 'હોમ રૂલ લીગ'

તા. ૫-૧૧-૧૬ને દિવસે આ સંસ્થાની એક મીટીંગ મી. મગનલાલ. બી. શેઠ, બી. એ., એલએલ. બી. ના પ્રમુખપણા નીચે મળી હતી. જેમાં ઉદ્દેશ અને કાર્યપ્રદેશ વિગેરે બતાવનારા હસ્તપત્રો છપાવી વહેંચવાનો ઠરાવ કરી રાજકીય બાબતના પુસ્તકો ભેગા કરવા અથવા ખરીદવા માટેનો બંદોબસ્ત કરી, તથા બીજું કેટલુંક પરચુરણ કાર્ય કરી આ મંડળે પોતાના જીવનની શરૂઆત કરી છે. સભાસદોની સંખ્યા ફકત ૨૨ ની છે પ્રેસ એકટના સખત કાયદા સામે લડત ચલાવનાર મદ્રાસના 'ન્યુ ઇન્ડીઆ' છાપાને મદદ કરવા 'ન્યુ ઇન્ડીઆ ડીફેન્સ ફંડ' ખોલવામાં આવ્યું છે, જેમાં લગભગ રૂ. ૧૦૦ ભરાયા છે. "શક્તિ" પેપર છાપનાર 'મહેશ મુદ્રાલય'નો ભોગ લીધા પછી ઘણે વર્ષે વિકાળ પ્રેસ એકટે અત્રેના "જૈન વિજય" નામના છાપ-

ખાના પર ત્રાપ મારી છે. અને તેના જાગીન કારણ આપ્યા વિના જમા કર્યા છે. છાપખાનાવાળાઓમાં આથી સ્વાભાવિક ગભરાટ ફેલાયો છે અને હવે કોનો ભોગ લેવાશે તેને માટે તરેહવાર અટકળો થાય છે.

'મરાઠી શાળા.'

અત્રેના દક્ષિણી બંધુઓએ પોતાના બાળ વર્ગને મરાઠી શિક્ષણ મળે એવા હેતુથી, સોની ફળીઆમાં ભૃગુ મંદિરમાં બે મહીના થયાં એક શાળા ખોલી છે. આવી શાળાની ઘણી જરૂર હતી, અને તે પુરવા માટે કાર્યના અગ્રેસર મી. પરશરામ ડાંડેકરને ધન્યવાદ ઘટે છે.

કરસુખ વી. વોરા.

---

## ભરૂચ.

તા. ૨૭-૧૧-૧૯૧૬.

### ભરૂચ સેનીટરી ઍસોસીએશન.

તા. ૯-૧૧-૧૬ ને રોજ રાતના ૮ાા કલાકે શુકલતીર્થની ગુજરાતી નિશાળમાં, સંસ્થા તરફથી મેજીક લેન્ટર્નની મદદ વડે 'આરોગ્યશાસ્ત્ર' સંબંધી એક ઘણું ગુણાલેગ તથા ઉપયોગી ભાષણ, કાર્તકી પુનેમની જાત્રાએ આવેલા લોકો સન્મુખ આપવામાં આવ્યું હતું તથા આરોગ્ય સંબંધી માહીતી આપનારા પ્લેકાર્ડોથી પણ સેનીટેશન વિષે ગામડાના લોકોને બોધ આપવામાં આવ્યો હતો. સેઇન્ટ જૉન ઍમ્બ્યુલન્સના તથા 'ફર્સ્ટ એઇડ' ના વૉલન્ટીઅરોએ જાત્રા વખતે ઘણો સારો બંદોબસ્ત જાળવી ઉપયોગી સેવા બજાવી હતી. તા. ૨૪-૧૧-૧૬ ને રોજ સાંજના સાડાપાંચ વાગે અત્રેના સર સાપુરજી ભરૂચા હૉલમાં ઉત્તર વિભાગના ડેપ્યુટી સેનીટરી કમીશનર ડૉ. જમશેદજી ડી. મુનસફે 'શારીરિક આરોગ્ય' એ વિષય ઉપર એક વિદ્વત્તાભર્યું ભાષણ આપ્યું હતું તથા આ સંસ્થા તરફથી નિબંધો લખવા માટે ઇનામ મેળવનારાઓને તથા 'ફર્સ્ટ એઇડ' ની લેવાયલી પરીક્ષામાં પાસ થનારાઓને ઇનામો વહેંચી આપવામાં આવ્યાં હતાં.

### ભરૂચ વૈદ્ય મંડળ.

આ મંડળ તરફથી ઝાડેશ્વરના વૈદરાજ અમૃતલાલ પટણીએ તા. ૨૩-૧૧-૧૬ ને રોજ સાંજના ૬ વાગે 'આરોગ્ય સંરક્ષણ' સંબંધી એક ઉત્તમ ભાષણ આપણા આયુર્વેદની દૃષ્ટિથી આપ્યું હતું.

## ગુજરાત કેળવણી મંડળ

તા. ૧૨-૧૧-૧૯૧૬ ને રોજ, અત્રેના સર સાપુરજી ભરૂચા હૉલમાં, સાંજના પાંચ વાગે, રા. ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિકે પ્રો. બળવંતરાય કલ્યાણરાય ઠાકોરના પ્રમુખપણા નીચે "ગુજરાત કેળવણી મંડળ" એ વિષે ભાષણ આપ્યું હતું. પ્રમુખ સાહેબે પોતાના શરૂઆતના ભાષણમાં જણાવ્યું હતું કે આપણો પ્રાંત-ગુજરાત-આપણા દેશના અન્ય પ્રાંતોની સરખામણીમાં સંતોષકારક પ્રગતિ સાધી શકયો નથી. ગુજરાતની સ્થિતિ, જેમ એક અરખો ગાનારી સ્ત્રી સાથે માત્ર બે ચાર છેલ્લા ટુંકના શબ્દો બેસુરી રીતે બોલનારી સ્ત્રીઓની સ્થિતિ હોય છે તેવી છે છતાં ગુજરાત કેળવણી પરિષદ આદિ સંસ્થા દ્વારા ગુજરાતની કેળવણી વિષયક તથા ઇતર પ્રગતિ આશાજનક છે.

સન ૧૯૦૧માં લોકમાન્ય દેશભક્ત સ્વ. શ્રી. ગોખલેએ વડી ધારાસભામાં પોતાનું 'કેળવણી બીલ' રજુ કર્યું ત્યારથી અત્યાર સુધીમાં કેળવણીના વિષયમાં લોકોમાં કેળવણી વિષે કેટકેટલીક અભિરૂચી ઉત્પન્ન થઇ છે તથા જાગૃતિ પ્રકટી છે તેનું ઐતિહાસિક દિગ્દર્શન વકતાએ કર્યું. પ્રાથમિક કેળવણી મફત અને ફરજીઆત થવી જોઇએ, માતૃભાષાદ્વારાજ સર્વ કેળવણી અપાવી જોઇએ, ગામડાના લોકોને લાયબ્રેરી, મફત વાંચનગૃહ, સરકયુલેટીંગ લાયબ્રરી, ટ્રાવેલીંગ લાયબ્રરી ફરતા પુસ્તકોની પેટીઓ વગેરે સાધનો વડે કેળવવા જોઇએ. અને ઉચ્ચ જ્ઞાનના સંસ્કાર પાડવા જોઇએ તેમજ દેશમાં ઉદ્યોગ સંબંધી શિક્ષણ આપવું જોઇએ એ ભાષણના મુખ્ય મુદ્દા હતા. કેળવણી મંડળો આ સર્વ કાર્ય ઉત્તમ રીતે કરી શકે તે માટે નિશાળોના સારાં મકાનો મેળવવા માટે એક કમિટિ, શાળાના અભ્યાસક્રમ તથા પાઠ્ય પુસ્તકો ( Text books ) માટે સરકારના કેળવણી ખાતા સાથે પત્રવ્યવહાર ચલાવી જમાનાને અનુરૂપ અને દેશને અનુકૂળ એવી સરકારની કેળવણીની પદ્ધતિ નક્કી કરાવવા યોગ્ય પગલાં લેવા કેળવણી મંડળને સૂચના કરી હતી. અંતમાં કેળવણી રાષ્ટ્રીય દૃષ્ટિબિન્દુથી જ દેશમાં અપાવી જોઇએ અને સરકારની હાલની કેળવણીની પદ્ધતિથી દેશની ખરી ઉન્નતિમાં કેટલી મુશ્કેલીઓ નડે છે તે સૂચવ્યું હતું.

તા. ૧૩-૧૧-૧૬ ને રોજ અત્રેના 'દાદાભાઇ હૉલમાં' સાંજના પાંચ વાગે રા. ઇન્દુલાલે ભરૂચ કેળવણી મંડળના સભ્યોને તથા કેળવણીના વિષયમાં રસ લેતા અન્ય ગૃહસ્થોને ભરૂચ કેળવણી મંડળને ગુજરાત કેળવણી મંડળ સાથે જોડવા, ભરૂચ જીલ્લાના ગામોમાં ફરતા પુસ્તકોની પેટીઓ તથા મફત વાચનગૃહદ્વારા જ્ઞાન પ્રદીપ પ્રકટાવવા અને ભરૂચ જીલ્લાની કેળવણીનું સુકાન હાથ ધરવા વિજ્ઞપ્તિ કરી હતી અને ગુજરાત કેળવણી પરિષદની બીજી બેઠક અત્રે બોલાવવા માટે ભરૂચને અભિનંદન આપ્યું હતું. ૪૦ ભરૂચી ગૃહસ્થો ગુજરાત કેળવણી મંડળના સભ્યો થયા હતા.

'ભરૂચી.'

વડોદરા ગાયકવાડી રાજ્યમાં પ્રતિનિધિસભાની સ્થાપના થઇ છે

# પુસ્તક પરિચય.

**બંસીમાં પ્રભુએ શું ગાયું ?:— લેખક અમૃતલાલ સુંદરજી પઢીઆર, પૃષ્ઠ ૪૪.**

ધર્મ અને નીતિના ઉંચામાં ઉંચા સિદ્ધાન્તોને સરળ સ્વરૂપમાં મૂકવા માટે ગુજરાતમા મશહુર થયેલા રા. પઢીઆરના આ લઘુ પુસ્તકને ગુજરાત આનંદથી વધાવશે. શરૂઆતના ખુલાસામા લેખક જણાવે છે કે "બંસીમાં શ્રી કૃષ્ણ ભગવાને શું ગાયુ તે જાણવાની વીસેક વર્ષ થયા મારી ઇચ્છા હતી, તેથી ઘણા વિદ્વાનોને, વ્યાસોને શાસ્ત્રીઓને તથા સાધુઓને એ સંબંધી પૂછયા કરતો હતો, પણ કોઇ પાસેથી એ માટે ખાસ જાણવા જેવો ખુલાસો મળતો ન હોતો......એ ઇચ્છાને લીધે ચોરવાડના સમુદ્ર કિનારે એકાન્તમાં વધારે વિચાર કરતાં બંસીમા ગાએલા ગીતોના અર્થ સંબંધી મ્હારા અન્તરમાં જે સ્ફુરી આવ્યું તે આ ન્હાનકડા પુસ્તકમા લખેલું છે." વધારામા લેખક જણાવે છે કે 'આ લેખમા જે જે મુખ્ય મુદ્દાઓ છે અને જે જે સત્ય સિદ્ધાન્તો છે તે બધા હિન્દુ શાસ્ત્રો, પુરાણો તથા ગીતાને આધારે જ રહેલા છે'" આવી રીતે લખાએલા પુસ્તકનું યોગ્ય પૃથકકરણ કરી શકાય નહિ–કરવાથી લેખકને અન્યાય થવાનો સંભવ રહે. માટે અમે એટલુંજ કહીશું કે પ્રેમભાવે શ્રી કૃષ્ણ અને તેમના ભકતોના—પરમાત્મા અને જીવોના—ઐકયનો રસ તેમની બંસીમાંથી ઝરે છે એવો આ પુસ્તકનો ભાવાર્થ જણાય છે, પરંતુ તે એવી વિવિધતાથી અને એવી સાદી રીતે, એટલા ભક્તિના આવેશથી અને અનંત સાથે તન્મયતાથી લેખકે આ પુસ્તકમાં રજુ કર્યો છે કે તે વાંચ્યાથી જ તેના રહસ્યમાં લીન થઇ શકાય

આ પુસ્તકની કિંમત જણાવવામા આવી નથી એથી વાચવા ઇચ્છનાર ગૃહસ્થોને અગવડ પડવાનો સંભવ રહે છે.

**દેશ દેશની રસમય વાતો લેખકઃ રા. હરિલાલ માણેકલાલ દેસાઇ બી એ. અને રા. કલ્યાણરાય નથુભાઇ જોશી બી. એ., પૃષ્ટ ૬૪, કિંમત ૦–૫–૦**

**દેશદેશની માર્મિક વાતો લેખકઃ તેજ પૃષ્ટ ૯૬ કિંમત ૦–૬–૦** આ લઘુ પુસ્તકો પ્રકટ કરવામાં લેખકોએ બાળકોને વાંચવાનું મનોરંજક સાહિત્ય પુરૂં પાડવાનો એક પ્રયાસ કર્યો છે એ તો તેના મથાળા ઉપરથી જ જણાય છે. વાર્તાઓની પસંદગી એકંદર ઘણી જ સારી છે અને તે ખરેખર એક દેશની નહિ પણ જુદા જુદા દેશની લોકકથાઓ અથવા સાહિત્યમાથી તારવવામાં આવી છે. ભાષા અને શૈલી ઘણાંજ સુન્દર અને મનોહર હોવાથી બાળકને વાતોનો સાર સમજવામાં મુશ્કેલી ન પડે, જો કે આ સામે કહેવું જોઇએ કે આ પુસ્તકોમાં અને ખાસ કરીને બીજા પુસ્તકમાં એવી કેટલીક વાતો

છે કે જેનું રહસ્ય બાળકોની બુદ્ધિ ભાગ્યે જ સમજી શકે. અવકાશના વખતમાં મ્હોટી વયના સ્ત્રીપુરૂષો પણ તે વાંચીને ઘડીભર આનંદ મેળવી શકશે.

બોધોદય:—અનુવાદક રા. માણેકલાલ કાલિદાસ ભટ્ટ, પૃષ્ઠ ૬૪, કિંમત ૦–૨–૦.

" પંડિત ઇશ્વરચન્દ્ર વિદ્યાસાગરે બંગાળીમાં રચેલા 'બોધોદય' નામના નાનકડા પણ અતિ ઉપયોગી પુસ્તકનો આ અનુવાદ છે." કેટલાક પાઠ બાદ કરીએ તો સરલ પદાર્થપાઠોનું આ પુસ્તક છે એમ કહી શકાય તેમાં ઘણા ઉપયોગી વિષયો સાદી ભાષામાં સમજાવવામાં આવ્યા છે અને જો શિક્ષકો બધી હકીકત ગોખવવાનો વ્યર્થ પ્રયત્ન ન કરે તો નિશાળમાં ને શીખવવા જેવું છે. યોગ્ય સ્થાને ગુજરાતની સ્થાનિક માહિતી આપવામાં આવી છે જેથી તે ખરેખરૂં ગુજરાતી પુસ્તક બને છે. અત્રે ઉમેરવું જોઇએ કે લેખકે પોતે પ્રાથમિક શાળાના એક ઉત્સાહી શિક્ષક તરીકે ઘણો લાંબો અનુભવ મેળવ્યો છે અને અમે આશા રાખીએ છીએ કે આવાં વધારે પુસ્તકો લખી સારાં પાઠ્ય પુસ્તકોની સંખ્યામાં તેઓ ઉમેરો કરશે અને ગુજરાતના બાલ વિદ્યાર્થીઓની સારી સેવા કરશે.

ક્ષય રોગની ઘર આગળ સારવાર સંબંધી અગત્યની સૂચના:—યોજનાર રા. માણેકલાલ કેશવલાલ નાણાવટી, પૃષ્ઠ ૩૩, કિંમત ૦—૬—૦

ક્ષયના રોગે લેખકના ઘરમાંથી બે ભોગ લીધા છે, આથી જે સ્વાનુભવ તેમને પ્રાપ્ત થયો છે જેમાં કેટલાંક પુસ્તકોની હકીકત મેળવી લેખકે આ પુસ્તક રચ્યું છે. કેટલાક ડાકતરોના ઘણા સંતોષકારક અભિપ્રાય પુસ્તકમાં ટાંકવામાં આવ્યા છે એટલે આપણે ખાત્રીથી માની શકીએ કે વૈદકશાસ્ત્રના નિયમને તે સામાન્ય રીતે અનુસરતું છે. આકી " આ પુસ્તકમાં ક્ષય રોગની સારવાર સંબંધે જ સૂચના છે " અને તેમાં દવા કે બીજા દાકતરી પ્રયોગો પ્રસંગે કશુંએ નથી " અને લેખકનો આ હેતુ એકંદર સફલ થયો છે, એમ આ પુસ્તકનો દરેક વાંચક કબૂલ કરશે. જે વખતે આ પ્રાણઘાતક રોગ આપણા ઘણા દેશીજનોનો ભોગ લે છે તે વખતે આવા પુસ્તકની ખરી જરૂર પૂરી પાડવા માટે આપણે અનુભવી લેખકનો આભાર માનીશું.

કોળી સુબોધ:—માસિક, તંત્રી રા. જીવણજી દુલ્લભભાઇ પટેલ (જલાલપુર જીલ્લો સુરત) પૃષ્ઠ ૧૬, વાર્ષિક લવાજમ રૂ. ૧—૪—૦. સુરત જીલ્લામાં કોળી કોમની જે જાગૃતિનાં થોડા શુભ ચિહ્ન આપણે જોવા માંડયાં હતાં તેનું આ માસિક એક શુભ પરિણામ છે. " કોળી વિદ્યોત્તેજક ફંડને ખાસ ઉત્તેજન આપવાનો અને સામાન્ય રીતે ઉન્નતિની દિશા સૂચવવાનો 'તંત્રીનો સ્પષ્ટ હેતુ જણાય છે, એ સંતોષ કારક છે. તે સાથે અમારે સૂચવવું જોઇએ કે " ભટકેલ હિરાલાલ વગેરે "—જેવી વાર્તાને આવા માસિકમાં સ્થાન ન મળવું જોઇએ; કારણ કે અનીતિનો એક કર્કશ દાખલો રજુ કરવાથી હમેશાં લાભ થતો નથી. આ માસિક કોળી કોમની સેવા વર્ષો સુધી કરે એવી અમારી ઇચ્છા છે.

# નોંધ.

## મિસિસ બેસન્ટનો બીજો બહિષ્કાર.

મુંબાઈની સરકારે પોતાના પ્રાંતમાંથી મિસિસ એનીબેસન્ટનો બહિષ્કાર કરવાનો જે હુકમ કર્યો છે તેની સામે જે મજબૂત પોકારના ધ્વનિ હજી તો બંધ થયા ન હતા અને જે વખતે અમદાવાદમાં મળેલી પ્રાંતિક પરિષદે આગ્રહ તે વિશે વજનદાર ઠરાવ ઉપર બોલતાં શ્રીયુત ગાંધી અને ઑ. શ્રી. શ્રીનીવાસ શાસ્ત્રી જેવા અગ્રગણ્ય આગેવાનો "ડીફેન્સ ઑફ ઇન્ડિયા એક્ટ" ના આવા ગેરઉપયોગ સ્હામે સખ્ત ટીકા કરતા હતા તે જ વખતે મધ્ય પ્રાંતની સરકારે પણ પોતાના પ્રાંતના સંબંધમાં એવું જ દુર્ભાગી પગલું લેવાનો નિશ્ચય કર્યો હોય એમ જણાય છે. કારણ કે સર બેન્જામીન રોબર્ટસન જેમની પાસેથી અત્યાર સુધી ઘણી સારી આશાઓ રાખવામાં આવતી હતી—તેમની સરકારે મધ્ય પ્રાંતની પ્રાંતિક પરિષદ ભરાવવાના એક બે દિવસ અગાઉ મિસિસ બેસન્ટને તે પ્રાંતમાં પગ ન મૂકવાની મના કરી. તેઓ નામદારે જે હુકમ આ બહાદુર બાઈને મોકલ્યો તેમાં બે મુદ્દા જણાવવામાં આવ્યા હતાઃ—(૧) તેઓ થોડા વખતમાં મધ્ય પ્રાંતમાં આવનાર છે અને (૨) તેમના આવવાથી જાહેર સુલેહશાન્તિને ધોકો પહોંચે એમ છે. આમાં પહેલી બાબત તો ખરી જ હતી કારણ કે મિસિસ બેસન્ટ તે પ્રાંતના થીઓફિકલ સંમેલનના પ્રમુખ તરીકે બિરાજવાનાં હતાં. અલબત આ સંમેલન અને પ્રાંતિક પરિષદ્ બન્ને અમરાવતીમાં ગાળવાનાં હતાં પણ તેઓ તે પરિષદ્માં બોલશે અથવા જુદાં રાજકીય ભાષણો આપશે એવું કંઇ જાહેર થયું ન હતું.

પણ મિસિસ બેસન્ટના મધ્ય પ્રાંતમાં આવવાથી જાહેર સુલેહને કેવી રીતે હાનિ થાય એ તો અમારાથી જરા પણ સમજી શકાતું નથી. જેમણે આ પ્રતાપી કર્મયોગિનીનું જીવનચરિત્ર જરા પણ વાંચ્યું છે અને જોયું છે—અને તેમની આશરે ૨૫ વર્ષની વયથી આજ દિનપર્યંત તેમણે આખું જીવન નિરંતર જાહેર પ્રજાની આંખ આગળ ગાળ્યું છે—તેમ જ જેમણે તેમનાં પુસ્તકો, લેખો, પત્રિકાઓ વગેરેમાંથી કંઇ પણ વાંચ્યું છે તેઓ કદાપિ એમજ ન માની શકે કે રાજદ્રોહીના કોઇ કાવત્રામાં કે મધરાતના કોઇ બંડમાં તેઓ સામેલ થયાં હોય ઉલટું, જ્યારથી તેમણે આ દેશમાં પગ મૂક્યો ત્યારથી અને ખાસ કરીને દેશમાં અસંતોષનાં મજબૂત વાદળ ચઢી આવ્યાં ત્યાર પછી જો તેમણે કોઇ પણ વિષય ઉપર વધારેમાં વધારે ભાર મૂક્યો હોય તો એ છે કે, ઇંગ્લંડ સામે દ્વેષ કરવાથી નહિ પણ તેની સાથે મૈત્રી બાંધવાથી જ આપણો હતુ સરશે અને સરકાર જ્યારે વધારેમાં વધારે જોહુકમીથી વર્તે ત્યારે આપણે તો કાયદેસર હીલચાલ કરીને જ સંતોષ માનવો. મુંબાઇ તેમજ નાગપુરની સરકાર પણ મિસિસ બેસન્ટને રાજદ્રોહી તો નહિ માનતી હોય; જો માનતી હોય તો આપણને તેનાં અજ્ઞાન માટે ઘણી જ દયા આવે પણ હવે એતો સ્પષ્ટ થયું છે કે હિંદ માટે "હોમરૂલ" કે સ્વરાજ્યની જે વકીલાત

મિસિસ બેસન્ટ નીડર આગ્રહથી અને અસાધારણ શકિતથી કર્યો જાય છે તે સરકારને ગમતી નથી. પણ શું સરકારને ખબર નથી કે હવે સ્વરાજ્યની ભાવનાનો ધ્વનિ આખા દેશમાં થઇ રહ્યો છે અને દેશના અગ્રગણ્ય આગેવાનો, તેમજ પ્રતિનિધિ રૂપ મહાન સંસ્થાઓ સ્વરાજ્યની યોજના વિગ્રહ પછી માગવાને તૈયાર થયાં છે? અને આમ ચોમેર હિન્દીવાનોના હૃદયમાં સ્વરાજ્યના વિચાર અને લાગણી ઉછળી રહ્યાં છે તે વખતે સરકાર શું ધારે છે કે મિસિસ બેસન્ટનો એક, બે કે વધારે પ્રાંતમાંથી બહિષ્કાર કરવાથી સ્વરાજ્યની ચળવળની અસર ઓછી પડશે? ઉલટું સત્તાના આવા દુરૂપયોગથી સ્વરાજ્યની હીલચાલ ઘણી જ મજબૂત થાય છે એ સરકાર શિવાય બધાને સ્પષ્ટ રીતે જણાય છે.

કદાચ સરકાર એમ કહેશે કે, સ્વરાજ્યની હીલચાલ સામે અમારે વાંધો નથી પણ જે રીતે તે ચલાવવામાં આવે છે તે અમને ઘણી વાધા ભરેલી નથી. આ દલીલમાં પણ કંઇ વજુદ નથી. કારણ કે જ્યાં સુધી પીનલ કોડની ૧૨૪ અ કલમ પ્રમાણે કોઇ વ્યકિતનાં ભાષણ કે લેખ રાજદ્રોહી ગણી શકાય એમ ન હોય ત્યાં સુધી કેવલ બુદ્ધિ કે સ્વભાવના ગમે તેવા ગંભીર ભેદ માટે પણ તેની સ્વયંસિદ્ધ સ્વતંત્રતા ઉપર જરા પણ તરાપ મારવાનો સરકારને કંઇ પણ અધિકાર નથી "વિગ્રહના વખતમાં જરા પણ વાધા ભરેલી હીલચાલ થવી ન જોઇએ" એમ એક કરતાં વધારે પ્રાંતના સત્તાધીશો વારંવાર બોલ્યા છે. એનો અર્થ એટલો જ હોય કે લડાઈ દરમિયાન તરત જ કંઇ હક મેળવવાને જો વેગભરી ચળવળ થાય તો તે અયોગ્ય છે; અને તે અમારે માન્ય છે. પણ લડાઇ પછી હિંદની રાજ્યવ્યવસ્થામાં જે સુધારા થવા જોઇએ તે વિષે સતત ચર્ચા કે જુસ્સાદાર હીલચાલ થવાં ન જોઇએ એવી સરકારની સલાહ હોય તો આપણે માનપૂર્વક તે માનવાની ના પાડીશું.

આખા દેશ કે અમુક વ્યકિતઓ ઉપર આવા અંકુશો મૂકાતા જોઇને કવચિત્ એમ લાગે છે કે હિન્દના લોકોના ખરા સ્વભાવનું સરકારને ઘણું અધુરું જ્ઞાન છે. જો સરકારને આટલી ખબર હોત—અને આ તો ઘણી જ સામાન્ય બાબત છે—કે સ્વરાજ્ય કે કોઇ પણ વિષય સંબંધી ગમે તેટલી વેગભરી ચળવળ થાય છે ત્યારે પણ બ્રિટિશ સરકાર સામે દ્વેષવૃત્તિ કે કાયદા તરફ તુચ્છકારની વૃત્તિનો એક અંશ પણ હિન્દના હૃદયમાં નથી તો આવાં નિરર્થક અને કવચિત હાસ્યજનક પગલાં લેવા સરકાર પ્રેરાત નહિ પણ પ્રજાની ખરી રગ પ્રજાના સાચા પ્રતિનિધિઓ જ પારખી શકે; અને જ્યાં સુધી સરકારની કારોબારી સભામાં અને બીજી ઉંચી પદવીઓ ઉપર હિન્દીવાનોની સારી સંખ્યા દાખલ થશે નહિ ત્યાં સુધી આવા ઝેરી અંકુશો અને વધારે ઝેરી અવિશ્વાસને સ્થાન રહેશે. અને આ વિચાર સરણિ પણ આપણને સ્વરાજ્યના સિદ્ધાન્ત ઉપર લાવી મૂકે છે.

## સરકારી બચાવ

મૉ. બી૦ જોશીના એક પ્રશ્નના જવાબમાં મધ્ય પ્રાંતની સરકારે મિસિસ બેસન્ટના સંબંધમાં લાંબો જવાબ આપ્યો છે તે—વધારેમાં વધારે નરમ ભાષામાં કહીએ તો—

વખતમાં સ્વરાજ્યનું સંપૂર્ણ બંધારણ હિન્દને આપવાનું વચન બ્રિટિશ રાજપુરૂષોએ આપવું જોઇએ અને તેવા સ્વતંત્ર બંધારણ માટે આપણો દેશ બરાબર તૈયાર થાય માટે તરત જ સ્વરાજ્યનો સારો હિસ્સો તેમણે આપવો જોઇએ. તે સાથે આપણા આગેવાનો અને દેશભક્તોએ પણ પ્રજાને સ્વરાજ્યને લાયક બનાવવા માટે ખંતીલા પ્રયત્ન કરવા જોઇએ--એ વિચાર પણ કીંમતી છે. તરતના જરૂરી સુધારા તરીકે, વડી અને પ્રાંતિક ધારાસભામાં તેમજ સ્થાનિક સ્વરાજ્યની બધી સંસ્થાઓમા પ્રજાકીય તત્ત્વ વધારવું જોઇએ એવો તેમનો અભિપ્રાય છે, પણ પ્રજાના ચુંટેલા સભાસદોનું પ્રમાણ કેટલું હોવું જોઇએ એ તેમણે હજી જણાવ્યું નથી કદાચ હિન્દી આગેવાનો સાથે મસલત કરીને તેઓ કોંગ્રેસ સુધીમાં પોતાનો ચોક્કસ નિશ્ચય જણાવી શકશે.

ગવર્નર અને વાઇસરોયની કારોબારી સભાના સંબંધમાં તેઓ બ્રિટિશ કોંગ્રેસ કમિટિના જેવો સુધારો માંગે છે—અર્થાત્ મોટા અમલદારોને અમુક સંખ્યામાં નીમવાનો પ્રતિબંધ દૂર થાય એમ ઇચ્છે છે. ધારાસભાની માફક કારોબારી સભામાં કેટલા હિન્દીઓ હોવા જોઇએ એ તેમણે જણાવ્યું નથી. પણ આથી પણ વધારે ધ્યાનમા લેવાનું તો એ છે કે જયા સુધી પાર્લામેન્ટના ધોરણ ઉપર આપણા રાજ્યબંધારણ રચાય નહિ ત્યા સુધી ધારાસભા કોઇ પણ રીતે કારોબારી સભાના સભાસદોને પસંદ કરી શકે નહિ એવો તેમનો અભિપ્રાય છે, બીજી પાસ આપણા ૧૯ પ્રતિનિધિઓએ સુધારાનો ખરડો નામદાર વાઇસરોય આગળ રજુ કર્યો છે, તેમા કારોબારી સભાના હિન્દી સભાસદોની ચુંટણીનો સિદ્ધાત દાખલ કરવામા આવ્યો છે, હિન્દી વજીરની સભા પણ રદ ન કરવાની–નહિ પણ સુધારવાની માગણી કરવી એમ તેમણે જણાવ્યું છે. આ બન્ને પ્રશ્ન વિષે પણ આવતી કોંગ્રેસને વિચારપૂર્વક નિર્ણય કરવો પડશે.

લશ્કરી તાલીમ વિષે તેમણે નીચે પ્રમાણે વજનદાર શબ્દો કહ્યા હતા:--

આપણે સ્વરાજ્ય, આર્થિક સ્વતંત્રતા અને બીજી બાબતો વિષે વાતો કરીએ છીએ પણ આપણે લશ્કરના સવાલને જોઇતુ પ્રાધાન્ય આપ્યુ નથી જો આપણે સ્વરક્ષણ કરી શકીએ નહિં તો આપણે સ્વરાજ્ય કેમ ચલાવી શકીએ ? હિન્દી સરકારનું ધ્યાન આ સવાલ તરફ ખેંચવુ જોઇએ શુ લશ્કરમા જઇ શકે એવા માણસો હિન્દમા પુરતી સંખ્યામા નથી ? આપણે આપણુ રક્ષણ કરવાને સમર્થ થવુ જોઇએ હિન્દીઓનોને લશ્કરમા અમલદારીના કમીશન આપવાને આપણે સરકારને આગ્રહ પૂર્વક વિનંતિ કરવી જોઇએ જ્યા સુધી હિન્દી અમલદારો હોય નહિ ત્યા સુધી હિન્દી લશ્કર યોગ્ય માન કદાપિ મેળવી શકશે નહિ આ બે સવાલો વધારેમા વધારે અગત્યના છે મ્હારે મન તો લશ્કરનો સવાલ વધારેમાં વધારે મહત્વનો છે એન્જીનીયર દીવાની ખાતાની નીમણુકના સંબંધમા તો કંઈ સુધારો થયો છે અને ભવિષ્યમા થવાનો સંભવ છે, પણ લશ્કરના સંબંધમાં પણ આપણી કંઇ પણ પ્રગતિ થઈ નથી જ્યારે આપણે સુધારાની વાત કરીએ છીએ ત્યારે આપણે લશ્કરી ખાતામા પણ સરકારે આગળ મોટા પગલા ભરવા જોઇએ

## લખનોની કોંગ્રેસ

...ની સંસ્થા ત્રીશ વર્ષનો એક જમાનો પૂરો કરી નવા

...આપણું ખાસ ધ્યાન એટલા માટે ખેંચે છે કે

કૉંગ્રેસની સાથે આપણું પ્રજાકીય જીવનનો પણ નવો યુગ બેસે છે. પ્રથમ તો સન ૧૯૦૭ પછી કૉંગ્રેસની આ પહેલી જ બેઠક થશે કે જેમા શ્રીયુત ગાંધીના શબ્દોમાં શીત અને ઉષ્ણ પક્ષો હિન્દના દર્દનો પોકાર કરવા માટે અને હિંદની માગણીઓ બ્રિટિશ સરકાર અને બ્રિટિશ પ્રજા આગળ રજુ કરવા માટે એકત્ર થશે. આ વર્ષની ૨૬ મી ડીસેમ્બરનો દિવસ હિન્દના ઇતિહાસમાં મશહુર રહેશે કારણ કે તે પછી આપણા વિખવાદી શત્રુઓ એમ નહિ કહી શકે કે કાયદેસર ચળવળ કરનાર વર્ગોમા પણ પરસ્પર વિરોધ છે અને તેથી સરકારે બન્નેની ઉપેક્ષા કરવી જોઈએ વર્ષો સુધી જુદા પડેલા દેશ બંધુઓ હાથમાં હાથ મેળવી કોંગ્રેસના સંમેલનમા ભેગા મળશે અને એકત્ર ભારત વર્ષનો એવો ગંભીર ધ્વનિ ગજાવશે કે જેનો પડઘો પાસે આવેલા હિન્દના પાટનગરમા તેમજ ૬૦૦૦ માઇલ દૂર આવેલી ઇન્ડીઆ ઑફીસમા પડયા શિવાય રહેશે નહિ.

આથી પણ વધારે હર્ષનુ કારણ એ છે કે, મુસ્લીમ લીગની બેઠક પણ આ માસની આખરે લખનોમાંજ મળવાની છે અને સંયુકત પ્રાંતમાં મ્યુનિસિપાલીટીઓમાં મુસલમાનોની અલગ ચુંટણીના પ્રશ્ન વિષે ઘણી ચળવળ થયેલી હોવા છતાં—લીગ અને કૉંગ્રેસના કાર્યકર્તાઓ ઘણાજ સમભાવથી પોતપોતનું કાર્ય કરે છે. અલબત, આ બે સંસ્થાઓની સાથે સાથે બેઠક એક સ્થળે પહેલીવાર મેળવવાનું માન તો મુંબાઇ શહેરને મળી ચુક્યું છે પણ દુર્ભાગ્યે મુસલમાન કોમના એક પક્ષે આવી એકતા સ્હામે મજબૂત ગયે વર્ષે બંડ ઉઠાવ્યુ હતું અને તેથી લીગની બેઠકના રંગમા ભંગ પડયો હતો પણ લખનોમા તો મુસલમાન આગેવાનો કોંગ્રેસમા જોડાયા છે અને પૈસા વગેરેથી સ્વાગત કમિટિને ભરપૂર મદદ આપે છે અને સર્વે મુસલમાન ભાઇઓ કોંગ્રેસની સાથે બેઠક ભરવામા મગરૂરી માનો છે. ઉપરાંત જો ગયે વર્ષે બંને સંસ્થાઓએ પરસ્પર સહાયથી સુધારાની યોજનાઓ ઘડવા માટે કમિટિઓ નીમી હતી તો આ બેઠકમાં એકજ યોજના બને સંમેલનોમા પસાર થશે અને હિન્દની એકત્ર પ્રજાની આગ્રહભરી માગણી સરકાર આગળ રજુ થશે આ માસને અંતે હિન્દુ અને મુસલમાન કોમો અસંધ તરથી જોડાશે અને બન્ને બીજી સર્વ કોમ સાથે રાષ્ટ્રીય પ્રગતિમા એક આગળ પગલુ ભરશે એ ચોક્કસ છે

આ કૉંગ્રેસને નાના મોટા ઘણા સવાલો વિષે નિશ્ચિત અને વિચારપૂર્ણ મત જાહેર કરવો પડશે. પ્રેસ ઍકટ અને ડીફેન્સ ઑફ ઇન્ડિયા એક્ટના દુરૂપયોગથી પ્રજાના શરીર અને વાણી ઉપર જે દારૂણ અંકુશો મકવામા આવે છે તેની સામે સખ્ત વાંધો ઉઠાવવામાં આવશે તેમજ ભવિષ્યની રાજકીય પુનર્વ્યવસ્થા માટે તૈયારીની યોજનાઓ ઘડવામાં આવશે એમ લાગે છે આ છેલ્લા વિષયના સંબધમાં ત્રણ મુખ્ય પ્રશ્નો ખાસ ચર્ચાને યોગ્ય છે

(૧) સ્વરાજ્યની યોજનાનો પ્રશ્ન અને તેમા ખાસ કરીને,

(ક) જુદી જુદી ધારાસભામા મુસલમાનોની ખાસ ચુંટણીનુ પ્રમાણ.
(ખ) પ્રાંતિક તેમજ વડી સરકારની કારોબારી સભામા હિન્દી સભાસદોનું પ્રમાણ અને તેમની પસંદગી
(ગ) હિન્દી વજીરની સભા રદ કરવી કે સુધારવી?

(૨) આપણા આગેવાનોનું મંડળ વિલાયત ખાતે ચળવળ માટે મોકલવાની યોજના અને

(૩) લશ્કરી કવાયત અને લશ્કરમા પદવીઓ માટે ખાસ હીલચાલનો ક્રમ

આટલા વિચાર કરી ઘણી જ આતુરતાથી આપણે આવતી કૉંગ્રેસના દિવસોની રાહ જોઇશુ.

પંડિત બિશન નારાયણ ધાર

જેમ ગયે વર્ષે મુંબાઇમા કૉંગ્રેસ મળવાના આશરે પોણા બે માસ અગાઉ તે શહેરના વયોવૃદ્ધ આગેવાન અને ત્યાની સ્વાગત કમિટિના પ્રમુખ મરણ પામ્યા

તેમ આ વર્ષે પણ લખનૌના શિરતાજ રૂપ પંડિત બીશન નારાયણ ધાર પંદર વર્ષથી ક્ષય રોગથી પીડાતા કોંગ્રેસની બેઠક માટે થતી ભરપૂર તૈયારીઓ વચ્ચે પરલોકવાસ થયા. એથી આખા દેશમાં અને ખાસ કરીને સંયુકત પ્રાંતમાં અને લખનૌ શહેરમાં શોકનું વાદળ છવાયું છે. આ ઘા વિશેષે કરીને તે શહેરની પ્રજાને એટલા માટે સાલશે કે જે કર્મયોગી દેશભકત--બાબુ ગંગાપ્રસાદ વર્માના ખાસ અભિલાષને લીધે લખનૌમાં કોંગ્રેસ આવે આણીને સમયે ભરવાની છે તેઓ ગયે વર્ષે જ આ સંસારથી પરવર્યા છે. જો મુંબાઇએ કોંગ્રેસના વર્ષમાં બે અણમૂલા હીરા ગુમાવ્યા તો છેલ્લાં બે વર્ષ દરમ્યાન લખનૌને પણ તે જ દુર્ભાગ્ય પ્રાપ્ત થયું છે. પણ હવે તો શોકમાં નિમગ્ન થવાને બદલે અવસાન પામેલા દેશ ભકતોના અણપૂર્યા મનોરથો સિદ્ધ કરવા માટે આપણે ગંભીર આગ્રહથી આપણા મહાધર્મ બજાવવાના છે.

---

## નોટીસ.

જાન્યુઆરી માસથી વિદ્યાર્થીઓ, ગુજરાતી નિશાળના શિક્ષકો તથા લાયબ્રેરી સારૂ આ માસિકનું લવાજમ રૂા ૧-૧૧-૦ ને બદલે રૂા. ૨-૦-૦ કરવામા આવ્યુ છે.

---

"નવજીવન અને સત્ય"નો વધારો. ૯

'૩-૪ પરચુરણ છપાઇ ખર્ચ, રેલ્વે નુર, વગેરે

રા. ૧,૧૬૧-૦-૦ ઈ. સ. ૧૯૧૫-૧૬ નો એકંદર ખર્ચ.

ડિબેંચરોમાં રોકેલાં નાણાં ઉપરાંત કમિટિ પાસે વર્ષારંભે રૂા ૫૦૭-૭-૩ સિલકમાં હતા તેમાં વ્યાજ અને પુસ્તક વેચાણની મળીને રૂા ૬૨૯-૧૫-૩ની આવક ભળતાં કુલ રકમ રૂા ૧૧૩૭-૬-૬ થયા વર્ષ દરમિયાનનો ખર્ચ આ રકમ કરતાં માત્ર રૂા ૨૩-૯-૬ જેટલો વધારે થયો છે, એટલે કે તહાહયાત સભ્યોના લવાજમ પેટે મળેલી રૂા ૨૦૦૦ની રકમ લગભગ આખીજ આવતા વર્ષમાં ખર્ચવાને માટે હાથ ઉપર છે

૫ (૧) મેકડોનેલ કૃત 'સંસ્કૃત વાઙ્મયનો ઇતિહાસ' એના તરજુમાનો ૧લો ભાગ છપાઇ ગયો છે. (૨) રા રા અ ગાલાલ ચુનીલાલ જાની બી. એ., એમને સોંપેલી સામળભટ્ટ સિંહાસન બત્રીશીની સંશોધિત આવૃત્તિનું કામ એઓ નિયમિત ઉદ્યોગથી આગળ વધારતા જાયછે, એટલે એ મોટા પુસ્તકનો ૧લો વિભાગ તૈયાર થઇ આવ્યો છે વળી નવી દરખાસ્તોમાંથી (૩) રા રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી, એડવોકેટ સાહેબ. એઓનું પુસ્તક તયાર છે, અને (૪) રા રા. કલ્યાણરાય નથુભાઇ જોશી, બી એ, અને (૫) રા રા આત્મારામ મોતીરામ દીવાનજી, બી. એ, એઓના પુસ્તકોના પણ પહેલા મુસદા તૈયાર છે. એટલે કમિટિ આ છેલ્લી ત્રણ દરખાસ્તો મંજૂર કરશે તો આવતી સાલ દરમિયાન આ પાંચ પુસ્તકો પ્રકટ કરી શકવા આશા છે ઉપલી કલમમાં અને હિસાબની તારીજમાં જે સિલક વર્ષ આખરે હાથપર હોવાનું જણાવેલું છે તેમાં આવતી સાલ દરમિયાન વ્યાજ અને પુસ્તક વેચાણની આવક ભળશે, એટલે આ પાંચ પુસ્તકો પાછળ જે ખર્ચ થવા સંભવ છે તેને પહોંચી વળવાને માટે આપણી પાસે પુરતી રકમ હશે એમ છે તે માટે ડિબેન્ચરોમાં રોકેલી થાપણને અડકવાની જરૂર પડશે નહીં અને આવતી સાલ દરમિયાન નવા તહાહયાત અને વાર્ષિક સભ્યોના લવાજમથી જે નવી આવક થશે તે નવી દરખાસ્તોમાંના બીજાં પુસ્તકો જેમ જેમ તૈયાર થતાં આવશે તેમ તેમ તેમને માટે કામમાં લઇ શકાશે,

બેશક, આ સાલ દરમિયાન તહાહયાત સભ્યોના લવાજમથી ઉત્પન્ન થયેલી નવી આવક બધીએ આ પ્રમાણે આવતી સાલના ખર્ચ પેટે વાપરી નાખવાનું થાય છે પરંતુ આપણાં સાધન અત્યારે ઘણાં ટુંકાં છે અને તેમ છતાં કમિટિ તરફથી કાંઇ હિસાબમાં ગણી શકાય તથા પ્રજાનું ધ્યાન ખેંચે એવી સાહિત્ય સેવા થવી આવશ્યક છે તેથી કરીને આમ કરવું પડે છે નવા લવાજમથી થતી વાર્ષિક આવક રૂા ૩૦૦૦ થી વધારે થાય તો તેમાંથી અમુક ભાગ આપણા રિઝર્વ ફંડમાં ઉમેરવામાં દરકાર પડે નહિ આ બાબત ઉપર આવતે વર્ષે અનુભવ લઇને વાર્ષિક બેઠકમાં વિચાર કરવો ઠીક પડશે

૦-૧૪-૦ ફ્રુષ્લિકપેન્ કારશને શુક

૧૨-૮ રેલ્વેનુર, પેકિંગ, મજુરી વગેરે

૧-૭-૩ રજની ૫૦૦ નકલ અમદાવાદ મોકલી.

૧-૮ ત્રીજી બેઠકના અહેવાલની નકલો બુદ્ધિપ્રકાશ, અને સાહિત્યને

૨-૧૩ ઇતિહાસની નકલો અમદાવાદ મોકલી.

૬-૧૧-૯ ગુજ. વર્નાક્યુલર સોસાઇટીએ કમિટિને હિસાબે ચુકવ્યા

૧૨-૮-૦ મંત્રીનો ટપાલ ખર્ચ ( રજનીની ૮૦ નકલો પહોંચાડવાનો ટપાલ ખર્ચ ૮-૧૨-૦ બીજા રીપોર્ટની ૮૦ નકલો પહોંચાડવાનો ૨-૮-૦ ચોથી બેઠકના કાર્યક્રમની કાચી યાદી બે કટકે ૨-૫-૦ ઇત્યાદી અને ચાલતી ટપાલ. ) ને લગતો

૭૯૭૬-૬-૬ સિલક.

૬૦૦૦ સામે જણાવેલા ડિબેંચર. હા. ત્રીજોરર

૧,૯૭૬-૬- બેન્ક ઓફ ઇંડિયાના મંત્રીના ખાતામાં.

---

રૂ.૯,૧૩૭-૬-૬

લલ્લુભાઇ સામળદાસ મહેતા,

ત્રીજોરર.

[ પરિશિષ્ટ ૫ ચાલુ ]

અમને સોંપવામાં આવેલું તે ઉપરથી અમે બે યોજનાઓ ઘડેલી એક યોજના કુલ ૭૨૦ પાઠવાળા ૭ ગ્રન્થોની અને બીજી યોજના તેથી નહાનો ત્રણ ગ્રંથોની આમાંની બીજી યોજનામાં ચોથો ગ્રન્થ ઉમેરી ચાર ગ્રંથોની યોજના પણ ઘડેલી આ યોજના અનુસાર રચવાના ગ્રંથોમાં કયા કયા વિષયના પાઠ મુકવા એની રૂપરેખાઓ પણ અમે ઘડેલી પાઠ લખાવવાનો અને ગ્રંથો છપાવી પ્રસિદ્ધ કરવાનો ખર્ચ શો થાય તેનો અડસટો કરતાં આમાંની એકે યોજનાનો અમલ કરવો હાલ અશક્ય જણાય છે ૭ ગ્રન્થની માળાનો ખર્ચ આશરે રૂ. ૨૦૦૦૦ થાય તેમ છે ત્રણ ગ્રંથની માળાનો ખરચ આશરે રૂ. ૧૨૦૦૦ થાય તેમ છે અને તેમાં ચોથો ગ્રંથ ઉમેરતા પ્રમાણસર ખર્ચ વધે ભંડોળ કમિટિ પાસે હાલ જે નાણાનું સાધન છે. તેમાંથી આમાંનો કોઈપણ યોજનાનો ખર્ચ થઇ શકે તેમ નથી

બીજી અને એક રીતે વધારે મોટી મુશ્કેલી એ છે કે આપણે ઇચ્છીએ અને ભંડોળ કમિટિની તથા સાહિત્ય પરિષદને ઘટે એવા ઉંચા ગુણવાળા સ્વતંત્ર પાઠોના ગ્રન્થો રચાવવા કઠિન છે. કારણ આવા વિસ્તારી અને અનેક વિષયો ઉપરના ગ્રંથ ઘણા લેખકોને હાથેજ લખાવવા પડે અને તેથી કરીને ગુણનું ધોરણ એક સરખું ઉંચુ રહી શકે એ વિશે ઘણો શક છે

તેથી અમે સૂચના કરીએ છીએ કે આ યોજના હાલ બંધ રાખવી પરંતુ, આ સંબંધના બધા કાગળો ભંડોળ કમિટિના દફતરમાં કાયમ જાળવી રાખવા કે થોડાં વર્ષ પછી જ્યારે આ બાબત વિષે ફરી વિચાર કરવાની અનુકૂળતા જણાય ત્યારે હાલ એકઠા કરેલા સાધન ઉપયોગમાં આવી શકે

આ નિવેદન રજુ કરતા બહુ વિલમ્બ થયો છે તે માટે ભંડોળ કમિટિની અમે ક્ષમા માગીએ છીએ.

ઉપલી બને યોજનાઓના વિચારમાં અમને રા. રા. નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયાની * કીમતી મદદ મળેલી છે પરંતુ એમણે તા. ૧૮-૬-૧૯૧૬ ને રોજ ભંડોળ કમિટિના મંત્રી ઉપર રાજીનામું મોકલ્યું છે અને તે તારીખથીજ તેઓ કમિટિથી નિવૃત્ત થયા છે એમ તેમનો મત છે. એટલે આખી યોજના મુલતવી રાખવી કે શી રીતે કરવું એ સવાલનો નિર્ણય કરવામાં એમનો અભિપ્રાય મેળવવા કે આ નિવેદન તળે એમની સહી મેળવવા અમે ભાગ્યશાળી થયા નથી

અમદાવાદ. તા. ૧૯ અક્ટોબર ૧૯૧૬

રમણભાઇ મહીપતરામ નીલકંઠ,

બલવંતરાય કલ્યાણરાય ઠાકોર,

---

* તા. ૭-૪-૧૯૧૨ ની બેઠકનો આ વિષેનો ઠરાવ-પરિષદના અહેવાલમાં છાપ્યા પ્રમાણે રા. રા. રમણભાઇ મહીપતરામ નીલકંઠે સૂચવેલી 'ઉતરાભ્યાસ વાંચનમાળા' ને માટે નવી વાંચનમાળાની સાતમી ચોપડીથી આશરે બેવડા કદની ચોપડીઓની માળાને લગતી યોજના અને ખર્ચનો અડસટો તૈયાર કરવા રા. રા. રમણભાઇ મહીપતરામ નીલકંઠ રા. રા. નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયા, રા. રા. બલવંતરાય કલ્યાણરાય ઠાકોર, મંત્રી-એઓની પેટા કમિટિ નીમવામાં આવે છે.

# પરિશિષ્ટ ૬.

## ભંડોળને વિશાળ અને સંગીન બનાવવા માટે તા. ૨૯-૧૨-૧૯૦૫ ની બેઠકમાં કરવામાં આવેલા ઠરાવ ૬, ૭, અને ૮.

૬ સભ્યોના વર્ગ.

ક જે કોઇ ભંડોળમાં એક રકમે રૂ. ૨૫૦૦ પચીસશો, અથવા વધારે ભરવા કૃપા કરશે, તેઓને ગુજરાતી સાહિત્ય પરિષદના આશ્રયદાતા ( patron ) તથા આ કમિટિના જીવન પર્યંતના ઉપપ્રમુખ નીમવામાં આવશે.

ખ જે કોઇ ભંડોળમાં એક રકમે રૂ. ૫૦૦ થી ૨૫૦૦ સુધી ભરવા કૃપા કરશે તેઓને આ કમીટિના જીવન પર્યંતના ઉપ પ્રમુખ નીમવામાં આવશે.

ગ જે કોઇ ભંડોળમાં એક રકમે રૂ. ૧૦૦થી ૫૦૦ સુધી ભરવા કૃપા કરશે તેઓ આ કમિટિના જીવન પર્યંતના સભ્ય ગણાશે.

ઘ જે કોઇ ભંડોળમાં જે વર્ષે રૂ. ૭ ભરશે તેઓ કમિટના તે વર્ષ માટેના સભ્ય ગણાશે.

૭ પુસ્તકોની નકલો વિના મુલ્યે અને અર્ધ મુલ્યે,

ક ઉપલા વર્ગ ક અને ખ ના સભ્યોને ભંડોળ કમિટિ તરફથી પ્રસિદ્ધ થતાં પુસ્તકોમાંથી દરેકની એક એક નકલ વિના મુલ્યે મળી શકશે.

ખ ઉપલા વર્ગ ગ અને ઘ ના સભ્યોને ભંડોળ કમિટિ તરફથી પ્રસિદ્ધ થતાં પુસ્તકોમાંથી રૂ. ૨ સુધીની કીમતના દરેકની એક નકલ વિના મુલ્યે અને તેથી વધારે કીમતનાં દરેકની એક નકલ અર્ધ મુલ્યે મળી શકશે, પણ કોઇ વર્ષમાં એકંદર રૂ. આઠથી વધારે કીમતના પુસ્તકો કમિટિ તરફથી બહાર પડશે તો તેમાંથી દરેક સભ્ય પોતાની પસંદગી કરીને એકંદર રૂ. ૮ ની કીમતના પુસ્તકોજ [રૂ. ૨ સુધીની કીમતનાં વિના મુલ્યે અને વધારે કીમતના અર્ધ મુલ્યે] સભ્ય તરીકે મેળવી શકશે.

૮ નવા ભંડોળનું અલગ ટ્રસ્ટ આ ઠરાવોને અંગે જે નાણું ભરાય તેની મુદ્દલ રકમના સર પ્રભાશંકર દલપતરામ પટ્ટણી કે. સિ. આઇ. ઇ. લલુભાઇ સામળદાસ મહેતા અને રા. બળવંતરાય કલ્યાણરાય ઠાકોરને ટ્રસ્ટીઓ નીમવામાં આવે છે, અને આ ઠરાવોને અનુસરીને એ નાણાંનું ટ્રસ્ટને ઉત્પન્ન કરવામાં આવે છે અને ગુજરાતી સાહિત્ય પરિષદ આ નાણાંની વ્યવસ્થાને માટે નાણું ભરનારાઓ સ્વીકારે એવી ગોઠવણ કરી શકે ત્યાં સુધી આ ટ્રસ્ટને અલગ રાખવાનું ઠરાવવામાં આવે છે.

૫ ભી.

## સ્ત્રીઓને માટે અમૃત સમાન

ડૉ. એન. હૉલનુ

# લલનામૃત

અનીયમીત અટકાવ, પ્રદર, સુવારોગ વીગેરે દરદો માટે રામબાણ દવા છે. સુવાવડ અગર.કસુવાવડ પછી પીવાથી શકતી આવે છે અને બીજા ભયંકર દરદો પાછળથી થતા અટકાવે છે.

ડી. બા ૧ રૂ. ૨-૦-૦ } પોસ્ટેજ
ડી. બા. ૩ રૂ. ૫-૪-૦ } જુદું.

નાના છોકરાઓ માટે ડૉ. એન. હૉલનું

# બાલસુધા

વાપરવાથી ગમે તેવા નબળા બાળકને રૂષ્ટ પુષ્ટ બનાવે છે.
એક વખત વાપરવાથી ખાત્રી થશે.

ડી. બા ૧ રૂ ૦-૧૨-૦ } પોસ્ટેજ
ડી. બા. ૩ રૂ ૨-૦-૦ } જુદું.

ગુજરાત તથા કાઠીઆવાડના એજન્ટ—ત્રીવેદી બ્રધર્સ અમદાવાદ.
મુબાઇના એજન્ટસ—મેસર્સ શાન્તી બ્રધર્સ—કાલબાદેવી નં. ૨
ધી ચીમનલાલની કંપની—પ્રીનસેસ સ્ટ્રીટ.

વધુ વીગત માટે લખો અથવા મળો—

ડૉ. એન. હૉલની કંપની—અમદાવાદ.

અમારી દવાઓ આખા હીંદુસ્થાનમા તમામ દવા વેચનાર વેપારીને ત્યાંથી મળે છે.